૭૮૬

તમામ દુન્યા માટેના

# મહાન પેગમ્બર (સ) ના

## મુબારક ફરમાનો.

( આ કીતાબમાંના પેહલા ભાગમાં દુન્યાની તમામ કોમોને એક પેગામ દાખલ કર્યો છે. )

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.


અબદુલ્લાહ અલાદીનભાઇ આહમદી.

અલાદીન બીલ્ડીંગસ આક્ષફર્ડસ્ટ્રીટ.

સીકંદરાબાદ ( દખન. )


—:o:—


અમદાવાદ—કાળુપુર ટંકશાળ પાસે, ધી 'યુનિયન પ્રિન્ટીંગ પ્રેશ' કંપની લી૦ શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું.

આવૃત્તી ૪ થી પ્રત ૧૦૦૦

હીજરી ૧૩૪૦ ઈ. સ. ૧૯૨૨

કીં. રૂ. ૨—૦—૦


" જે આખી રકમ તરક્કીએ ઇસલામમાં જશે "



# AHMADIA MOVEMENT.

**Founded by AHMAD of QADIAN, the Promised World Messenger of the Latter days whom God raised for the guidance of Humanity in the present Age of Materialism.**

---

PRESENT LEADER.—His Holiness HAZRAT MIRZA MAHMUD AHMAD Caliph, II *Qadian* (*Punjab, India*)

---

BRANCHES—All over India, Burma, Ceylon, China, Mauritius, Mesopotamia, Persia, Arabia, Egypt, England, United States of America, East & West Africa, Australia,

**Missionaries,** ENGLAND.-Professor MUBARAK Ali, B. A. B T.
The Mosque, 63, Melrose Road.
*Southfield London, S. W. 18.*

AMERICA.—Doctor MUFTI MAHOMAD SADIQ,
B. Phil, A. S. P., F. P. C. London. F. C. Chrom. M. R. A. S.,
Editor Moslem Sun Rise,
*Al Masjid, 4448 Wabash Ave Chicago. Ill U. S, A.*

AFRICA.—Professor A. R. NAYYAR, Phil B.,
F. P. C. (Lond.) M. S. P.,
*62, Bamghose Street, Lagos Nigeria, West Africa.*

AUSTRALIA.—Mr. HASSAN MUSA KHAN,

MAURITIUS—HAFIZ GHULAM MOHAMMAD, B. A.,
& HAFIZ OBAIDULLAH.

CEYLON.—Mr. F. K. Lye.
*30, Shorts Road Slave Island Colombo.*

CHINA.—Mr. GHULAM MUJTABA.

MESOPOTAMIA—SYED FATEH ALI SHAH.

SINGAPUR—HAKIM RAHMAT ALI.

JEDDAH.—HAJI A U BAKR YOOSUFF.

EGYPT.—SHAIK MAHMUD AHMAD,
*19 Khairat, Road, Cairo (Egypt)*

---

# દીબાચો.

## બિસમિલ્લા હિર રહમાનિર રહીમ નહમદહુ નુસલ્લી અલા રસુલ હિલ કરીમ.

---

ખુદાતઆલાએ ઇનસાનને પોતાની સરવે પેદાયશોમાં ઉત્તમ બનાવ્યો છે. અને આસમાની તથા ઝમીની પેદાયશોને તેની ખીદમત માટે રોકી છે. જેમાં ઘણીક પેદાયશોને ઇનસાનના સુખ સગવડ અને ખોરાક માટે પોતાના જાનો વટીક કુરબાન કરવા માટે સરજ્યાં છે. એવા તે રહેમાનો રહીમના ઇનસાન ઉપરે અહેસાનો છે. ત્યારે ઇનસાનને શા માટે પેદા કરવામાં આવ્યો છે? ઈનસાનને પોતાના ખાલીકની તાબેદારીમાં પોતાનો જાન અરપણ કરવા માટે પેદા કરવામાં આવ્યો છે. અને એ ફરઝ ઇનસાન કેવી રીતે બજાવી શકે તે માટે ખુદાતઆલાએ જ્યારથી આ દુન્યા પેદા કરી છે ત્યારથી દુન્યાની દરેક કોમમાં પોતાના પેગમ્બરો ઝાહેર કરયા છે જેઓ મારફતે ઈનસાન તેની કેવી રીતે તાબેદારી બજાવી શકે તેને લગતા કાયદા કાનુન શીખવ્યા છે જેનું નામ મઝહબ છે. પણ દુન્યાનો મોટો ભાગ ખુદાતઆલાના અહેસાનોની નાશુકરી કરે છે અને દુન્યાની મોજમજાહમાં તથા સંસારી કામોમાં ચકચુર બની ખુદા તરફની ફરઝ બજાવવામાં નીસફલ નીવડે છે. કેમકે દુન્યાના મોટા ભાગને મઝહબના નામનોજ કંટાલો છે. તેમાં આ કહેવાતી સુધરેલી કેલવણીના લીધે મઝહબને આગલા ઝમાનાના જુના કીસ્સા ઠડાવી તે મુજબ અમલ કરવા યા તે ઉપર કશો વીચાર વટીક કરવો પોતાના કીમતી વખતને બરબાદ કરવા સરખું સમજે છે. અફસોસ ઇનસાન એવી રીતે પોતાને બેદરકાર બનાવી બેઠો છે પણ શું તે એમ સમજે છે કે તેને એ માટે કશું ખમવું ન પડશે? અલબત તેને ખમવું પડશે અને તે બી સખત

ખમવું પડશે. કેમકે ઇન્સાનને તેની વફાત થતાંજ એક નવી કીસમની ઝીંદગીમાં દાખલ થવું પડે છે અને દુન્યામાં તેણે ખુદાતઆલા તરફની ફરઝ કેવી રીતે બજાવી તે મુજબનો ત્યાં તે બદલો મેળવશે. જો કે ઘણા ખરા લોકો એ સુધરેલી કેલવણીના પ્રતાપે વફાત પછીની આખેરતની ઝીંદગીનો બી ઇનકાર કરે છે પણ દરેક કોમના મઝહબમાં એ વીશે એક સરખી તઅલીમ છે. કેમકે દરેક મઝહબ ખુદાતઆલાએ પોતાના પેગમ્બરો મારફતે સ્થાપ્યો છે તે મુજબ દરેક પેગમ્બરે પોતાના ઝમાનાની કોમને એ બાબે તેઓ ઉપરની જવાબદારીની ચેતવણી બી આગલથી સમજાવી દીધી છે. અગર પોતાના અમલો મુજબનો ભવીશ્યમાં કશો બદલો મળનાર નથી એવી તઅલીમ જુદી જુદી કોમોના પેગમ્બરોએ આપી હતે તો કોઈ બી શખસ કોઈ સાથે કાંઈ બી ભલાઈ કરવાની દરકાર કરતે નહી યા કોઇથી બદી કરવાને અટકતે નહી. પણ દરેક પેગમ્બરે એ તઅલીમ આપી હતી કે સારા અમલો કરનારને બહેસ્તી જીંદગી મળશે ને બુરા અમલો કરનારને દોઝખી ઝીંદગી મળશે. આખેરતની ઝીંદગીનો ઇનકાર કરનારાઓએ સ્વપનાની હકીકત ઉપર ધ્યાન આપવું જોઇએ કે જ્યારે તેઓ બીછાના ઉપર પડેલા હોવા છતાં જુદી જુદી તરેહના દેખાવો જોય છે ખુશનુમા દેખાવ જોવાથી ખુશી ઉપજે છે અને ખડખડ હશાઇ બી જવાય છે અને ભયાનક દેખાવ જોવાથી હેબતાઇ જવાય છે અને રડાઇને આંસુ બી નીકળી પડે છે. પણ સ્વપનો જાજી વાર ટકી રહેતો નથી તેથી તેની અસર તુરત ભુલી જવાય છે પણ આખેરતની ઝીંદગી સદા કાયમ રહેશે તેથી તેની અસર યાને સુખ અને દુખ બી સદા કાયમ રહેશે જે દરેક ઇનસાન આ દુન્યામાં પોતાના કરેલા અમલો યાદ કરીને સદા ભોગવતો રહેશે. ખુદાતઆલાએ આપણને આ દુન્યામાં એકવાર આવી ઝીંદગી આપી તો શું બીજીવાર બેલી બીનોઈ જહાંનમાં આખેરતની ઝીંદગી આપવા અશક્તીવાન છે? હરગીઝ નહી. માટે દરેક ઇનસાનની ફરઝ છે કે

આ દુન્યામાં ખુદા પસંદ અમલો કરી આખેરતની ઝીંદગી સારૂ સરસ તોશા તૈયાર કરે.

હવે ખુદા પસંદ અમલો કયા છે તે તપાસ કરવાની દરેક ઇનસાનની આ દુન્યામાં મુખ્ય ફરજ છે જે ખુદાનો ખરો મઝહબ હાંસલ કરી તે મુજબ અમલ કરવાથી બજાવી શકાય છે.

એમ તો દુન્યાના બધાજ મઝહબો શરૂઆતમાં ખરા હતા પણ પાછળથી દરેક કોમ પોતાના પેગમ્બરની ખરી તઅલીમ ભુલી જઇ તેની મારફતે સ્થાપાયલા ખુદાના ખરા મઝહબમાં પોતાના મનો વીકાર મુજબના ખોટા સુધારા દાખલ કરી પોતાના એક મઝહબના અનેક ફીરકા બનાવી બેઠી. આ ઉપરથી ખુદાતઆલાએ ૧૩૦૦ વરસ ઉપર આખી દુન્યાના પોતાના સરવે બંદાઓમાં એક સરખો ભાઇ· ચારાનો સંબંધ સ્થાપવા ઇસલામ મઝહબ મુકરર કરયો અને ફરમા વ્યું કે "જે કોઇ ઈસલામ સીવાય બીજા મઝહબ પ્રમાણે ચાલશે તો તેની પાસેથી તે કબુલવામાં આવશે નહી અને તે આખેરતમાં નુકસાન ખમનારાઓમાંનો થશે (કુરાન પ્રકરણ ૩ આયત ૭૪)

અને એ મુજબ જેમ જેમ દુન્યાના લોકોને ઈસલામમાં દાખલ થવાની ગંભીર ફરજની ખબર પડતી ગઇ તેમ તેમ ઇસ- લામ મઝહબમાં જુદી જુદી કોમોના લોકો ભેગા થવા લાગ્યા અને તેથી એની સંખ્યા લગભગ ૪૦ કરોડ સુધી વધી ગઇ છે અને દીનપર દીન વધારો થતોજ જાય છે. અગર ખુદાતઆલા ચાહે તો આખી દુન્યાના સરવે ઇનસાનોને એક પળમાં ઇસલામ કબુલવાની હીદાયત આપી શકે છે પણ તેણે કોઇ પર બી દબાણ નાખીને એ મઝહબમાં દાખલ થવાની ફરજ મુકી નથી કેમકે એને તો ઈનસાનની અઝમાઈશ લેવાની છે કે કોણ તેના ફરમા- નને તાબે થાય છે અને કોણ ઈનકાર કરે છે તે મુજબ તેઓને આખેરતમાં બદલો આપનાર છે.

પણ જેવી રીતે આગલી કોમો પોતાના મઝહબમાં બગા- ડો કરી જુદા જુદા ફીરકામાં વેહેંચાઈ ગઇ તેવીજ રીતે ઈસલા- મીઓ બી અસલ ઇસલામ મઝહબ બગાડી નાખી જુદા જુદા

ફીરકામાં વેંહચાઈ ગયા. પણ ખુદાતઆલાને આખી દુન્યા સારૂ એકજ મઝહબ અને એકજ ફીરકો કાયમ રાખવું મંઝુર હતું તેથી ઇસલામના મહાન પેગમ્બર (સ)મારફતે ઝાહેર કરાવ્યું કે ઇસલામમાં ૭૩ ફીરકા થઇ જશે અને તેમાંના એક ફીરકા સીવાય બધા દોઝખી ઠરશે. કેમકે જ્યારે ખુદાતઆલાએ આગલી કોમોને પોતાના એક ખરા મઝહબના જુદા જુદા ફીરકા બનાવી બેસવાથી તે સરવે ફીરકા રદ બાતલ કરી સરવે માટે એક સામાન્ય ઇસલામ મઝહબ મુકરર કરયો ત્યારે ખુદ ઇસલામીઓ તે એક ખરા મઝહબના સંખ્યાબંધ ફીરકા બનાવી બેસે તે ખુદાતઆલા કેમ કબુલે તેથીજ તેણે ઝાહેર કરી આપ્યું જે ઇસલામ મઝહબમાં એક સીવાય બાકી સરવે ફીરકા દોઝખી છે. હવે જે જે ઇસલામીઓ જુદા જુદા ફીરકામાં વેહચાઇ ગયા હોય અને તે દરેકફીરકાના કહેવાતા ધરમગુરૂઓ તથા આલીમો પોતાનોજ ફીરકો ખરો છે એમ પોતાના ફીરકાના લોકોના મગઝપર ઠસાવી તેઓને હક ફીરકાની શોધમાં જવા ન દે તેવા ધરમગુરૂઓ તથા આલીમોની કોશેશો તોડવા ખુદાતઆલાએ ઇસલામના મહાન પેગમ્બર (સ) મારફતે ઝાહેર કરાવ્યું જે "બેશક ખુદાતઆલા દર સદીની શરૂઆતમાં આ ઉમતના માટે એક એવા શખસને ઉભો કરશે જે દીનને તાઝો કરશે" એ મુજબ દર ઇસલામી સદીની શરૂઆતમાં ઇસલામી આલમમાં એવા શખસો ઝાહેર થતા ગયા અને ખરો ઇસલામી ફીરકો સ્થાપતા ગયા. જો કે જ્યારે બી એવો ખુદાનો પ્રતીનીધી દર સદીની શરૂઆતમાં ઝાહેર થતો ત્યારે ઇસલામના દરેક ફીરકાના કહેવાતા ધરમગુરૂઓ તથા આલીમો તેને તોડી પાડવાની દરેકે દરેક કોશેશ કરતા કેમકે નહી તો તેઓના ફીરકામાંથી લોકો ઘટી જાય જેથી તેઓને વંશપરંપરા નુકસાન થાય પણ ખુદાતઆલાને તો પોતાના બંદાઓને દોઝખી ફીરકામાંથી છોડવી એક ખરો ફીરકો સ્થાપવો મંઝુર હોય છે તેથી પોતાના પ્રતીનીધીની સચાઇ સુરજની રોશની મુજબ આખી દુન્યામાં આશકાર કરી આપે છે જેથી લાખો ઇન્સાનો જેઓને આખેરતનો ડર હોય છે તે પોતાના કહેવાતા ધરમગુરૂઓ યા આલીમોની યા

દુન્યાની કોઇ બી વાતની દરકાર કરયા વીના ખુદાના પ્રતીનીધી-ને તાબે થાય છે જેની સંપુરણ વીગત આ કીતાબમાં દરશાવવા-માં આવી છે.

આ ઝમાનામાં દરેક કોમ પુકાર કરી રહી છે કે દીનદારી ગટી ગઈ છે અને બદકારી વધી ગઇ છે તેથી દરેક કોમ પો-તાની મઝહબી માન્યતા મુજબ એક રાહબર માટે ફરયાદ કરી રહી છે. રાહબર તો ઝરૂરજ જોઇએ (કારણ કે દુન્યાના કોઈબી મામલામાં ઉપરી વગર તો ચાલેજ નહી) પણ તે રાહબર રૂહાની જોઇએ ન કે મી. ગાંધી યા મી. મહમદઅલી યા મી. શોકતઅલી જેવા દુન્યાદાર યા રાજદ્વારી રાહબર. એવા રાહબરોથી ન બદકારી ગટે ન દીનદારી વધે. કારણ કે એવા રાહબરોને માનવાથી એ ઉમેદ નથી ઉતપન થતી કે આખેરતમાં તેઓને સારો બદલો મળશે, ન એ ખોફ ઉતપન થાય છે કે એઓના ઇનકારથી આખેરતમાં દુખદાયક અઝાબનો ભોગ થવું પડશે. જે રાહબરના માનવાથી યા ઈનકારથી આખેરતમાં સારો યા નરસો બદલો મળવાની ખાત્રી હોય તેવાજ રાહબરના ઝાહેરાતથી બદકારી ગટે અને દીનદારી વધે. એવો રૂહાની રાહબર ખુદાતઆલાના ખાસ હુકમથીજ ઝાહેર થાય છે અને તે ખુદાનો પ્રતીનીધી કહેવાય છે. મી. ગાંધી યા મી. મહમદઅલી એવા રૂહાની રાહબર હોવાનો દાવો કરયોજ નથી તેથી એવાઓને માનવાની કશી ફરઝ બી નથી.

ઈસલામની સ્થાપના આગમજ એવા રૂહાની રાહબર અ-થવા ખુદાના પ્રતીનીધી દરેક કોમમાં ઝાહેર થતા હતા પણ ઈ-સલામની સ્થાપના પછી ઈસલામ સીવાય બીજા કોઈ બી મઝહ-બમાં એવા પ્રતીનીધી ઝાહેર થયાજ નથી કારણ કે જ્યારે ખુ-દાતઆલાએ દુન્યાની તમામ કોમો માટે ઈસલામને એક છેલ્લા અને સામાન્ય મઝહબ તરીકે ઠેડવી આપ્યો તો તે પછી જુદા જુદા મઝહબોમાં પોતાનો પ્રતીનીધી ઝાહેર કરવાની કશી ઝરૂરત બાકી રહીજ નહી. જેની સતાવાર હકીકત આ કીતાબમાં દરશા-

વવામાં આવી છે. જો કે હરેક કોમમાં ધરમગુરૂઓ છે. તે બી એક નહી પણ અનેક છે પણ તે ખુદાના પ્રતાનીધી ન કહેવાય. ખુદાનો પ્રતીનીધી તો ખુદાના હુકમથીજ ઝાહેર થાય અને તે બાપુકાર પોતાની નેમણુક વીસે દુન્યામાં આશકાર કરે અને તેની તઅલીમમાં એવી રૂહાની અને ચમતકારીક અસર સમાયલી હોય છે કે જેની પેરવીથી ગમે એવો બદકાર શખસ બી અખલાકવાળો બની જાય અને તે પછી બાખુદા ઇનસાન બની જાય. અને તેનો સંબંધ ખુદા સાથે એવો જોડાઈ જાય છે કે જેથી તે આ દુન્યામાંજ ખુદાને જોઇ શકે છે યા તેનો સાથે વાતચીત કરી શકે છે.

અગર દુન્યાના કોઇ બી મઝહબમાં યા કોઇ બી કોમમાં એવી ખુબીવંતી તઅલીમ ધરાવનારો દાવેદાર ખુદાના પ્રતીનીધી તરીકે ઝાહેર થયો હોય તો તે પોતાની સત્યતા ખાતર તથા પોતાના મઝહબની શોભા ખાતર એને લગતી સાબેતીઓ સાથે પબલીકમાં ઝાહેર થાય તો આ ખાકસાર આજીઝ તેને રૂ ૧૦૦૦૦) નો ઇનામ આપવા બંધાય છે.

એકજ ઇસલામી બુઝ ગ જેઓ એવી ખુબીવંતી તઅલીમ સાથે ખુદાના પ્રતીનીધી તરીકે આજ ૪૦ વરસ થયા દુન્યામાં જગઝાહેર થયા છે તે પંજાબ તરફ આવેલા કાદયાન નામના ગામના હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ છે. જેઓના દાવા તથા તઅલીમને લગતી સંપુરણ વીગત આ કીતાબમાં દરશાવવામાં આવી છે.

આ પેગામથી વાકેફ થયા પછી હરેક શખસ પછી તે ઇસલામી હોય યા ગેર ઇસલામી એ સત્યતાની ખાત્રી કરવા એઓને માની એઓની તઅલીમ મુજબ અમલ કરશે તો થોડાજ દહાડામાં ઉપલી ખુબીઓનો ચમતકાર તે ખુદ પોતામાંજ જોઇ શકશે અને તે પછી તે બીજાઓને બી એ સત્યતા ઝાહેર કરવા આતુર થશે અને એ રીતે તે બીજાઓ માટે બી એક નેઅમત અને રહેમત સમાન થઈ પડશે.

હવે ઘણોજ ભાગ્યશાળી છે તે શખસ જે આ અતી અ-
ગત્યની બાબત વીસે પોતાથી બનતી હરેક પ્રમાણીક અને અપ-
ક્ષપાત કોશેશ કરી પોતાની પુરેપુરી ખાત્રી કરી લે અને તે પછી
ખુદા ખાતર પોતાના નફ્સ સાથે જંગ કરી એ મહાન સત્યતા
કબુલ કરે અને ઘણોજ અભાગ્યો છે તે શખસ જે આ અતી
અગત્યની બાબતને પોતાની અજ્ઞાતા યા બેપરવાઈ યા તકોબ-
રીના લીધે હશી કાહડી પોતાના નફ્સ ખાતર ખુદા સાથે જંગ
કરી એ મહાન સત્યતાનો ઇનકાર કરે.

છેલ્લે તે રબ્બીલ આલમીનની હુઝુરમાં મુજ ખાકસાર
આજીઝની એ નમનતાઇ ભરી દુઆ છે કે ઓ રહેમાનો રહીમ
પરવરદીગાર તું આ કીતાબના તમામ વાંચનારાઓ જેઓ સ-
ત્યના તલબગાર હોય તેઓ ઉપર તારા ફઝલો કરમ ભરેલી રહે-
મત વરસાવ અને આ ઝમાનામાં તારા તરફથી ઝાહેર થયલા
મહાન પ્રતીનીધીના દાવા તથા તઅલીમની સત્યતા તેઓ બહુજ
આસાનીથી સમજી શકે અને કોઇના બી ખોફ વીના હીમતથી
કબુલી શકે એવી નેક તોફીક તેઓને ઈનાયત ફરમાવ અને મુજ
ગુનેહગારના તમામ ગુનાહો બક્ષી આ ભાગી તુટી કોશેશને
કબુલ ફરમાવ.

રબ્બના તકબ્બલ મિન્ના ઈન્નકા અનત તસ સમીઉલ
અલીમ. આમીન. સુમ્મ આમીન. યા રબ્બીલ આલમીન.

સીકંદરાબાદ. | ખાકસાર
તા. ૨૦ મી જુન ૧૯૨૨ | અબદુલ્લાહ અલાદીનભાઈ આહમદી

# સાંકલ્યું.



ઓના મઝહબો મઝ્મ્મું હતા–દરેક ગેરઈસલામી કોમ શીરકમાં ગીરફતાર છે–તેઓની પાસે ખુદાઇ કલામોવાલી કીતાબ અસલી સંપુરણમાં હાલતમાં નથી–જ્યાં સુધી તેઓ સત્ય ઇસલામ કબુલે નહી ત્યાં સુધી તેઓની નજાત નથી.

## ઇસલામીઓ પર અઝમાઈશ પાને ૨૪-૪૧

ઈસલામીઓ મોટે ભાગે કોરાને શરીફને મુશકીલ કીતાબ સમજી અરથ કાઢવું ગુનાહ સમજે છે–ખુદા ફરમાવે છે તે સમજવા માટે આસાન છે–તેઓના દીલો ઉપર તાલાં છે–કોરાનનુ સમજવું છોડી દીધાથી ઇસલામમાં ૭૩ ફીરકા થઈ ગયા–બધા એક બીજાને ગુમરાહ સમજે છે–તેઓને ફરી ખરા રસ્તાપર લાવવાનો ખુદાનો વાયદો–દર ઈસલામી સદીની શરૂઆતમાં ઇમામે ઝમાનનુ ઝાહેર થવું–તેની મારફતે આશકાર થતો સત્ય ઇસલામ કબુલવા વગર નજાત નહી.

## દરેક ઈસલામી પર પોતાના ઝમાનાના ઇમામને ઓળખવાની અતી ગંભીર ફરજ. પાને ૪૨-૭૩

સુન્નીઓની હદીસો મુજબ–શીઆઓની હદીઓ મુજબ–આલ તથા એહલેબેતનો અર્થ–ઇમામતનો સીલસીલો કયામત સુધી જારી રહેશે–આ ઝમાનાનો ઇમામ–તેના સીલસીલામાં દાખલ થવાની બઇઅતની શરતો–તેની તઅલીમ–નામની બઈઅત કબુલ નથી.

## મસીહ અને મેહેદી પાને ૭૪-૮૫.

ખુદાનો પ્રતીનીધી ત્યારે ઝાહેર થાય છે જ્યારે લોકો ગુમરાહ થયલા હોય છે–પ્રતીનીધીની ઝરૂરત બી ત્યારેજ હોય છે–આગલા મસીહ ઈસા (અ) ઝાહેર થયા ત્યારે યાહુદીઓની હાલત તથા તેઓની વતર્ણુક–ઈસલામીઓની આબાદ તેવીજ હાલત તથા વર્તણુક–ઈસા (અ) વીસે ખોટો અકીદો કે તેઓ આસમાન પર ગયા અને આસમાનથી ઉતરસે–કોરાને શરીફમાં

આ હદીસોમાં આસમાન શબ્દ છેજ નહી–બલકે સાફ ફરમાવ્યું છે કે તે ઇસલામીઓમાંથીજ ઝાહેર થશે.

ઇસા (અ) ની વફાતની સાબેતીઓ. પાને ૮૯–૧૦૪

કોરાને શરીફ તથા સહી હદીસો મુજબ–હઝરત રસુલુલ્લાહ (સ) ની શાક્ષી–એઓને ઇસા (અ) તથા બીજા તમામ પેગમ્બરો ની રૂહોએ સલામ કરી.

ઇસા ઇબને મરયમ નામના બે જુદા શખસો હોવાની સાબેતીઓ. પાને ૧૦૫–૧૫૮

મુસાઈ સીલસીલાના મસીહ ઇસા ઇબને મરયમ તથા મહમદી સીલસીલાના મસીહ ઇસા ઇબને મરયમ–તે બેઉની સરખામણી તે બેઉના જુદા જુદા આકારો–જેહાદની હકીકત–બ્રીટીશ ગવરમેંટ મઝહબનુ છુટાપણુ આપનારી બહુ ભલી અને આદીલ સરકાર છે–દજ્જાલની હકીકત–ઈસલામીઓની માન્યતા મુજબ મસીહ તથા મેહેદીનો ઇનકાર કરનાર કાફ્ર તથા ઈસલામથી ખારીજ.

આ ઝમાનામાં ખુદાતઆલા તરફના એક મહાન પ્રતીનીધીના ઝાહેર થવા વીસેની જુદા જુદા મઝહબોની માન્યતા. પાને ૧૫૯–૨૩૮

હીંદુ માન્યતા–બુધીસ્ટ માન્યતા–જરથોસ્તી માન્યતા–યાહુદી માન્યતા–ઇસાઇ માન્યતા–ઇસલામી માન્યતા–હઝરત કીશન, હઝરત જરથોસ્ત, હઝરત બુધા (અ) ખુદાના ખરા પેગમ્બરો હતા–દરેક કોમ માને છે કે આ ઝમાનામાં તેઓના વફાત પામેલા પેગમ્બર પાછા ઝાહેર થશે–તે દુન્યાની તમામ કોમોનો એક સામાન્ય જગતગુરૂ હશે–જે વફાત પામે તે બીજીવાર દુન્યામાં ન આવી શકે–બીજો જ શખસ તેના જેવી સીફતો તથા ખુબીઓ સાથે ઝાહેર થાય–ઇસલામના મહાન પેગમ્બર (સ) માં દુન્યાની તમામ કોમોના પેગમ્બરોની સીફત તથા ખુબીઓનો સમાવેશ–એઓના જેવો

મસીહ ઝાહેર થયે તો આગલી સરવે કોમોના પેગમ્બર ઝાહેર થયા—આ ઝમાનામાં ઝાહેર થયલા પ્રતીનીધીની તેવીજ શાન—હ-ઝરત મહમદ (સ) બેશક ખાતમુન નબીઇન છે—આ ઝમાનાના પ્રતીનીધીની નબુવત તે ખુદ હઝરત રસુલુલ્લાહ (સ) નીજ ન-બુવત છે—જ્યારે ખુદાના પ્રતીનીધીનો ઈનકાર થાય ત્યારે ખુદા આફતો વરસાવે છે—ખોટો પેગમ્બર કતલ થઈ જાય—બાઇબલનો પુરાવો—લાહોર ખાતે ભરાયલી કાન્ફરેંસમાં તમામ ગેર ઇસલામી મઝહબો ઉપર ઈસલામની હુજત પુરી થઇ—ઈસલામી આલીમો ઉપર હુજત—ખુદા તરફ દોરવનારા પ્રતીનીધીને કબુલવામાં કશો જોખમ નથી—આ ઝમાનાના પ્રતીનીધીના ફરમાનો—એઓની વ-ફાત—મોલવી સનાઉલ્લાહનો હકીકત—લાહોરીઓની હકીકત ઇસ-લામીઓનો ખરો ખલીફો કોણ ?

## છેલ્લા થોડાક શબ્દો. પાને ૨૩૯—૨૫૮

હરેક ગેરઈસલામી કોમ શીરકમાં ગીરફતાર—ઇસલામીઓ મોટે ભાગે શીરકમાં ગીરફતાર—આ ઝમાનામાં ખુદાનો ગઝબ ભ-ડકવાના કારણો—એ પવીત્ર પેગમ્બરો વીસે ઇફરાત તફરીત—ઈસ-લામીઓ પર ફરઝ—ખરો ઈસલામ એખત્યાર કરવો—તન મન અને ધનના ભોગે તેને પોતાથી બને તેવી રીતે ફેલાવવો—રૂ. ૧૦૦૦૦) ના ઈનામ સાથેની ચેલેંજ—ઇનકાર કરનારાઓનો આખેરતમાં થનારો ફેજ.

## આહમદી જમાઅતમાં દાખલ થનારાઓ શારૂ બઈઅતનો ફારમ પાને ૨૫૯—૨૬૨

## આ કીતાબમાં આવેલી મુખ્ય બાબતો વીસેની કોરાને શરીફની આયતો તેના અરબી શબ્દો તથા અર્થો સાથે. પાને ૨૬૩—૨૯૦

ઈનસાનને શા માટે પેદા કરવામાં આવ્યો છે—ઇસલામ

બિસમિલ્લાહિર રહમાનિર રહીમ

નહમદહુ નુસલ્લી અલા રસુલહિલ કરીમ

ખુદાના ફઝલ તથા રહેમ સાથે.

તેજ અમારો મદદગાર છે.

# દુન્યાની તમામ કોમોને એક પેગામ.

---

## ઇનસાન શા માટે પેદા કરવામાં આવ્યો છે !

---

સરવે તારીફ તે રબબિલ આલમીન માટે છે કે જે આસમાન ઝમીન તથા તેની દરમ્યાન જે કાંઈ છે તે સરવેનો ઉત્પન્ન કરનારો છે. ખુદાતઆલાએ પોતાની સરવે પેદાયશોમાં ઇનસાનને સરવેથી ઉત્તમ બનાવ્યો છે. આસમાન ઝમીન દરમ્યાનની સરવે પેદાયશો પછી તે જાનદાર હોય યા બેજાન તે રહેમાનો રહીમ પરવરદીગારે ઈનસાનના સુખ અને સગવડ માટે પેદા કરી છે. સુર્ય, ચંદ્ર તથા તારાઓ બી દુન્યામાં રોશની ફેલાવી ઇનસાનની ખીદમત કરે છે. એટલુંજ નહી પણ ફીરેશતાઓ બી ઈનસાનને લગતા અનેક કાર્યો બજાવવામાં રોકાયલા છે. તેથીજ ખુદાએ તઆલાની સરવે મખલુકમાંથી ઈનસાન અશરફુલ મખલુકાત કહેવાય છે. ત્યારે ખુદ ઇનસાનને શા માટે પેદા કરવામાં આવ્યો છે ? આસમાન ઝમીન માંહેલી સરવે પેદાયશો જ્યારે ઈનસાનની ખીદમત બજાવે તો ખુદ ઇનસાન કોણુની ખીદમત બજાવે ? તેનો જવાબ ખુદાએતઆલાએ પોતાના પાક કલામોની કીતાબ કોરાને શરીફમાં ફરમાવે છે "મેં નથી પેદા કર્યા જીન્નાત તથા

ઈનસાનોને પણ એટલા માટે કે તેઓ મારી ઇબાદત (તાબેદારી) બજાવે (કુરાન પ્રકરણ ૫૧ આયત ૫૬)

વલી તે ફરમાવે છે "(ખુદા તે છે કે) જેણે મોત અને ઝીંદગી પેદા કરી છે એટલા માટે કે તમને આઝમાવે કે તમારામાં કોણ સરસ કામો કરનાર છે. (કુરાન પ્રકરણ ૬૭ આયત ૨) વલી તે ફરમાવે છે "જુઓ અમોએ કેવી રીતે ઇનસાનોમાં કેટલાકને કેટલાકના ઉપર શ્રેષ્ટતા આપી છે અને ખચીત આખેરતની ઝીંદગી દરજ્જામાં વધારે મોટી તેમજ શ્રેષ્ટતામાં વધારે મોટી છે. (કુરાન પ્રકરણ ૧૭ આયત ૨૨)

ઉપલી આયતોથી ખુલ્લુ સમજાઈ શકાય છે કે ખુદાતઆલાએ ઇનસાનને પોતાની તાબેદારી માટે પેદા કર્યો છે દરેક ઈનસાનને જુદી જુદી હાલતમાં મુકી તેઓ તેની તાબેદારી કેવી રીતે બજાવે છે તેની અઝમાયશ લે છે અને વફાત બાદ તેઓની ફરમાબરદારી અને નાફરમાનીનો સારો નરસો બદલો આપવાનો વાયદો કર્યો છે. આ ઉપરથી આસાનીથી સમજી શકાશે કે ખુદાતઆલાએ ઈનસાનને પોતાની સરવે પેદાયશોમાંથી ઉત્તમ દરજ્જો આપ્યો છે તેનો મુખ્ય સબબ એ છે જે તેના ઉપર મુકાયલી ગંભીર ફરજ અદા કરવાની જે અઝમાયશ મુકવામાં આવી છે તેમાંથી તેને પસાર થવું છે જ્યારે દુન્યાની બીજી પેદાયશોનો તેઓનો નાશ સાથેજ અંત આવી જાય છે. જ્યારે ઇનસાનનો આ દુન્યામાં નાશ થતાંજ તેને તેના સારા નરસા કામોનો હીસાબ આપવા અને તે મુજબ તેનો સારો નરસો બદલો ભોગવવા એક નવી કીસમની ઝીંદગીમાં દાખલ થવું પડે છે. જ્યાં આ દુન્યા કરતાં ઘણા દરજ્જા છે જે આપણે ખુદ ખુદાતઆલાના મુબારક કલામો વાંચી વાકેફ થયા છીએ.

---

# ખુદાતઆલા તરફથી દુન્યામાં પેગમ્બરોનું ઝાહેર થવું શું હેતુ ધરાવે છે ?



ખુદાતઆલાએ જ્યારે ઇનસાનને પોતાની તાબેદારી બજાવવા શારૂ પેદા કર્યો છે ત્યારે પોતાની તાબેદારી શામાં સમાયલી છે અને તે કેવી રીતે બજાવવી તે પોતાના બંદાઓને સમજાવવા શારૂ જ્યારથી તેણે આ દુન્યા ઉત્પન્ન કરી છે ત્યારથી તેણે પેગમ્બરો મોકલવાના રીવાજ જારી રાખ્યો છે અને સખત તાકીદ ફરમાવી છે કે જ્યારે તે પેગમ્બર તેઓમાં ઝાહેર થાય ત્યારે તે શું બયાન કરે છે તે સાંભળવું અને પરહેઝગારી એખત્યાર કરવી કે જેથી તેઓ આખેરતમાં અઝાબને પાત્ર નથાય. જેમકે તે ફરમાવે છે એ-

**આદમના છોકરાંઓ જ્યારે તમારી પાસે તમારામાંથી પેગમબરો આવે કે જેઓ તમને મારી આયતો ( ફરમાનો યા નીશાનીઓ) બયાન કરી સંભળાવે ત્યારે જેણે પરહેઝગારી કરી અને પોતાના કામ સુધારયા તેઓને કંઈ ધાસ્તી નથી અને તેઓ દલગીર થશે નહિ પણ જેઓ અમારી આયતોને જુઠી કહી અને મગરૂરી કરી તેનાથી મોંહ ફેરવશે તેઓ આગમાં રહેનારા છે તેઓ તેમાં હમેશાં (લાંબી મુદત ) રહેનારા છે. "** ( કુરાન પ્રકરણ ૭ આયાત ૩૫–૩૬ )

આ બાબત દુન્યાની તમામ પ્રજાઓ માટે બહુજ અગત્યની હોવાથી દુન્યાની તમામ પ્રજાઓને પોતાનો એ ફરમાન ઝાહેર કરવા ખુદાતઆલાએ દુન્યાની દરેક કોમમાં તેઓની ભાષામાં પેગમ્બરો મોકલી પોતાનો કાનુન ઝાહેર કરી આપ્યો. જેમકે તે ફરમાવે છે– **"અને નથી કોઈ કોમ પણ તેમાં ચેતવણી આપનાર (પેગમબર ) પઝાર થયો છે."** ( કુરાન પ્રકરણ ૩૫ આયત ૨૪)

વલી તે ફરમાવે છે જે " અને અમે નથી મોકલ્યો કોઇ પેગમબર પણ તે લોકોની ભાષા સાથે કે જેથી તે તેઓને ખુલ્લું સમજાવી આપે. " ( કુરાન પ્રકરણ ૧૪ આયત ૪ )

આ ઉપરથી દુન્યાની સરવે પ્રજાઓએ ધ્યાનમાં રાખવું જોઈએ કે ખુદાતઆલાએ તેઓ પર શું જોખમદારી છે તે સમજાવી આપવા દરેક કોમમાં પેગમ્બરો મોકલ્યા છે અને તે જોખમદારી એ છે જે જ્યારે બી એટલે કોઇબી ઝમાનામાં લોકોમાંથી કોઇ બી પેગમ્બર ઝાહેર થાય ત્યારે તેઓનું સાંભલવું માનવું અને પરહેઝગારી એખત્યાર કરવી, અને તેની તઅલીમ મુજબ ખુદાની ખફગીની રાહો તરક કરી ખુદાની રઝામંદીનો રાહો એખત્યાર કરી પોતાના કામો સુધારવા અને ખુદા સીવાય બીજા કોઇને બી પોતાનો માઅબુદ (પુજય) બનાવવો નહી જે વિશેના ખુલ્લા ફરમાનો દુન્યાની દરેક કોમમાં પોતાના પેગમ્બરો મારફતે પહોંચાડી આપ્યા જેમકે તે ફરમાવે છે " બેશક અમોએ દરેક કોમમાં પેગમબરો મોકલ્યા છે (ખુલ્લા ફરમાન સાથે ) કે તમો ખુદાની- બંદગી કરો અને તાઘુતથી દુર રહો." ( કુરાન પ્રકરણ ૬ આયત ૩૮ ) વલી તે ફરમાવે છે " અને નથી મોકલ્યો અમોએ તારેથી પેહલે કોઈ પેગમબર પણ વહી કરવામાં આવતી હતી તેની તરફ કે બેશક ખુદા સીવાય તમારો કોઇ પુજય નથી માટે તમો ઈબાદત કરો મારી (ખુદાની)

( કુરાન પ્રકરણ ૨૧ આયત ૨૧ )

# આગલા ઝમાનાઓની પ્રજાઓ પર થયલી અઝમાઇશ.

---

આગલા પ્રકરણમાં આપણે વાંચી આવ્યા છીએ કે ખુદાતઆ-લાએ જ્યારથી આ દુન્યા ઉત્પન કરી છે ત્યારથી ઈનસાનો માટે એ કાયદો નીરમાણ કર્યો છે કે જ્યારે બી એટલે કોઇબી ઝ-માનામાં ખુદાતઆલા લોકોમાંથી કોઇબી એક શખસને પોતાના પેગમ્બર તરીકે ઝાહેર કરે તો લોકોએ તેનું શું કહેવું છે તે સાંભ-ળવું માનવું અને તાબે થવું અને તેની તઅલીમ મુજબ પોતાના કામો સુધારવા અને ખુદા સીવાય બીજા કોઇને બી પોતાનો પુજ્ય બનાવવો નહી અને પોતાનો એ કાયદો જગ આશકાર કરવા દરેક પ્રજામાં તેઓનો ભાષામાં પેગમ્બરો ઝાહેર કરી તેઓ ઉપરની એ ફરઝ ચેતવી આપી. પણ તે પેગમ્બરોની વફાત બાદ હરેક કોમમાં રફતે રફતે બગાડો દાખલ થવા પામ્યો અને તેઓ પોતપોતાના પેગમ્બરની અસલ તાલીમ ભુલી જઈ તરેહ વાર મન ગમતી ચીઝોને પુજવાનું શરૂ કરી દીધું. જેમકે કોઈ મુરતીઓને તો કોઈ સૂરજ, ચંદ્ર, તારાઓને કોઈ આતશને કોઈ પાણીને કોઈ વાંદરા યા સાંપ યા ગાય વગેરે જાનવરોને કોઇ પેગ-મ્બરોને કોઈ ફીરેશતાઓને કોઇ આબીદો યા ઈમામો યા બીજા બુઝરગોની અસલી યા નકલી કબરો બનાવી પુજવા અને સીજદો કરવા અને તેઓથી પોતાની બહેતરીની આશા રાખવાનો ખોટી રસમોનો મઝહબ બનાવી બેઠા.

ખુદાતઆલાએ ઇનસાનને જ્યારે પોતાની તમામ મખલુકથી ઉતમ બનાવ્યો અને ફીરેશતાઓ વટીકને તેની ખીદમતમાં રો-કયા અને તેના **એકલાનીજ** ઇબાદત કરવાનો ખુલ્લો ફરમાન પોતાના પેગમ્બરો મારફતે ઝાહેર કરી આપ્યો છતાં તેઓ પોતાથી

ઉતરતી પેદાયશોની ખુદા જેવી પરસતીશ કરવા મડી ગયા અને એવી પોતાથી ઉતરતી પેદાયશોને ખુદાતઆલાના ભાગીદારો બનાવી શીરકના મહા ઝબુન ગુનાહના અપ્રાધી ઠડયા. ખુદાતઆલા આગળ એનાથી બદતર કોઇ ગુનાહ નથી. કેમકે એ તો દેખીતુંજ છે કે કોઈબી પ્રજા પોતાના બાદશાહની હુઝુરમાં તેની કોઈ ચીઝને યા તેના કોઇ ગુલામને તેની બાજુમાં બેસાડી તેના જેવાજ તાઝીમ તવાઝો બજાવી પોતાની અરઝ ગુઝારે તો તે એક પલવાર બી તે બાદશાહ સાંખી ન શકે ત્યારે સરવે બાદશાહોનો મહાન શહેનશાહની હુઝુરમાં તેની નાચીઝ પેદાયશોને પુજવું અને તેનાથી પોતાની બહેતરી ચાહવી તે ખુદાઅતઆલા કેમ સાંખે? અને એ ગુનાહ તેની નઝરમાં સૌથી બદતર છે તેની ખુલ્લી ચેતવણી પોતાના પેગમ્બરો મારફતે ઝાહેર કરી આપી જેમકે તે ફરમાવે છે "અને ખચીત એની પહેલે અમે તને તથા જેઓ કે તારી પહેલે હતા તેઓને વહી કરી હતી જો તું ખુદા સાથે કાંઇ પણ જોડશે તો તારા (નેક) અમલો ખચીત નાબુદ થશે અને ખચીત તું નુકસાન ખમનારાઓમાંનો થશે. (કુરાન પ્રકરણ ૩૯ ૬૫) વલી તે ફરમાવે છે "ખચીત ખુદા તેની સાથે બીજાઓને શરીક કરવાનો ગુનાહ કદી માફ ન કરશે અને આ સીવાય બીજું તે જેને ચાહશે તેને માફ કરશે પણ જે કોઇ ખુદાની સાથે કાંઇ પણ શરીક કરશે તેણે ઘણો મોટો ગુનાહ ઘડી કાહાડયો છે." (કુરાન પ્રકરણ ૪ આયત ૫૧).

ઉપર મુજબની ખુદાતઆલા તરફની ચેતવણીઓ પેગમ્બરો મારફતે આગલા ઝમાનાના લોકોને પોંહચાડી દેવામાં આવી છતાં તે લોકો તે પેગમ્બરોની વફાત બાદ એ ચેતવણીઓ ભુલી જઇ ઉપર મુજબ ખુદાતઆલાની પેદાયશોને પુજવાના ખોટી રસમોના મઝહબો બનાવી બેઠા અને રફતે રફતે તેઓની હાલત ઘણીજ ખરાબ થવા લાગી ત્યારે ખુદાતઆલાએ તેઓને પાછા ખરે મારગે

લાવવા અને આગલા પેગમ્બરોની ખરી તઅલીમ યાદ દેવાડવા તેઓમાં એક પછી એક પેગમ્બરો ઝાહેર કર્યા પણ લોકો તે વખતે પોતાની જહાલત અને ગુમરાહીમાં એવા ડુબેલા રહેતા કે તે પેગમ્બરોની વાતો માનવાનો સાફ ઇનકાર કરતા કેમકે તેઓનાં પોતાના વડવાઓથી ઉતરી આવેલો ખોટી રસમોનો મઝહબ જડ ઘાલીને બેસી ગયલો તેથી તેઓ પોતાની ખોટી રસમોનેજ સાચો મઝહબ સમજતા અને ખુદાતઆલા તરફથી નવા ઝાહેર થયલા પેગમ્બરને ઠગારો શખસ ગુમાન કરતા તેથી તેઓનું સાંભળવાનું તથા માનવાનું તો ઠેકાણે રહ્યું પણ સાંબા તેઓની મશકેરી કરતા. જેમકે ખુદાતઆલા ફરમાવે છે "પછી અમે અમારા પેગમ્બરો એક પછી એક મોકલ્યા પણ જ્યારેબી લોકો પાસે તેઓનો પેગમ્બર આવતો તો તેઓ તેને ખોટો પાડતા (કુરાન પ્રકરણ ૨૩ આયત ૪૬) વળી ફરમાવે છે "અમે તારી (હઝરત મહમદ (સ) ની) અગાઉ અસલી કોમોમાં પેગમ્બરો મોકલ્યા પણ જ્યારે બી તેઓ પાસે કોઇ પેગમ્બર આવતો તો તેઓ તેની મશકેરી કરી હસી કહાડતા" (કુરાન પ્રકરણ ૧૫ આયત ૧૦) વળી ફરમાવે છે "એવી રીતે તારી (હઝરત મહમદ સ)ની અગાઉ એવો કોઇ મુલક નથી કે જેમાં અમો એ ચેતવણી આપનાર ન મોકલ્યો હોય પણ તેઓમાંના તવંગર આગેવાનો કહેતા જે બેશક અમે અમારા બાપ દાદાઓને તે (અમારા) મઝહબપર અમલ કરતા જોયા છે અને બેશક અમે તેઓનેજ પગલે ચાલીશું. (કુરાન પ્રકરણ ૪૩×૨૩)

એ મુજબ આગલા ઝમાનાની પ્રજાઓ પોતાના વખતમાં ઝાહેર થતા પેગમ્બરો સાથે વરતતી હતી અને એવી રીતે ખુદા તઆલાની નાફરમાની કરી દોઝખી બનતી હતી. કેમકે દુન્યાનો મોટો ભાગ દુન્યાદારી એશઆરામ તથા સંસારી કામોમાં ચક

ચુર હોય છે નામની ખાતર પોતાના વડવાઓથી ઉતરી આવેલી થોડી ઘણી ખોટી રસમો બજાવી દઇ તેનેજ ખરો મઝહબ સમજી લે છે. તે ઉપરાંત મઝહબને લગતી બીજી કશી વાત સાંભળવા કંટાળે છે પણ તેઓ ભુલી જાય છે કે તેઓ ખાસ ખુદાતઆલાની ઇબાદત માટેજ પેદા કરવામાં આવ્યા છે અને ખરી ઇબાદત તેઓએ પેગમ્બરો મારફતે જાણવી અને બજાવવી જોઇએ છે તેથીજ પેગમ્બરોના ઇનકાર કરનારાઓ માટે ખુદાતઆલાએ દોઝખની દુખદાયક સઝાની ચેતવણી શરૂઆતમાંજ જણાવી દીધી છે અને સાફ ફરમાવી દીધું છે જે **" અને અમે કોઇ પેગમબર નથી મોકલતા પણ એટલા માટે કે ખુદાના હુકમથી તેને તાબે થવામાં આવે.** (કુરાન પ્રકરણ ૪ આયત ૬૭ ) વલી ફરમાવે છે **" જે કોઇએ પેગમબરની તાબેદારી કીધી તેણે ખુદાની તાબેદારી કીધી.** ( કુરાન પ્રકરણ ૪ આયત ૮૨ )

જેવી રીતે કે એક વાઇસરાયની તાબેદારી કરવી તે ખુદ બાદશાહની તાબેદારી કરવા બરાબર છે. અને જેવી રીતે વાઇસરાયનો ઈનકાર કરનાર ફીતુરી ઠડે છે અને ફાંસી સુધીની સઝાનો લાયક ઠડે છે તેવીજ રીતે પેગમ્બરનો ઈનકાર કરનાર કાફર ઠડે છે અને દોઝખની સઝાને લાયક ઠડે છે. ફરક એટલોજ છે કે વાઈસરોયના ઇનકાર કરનારને તાબડતોબ સઝા કરવામાં આવે છે જ્યારે પેગમ્બરના ઇનકાર કરનારને તરત સઝા નથી થતી. સબબ ખુદાતઆલા ઘણો દયાળુ હોવાથી ઈનસાનને તેની ઝીંદગી સુધીની મોહલત આપવામાં આવે છે અને ઇનસાનને દુન્યામાં અઝમાઇશ સારૂ પેદા કરવામાં આવ્યો છે કે તે ખુદાતઆલાની તાબેદારી તેના પેગમ્બરની તઅલીમ મુજબ બજાવે છે યા નહી તે મુજબ તેને આખેરતમાં બદલો મળશે. ઈનસાનને પેદા કરવાની ખુદાતઆલાની એજ મકસદ છે તે ખુદાતઆલાએ ખુલ્લી રીતે દુન્યાની તમામ પ્રજાઓમાં પેગમ્બરો ઝાહેર કરી પોતાનો ફરમાન પહોંચાડી આપ્યો છતાં

આગલા ઝમાનાની પ્રજા રફતે રફતે ખુદાતઆલાના ફરમાનો ભુલી જઈ તરેહવાર કીસમના ખોટી રસમોના મઝહબો બનાવી બેઠી અને જ્યારે બી તેઓની તે ભુલો બતાવવા પેગમ્બરો ઝાહેર થતા ત્યારે તેઓનો ઇનકાર કરતી અને પોતાનાજ ખોટી રસમોના મઝહબોને વલગી રહેતી એ મુજબ ખુદાતઆલાના પાક કલામોની કીતાબ કોરાને શરીફથી આપણે આગલી પ્રજાઓની હકીકતથી વાકેફ થયા છીએ.

---

## ઇસલામ તમામ દુન્યા માટેનો એક સામાન્ય મઝહબ છે.

ઉપલી હકીકત પછી યાને હાલના ઝમાનાથી ૧૩૦૦ વરસ ઉપર ખુદાતઆલાએ અરેબીઆના મકા શહેરમાં હઝરત મહમદ મુસતફા ( જેઓ ઉપર ખુદાતઆલાનો બેશુમાર રહેમત હોજો ) ને તમામ દુન્યા માટેના મહાન પેગમ્બર નેમ્યા. એઓની અગાઉના ઝમાનામાં જે પેગમ્બરો થતા હતા તે દરેક જુદી જુદી કોમો માટે થતા હતા જેમકે એઓ પોતાની એક હદીસમાં ફરમાવે છે "હું તમામ દુન્યા માટે મોકલવામાં આવ્યો છું જ્યારે આગલા પેગમબરો ખાસ કોમો માટે મોકલવામાં આવ્યા હતા" એ બાબે વધુ સાબીતી માટે ખુદાતઆલાનાં ફરમાનો નીચે મુજબ છે:—

( ૧ ) "( ઓ મહમદ ( સ ) તું ) કહે ઓ તમો લોકો હું ખુદાતઆલા તરફથી તમો સરવે માટે પેગમ્બર છું." ( કુરાન પ્રકરણ ૭×૧૫૯ )

(૨) "( ઓ મહમદ (સ) તું ફક્ત એક ચેતવણી આપનાર છે અને દરેક કોમ માટેનો હીદાયત કરનાર છે." ( કુરાન પ્રકરણ ૧૩×૮ )

(૩) " ( એ મહમદ (સ) ) અને અમે તને નથી મોકલ્યો પણ ( એટલા માટે કે તું ) આખી દુનયાના શારૂ રહેમત થાય ( કુરાન પ્રકરણ ૨૧ x ૧૦૭ )

(૪) " ( એ મહમદ (સ) તું કહે ) અને આ કોરાન મારા પર નાઝીલ થયું છે કે જેથી હું તમોને તથા જેઓને આ પહોચે તેઓને ચેતવણી આપું. ( કુરાન પ્રકરણ ૬ x ૧૪ )

(૫) " મુબારક છે તે ( ખુદા ) જેણે પોતાના બંદા ( પેગમ્બર હઝરત મહમદ ( સ ) ) પર કોરાન ઉતારયો છે કે જેથી એ સરવે દુનયાને ચેતવણી આપનાર થાય"
( કુરાન પ્રકરણ ૨૫ x ૧ )

(૬) અને અમે તને નથી મોકલ્યો ( એ મહમદ (સ) ) પણ સામાન્ય રીતે તમામ માણસ જાતને એક ખુશ ખબરી આપનાર તથા ચેતવણી આપનાર પેગામ્બરી તરીકે પણ ઘણા ખરા લોકો તે સમજતા નથી.
( કુરાન પ્રકરણ ૩૪ x ૨૭ )

(૭) ખચીત આ ફકત સરવે આલમો ( તમામ પ્રજાઓ ) શારૂ એક ચેતવણી છે (કુરાન પ્રકરણ ૮૧x૨૭)

(૮) અને (ખુદા) તે છે જેણે તેના પેગમ્બરને હીદાયત તથા સચાઈના મઝહબ સાથે મોકલ્યો છે કે જેથી તે સરવે મઝહબો ઉપર ગાલેબ કરે અને ખુદા શાક્ષી તરીકે બસ છે ( કુરાન પ્રકરણ ૪૮ x ૨૮.)

કદાચ કોઈ ગેરઈસલામી શખસ એ કહે કે તમો તમારા પેગમ્બરની સચાઈ તમારી મઝહબી કીતાબથી સાબીત કરો છો પણ તે મઝહબી કીતાબ ખુદાતઆલાના ફરમાનોની કીતાબ છે તેની અમોને શું ખાત્રી ? એનો જવાબ એ છે કે જે કોઈ શખસ ઇસલામના પેગમ્બરને તથા તેની કીતાબને ખોટી માને તેને

જોઇએ કે તે પોતાના પેગમ્બરને તથા તેની કીતાબને શા આધારે ખરી માને છે તે ઝાહેર કરે તો તેજ આધારે યાને તેનીજ બતાવેલી કસોટીએ અમો કોરાને શરીફ ખુદાતઆલા તરફની ખરી કીતાબ તથા હઝરત મહમદ મુસતફા ( સ. અ. સ. ) ખુદાના ખરા પેગમબર તરીકે સાબીત કરી આપીશું. છતાં અમો એ વીસેની સાબેતીઓ નીચે દરશાવ્યે છીએ.

આ બાબત ધ્યાનમાં રાખવી જોઇએ કે દરેક કોમ ફક્ત પોતપોતાનાજ પેગમ્બરને તથા તેની કીતાબને ખરી માને છે જ્યારે બીજાઓને ખોટા સમજે છે. ઇસલામજ એક એવો મઝહબ છે જે દુન્યાની તમામ કોમોના પેગમ્બરો ઉપર એક સરખી રીતે વગર તફાવતે ઇમાન લાવવાની તાકીદ ફરમાવે છે જેમકે ખુદાતઆલા ફરમાવે છે " કહો અમો ખુદા ઉપર ઈમાન લાવ્યા છૈએ અને અમને જે ( કીતાબ ) મોકલવામાં આવી છે તેની ઉપર અને જે ઈબ્રાહીમ-ઈસમાઇલ અને ઈસ્હાક અને યઅકુબ અને અસબાત ઉપર મોકલવામાં આવી છે અને જે મુસા અને ઇસા અને બીજા પેગમ્બરોને પોતાના પરવરદેગાર તરફથી જે આપવામાં આવ્યું છે તેની ઉપર અમે ઇમાન લાવ્યે છૈએ. તેઓમાંના કોઇ વચ્ચે અમો ફરક ગણીશું નહીં અને અમે ખુદાને આધીન રહેનારા છૈએ " ( કુરાન પ્રકરણ ૩ આયત ૮૪ )

શું દુન્યાની બીજી કોઈ બી કોમે એવી ઉમદા અને સુલેહભરી તઅલીમ હાંસલ કીધી છે ? હાંસલ કીધી હોય તો શા સારૂ તેઓ તમામ દુન્યા માટેના મહાન ઇસલામી પેગમ્બરપર ઇમાન લાવતા નથી ? જ્યારે ખુદાતઆલાનો ખુલ્લો ફરમાન એ છે જે " અને અમે કોઇ પેગમ્બર નથી મોકલતા પણ એટલા માટે કે ખુદાના હુકમથી તેને તાબે થવામાં આવે " કુરાન પ્રકરણ ૪ આયત ૬૭ )

અગર કોઈ એ જવાબ આપે જે અમો અમારાજ પેગમ્બરને માનીશું બીજાને માનવાની શી ઝરૂર ? તેનો જવાબ એ છે જે તમારા પેગમ્બરના ફરમાનો તે વખતની પ્રજા માટે હતા તે ઝમાનામાં જુદી જુદી પ્રજા માટે જુદા જુદા પેગમ્બરો મોકલવામાં આવ્યા હતા તે પછી દરેક કોમમાં બગાડો થવાથી ખુદાતઆલાએ દુન્યાની તમામ પ્રજાઓને માટે એક સામાન્ય પેગમ્બર અને કયામત સુધી કાયમ રહેનારો એક સામાન્ય મઝહબ મુકરર કર્યો છે તેથી ખુદાતઆલાની નઝરમાં ઇસલામ સીવાય સરવે મઝહબો બાતીલ છે જેમકે તે ફરમાવે છે "બચીત ખુદાની નઝદીક ખરો મઝહબ ઇસલામ છે"

( કુરાન પ્રકરણ ૩ આયત ૧૮ )

વલી તે ફરમાવે છે "મેં આજે તમારો મઝહબ તમારા માટે સંપુરણ કરયો છે અને તમારીપર મેં મારી મહેરબાનીઓ સંપુરણ કરી છે અને હું તમારા શારૂ ઈસલામ મઝહબ પસંદ કરૂં છું"

( કુરાન પ્રકરણ ૫ આયત ૫ )

વલી તે ફરમાવે છે "અને જે કોઈ ઇસલામ સીવાય બીજા કોઈ મઝહબ પ્રમાણે ચાલશે તો તેની પાસેથી તે કબુલ કરવામાં આવશે નહી અને તે આખેરતની ઝીંદગીમાં નુકસાન ખમનારાઓમાંનો થશે" ( કુરાન પ્રકરણ ૩ આયત ૭૯ )

જુઓ ખુદાતઆલાના આ કેવા ગંભીર અને ખુલ્લા ફરમાનો છે. આગલા ઝમાનાના પેગમ્બરો ફકત ચોકસ ચોકસ કોમો માટેના હતા તેથીજ તેઓના મઝહબો બી અપૂર્ણ હતા જ્યારે હઝરત મહમદ ( સ ) દુન્યાની તમામ કોમો માટેના પેગમ્બર છે તેથીજ એઓએ લાવેલો ઇસલામ મઝહબ એક સંપૂર્ણ અને સામાન્ય મઝહબ છે અને તેથી કયામત સુધી એજ એક મઝહબ દુન્યાની સરવે કોમો માટે નીરમાણ થયો છે અગર કોઇબી શખસને

એ બાબે શક હોય તો ભલે પોતાના મઝહબની ખુદાઇ ફરમાનોવાલી કીતાબથી સાબીત કરે કે કદી બી ખુદાતઆલાએ તેઓના મઝહબને સંપુર્ણ કહ્યો હોય અને તેઓના પેગમ્બરને તમામ દુન્યા માટેનો પેગમ્બર કહ્યો હોય. ઇસલામીઓની એ ચેલેંજનો કોઈબી ગેરઇસલામી શખસ હરગીઝ જવાબ આપી શકનાર નથી. ખ્રીસ્તીઓનો સૌથી મોટો ફીરકો છે છતાં તેઓના પેગમ્બર જીસસ ક્રાઇસ્ટ ઇસા (અ) ફરમાવે છે કે મને કોઇ શારૂ નહી પણ ઇસ્રરાઇલ્લો શારૂ મોકલવામાં આવ્યો છે જેનો બાઇબલમાંનો અસલ ઉતારો નીચે મુજબ છે.

"I am not sent but unto the lost sheep of the House of Israel" Matt 15. 24.

વલી તેવણ અપુર્ણ હોવાનું કબુલ કરે છે અને ભવીશમાં સંપુરણ આવવાની પેશઓઈ કરે છે જ્યારે પોતાનું અપુર્ણ મઝહબ બાતીલ થઇ જશે તેબી કબુલ કરે છે. જેનો ખ્રીસ્તીઓની બાઇબલમાંનો અસલ ઉતારો નીચે મુજબ છે.

"For we know in a part and we prophesy in part,

But when that which is perfect is come then that which is in part shall be done away." (I Corinthians 13-9 to 10.)

આ ઉપરથી દુન્યાની તમામ પ્રજાઓએ ચેતવું જોઇએ અને પોતપોતાનો અપૂર્ણ મઝહબ છોડી ખુદાનો તમામ દુન્યા માટેનો પસંદ કરેલો સંપુર્ણ ઈસલામ મઝહબ કબુલવો.

બીજો મુખ્ય સબબ તેઓએ પોતાનો મઝહબ છોડી ઇસલામ કબુલવાનું એ છે જે તેઓ સરવેના મઝહબોમાં ગંભીર બગાડો થઇ ચુકયો છે. ખુદાતઆલાની અસલ મકસદ ઇનસાનને પેદા કરવાની એ છે જે તેઓ એકલા ખુદાની ઈબાદત કરે પણ

તેઓએ તે ભુલી જઈ ખુદા સાથે તેની પેદા કરેલી ચીઝોને પુજવાનું શરૂ કરી દીધું જે તેએની વર્તણુકને ખુદાતઆલા પોતાના મુબારક કલામથી વખોડી કાહાડે છે જેમકે તે મુરતી પુજનારાઓ માટે ફરમાવે છે "બચીત ખુદા સીવાય તમો જેની બંદગી કરો છો તે એક માખબી ઉતપન કરી શકતા નથી જો કે તે માટે સરવે ભેગા થાય અને અગર તે માખ તેઓ પાસેથી કંઇ છીનવી લઇ જાય તો તેઓ તેની પાસેથી છોડાવી શકતા નથી" (કુરાન પ્રકરણ ૨૨ આયત ૭૨)

તે પછી તે સુરજ ચંદ્ર વગેરેને પુજનારાઓ માટે ફરમાવે છે સુરજ તથા ચંદ્રને સેજદો કરો નહી પણ સેજદો કરો ખુદાને જેણે તેઓને પેદા કરયા છે અગર તમો ખુદાની બંદગી કરનારા હો તો" (કુરાન પ્રકરણ ૪૧ આયત ૩૭)

કેટલાકો એ કહે છે કે સુરજ ચંદ્ર આતશ પાણી વગેરે ખુદાની સરવથી ઉત્તમ પેદાયશો છે તેને પુજવામાં શું નુકસાન છે? પણ એ સરવેથી ઉત્તમ પેદાયશો નથી. ઈનસાન તેઓ સરવેથી ઉતમ છે. તે સરવે ઈનસાનના ખીદમત સુખ અને સગવડ માટે પેદા કરવામાં આવ્યા છે. અને જ્યારે ખુદાતઆલાએ સાફ ફરમાવી દીધું છે જે તમો અગર ખરેખર સારી બંદગી બજાવનારાઓ હો તો એવી ચીઝોને સેજદો કરો નહી છતાં પોતાનાજ મનોવિકારને તાબે થઈ પોતાનીજ મરજીમાં આવે તેવી રીતની બંદગી કરનાર ખુદાતઆલાનો નાફરમાન અને સખત ગુનેહગાર ઠડે છે તે પછી ખુદાતઆલા યાહુદીઓ અને ખ્રીસ્તીઓ જેઓ પોતાના પેગમ્બરેને ખુદા અને ખુદાના છોકરા બનાવી બેઠા છે તેઓ માટે ફરમાવે છે "અને યાહુદીઓએ કહ્યું કે ઓઝાઇર ખુદાનો દીકરો છે અને ખ્રીસ્તીઓએ કહ્યું કે મસીહ ખુદાનો દીકરો છે. આ તેઓના મોહની વાતો છે. જેઓ આગલ કાફર થયા હતા તેઓના શબ્દોને

આ લોકોના શબ્દો મળતા આવે છે. ખુદા તેઓને લઅ-નત કરે તેઓ ( ખરી બંદગીથી ) કેવા ફરી જાય છે. તેઓએ પોતાના આલીમોને અને આબીદોને અલ્લાહ સીવાય ખુદા તરીકે લીધા છે અને તેમજ મરયમના દીકરા મસીહને પણ; જ્યારે તેઓને આ સીવાય ( બીજો ) હુકમ કરવામાં આવ્યો ન હતો કે તેઓ એકલા ખુદાનીજ બંદગી કરે " ( કુરાન પ્રકરણ ૯ આયત ૩૦ ૩૧)

એવી રીતે કોરાને શરીફમાં ખુદાતઆલાએ દુન્યાની સરવે કોમોમાં જે જે બગાડા થયા છે તે વખોડી કહાડી ઈસલામ કે જે ફકત એકલા ખુદાતઆલાની વાહદાનીયતની ( એકતાઇની ) તઅલીમ આપે છે તેનું સર્વોપરીપણું જાહેર કરી આપ્યું છે. ઈસલામ કબુલનાર પાસેથી મુખ્ય બાબતોનો જે એકરાર કરાવવામાં આવે છે તે એજ છે કે " હું શાક્ષી આપું છું કે અલ્લાહ શીવાય બીજો કોઈ માઅબુદ ( પુજ્ય ) નથી અને મોહમદ ( સ. ) અલ્લાહના બંદા અને રસુલ છે " આ ઉપરથી દુન્યાની દરેક પ્રજાએ જાણવું જોઈએ કે ઇસલામ કેવી સરસ તાલીમ આપનારો સાદો મઝહબ છે. ઉપલા સંગીન કારણો ઉપરાંત દુન્યાની તમામ પ્રજાઓએ શા માટે ઈસલામ કબુલવું તેની બીજી સંગીન દલીલ એ છે જે તેઓ માંહેલી કોઇ બી કોમ પાસે તેઓના પેગમ્બરો મારફતે પહોંચાડવામાં આવેલા ખુદાઈ ફરમાનો અસલ ભાષામાં કશા બી ફેરફાર વગર સહી સલામત રહ્યા નથી. ઇસલામની અગાઉ છેલામાં છેલી ખુદાઈ ફરમાનો વાલી કીતાબ બાઇબલ ખ્રીસ્તીઓ પાસે હીબ્રુ ( ઈબરાની ) ભાષામાં હતી પણ હાલ તે ભાષા નહી જેવી વપરાસમાં છે તેથી ખ્રીસ્તીઓ ફકત તેના તરજુમા લઇને ફરે છે. અને ખુદાઇ ફરમાનોમાં વખતો વખત પોતાના મનગમતા ફેરફારો કરી તરેહવાર નામની બાઇબલો પ્રગટ કરતા રહે છે એવી રીતે જ્યારે મઝહબનો મુળ પાયો તે ખુદાના ફરમાનો કોઇ બી કોમ પાસે અસલી સંપૂર્ણ હાલતમાં

નથી ત્યારે તેઓ કેવી રીતે ખુદાતઆલાની તાબેદારી બજાવી શકે કે જે માટે તેઓને ખાસ પેદા કરવામાં આવ્યા છે ?

આજે દુન્યામાં ખુદાતઆલાના ફરમાનોવાલી કોઈ બી આસમાની કીતાબ અસલ ભાષા સાથે એક બી હરફના વધારા યા ઘટાડા યા ફેરફાર વગર રહી સલામત રહેલી છે તો ફક્ત ઇસ્લામીઓનો કોરાને શરીફ છે. ખુદાતઆલા એ કીતાબ વીશે ફરમાવે છે **"આ તે કીતાબ છે કે જેમાં કોઈ (તરેહનો) શક નથી."** ( કુરાન પ્રકરણ ૨ આયત ૧ ) વલી તે ફરમાવે છે " **બેશક અમે આ ઝીકર ( કોરાન ) નાઝીલ કરયું છે અને બેશક અમે તેના સંભાળનાર છીએ.** " ( કુરાન પ્રકરણ ૧૫ આયત ૯ )

હવે ખુદાતઆલાએ આ કીતાબને કેવી રીતે સંભાલી તેનો જીવતો જાગતો પુરાવો એ છે જે ૧૩૦૦ વરસ દરમ્યાન હમેશાં દુન્યાના દરેક નાહના મોહટા શહેરોમાં ખુદાતઆલાએ એવા હાફીઝો પેદા કર્યાં છે જે તેઓની માદરી ઝબાન અરબી ન હોવા છતાં આખી કીતાબ તેઓને મોંહડે યાદ હોય છે અને ઘણાખરા હાફીઝો નાબીના ( આંધલા ) હોય છે પણ ખુદાતઆલા તેઓને પોતાના ફઝલથી એવી યાદદાસ્ત શકતી બખશે છે કે જેથી તેઓને માત્ર એક બે વાર સાંભળ્યા પછી હમેશાં મોહડે યાદ રહી જાય છે. એ બીના જગ ઝાહેર છે. અગર આખી દુન્યાની સરવે મઝહબી કીતાબોનો નાશ થઇ જાય તો ફક્ત ઇસલામની એ ખુદાઈ કીતાબ સીવાય સરવે નાબુદ થઇ જાય. કારણ એજ એક કીતાબ છે કે જે દુન્યાના ૪૦ કરોડ ઇસલામીઓમ થી એવા હઝારો હાફીઝો મારફતે એક બી બોલના વધારા યા ઘટ ડા વગર પાછી અસલી હાલત પ્રમાણે તૈયાર થઇ શકે છે. એ ઇસલામનો અને તેના મહાન પેગમ્બર હઝરત મહમદ ( સ. )ની સચાઈ સાબીત કરનારો કયામત સુધી કાયમ રહેનારો મોજેઝો છે.

બીજું જ્યારે કોરાને શરીફ નાઝીલ કરવામાં આવતું હતું
રે ઇસલામના વીરોધીઓ તેને પેગમ્બર સાહેબ (સ) ની
.ાવટ કહેવા લાગ્યા જો કે તે વખતે એઓ લખી વાંચી વટીક
જાણતા હતા ત્યારે ખુદાતઆલાએ તે વીરોધીઓને એઓ
રફતે એ ચેલેંજ કરી કે

**" શું તેઓ કહે છે કે તે તેણે (હઝરત મહમદ ) એ ) પોતેજ બનાવ્યું છે ? કહે ત્યારે તેના જેવી .ક પણ સુરા ( પ્રકરણ ) લાવો, અને ખુદા સીવાય ાારાથી બને તેને ( મદદ માટે ) બોલાવો અગર ો સાચા હો તો."**

તે વખતે અરબોમાં શાએરોનો ઝમાનો હતો. નાહની ના-
.ી છોકરીઓ વટીક કવી જેવી લાયકાત ધરાવતી હતી છતાં
ાએ બી તે મુજબ બનાવી લાવવાની હિંમત ન કરી આટલુંજ
ક પણ તે પછી ૧૩૦૦ વરસનો ઝમાનો ગુઝરી ગયો ઇસ્લામનો
ફળો ફેલાવો થયો છતાં કોઇ બી ઇસલામના વીરોધીઓએ
ચેલેંજનો જવાબ આપવાની હીમત કરી નથી. એ ઉપરાંત
લામીઓની કોરાને શરીફ ખુદાતઆલાનો કલામ હોવા બાબે
ાંખ્ય સંગીન દલીલો છે છતાં જે કોઇ શખસ એનો ઇનકાર
ા અને એ ખુદાઇ ફરમાનોને તાબે થવા ના પાડશે તે વીશે
. તઆલા ફરમાવે છે **" અને જેઓએ ઇનકાર કરયો છે ને અમારી આયાતોને જુઠી કહી છે તેઓ સખત .ગના રહેવાસીઓ (દોઝખીઓ) છે."** (કુરાન પ્રકરણ ૫
યાત ૮૮).

આ ઉપરથી દરેક ગેર ઇસલામી પ્રજા ઉપર કેવી ગંભીર
ા લટકેલી છે તે સાફ ઝાહેર છે. ખુદાતઆલાએ જ્યારે ઇસ-
ાને તમામ દુન્યા માટે પોતાનો પસંદ કરેલો મઝહબ ઝાહેર
ો છે તો તે મઝહબમાં ખુબીઓ બી તેવીજ અસાધારણ રાખી
ક જેથી અમે એવા જંગલી માણસ બી કોરાને શરીફ મુજબ

અમલ કરવાથી ફીરેશતાઈ ખસલત હાંસલ કરી શકે છે જેવી રીતે અરેબીઆના જંગલી અને ઝનુની લોકોમાં એ ચમતકારીક ફેરફાર થયો. ઇસલામની સૌથી સરસ ખુબી તો એ છે જે તેની ખરી પેરવી કરનારને તે આ દુન્યામાંજ વહી, ઈલહામ, કશફ, તથા સાચા સ્વપના મારફતે ખુદાતઆલા સાથે વાતચીત કરાવે છે. દુન્યાની જુદી જુદી કોમોનો એ દાવો છે જે ખુદાતઆલાએ અસલના ઝમાનામાં તેઓના પેગમ્બર સાથે વાતચીત કરી તે પછી કોઈ સાથે બી વાત કરીજ નથી પણુ એ તેઓની માન્યતા જેમ જેમ તે પછીની કોમોમાં પેગમ્બરો ઝાહેર થતા ગયા તેમ તેમ તેઓની તે માન્યતા ખોટી પડતી ગઈ છતાં દરેક કોમ પોતાનીજ અસલી માન્યતા પર હમણાં સુધી ચીટકી બેસલી છે જયારે તે પછીની કોમોએ એ વાતની સચાઇ તથા આગલી કોમોની ખોટી માન્યતા પોતાના પેગમ્બરો મારફતે જાણી લીધી છે. જ્યારે ઇસલામની એ તઅલીમ છે કે જેવી રીતે ખુદાતઆલાએ આગલા ઝમાનામાં પોતાના નેક બંદાઓ સાથે વાતચીત કરી હતી તેવીજ રીતે જે કોઈ પોતાના પસંદ કરેલા ઇસલામ મઝહબની ખરી પેરવી કરે છે અને કરતો રહેશે તેઓ સાથે તે કયામત સુધી એજ પોતાની ચાલતી આવેલી સુંનત જારી રાખશે એજ મુખ્ય કારણના લીધે ઈસલામ બીજા સરવે મઝહબો કરતાં પોતાને ચહડતો સાબીત કરે છે. જેને જોઇએ તે એ બીનાની સચાઇની પોતે અઝમાઇશ કરી ખાત્રી કરી શકે છે. ઇસલામની એ તથા બીજી ખુબીઓનો કાંઇક ખ્યાલ લેવો હોય તો આ કીતાબની આખેરીમાં જે કીતાબોની જાહેર ખબર આપવામાં આવી છે તે વાંચી જોયાથી ખાત્રી થશે.

---

# ગેરઈસલામીઓ પર અઝમાઈશ.

કોઈ બી ગેરઈસલામી શખસ જે સત્યનો તલબગાર હશે તે ઉપલી બાબતો ધ્યાનથી વાંચી અપક્ષપાત તોલ કરશે તો તેની ખાત્રી થઈ જશે જે તેને ઇસલામ કબુલ્યા વના છુટકોજ નથી. તેનાં મુખ્ય કારણો ઉપર વીગતવાર જણાવેલાં છે જેનો ટુંક સાર નીચે મુજબ છે.

(૧) આગલી મઝહબી કીતાબોથી સાબીત છે કે અસલના ઝમાનાના પેગમ્બરો ચોક્કસ કોમો માટે આવેલા હતા અને તેથીજ તેઓનો મઝહબ અપુર્ણ હતો અને તેઓએ ભવીશમાં સંપુરણ મઝહબની પેશગોઈ કરી હતી જ્યારે પોતાનો અપુર્ણ મઝહબ બાતીલ થઈ જશે એમ સાફ જણાવી દીધું છે. માટે દરેક શખસની ફરઝ છે કે સંપુરણ ઇસલામ મઝહબ કબુલે.

(૨) ગેરઈસલામી કોમો ખુદાતઆલા સીવાય મુરતીઓ, સુરજ, ચંદ્ર, આતસ, જાનવરો વગેરેને પુંજે છે, પેગમ્બરોને ખુદા તથા ખુદાના છોકરા બનાવી બેઠા છે. એ શીરકનો મહા ઝબુન ગુનાહ છે અને ખુદાતઆલાએ સાફ જણાવી દીધું છે કે જે કોઇ એ ગુનાહ કરશે તેના સરવે નેક આમાલ રદ જશે અને તે આખેરતના દુખદાયક અઝાબનો ભોગ થશે ફક્ત ઇસલામ મઝહબજ ખુદાની વાહદાનીયત (ખરી એકતાઈ) ની તાઅલીમ શીખવે છે માટે દરેક શખ્સે એ ખરો મઝહબ કબુલવો અને પોતાનો બગડેલો મઝહબ છોડી આપવો.

(૩) કોઇ બી ગેરઇસલામી કોમ પાસે ખુદાતઆલાના અસલ ફરમાનો અસલ ભાષા સાથે સંપુરણ હાલતમાં નથી ત્યારે તેઓ કેવી રીતે ખુદાતઆલાની તાબેદારી બજાવી શકે

કે જે માટેજ તેઓને ખાસ પેદા કરવામાં આવ્યા
છેલ્લામાં છેલ્લી સંપુરણ મઝહબની કીતાબ કોરાને શ
છે. અને એજ એક કીતાબમાં ખુદાતઆલાના ફરમ
અસલી સંપુરણ હાલતમાં છે. માટે હરેક શખશે તે
રાખવી જોઇએ.

(૪) કોરાને શરીફ મુજબની ખરી પૈરવી કરનાર ઇસલ
સાથે ખુદાતઆલા વાતચીત કરે છે અને કયામત
પોતાની એ સુંનત જારી રાખશે. કેમકે ખરા મઝહ
એજ ખુબી છે અને એવા ખુદાઇ ફઝલથી ઇનસાન
પરદીન તેની તાબેદારીમાં પોતાને ફના કરી વધુ
વધુ તેવા આશીરવાદ મેલવવાની કોશેશ કરે છે કે
માટેજ તેને આ દુન્યામાં પેદા કરવામાં આવ્યો છે.
મઝહબવાળાઓ આ ખુદાઇ ફઝલથી બેનસીબ હોવ
તેઓ એ વાત બનીજ ન શકે એવી માન્યતા ર
બેઠા છે કે જ્યારે તે રહેમાનો રહીમ પરવર દી
તમામ દુન્યા માટે કે જે તેના પસંદ કરેલા મઝહ
એખત્યાર કરી તેની ખરી પેરવી કરે તેના માટે હ
શાફ એ ફઝલ ખુલ્લા રાખ્યો છે જેને જોઇએ તે
માવી ખાત્રી કરી શકે છે. પણ જેવી રીતે અસલના
નાની કોમો પોતાના પેગમ્બરોની ખરી તાઅલીમ
ગયા અને જ્યારે નવા આવતા પેગમ્બરો તેઓ
કોમોને તેઓની ખોટી માન્યતાઓ તથા ખોટી રસમે
મઝહબોને છોડી ખરો મઝહબ અખત્યાર કરવ
હીદાયત કરતા ત્યારે તે પ્રજા તેઓનું માનતી
અને પોતાનાજ વડવાઓના ખોટી રસમોના મઝહ
વળગી રહેતી તેવીજ રીતે દુન્યાની તમામ ગેરઇસલ
કોમ ઇસલામના તમામ દુન્યા માટેના મહાન
મ્બરને માનવાનો અને ખુદાનો સરસ ખુબીઓ ધરા

ઇસલામ મઝહબ કબુલ કરવાનો ઈનકાર કરે છે અને પોતાના વડવાઓથી ઉતરી આવેલા ખોટી રસમોના જુદા જુદા મઝહબો ઉપરજ ચીટકી બેઠા છે. પણ ખુદાતઆલાને શરૂઆતથી પોતાનીજ પરસ્તીશ મનાવનારો એકજ મઝહબ મંઝુર હતો અને તેજ બાબતની તેણે પોતાના પેગમ્બરો મારફતે દુન્યાની સરવે પ્રજાઓને હીદાયત પોહચાડી આપી હતી જેમકે તે ફરમાવે છે " અને ખરેખર તમારો આ મઝહબ એકજ મઝહબ છે અને હું તમારો પરવરદીગાર છું માટે તમો મારાથી ડરો પણ તેઓએ એ કામના પોતા દરમયાન કટકા કરયા અને દરેક કોમ પોતે જે કીધું તેમાં ખુશ છે " ( કુરાન પ્રકરણ ૨૩ આયત ૫૪. ૫૫. )

આ ઉપરથી જણાશે કે લોકોએ એક ખુદાને માનવાનો સાદો મઝહબ કાપી નાખી પોતાના મનને ગમતી રસમો મુજબના કટકા બનાવી જુદી જુદી કોમોમાં વેહચાઈ ગયા જે ખુદાતઆલાને હરગીઝ મંઝુર ન હતું તેથીજ તે જ્યારે બી પોતાના બંદાઓને ખરા મઝહબને છોડી ગુમરાહી તથા જાહેલ્યતમાં ફસાયલા જોતા ત્યારે તે પોતાના પેગમ્બરો તેઓમાં ઝાહેર કરી તેઓને પાછા ખરા મઝહબમાં લાવવાનો રીવાજ જારી રાખ્યો અને સાફ ફરમાવી આપ્યું કે " ઓ આદમનાં છોકરાંઓ જ્યારે તમારી પાસે તમારામાંથી પેગમ્બરો આવે કે જેઓ તમને મારી આયતો ( ફરમાનો યા નીશાનીઓ ) બયાન કરી સંભળાવે ત્યારે જેણે પરહેઝગારી કરી અને પોતાનાં કામ સુધારયાં તેઓને કંઇ ધાસ્તી નથી અને તેઓ દલગીર થશે નહી પણ જેઓ અમારી આયતોને જુઠી કહી અને મગરૂરી કરી મોંહ ફેરવશે તેઓ આગમાં રહેનારા છે. તેઓ તેમાં હમેશા ( લાંબી મુદત ) રહેનારા છે. ( કુરાન પ્રકરણ ૭ આયાત ૩૫-૩૬ )

આ ઉપરથી જણાશે કે પેગમ્બરોનો ઈનકાર કરવો તે આખેરતના સખત અઝાબનો ભોગ થવું છે કેમકે જ્યારે પેગમ્બરો કે જેઓ ખુદાના પ્રતીનાધીઓ તરીકે ખરો મઝહબ સમજાવવા આવે છતાં તેઓનો ઈનકાર થાય તો ખુદાનો ખરો મઝહબ લોકોમાં કેમ ફેલાય? તેથીજ આવી સખત સઝાની ચેતવણી ઝાહેર કરી આપી છે છતાં દુન્યાનો મોટો ભાગ દુન્યાદારી કામોમાંજ ચકચુર હોય છે, જે થોડો ભાગ મઝહબ તરફ ધ્યાન આપે છે તેમાંથી બાં અકસર પોતાના વડવાઓથી ઉતરી આવેલા ખોટી રસમોના મઝહબો પર ચીટકી બેસે છે જેનો વીગતવાર હેવાલ તથા આગલા ઝમાનાની પ્રજાઓની વર્તણુક આપણે વાંચી ગયા છીએ તેવીજ વર્ત્તણુક ઇસલામના ઝમાનાથી ગેરઈસલામી કોમોથી ચાલતી આવી છે. લોકોને પોતાનો બાપીકો મઝહબ છોડી નવા મઝહબની સચાઇની ખાત્રી થવા છતાં તે એખત્યાર કરવા બહુ ભારી લાગે છે કેમકે તેથી તેઓને પોતાના કુટુંબ દોસ્ત આશનાવો તથા કોમના વડા બની બેઠેલાઓની ખફગીમાં આવી જવાનો ડર હોય છે પણ તેઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે ખુદાતઆલાએ ઇનસાનોને ખાસ પોતાની તાબેદારી માટે પેદા કરયા છે અને ખરી તાબેદારી પોતાના પેગમ્બરો મારફતે ઝાહેર થાય તે સ્વીકારવાની ફરઝ તેઓપર નાખવામાં આવી છે અને તેનો ઈનકાર કરનારાઓને આખેરતની સખત અઝાબની ખુલ્લી ચેતવણીઓ આપી દેવામાં આવી છે છતાં જેઓ ચાર દાહાડાની દુન્યા શારૂ ખુદાતઆલાના ફરમાનોને તાબે ન થતાં પોતાની કોમના વડા બની બેઠેલાઓની ખફગીમાં આવી જવાની બીકને લીધે ખુદાના ખરા હક મઝહબનો ઈનકાર કરશે તેઓ શારૂ ખુદાતઆલા ફરમાવે છે "બચીત ખુદાએ ઇનકાર કરનારાને લઅનત કરી છે અને તેઓ શારૂ ઢગઢગતી આગ તૈયાર કરી છે તેમાં તેઓ હમેશાં (લાંબી મુદત) રહેનારા છે. તેઓને ત્યાં પોતાનો કોઇ મુરબી યા મદદગાર ન મળશે અને તે દિવસે તેઓના ચેહરા

આગમાં આળોટાશે જ્યારે તેઓ કહેશે કે અરે અમે ઇચ્છીએ છીએ કે અમે ખુદાનો અને તેના (નેમેલા) પેગમ્બરનો ફરમાન માની લેતે અને તેઓ કહેશે કે ઓ અમારા પરવરદીગાર, ખચીત અમે અમારા અકાબરો અને આગેવાનોને તાબે રહયા અને તેઓ અમને આડે મારગે દોરવી લઇ ગયા" (કુરાન પ્રકરણ ૩૩ આયત ૬૪)

આ ઉપરથી દરેક ગેરઇસલામી પ્રજાએ ગંભીરાઇથી વીચાર કરવું જોઇએ કે તેઓ પર કેવી સખત અઝમાઇશ ઉભેલી છે. દુન્યા નાચીઝ છે, એક સ્વપનુ છે, ભવીશની આખેરતની ઝીંદગી અમ્મર ઝીંદગી છે માટે તે અમ્મર ઝીંદગીનું ખરૂં સુખ હાંસલ કરવા ખુદાતઆલાના ફરમાનોને તાબે થાઓ. ભારી તો લાગશે પણ ખુદાતઆલાએ જ્યારથી આ દુન્યા ઉત્પન્ન કરી છે ત્યારથી આ અઝમાઇશ દુન્યાની દરેક પ્રજા પર મુકરર કરેલી છે આગલા ઝમાનાના લોકોએ ગફલતી કરી તેઓને પગલે તમો ન ચાલો. તેઓને પોતાની બેદરકારી માટે યા ખરા મઝહબના ઈનકાર માટે ખુદાતઆલાને જવાબ દેવા પડશે પણ જેઓને એ ચેતવણીકારક ખુદાના ફરમાનો પોંહચી ચુકા છે છતાં તેઓ બેદરકારી દેખાડશે તો તેઓને આગલાઓ કરતાં વધારે સખત ખમવું પડશે. અને જેઓ દુન્યાનો ડર ન કરી ખુદાનો ખરો હક મઝહબ કબુલશે તે આખેરતનું અમ્મર સુખ હાંસલ કરી શકસે તેના એકના હીમતી પગલાંથી તે પોતાનું ભલું કરવા ઉપરાંત પોતાની આલ અવલાદનું પોતાના આખા કુટુંબનું પોતાના સગા વાહલાઓનું પોતાના દોસ્ત આશનાવોનું બલકે પોતાની આખી કોમનું અંત વગરનું ભલું કરવાનો સવાબ હાંસલ કરી શકશે. યા ઈલાહી તું ગેર-ઇસલામી કોમને તારો હક મઝહબ સમજવાની અને કબુલ કરવાની નેક તવફીક બક્ષ. આમીન.

---

# ઇસલામીઓ પર અઝમાઇશ.

ઇસલામીઓ બી અઝમાઇશમાંથી બાકાત નથી. કેમકે ખુદાતઆલાની નઝરમાં પોતાના સરવે બંદા એક સરખા હોવાથી જેવી અઝમાઇશ આગલી પ્રજાઓ પર મુકી હતી તેવીજ એઓ પર બી મુકી છે તેથીજ ખુદાતઆલા ફરમાવે છે "શું માણસો **એમ સમજે છે તેઓને એમજ છોડી દેવામાં આવશે એ કહેવાથી જે "અમે ઇમાન લાવ્યા છીએ" અને જ્યારે અમોએ એઓથી જેઓ આગળ હતા તેઓની અઝમાઇશ લીધી છે"** (કુરાન પ્રકરણ ૨૯ આયત ૧—૨)

જેવી રીતે આગલી તથા ગેરઇસલામી કોમોએ પોતાના પેગમ્બરોની ખરી તાલીમ ભુલી જઇ તરેહવાર ખોટી રસમોને ખરો મઝહબ સમજી લીધો અને જુદી જુદી કોમો તથા જુદા જુદા ફીરકામાં વેહચાઇ ગયા તેથીજ ખુદાતઆલા તેઓમાં વખતો વખત પેગમ્બરો મોકલી તેઓને પાછા ખરા મઝહબમાં લાવતો તે વખતે જેઓ ખુદાનો ડર રાખતા તેઓ તે પેગમ્બરો પર ઇમાન લાવતા અને ઘણાખરા તો તેઓનો ઇનકાર કરતા—એ રીતે તેઓની અઝમાઇશ લેવામાં આવી. તેવીજ રીતે ઇસલામીઓ જેઓ બી તેઓના જેવાજ ઇનસાનો હોવાથી તેઓ બી એજ ખસલતના ભોગ થયા. તેનું કારણ એ છે જે તેઓ ખુદાતઆલાના ફરમાનો વાલી પાક કીતાબ કોરાને શરીફનું પઢવા સમજવા તથા અમલ કરવાનું છોડતા ગયા. જો કે તેના જુદી જુદી ભાષાઓમાં તરજુમો થયો છે છતાં ઘણાખરા તો વાંચેજ નહી જે થોડા વાંચે તે સમજે નહી. ને જે થોડા સમજે તે તે મુજબ અમલ કરે નહી ઘણા ખરા તો એનો અર્થ કાઢવાનુ ગુનાહ સમજે છે એ બાહને કે એ ઘણી ભારી કીતાબ છે વખતે ખોટો અર્થ સમજીશું તો વધારે ગુનાહ થશે. અગર એ કીતાબ એટલી ભારી અને સમજવાને મુશકેલ હતે તો ખુદાતઆલા

એવી કીતાબ કે જે પોતાના બંદાની શકતી ઉપરાંતની હોય તે તેઓ પર હરગીઝ કાયમ નહી કરતે. અને તે પઢવા તથા તે મુજબ સમજીને અમલ કરવાની ફરજ ન મુકતે. પણ એ લોકોનો ખોટો બાહનો છે અસલ બાબત લોકોને દુન્યાદારી મોજશોખ તથા કામોથી પુરસદ નથી. એક અભણ યા થોડું શીખેલા શખસને સરકાર તરફથી કોઈ મુકદમા બાબેનો સમન આવે તો તે શખસ અગર તે ભાષાથી જાણે વાકેફ ન હશે યા સદંતર અભણ હશે છતાં કોઈ શીખેલા માણસ પાસે તે તરત વંચાવવા દોડશે અને તે પછી કોઈ વકીલ પાસે જઈ સલાહ લઈ મુકદમાની સુનાવણીની આગમજ પોતાના બચાવની દરેક તૈયારી કરી રાખશે કે જેથી પોતાની ફતેહ થાય યા સઝામાંથી છુટકારો થાય. પણ એ ખુદાતઆલા તરફના સમનની એટલી કોઈ ફીકર કરતું નથી. ગોયા ખુદાતઆલા આગળ કયામતના દીને પોતાનો મુકદમો રજુ થશેજ નહી અને પોતાને કશો જવાબ દેવો પડશેજ નહી. જેઓ કોરાને શરીફને ઘણી મુશકેલ કીતાબ સમજે છે તેઓ વીરૂદ્ધ ખુદાતઆલા ફરમાવે છે **"અને બેશક અમોએ કોરાન નસીહત લેવા માટે સહેલું કરયું છે પણ છે કોઈ નસીહત લેનાર?** ( કુરાન પ્રકરણ ૫૪ આયત ૧૭ ) વલી તે ફરમાવે છે **"શા માટે તેઓ કોરાન વીસે ધ્યાન કરતા નથી શું તેઓના દીલ પર તાલાં છે?** ( કુરાન પ્રકરણ ૪૭ આયત ૨૫ )

આ પરથી સાફ જણાશે કે લોકોના ખ્યાલો ખુદાતઆલાના ફરમાનોથી કેટલા વીરૂદ્ધ છે. અને તેનું પરીણામ એ થયું કે તેઓ આગલી પ્રજાઓ મુજબ ખરો મઝહબ ભુલી જઈ ખોટી રસમોની પેરવી કરવા લાગ્યા. જેનો લાભ મઝહબના આલીમો તથા ધરમગુરૂઓને મલ્યો. એઓને દુન્યાદારીની મોહની લાગી એટલે એઓએ મઝહબને એક ધંધો બનાવી લીધો જેથી પૈસા અને ઇઝત બેઉ મલે. દુન્યાની દરેક કોમમાં મઝહબની ખરાબી કરનાર તેઓના ધરમગુરૂઓ અને આલીમો છે જે માટે ખુદાતઆલા

ફરમાવે છે "એ ઇમાનદારો બેશક ઘણાખરા ધર્મગુરૂઓ અને ઝાહેદો માણસોના માલને અન્યાયથી ખાઈ જાય છે અને તેઓને ( માણસોને ) ખુદાના ( ખરા ) રસ્તાથી ફેરવી નાખે છે " ( કુરાન પ્રકરણ ૯ આયત ૩૪ )

તેથી ઘણાખરા ઇસલામીઓ ખોટી તાલીમ આપનારા ધરમ ગુરૂઓ તથા આલીમોના હાથમાં શીકાર થઇ ગયા અને તેઓની શીખવેલી ખોટી રસમોનેજ ખરો મઝહબ સમજી જુદા જુદા ફીરકામાં વેહચાઈ ગયા. પણ ખુદાતઆલાનો અસલથીજ એકજ મઝહબ હતો તેને હરગીજ જુદા જુદા મઝહબો અને જુદા જુદા ફીરકા મંઝુર હતાજ નહી. તેથીજ દુન્યાની તમામ કોમોને એકજ ઇસલામી ફીરકામાં શામીલ થવાનુ ફરમાન ઝાહેર કરયું છતાં ખુદ ઇસલામીઓજ ખુદાના એકજ મુકરર કરેલા મઝહબના કટકા કરી તરેહવાર રસમોના ફીરકામાં વેંહચાઈ જાય તે ખુદાતઆલા કેમ કબુલ ફરમાવે તેથીજ તેણે ઇસલામના મહાન પેગમ્બર સાહેબ ( સ ) મારફતે ઝાહેર કરાવી આપ્યું કે ઇસલામમાં એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે જેમકે હઝરત મહમદ ( સ ) ફરમાવે છે કે **ખચીત બની ઇસરાઇલની ઉમતે પોતપોતામાં ૭૨ ફીરકા કીધા પણ તમો તમારામાં ૭૩ ફીરકા કરશો પણ યાદ રાખજો કે તેમાંનો એકજ ફીરકો જે મારા તથા મારા સહાબીઓના તરીકાપર હશે ( કે જે ખુદાતઆલાના ફરમાનો મુજબ અને પેગમ્બર સાહેબની સુંનત મુજબ અમલ કરવાનો તરીકો છે ) તે સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે.** છતાં અફસોસ છે કે ઇસલામીઓએ એ ચેતવણી બી ધ્યાનમાં રાખી નહી અને જુદા જુદા ફીરકાઓમાં ખરેખર વેહચાઇ ગયા અને આ મુજબ પેગમ્બર સાહેબની મઝકુર પેશગોઈ આબાદ ખરી પડેલી દરેક ઇસલામી ફીરકો પોતાની નઝરો નઝર જુએ છે.

આ પરથી ગેરઇસલામી કોમોએ વીચાર કરવું જોઇએ કે જ્યારે ઇસલામીઓ જેઓ ખુદાને વાહદહુ લાશરીક માને છે

એટલે ખુદા સાથે કોઇ ભાગીદારને જોડતા નથી તથા તેના મહાન પેગમ્બર હઝરત મહમદ મુસ્તફા (સ.) ને દુન્યાની તમામ કોમોનો પેગમ્બર માને છે છતાં તેઓ માહેલા ૭૩ ફીરકામાંથી એકજ ફીરકો જે ખુદા તથા તેના મજકુર પેગમ્બર (સ) ને ઉપર મુજબ માનવા ઉપરાંત તેઓના ફરમાનોને તાબે થનારો ફીરકો હશે તેજ જંનતી છે અને બાકીના તમામ ફીરકા દોઝખી છે ત્યારે ગેરઈસલામી કોમો જેઓ ખુદા ઉપરાંત બીજાઓને પુજ્ય બનાવે છે અને તેના મહાન પેગમ્બર (સ) ને તાબે થવાનું તો રહ્યું પણ તેઓને માનવાનો વટીક ઇનકાર કરે છે તેઓના કેવા હાલ થશે તે લખવા કરતાં કોઇ બી આસાનીથી સમજી શકસે.

જેવી રીતે આગલી પ્રજાઓ પોતાના પેગમ્બરની ખરી તઅલીમ ભુલી જઇ તરેહવાર રસમોના મઝહબો બનાવી જુદી જુદી કોમોમાં વહેંચાઈ ગઇ ત્યારે ખુદાતઆલાએ તેઓને પાછા ખરે રસ્તે લાવવા વખતો વખત પોતાના પેગમ્બરો મોકલી તેઓની અઝમાયશ લીધી તેવીજ રીતે ઈસલામીઓ બી પોતાના પેગમ્બરની ખરી તઅલીમ ભુલી જઇ તરેહવાર રસમોના મઝહબો બનાવી જુદા જુદા ફીરકાઓમાં વેંહચાઇ ગયા. અને તેઓને એ બી ઝાહેર કરી દેવામાં આવ્યું હતું જે તેઓમાંનો એકજ ફીરકો જે ખુદાતઆલાના ફરમાનો મુજબ તથા પેગમ્બર સાહેબની સુન્નત મુજબ અમલ કરનારો હશે તે સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે ત્યારે જેઓ ખોટા ફીરકામાં ફસાયલા હોય અને પોતાના ફીરકાના ધર્મ ગુરૂઓ તથા આલીમોના હાથમાં શીકાર થયલા હોય તેઓને જો ખુદાતઆલા ન બચાવે તો દુન્યા ખતમ થાય ત્યાં સુધી તે સરવે ખોટા ફીરકાઓમાં જેટલા લોકો જનમ પામે તે સરવે દોઝખી બનતા રહે પણ ખુદાતઆલા અલીમો ખબીર હોવાથી જેવી રીતે આગલી પ્રજાઓમાં વખતો વખત પેગમ્બરો મોકલતો રહ્યો તેવી રીતે આ

ઈસલામી પ્રજામાં પોતાના પ્રતીનીધીઓ મોકલવાનો રીવાજ જારી રાખ્યો. ફરક આટલોજ કે આગલા મઝહબો અપુરણ હોવાથી જુદી જુદી કોમો માટે તે વખતને અનુસરતા શરીઅતી અથવા સ્વતંત્ર પેગમ્બરો મોકલવામાં આવતા હતા જ્યારે ખુદાતઆલાએ ઈસલામને કામીલ યાને સંપુરણ મઝહબ બનાવી દેવાથી દુન્યા ખતમ થાય ત્યાં સુધી હવે કોઈ નવો મઝહબ લાવનાર યા સ્વતંત્ર પેગમ્બર હરગીઝ જાહેર થનાર નથી કે જેથી આ મઝહબમાં જરાએ ફેરફાર થાય. પણ એ મઝહબમાં થતા બગાડા દુર કરવા અને એને નવેસરથી પાછો તાઝો અને મઝબુત કરવા જેવી રીતે આગળા મઝહબો શારૂ પોતાના પ્રતીનીધીઓ મોકલ્યા તેવીજ રીતે ઈસલામ શારૂ બી પોતાના પ્રતીનીધીઓ મોકલાવાનો વાયદો કોરાને શરીફમાં તથા પોતાના પેગમ્બર (સ) મારફતે ઝાહેર કરાવ્યો જેમ કે તે ફરમાવે છે "ખુદાએ વાયદો આપ્યો છે તેઓને કે જેઓ ઇમાન લાવ્યા છે અને નેક અમલ કરચા છે કે બેશક તેઓમાંથી પૃથ્વી પર ખલીફા બનાવશે જેવી રીતે કે તેણે આગલા ખલીફા બનાવ્યા હતા અને તે તેઓને તેઓના મઝહબમાં કે જે તેણે તેઓ માટે પસંદ કરચો છે મઝબુત કરશે." (કુરાન પ્રકરણ ૨૪ આયત ૫૫)

આ પરથી એ સાબીત થયું કે ખુદાતઆલાનો એ નીરમાણ કરેલો નીયમ છે કે જ્યારે લોકો ખરા મઝહબથી દુર જઇ પડે છે ત્યારે તે તેઓમાંથી કોઇ નેક શખસને ચુંટી પોતાનો પ્રતીનિધી બનાવે છે અને તેની મારફતે ખરો મઝહબ નવેસરથી મઝબુત કરે છે. તેવીજ રીતે ઇસલામ શારૂ બી તેણે ઉપર મુજબ વાયદો આપ્યો કેમકે જેવી રીતે આગલી કોમોએ પોતાનો મઝહબ બગાડી દીધો તેવીજ રીતે ઇસલામીઓ બી ખરો ઇસલામ મઝહબ બગાડી નાખી શીરક બીદઆતની ખોટી રસમોમાં ગીરફતાર થઇ ગયા અને દરેક ફીરકામાં એવા એવા ધરમગુરૂઓ

તથા આલીમો ઉતપન થયા કે જેઓ કોરાને શરીફની વિરૂધ બાબતો સમજાવીને ઇસલામીઓને જુદા જુદા ફીરકામાં દબાવી રાખ્યા પણ કોરાને શરીફ જે ખુદાતઆલાના મુબારક કલામોની કીતાબ છે તે વિરૂધની ખોટી બાબતો જોડી કાહડનારાઓનો ઝુલમ તે હરગીઝ સાંખી શકેજ નહી તેથીજ તેણે એ વીસે ખુલ્લો વાયદો આપ્યો છે જે "બેશક અમે આ ઝીકર (કોરાન) નાઝીલ કરયું છે અને બેશક અમેજ તેના સંભાલનાર છેએ (કુરાન પ્રકરણ ૧૫ આયત ૯)

હવે ખુદાતઆલાએ કોરાને શરીફને એક તો એવી રીતે સંભાલ્યું કે તેણે ઇસલામમાં એવા હાફીઝો ઉતપન કરયા જે તેઓની માદરી ઝબાન અરબી ન હોવા છતાં એક બે વાર સાંભલ્યાથી આખું કોરાને શરીફ આબાદ તેઓના મોહડ પર યાદ રહી જાય કે જેથી કોરાને શરીફના અસલ કલામો સદા જલવાઈ રહે. બીજો બંદોબસ્ત એ કરયો જે ચોકસ મુદ્દતોએ પોતાના ખલીફાઓ ઝાહેર કરવાનો વાયદો આપ્યો કે જેઓ કોરાને શરીફની ખરી તઅલીમ મુજબ ખુદાનો પસંદ કરેલો ખરો ઇસલામ દુન્યામાં આશકાર કરે. એવી રીતે ખુદાતઆલા પોતાની કીતાબ કોરાને શરીફને જીસમાની તથા રૂહાની રીતે સંભાલે છે કે જેથી તેના બંદાઓ ગુમરાહ થવા ન પામે. માટે દરેક ઈસલામી પર ફરઝ છે કે જ્યારે બી ખુદાતઆલા તરફથી એવો રૂહાની ઇમામ યા ખલીફો ઝાહેર થાય ત્યારે તેનું સાંભલી, માની તેને તાબે થાય. દરેક ઈસલામીને એ ફરઝમાંથી પસાર થવાનું છે અને જે કોઈ છતી આંખે તે રૂહાની ઈમામને જોશે યા ઓલખશે નહી તો તે આંધલો યા ગુમરાહ થયલો લેખાશે જેમકે એ વીશે ખુદાતઆલા ફરમાવે છે "તે દીવસે (કયામતના દીવસે) અમો દરેક પ્રજાને તેના ઈમામ સાથે બોલાવીશું પછી જેઓને પોતાના આમાલની કીતાબ જમના હાથમાં આપવામાં આવશે તેઓ (પોતાની ફરઝ બરાબર બજા-

વવાથી ખુશીથી પોતાની ) કીતાબ વાંચશે અને તેઓ-પર જરા પણ ઝુલમ કરવામાં ન આવશે અને જે કોઈ આ દુન્યામાં ( આ ફરઝથી ) આંધલો છે તે આખેરતમાં પણ આંધલો છે અને તે વધારે ખોટે રસ્તે ગયેલો છે." ( કુરાન પ્રકરણ ૧૭ આયત—૭૦-૭૧ )

આ વીસે સુની શીઆના તફસીર લખનારાઓ એકમત છે જે અત્રે ઇમામથી મુરાદ ઈમામે ઝમાન છે. અને હઝરત રસુ-લુલ્લાહ ( સ ) એ એ બી ચેતાવી આપ્યું જે મુસલમાનોમાં જ્યારે એવા ઇમામો ઝાહેર થશે ત્યારે જે શખસ એઓપર ઝુલમ કરશે અને એઓને ખોટા પાડશે તે મારાથી નથી અને હું તેનાથી બેઝાર છું.

તે રહેમાનો રહીમ પરવરદીગાર પોતાના બંદાઓ એવા ઇમામને કેવી રીતે વગર ગુંચવાડે સેહેલાઈથી ઓલખી શકે તે માટે ઇસલામના એ મહાન પેગમ્બર સાહેબ ( સ ) મારફતે તદન ખુલ્લા શબ્દોમાં એ ઝાહેર કરાવ્યું કે " બેશક અલ્લા-હતઆલા આ ઉમતના માટે હર સદીની શરૂઆતમાં એવા એક શખસને ઉભો કરશે જે દીનને તાઝો કરશે" આ ઢંઢેરાથી ચાર બાબતોનો ખુલાસો ઝાહેર થઇ ગયો.

(૧) તે શખસ ખાસ ખુદાતઆલા તરફથી ઝાહેર થશે.

( ૨ ) ઝાહેર થવાનો વખત ઈસલામી સદીની શરૂઆતમાં હશે.

( ૩ ) તેનુ મુખ્ય કામ એજ કે ખરો ઈસલામ આશકાર કરવો.

(૪) તે આખાં ઇસલામી ઉમત માટે ઝાહેર થશે કોઇ ચોકસ ફીરકા શારૂ નહી.

આ હદીસ શરીફ ૧૩૦૦ વરસ થયાં વંશપરમપરા ઈસ-લામી ઉલમાઓએ માન્ય રાખી છે. અને તે ઈસલામી ઉલમા-ઓએ સત્તાવાર ઠહાવેલી સહાસીતાની હદીસો માંહેલી સહી અબુ દાઉદની છે.

ઉપરાંત નીચલી મશહુર કીતાબોમાં એ હદીસ શરીફ માન્ય રાખી ખાસ નોંધ લીધી છે.

(૧) કનઝલ અમાલ જેમાં અહલે સુંનત જમાત તથા શીઆઓની મોતેબર હદીસો છે તેના જીલદ છઠી પાને ૨૩૮.

(૨) અહેલે હદીસના મશહુર આલીમ નવાબ સીદીક હુસેન ખાન સાહેબની હીજાજુલ કરામાને પાને ૫૧–૧૩૩.

(૩) મશહુર મુજદીદ સાહેબ હઝરત શાહ વલી ઉલાહની કીતાબે ઇઝાલતલ કફા પાને ૪૧.

(૪) તોહફતુલ હિન્દ નામની મશહુર કીતાબ જેનો ગુજરાતી તરજુમો રાંદેરવાલા જાણીતા મોલવી ગુલામ મોહમદ બીન હાજી હાફેજ સાહેકે કરયો છે તે કીતાબને પાને ૨૨૬.

ઉપલી છેલ્લી કીતાબ વીસે તેની બીજી આવૃતિના દીબાચામાં મઝકુર મોલવી સાહેબ લખે છે જે "તોહફતુલ હિન્દ નામની કીતાબ ઉર્દુમાં ઘણીજ માનીતી છે અને તેથી અનેક આવૃતીઓમાં તેની એક લાખથી વધુ પ્રતો છપાઇ ચુકી છે તેનો ગુજરાતી તરજુમો મેં સને ૧૩૧૪ હીજરીમાં બહાર પાડયો હતો. અલહમ્દોલીલ્લાહ ખુદાએ મારી આશા પુરી કરી અને લોકોપયોગી થયો" "મજકુર કીતાબનાં કર્તા ઈસલામની ખુબીઓનું વરણન કરતાં મજકુર હદીસ વિસે જણાવે છે જે કૃપાળુ નબી (સલ) એ ફરમાવ્યું કે "મારી ઉમ્મતને લીધે ખુદાતઆલા દર સો વરસની શરૂમાં એવા એક માણસને ઉતપન કરશે કે તે તેવણના ધર્મને બિદઅતથી સાફ કરી તાજો કરશે, જેમકે દરેક સઈકામાં એવો માણસ જાહેર થતો રહ્યો છે. તેઓને લીધે ધર્મ તાજો રહ્યો અને કેયામત સુધી એવો રહેશે."

આ તો ઈસલામી ઉલમાઓ તરફની સાબેતીઓ છે હવે

ઇસ્લામના વીરોધીઓ જેઓ બી ઇસલામની એ ખસુસ્યત માન્ય રાખે છે તેઓની નોંધો જુઓ.

લંડનમાં The Coming of the World Teacher નામની એક કીતાબ પ્રગટ થઇ છે. જેમાં જુદા જુદા મઝહબોની કીતાબોમાંથી તેઓની માન્યતાઓ ચુંટી કાહડવામાં આવી છે જેને પાને ૧૦૩ માં નીચે મુજબ ઇસલામી માન્યતાઓ દરશાવવામાં આવી છે.

**From Mahommadan Scripture.**

**ઇસલામી ધર્મ પુસ્તકમાંથી.**

Verily God will send to this people at the beginning of each age (century) Him who shall renew its religion. (The sayings of Mahommad)

"એટલે ખચીત ખુદા આ ઉમત માટે દરેક ઝમાના (સદી) ની શરૂવાતમાં તેને મોકલશે જે તેનો મઝહબ તાઝો કરશે" (મહમદ (સ) ની હદીસ)

God best knoweth whom He will appoint for His Messenger (Al Quran)

એટલે ખુદા બહેતર જાણે છે તેને કે જેને તે પોતાનો પ્રતીનીધી નેમશે. (અલ કુરાન)

હવે બીજી એક કીતાબ Mahomadan and Mahomadanism નામની ૧૮૭૨માં ખ્રીસ્તી ધરમગુરૂ Reverend R. Bosworth M. A. તરફથી પ્રગટ થઈ છે જેની ત્રીજી આવૃતીના પાને ૨૬૫ માં તે જણાવે છે કે A Religion which is not waiting for a revival is waiting till it be swept away એટલે જે મઝહબમાં દીનની સજીવન થવાની ઇંતેજારી નથી તે મઝહબ નાબુદ થવા માટેજ ઇંતેઝાર છે" તે પછી એક બીજા

પ્રોફેસર જણાવે છે કે Professor Max Muller has remarked with truth, that without constant roformation that is to say without constant return to the fountain head–every religion however pure, must gradually degenerate એટલે "પ્રોફેસર મેક્ષમુલરે ખરા ટીકા કર્યો છે કે વારંવાર સજીવન કર્યા વગર એટલે વારંવાર અસલ્યાત પર ફેરવ્યા વગર કોઈબી મઝહબ ગમે તેવો ચોખ્ખો હોય છતાં રહ્તે રહતે બગડવો જોઈએ." વળી એવણ વધુ જણાવે છે કે It is currently believed that Mahomadanism is dying out because it has no such power of revival. But the very reverse of this is true. The Prophet himself must have foreseen the need there would be for a Reformer when he so sorrowfully remarked to Abu Talib "The time is near in which nothing will remain of Islam but its name and of the Koran but its mere appearance, and the mosques of Musalmans will be destitute of knowledge and worship, and the learned–men will be the worst people under the heaven and strife will issue from them, and it will return upon themselves; but he also confidently hoped that when the time was ripe for it, a Reformer would be found. Certainly he said to Abu Hurairah "Certainly God will be send for my sect at the expiration of every hundred years a person who will ronew my religion" ( Mishkatul–Masabih, II III 68 and. II II, 62 ) જુઓ Mahomad and Mahomadanism પાને ૨૯૬) એટલે સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે ઈસલામ વફાત થતું જાય છે, કારણ કે એમાં સજીવન થવાની શકતી રહી નથી જ્યારે ખરી બાબત તો તેથી ઉલટીજ છે. તે ( ઈસલામના ) પેગમ્બરે પોતે આગમજથી જોઈ લીધું હોવું જોઈએ કે ( ઈસલામ માટે ) સુધારકની જરૂર પડશે કારણ કે

તેવણે ઘણી ગમખાર રીતીએ અબુ તાલીબને જણાવ્યું કે "તે વખત નજદીક છે કે જ્યારે ઇસલામ ફકત નામનોજ રહી જશે અને કોરાન ફકત દેખાવ માટેજ હશે. અને મુસલમાનોની મસજીદો ઈલમ અને ઇબાદતની મોહતાજ હશે. અને આસમાનની નીચે સૌથી બદતર લોક આલીમોજ હશે અને ફેસાદ ફીતના તેઓથીજ નીકલશે અને તે તેઓ પરજ પલટશે પણ તેવણ એ બી ખાત્રી ભરી રીતે માને છે કે જ્યારે એવો વખત આવશે ત્યારે એક સુધારક બી જાહેર થશે. બેશક તેવણે અબુ હુરેરાને ફરમાવ્યું કે "બેશક ખુદાતઆલા મારી ઉમત શારૂ દર સો વરસ ખતમ થતાંજ એક શખસને ઉભો કરશે જે મારો મઝહબ પાછો તાજો કરશે."

આ આવી મહાન શહાદતો છે કે જેનો કદી ઈનકાર થઈ શકેજ નહી. બીજું એ બી યાદ રાખવું કે કોઇ બી બનાવ વીસે ખુદાતઆલાના પ્રતીનીધીએ પેશગોઈ કીધી હોય અને તે મુજબ જ્યારે તે બનાવ બને તો તેની સત્યતા વીસે કશો બી શક રહી શકેજ નહી. એ મુજબ ઇસલામના મહાન પેગમ્બર સાહેબે (સ) ઈસલામમાં દર સદીની શરૂઆતમાં ખુદાતઆલા તરફના એક ખાસ શખસના ઝાહેર થવાની પેશગોઈ કીધી અને જ્યારે તે મુજબ દર સદીમાં એવા ખાસ શખસો ઝાહેર થતા ગયા તો એ હદીસ વીસે હવે કશો શક રાખી શકાયજ નહી.

આગલી સદીઓમાં એવા મુજદિદો એટલે દીનને તાઝા કરનારા પ્રતીનીધીઓ ઝાહેર થયા તેઓના મુબારક નામો નીચે મુજબ છે.

(૧) હઝરત ઉમર બિન અબદુલ અઝીઝ.

(૨) હઝરત આહમદ બિન ખલીફલ ખલાલ

(૩) હઝરત ઇમામે બાકી

(૪) હઝરત અબુ અબદુલ્લાહ

(૫) હઝરત ઇમામગઝાલી

(૬) હઝરત સયદ અબદુલ કાદર જીલાની

(૭) હઝરત ખ્વાજા મોઈનુદીન ચીશતી

(૮) હઝરત સાલેહ બિન ઉમર

(૯) હઝરત સયદ મહમદ જોનપુરી

(૧૦) હઝરત શેખ આહમદ સરહંદી મુજદિદે અલફ-સાની ઈમામે રબ્બાની.

(૧૧) હઝરત આહમદ શાહવલી ઉલ્લાહ દહેલવી.

(૧૨) હઝરત સયદ આહમદ બરેલવી.

હવે ઉપર જણાવેલા દસમા મુજદિદ હઝરત શેખ આહમદ સરહંદી જેઓ અગ્યારમી સદીની શરૂઆતમાં ઝાહેર થયા તેઓ ઇસલામી આલમમાં મુજદિદે અલફસાની ઈમામે રબ્બાની ના નામે મશહુર છે એટલે અગ્યારમી સદીના મુજદિદ અને ખુદા તરફના ઇમામ એઓને એ ખેતાબ જાણે એ અસલ નામ હોય તેમ એઓ એજ ખેતાબવાલા નામે મશહુર છે. તો વગર તકરારે સાબીત થયું કે ઇસલામમાં મુજદિદ ઝાહેર થવાની બાબત તદનજ ખરી છે કારણ કે જ્યારે એઓની આગમજ શરૂઆતથી ૧૦ મી સદી સુધી મુજદિદો ઝાહેર થયાજ હશે ત્યારેજ એઓ ૧૧ મી સદીના મુજદિદ હોવાનો ખેતાબ હાંસલ કરી શકયા. અને ભવીશમાં પણ એજ રવેસે મુજદિદોનો ઝાહેર થવાનો સીલસીલો કયામત સુધી જારી રેહશે જે ઉપલી અનેક સતાવાર શહાદતો ઉપરથી ખુલ્લી રીતે સાબીત થાય છે.

પણ ઘણા ખરા લોકો નાવાકેફીના લીધે એવા મુજદિદોને સાધારણ આલીમ સમજે છે અને કહે છે કે મુજદિદ એટલે દીનનો તાઝો કરનાર તો એવા શખસો દરેક ફીરકામાં હોય છે તેમાં ખસુસ્યત જેવું છેજ શું? તેનો જવાબ એ છે કે બેશક જુદા જુદા ફીરકાના આલીમોમાં કશી ખસુસ્યત નથી પણ અત્રે

તો એકજ ખાસ શખસ વીસે ચેતવણીમાં આવ્યું છે કે તે ખાસ ખુદાતઆલા તરફથી ઝાહેર થશે. બીજું તે સહીની શરૂઆતના નીરમાણ કરેલા મુકરર વખતેજ ઝાહેર થશે. ત્રીજું તે રાત દાહડો ખરો ઇસલામ આશકાર કરવાના કામ ઉપરજ મંડેલો રેહશે અને ચોથું તે કોઇ ચોકસ ફીરકા માટે નહી પણ આખી ઇસલામી ઉમત માટેનો ખુદા તરફનો પ્રતીનીધી હશે તેથીજ એ અસાધારણ બીના ઈસલામની મહાન ખસુસ્યત છે અને તે સ્વીકારવાની દરેક ઈસલામી પર ફરઝ છે.

પણ જેવી રીતે આગલી પ્રજાઓને પોતાના ખોટી રસમોના મઝહબોને છોડી તેઓમાં ઝાહેર થતા પેગમ્બરોને માનવા ભારી લાગતું તેવીજ રીતે ઈસલામીઓને બી એ આઝમાઈશ ભારી લાગતી. કેમકે એઓ બી આબાદ આગલી પ્રજાઓ મુજબ ખોટી રસમોના ફીરકાઓમાં વેંહચાઇ ગયા છે અને પોતાના વડવાઓથી તેજ રસમો બજાવતા આવ્યા છે એટલે તે છોડી દેતાં કુદરતી ભારી લાગે કેમકે તેથી પોતાના કુટુંબમાં સગાવહાલાઓમાં તથા કોમમાં ખમવું પડે પણ ખુદાતઆલાએ ઈનસાનને પોતાની તાબેદારી શારૂજ ખાસ પેદા કરયો છે અને એ ગંભીર ફરઝ જયારથી દુન્યા શરૂ કીધી છે ત્યારથી તેણે દરેક પર મુકરર કરી છે અને જે કોઇ એનો નાફરમાની કરશે તેને દુખદાયક અઝાબ ભોગવવું પડશે એવી ખુલ્લી ચેતવણીઓ પેગમ્બરો મારફતે ખુદાઈ કીતાબો મારફતે વંશપરમપરા પોંહચાડતો આવ્યો છે છતાં જે કોઈ ખુદાતઆલાની આ આજ્ઞાની નાફરમાની કરશે તેને આખેરતમાં સખત ખમવું પડશે. આ ઝીંદગી તો એક સ્વપ્નો છે અમ્મર ઝીંદગી તો હવે પછી ભોગવવાની છે. તે અમ્મર ઝીંદગી દુખમાં નહી અને સુખમાં ગુઝારવી હોય તો ખુદાતઆલાની આ આઝમાઈશ દુન્યાની પરવા કરવા વગર હીમતથી પસાર કરવી જોઇએ. આ દુન્યાના ચાર દાહડા કોઈ બી રીતે ગુઝરી જશે. ખુદાતઆલાના આવા પ્રતિનીધીઓ જયારે ઝાહેર

થાય ત્યારે સૌથી વધારે નુકસાન દરેક ખોટા ફીરકાના ધરમ-ગુરૂઓને તથા આલીમોને થાય. કેમકે તેઓના ખોટારાઓ ઝાહેર થઇ જવાથી તેઓના ફીરકાઓમાંથી માણસો ઓછા થતા જાય તેથી સૌથી વધારે વિરૂધતા દરેક ફીરકાના આલીમો તરફથીજ પહેલે શરૂ થાય. એટલે સુધી કે સરવે ખોટા ફીરકાના આલીમો ભેગા મળી તેઓ પર કુફરનો ફતવો લગાડી આપે. કે કોઈ તેઓની પાસે જાય નહી, તેઓની કીતાબો વાંચે નહી, તેઓની વાતો સાંભળે નહી, પણ તે શખસ ખાસ ખુદાતઆલા તરફથી ઝાહેર થનારો હોય છે તે સુરજની માફક આખી દુન્યામાં ચમકી નીકલે છે. અને તે ખુદાતઆલા તરફથી ઈલમ હાંસલ કરી મઝહબમાં પેસ થયલા ખોટારા એવા જગઝાહેર કરી આપે છે કે જેની રૂહાની અસર દરેક ખુદાનો ખોફ રાખનારા ઇનિસાનને થાય છે જેથી તે દુન્યાની જરાબી પરવા કરવા વગર ખુદાતઆલાના પ્રતિનીધીને તાબે થાય છે અને એ મુજબ દર સો વરસે ઈસલામનો ખરો ફીરકો જગઝાહેર થતો રહે છે અને કયામત સુધી થતો રહેશે. જેના ટેકામાં આપણા મહાન પેગમ્બર સાહેબની એ હદીસ શરીફ છે કે " કયામત કાયમ થાય ત્યાં સુધી મારી ઉમતમાંથી એક ફીરકો દીનની સચાઈ સાથે લોકો-પર ઝાહેર બાહેર ગાલીબ રહેશે. તેઓ કોઇની પરવા ન કરશે ભલે તેઓનો કોઇ મદદગાર બને યા તેઓને છોડી તેઓથી અલગ થઈ જાય " ( ઇબને માજા )

બીજો સવાલ લોકો એ કરે છે કે આગળ એવા મુજદ્દિદો થયા હોય તો તેઓના નામો દેખાડો, તેઓ કયારે અને કયાં પેદા થયા, કયારે મરી ગયા, તેઓની કબરો કયાં છે, વગેરે તે-નો જવાબ એ છે કે જયારે એ સાબીત થઈ ગયું કે દર ઈસ-લામી સદીની શરૂઆતમાં એવા મુજદ્દિદો ઝાહેર થાય છે તો હવે અમારા ઉપર આગલા દરેકની તફસીલ દેખાડવાની ફરઝ રહીજ નહી. કારણ કે આપણા પર ફરઝ તો એજ મુકવામાં

આવી છે કે આપણે આપણા ઝમાનાના ઈમામને ઓલખ્યે નહી કે આગલા ઝમાનાના. એમ તો કોઇ ગેરઇસલામી શખસ એ સવાલ કરે કે જ્યારે ૧૨૪૦૦૦ પેગમ્બરો ઝાહેર થયા છે તો તેઓનાં નામો તથા જન્મ મરણની વીગતો આપો તોજ અમો તમારા ઈસલામી પેગમ્બરને ખરા પેગમ્બર માન્યે. જ્યારે કોરાને શરીફમાં માત્ર ૨૫–૩૦ નામો બી ભાગ્યેજ જડશે. તો શું ૧૨૪૦૦૦ પેગમ્બરો ઝાહેર થવાની હકીકત ખોટી ઠડી ? હરગીઝ નહી. તેવીજ રીતે જ્યારે દર સદીની શરૂઆતમાં મુજદ્દિદ ઝાહેર થવાની બીના સાબીત થઈ ચુકી તો પછી આગલા ઝમાનાના સરવે મુજદ્દિદોના નામો રજુ કરવાની ઝરૂરત બાકી રહીજ નહી. છતાં ખુદાના ફઝલો કરમથી અમો આગલા ઝમાનાના સરવે મુજદ્દિદોના નામો મેલવવા શકતીવાન થયા છૈએ અને તે આગલા પાના પર ઝાહેર બી કરી ચુકયા છૈએ. (અલ હમ્દો લીલ્લાહ.)

વલી કેટલાકો એ સવાલ કરે છે કે મુજદ્દિદને ઝાહેર થવાની તથા દાવો કરવાની શી ઝરૂરત ? અને આગળ એવો કોઇએ દાવો કરયો હોય તો દેખાડો ? તો તેનો જવાબ એ છે કે અગર તે ઝાહેર થઇને દાવો કરે નહી તો લોકો તેને કેવી રીતે ઓલખી શકે ? એનું ઝાહેર થવું તે ખુદાતઆલા તરફની એક બેમુલ નેઅમત નાઝીલ થયલી સમજવી કારણકે એના લીધે ઇસલામીઓ ખોટા અને દોઝખી ફીરકામાંથી છુટા થઈ ઇસલામના ખરા ફીરકામાં શામેલ થવા ભાગ્યવાન થાય છે તો જ્યાંસુધી એ ઝાહેર થઈ દાવો ન કરે ત્યાંસુધી લોકો તેને કેવી રીતે ઓલખે અને કેવી રીતે એ ખુદાઇ નેઅમતનો લાભ લઈ શકે ? બીજું એ ખુદાતઆલા તરફના ઈમામે ઝમાન તરીકે ઝાહેર થાય છે અને તેનો દાવો ઝાહેર થયાથીજ લોકોની અઝમાઈશ લેવાઈ શકાય છે કે કોણ ખુદાના કાયદાથી વાકેફ થઇ ખુદાનો ખોફ રાખી તેને સ્વીકારે છે અને કોણ જાહેલ બની તેનો તુચ્છકાર કરે છે તે મુજબ આખેરતમાં માનનારાઓ અને ઇનકાર કરનારાઓને તેનો ઘટતો બદલો મલે.

હવે આગલી સદીઓમાં જેઓએ દાવો કરયો તેઓમાં ના એકાદ બેના દાવા બી દાખલા તરીકે અત્રે ટાંકું છું જેમકે તેઓમાંના હઝરત શાહ વલી ઉલ્લાહ સાહેબ ફરમાવે છે "જ્યારે મારા પરવર દીગાર રબ જલ જલાલે મને ઝાહેર કરયું છે કે તને આ ( ઇસલામના ) તરીકતનો ઈમામ બનાવ્યો છે અને લોકોને ઝરૂર છે કે તેઓ તારી મોહબત કરે તારી ફરમાબરદારીને પોતાની નજાતનો રસ્તો સમજે અને હવે તે શખસ પર આસમાની બરકાત નહી ઉતરશે જે તારી સાથે અદાવત તથા કીનો રાખશે અને ન ઝમીની બરકતો પામશે. અને પુરવ અને પશ્ચિમની લોકો તારી રૈયત છે. અને તું તેઓનો બાદશાહ છે ( એટલે આ ઉમત રૂહાની સલતનત છે અને તું તેઓનો ઇમામ છે ) અને લોકો તારી આ હકીકતથી જાણીતા થાય યા ન થાય અગર તેઓ તને ઓલખશે તો કામ્યાબ થશે અને અગર ન ઓલખશે તો નુકસાન ઉપાડશે" ( જુઓ તેઓની કીતાબ તફીમાતે ઈલાહી )

તે પછી હઝરત મહમદ ઇસમાઇલ શહીદ રહેમત અલ્લાહ અલેહી પોતાની કીતાબ " મનસબે ઇમામત " માં ફરમાવે છે "અગર કોઈ (ગેરઇસલામી) શખસ હઝાર તરેહથી ખુદાની મારીફત તથા નફસની ઇસલાહ સારૂ કોશેશ કરે અને (તે બી) ખરી કોશેશ કરે છતાં જ્યાં સુધી ખુદાતઆલાના રસુલ (હઝરત મહમદ સ.) પર ઇમાન ન લાવશે નજાતે આખરી હરગીઝ નસીબ ન થશે ને ખુદાના ગઝબથી તથા જહાનમના અઝાબથી ખલાસી ન પામશે તેવીજ રીતે અગર કોઈ (ઇસલામી શખસ) શરીઅતી ઇબાદત તથા દીની ફરમાનબરદારી બજાવી લાવે અને ઇસલામી અહકામોમાં પુરેપુરી કોશેશ કરે પણ જ્યાં સુધી પોતાના વખતના ઇમામની તાબેદારીમાં ગરદન ન

મુકશે અને તેની ઈમામતનો એકરાર ન કરશે હરગીઝ તેની મઝકુર ઈબાદત આખેરતમાં કામ ન આવશે અને રબે ખદીરની પકડથી ખલાસી ન પામશે તેવીજ રીતે નબી કરીમે (સ) ફરમાવ્યું છે કે "જે કોઈ પોતાના ઝમાનાના ઈમામને ન ઓલખશે અને મરશે તે બેશક જહાલતની મોતે મુઓ" (એટલે ઈસલામના પેહેલાંની જહાલતના ઝમાનાના કાફરોના જેવી મોતે મુઓ.)

આ ઉપરથી મઝહબ એક કેવી ગંભીર બાબત છે અને દરેક ઇસલામી તથા ગેર ઇસલામી શખસના માથે કેવી ગંભીર અઝમાઈશ ઉભી છે તે આસાનીથી સમજી શકાશે.

ઉપલી ઝાહેરાતથી બે બાબતોનો ખુલાસો રોશન થઈ ગયો એક તો એ કે આ ઇસલામી ઉમતને પોતાના ઝમાનાના ઈમામની ઝાહેર થવાની ખબર (દાવત) પોંહચે યા ન પહોંચે તેઓએ પોતાના વખતના ઇમામની તલાશમાં રહેવું જોઇએ કેમકે ખુદાતઆલાએ પોતાના પેગમ્બર મારફતે પોતાનો પ્રતિનિધી હરસદીની શરૂઆતમાં ઝાહેર થશે એવો ખુલ્લો ઢંઢેરો ઝાહેર કરી આપ્યો છે જેથી દરેક ઇસલામીપર એક અતી અગત્યની ફરઝ થઈ પડી કે જેવી નવી સદી શરૂ થઇ કે ખુદાતઆલાના પ્રતીનીધીની ઈંતેજારીમાં રહે ને જ્યારે તે શખસ ઇસલામના સરવે અહકામોનો બરાબર પાબંદ જણાય અને ઇસલામ મઝહબમાં જે કાંઈ બગાડો દાખલ થઈ ગયો હોય તે કોરાને શરીફ મુજબ હક ઝાહેર કરી આપનારો જણાય તો તેને ઝમાનાના ઇમામ તરીકે કબુલ રાખી તેની બઇઅત કરી તેની જમાઅતમાં દાખલ થઇ જાય.

બીજી બાબત જે બીજા સાહેબના ખુલાસાથી ઝાહેર થઈ ગઈ તે એ છે જે એક ઈસલામી ગમે તેટલી ઇબાદત કરે અને ઇસલામના બીજા અહકામો જેવા કે રોઝા ઝકાત હજ વગેરે બરાબર બજાવતો રહે છતાં જ્યાં સુધી તે પોતાના ઝમાનાના ઈમામને ન ઓળખશે તેના સરવે આમાલ રદ છે. જેવી રીતે

; એક ગેર ઈસલામી શખસ પોતાના મઝહબમાં રહી ગમે તે-
!લી બંદગી બજાવે છતાં જ્યાં સુધી ખુદાતઆલાના તમામ દુન્યા
નાટેના મહાન પેગમ્બરને માની ઇસલામીઓની જમાઅતમાં
ારીક ન થાય ત્યાં સુધી તેના સરવે આમાલ રદ છે. કેમકે
ખુદાતઆલાએ એ સાફ ફરમાવી આપ્યું છે કે ઇસલામ સીવાય
ને બીજો કોઈ મઝહબ મંઝુરજ નથી કેમકે આગલા તમામ
મઝહબોમાં ઘણા બગાડા થઈ ગયા તેથી ખુદાતઆલાએ તે
સરવે મઝહબોને રદ બાતલ કરી ઈસલામ મઝહબ દુન્યાની ત-
મામ કોમો માટે મુકરર કરયો છે તેને તાબે થવુંજ જોઈએ
તેવીજ રીતે ઇસલામીઓએ પોતાના મઝહબમાં ઘણા બગાડા કરી
નાખી ૭૩ ફીરકામાં વેંહચાઈ ગયા અને જ્યારે એ બી બાબત
કોરાને શરીફ તથા હદીસ શરીફથી સાબીત છે કે ઇસલામમાં
એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે અને ખરો ફી-
રકો તેજ છે જે હરસદીની શરૂઆતમાં ખુદાતઆલાના તરફથી
જાહેર થયલા એક ખાસ શખસ મારફતે સ્થાપવામાં આવે તેને
ઝમાનાના ઇમામ તરીકે માની તેની બઇઅતમાં દાખલ થઇ તેની
જમાઅતમાં શામીલ થઇ જવું છતાં જે કોઇ પોતાના ખોટા
ફીરકામાં રહિ ગમે તેવા આમાલ બજાવશે તે રદ જશે જેવી
રીતે એક ગેરઇસલામી પોતાના ખોટા મઝહબમાં રહી ગમે
તેવા આમાલ બજાવશે તે રદ છે.

પણ જેવી રીતે એક ગેરઇસલામીને પોતાનો ખોટો મઝહબ
છોડી ખરો ઇસલામ કબુલતાં ભારી લાગે છે તેવીજ રીતે એક
ઇસલામીને પોતાનો ખોટો ફીરકો છોડી ખરો ફીરકો કબુલતાં
ભારી લાગે છે.

ગેરઇસલામીઓ હજી દયાને પાત્ર છે કેમકે તેઓને એક
નવોજ મઝહબ એખત્યાર કરવાની ફરઝ પડે છે જ્યારે ઇસલા-
મીઓને કોઇ નવો મઝહબ એખત્યાર કરવો પડતો નથી. તેઓને
તો એજ મઝહબની પાબંદી કરનાર ઈમામે ઝમાનના સાચા
ફીરકામાં શામેલ થવું છે. પણ દુન્યાના ડરના લીધે જેવી રીતે
એક ગેરઈસલામીને ઇસલામ કબુલ કરતાં ભારી લાગે છે તેવીજ

રીતે એક ઇસલામીને દુન્યાના ડરના લીધે પોતાનો ખોટી રસમોવાલો ફીરકો છોડી સાચો ફીરકો કબુલ કરતાં ભારી લાગે છે. ભારી તો કુદરતી રીતે સરવેને લાગેજ પણ જ્યારે ખુદાતઆલાએ ઈનસાનને પોતાના તાબેદારી માટેજ પેદા કરયો છે અને જ્યારથી દુન્યા શરૂ કીધી છે ત્યારથી દરેક પ્રજા પર એ અઝમાઈશ જારી થયલી છે ત્યારે આપણે એ અઝમાઇશમાંથી કેવી રીતે છટકી શકયે ? ખુદાતઆલાનો કાયદો પોતાના સરવે બંદાઓ માટે અપક્ષપાત છે પછી તે ઇસલામી હોય યા ગેરઇસલામી, તવંગર હોય યા ગરીબ મરદ હોય યા ઓરત સરવેને એ અઝમાઇશ માંથી દુન્યા ખતમ થાય ત્યાં સુધી પસાર થવું છે જેને આખેરતનો ડર હશે તે આ દુન્યાની ચાર દાહડાની ઝીંદગીમાં જો થોડું દુખ ખમશે તો આખેરતની અમ્મર ઝીંદગીમાં બેહદ સુખ પામશે. અને જે આ એક સ્વપના જેવી ઝીંદગીમાં થોડું દુખ ખુદા ખાતર ન ઉપાડશે તે આખેરતની અમ્મર ઝીંદગીમાં દુખદાયક અઝાબનો ભોગ થશે. ખુદાતઆલા સરવેને નેક હીદાયત બક્ષે આમીન.

---

# દરેક ઈસલામી પર પોતાના ઝમાનાના ઇમામને ઓળખવાની અતી ગંભીર ફરઝ

દુનયામાં જેવી રીતે પ્રજા માટે એક હાકમની ઝરૂરત હોય છે, લશકર માટે એક સરદારની, દરેક કીસમની કારોબારી મંડલી માટે એક પ્રમુખની તેવીજ રીતે તમામ દુન્યા માટેના એક સામાન્ય ઇસલામ મઝહબના મહાન દીની કારોબાર માટે એક ખુદાઇ રાહનુમા અથવા ઇમામની ઝરૂરત હોય છે અને આ દુન્યામાં દરેક ઈનસાન પોતાના ઝમાનામાં જે શખસને પોતાનો ઇમામ માનશે પછી તે ખુદા તરફનો ખરો ઇમામ હોય યા લોકો તરફનો બનાવટી ઇમામ તેને કયામતના દીને તે ઇમામ સાથે હાઝર થવું પડશે જેમકે ખુદાએતઆલા પોતાના પાક કલામોની કીતાબ કોરાને શરીફમાં ફરમાવે છે "યવમા નદઊ કુલ્લ ઓનાસીન બે એમા-

મેહીમ" (કોરાન પ્રકરણ ૧૭ આયત ૭૦) એટલે ખુદાએતઆલા ફરમાવે છે કે "કયામતના દીને અમો તમામ ઈનસાનોને પોત પોતાના ઇમામ સાથે બોલાવીશું" ઈસલામના મહાન પેગમ્બર સાહેબે (સ) બી હરેક શખસને પોતાના ઝમાનાના ખરા ઇમામને ઓલખવાની અને તેની પેરવી કરવાની સખત તાકીદ ફરમાવી છે જે સુન્ની શીઆની અનેક હદીસોથી સાબીત છે. જેમકે:—

## સુન્ની હદીસો મુજબ.

ઇસલામના મહાન પેગમ્બર હઝરત મહમદ મુસ્તફા (સ) ફરમાવે છે:–(૧) "જે શખ્સ પોતાના ઝમાનાના ઈમામને ઓલખ્યા વગર મરશે તે બેશક જહાલતની મોતે મરશે એટલે ઇસલામની પહેલેના જહાલતના ઝમાનાના કાફરોની મોતે મરશે" (અબુદાઉદ તીરમઝી) (૨) જે શખ્સ વગર ઈમામે મરી ગયો તો તે જહાલતની મોતે મુઓ અને જેણે ઈમામની તાબેદારીથી હાથ ઉઠાવી રાખ્યો (ઈનકાર કર્યો) તેની પાસે કયામતના દીને (પોતાના છુટકારાની) કોઇ હુજત ન હશે." (અબુ દાઉદ)

## શીઆ હદીસો મુજબ.

(૧) મહમદ બીન મુસલીમથી રીવાયત છે કે મેં અબુ જાફરને કહેતાં સાંભળ્યું કે અએ મોહમદ ખુદાની કસમ છે કે આ ઉમતમાંથી જેણે સવાર (નો વખત) ગુઝાર્યો અને અલ્લાહ તરફથી તેના માટે ઝાહેરા ઇમામ આદીલ ન હોય તો તેણે સવાર ગુમરાહીમાં ગુઝારી અને અગર તેજ હાલતમાં મરણ પામ્યો તો તે કુફ્ર અને નીફાકની (કાફર અને મુનાફેકની) મોતે મુઓ" (કુલેની) (૨) "જેણે શરીઅત તથા હકીકત વગર ઈમામે જાણી તેણે બેશક કુફ્ર કર્યું." (૩) "જેના માટે ઈમામ નથી તેના માટે દીન નથી, અને જેના માટે ઇમામ નથી તેનો ઇમામ શેતાન છે." (૪) "તમારાપર તમારા ઝમાનાના

ઇમામને ઓલખવાની ફરજ છે. સબબ નેકબખ્ત તે શખ્સ છે જે પોતાના ઇમામને ઓલખે અને તેની બઇઅત કરે તેને પોતાના જાન તથા માલ તથા અવલાદનો માલીક સમજે." (આ છેલ્લી હદીસના રાવી હઝરત ઇમામ ઝયનુલ આબેદીન (અ) છે.)

આ ઉપરથી જણાશે કે દરેક ઇસલામી ઉપર પોતાના ઝમાનાના ઇમામને ઓળખવાની અને તેની બઇઅતમાં દાખલ થવાની અતી ગંભીર ફરજ મુકરર છે, પણ હવે સવાલ એ ઉભો થાય છે કે ઇમામે ઝમાન કોણને સમજવો ?

શીઆઓનું એ કહેવું છે કે આપણા હઝરત રસુલુલ્લાહ (સ) બાદ વંસપરમપરા તેઓની જીસમાની અવલાદ હોય તેજ ઇમામ થઇ શકે અને તેના ટેકામાં તેઓ હદીસે સકલેન રજુ કરે છે જેમાં હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે કે "હું તમારામાં બે ભારે ચીઝો મુકી જઇશ તમો અગર તેને મઝબુત પકડશો તો મારા પછી કદી ગુમરાહ થશો નહી તે બે ચીઝો એક બીજાથી મોટામાંમોટી છે. જેમાં એક તો ખુદાતઆલાની કીતાબ કોરાને શરીફ છે તથા બીજી મારી ઈતરત" અને ઇતરતથી મુરાદ આલ યા એહલેબેતને ઠેડવે છે. અને તે મુજબ હઝરત અલી (અ) ને પેહેલા ઇમામ તથા તેઓ પછી તેઓની અવલાદોને બીજા ત્રીજા એમ કેટલાકો ૭ સુધી તો કેટલાકો ૧૨ સુધી તો કેટલાકો ૪૮ સુધી ઈમામોની ગણત્રી કરે છે. પણ એ તો જગઝાહેર બીના છે કે પેહેલા ઇમામ યા ખલીફા હઝરત અબુબકર હતા બીજા હઝરત ઉમર તથા ત્રીજા હઝરત ઉસમાન ( રીઝવાનુલ્લાતઆલા ) પણ એઓને તેઓ ખલીફા યા ઇમામ માનતા નથી કારણ કે એઓ હઝરત રસુલુલ્લાહ (સ) ના જીસમાની અવલાદ ન હતા. પણ વંસપરમપરા જીસમાની અવલાદ હોય તેજ ખરા ઇમામ ઠરી શકે એ તેઓને ખ્યાલ ખોટો છે કારણ કે હઝરત રસુલુલ્લાહ

(સ) નો કોઈ બી જીસમાની અવલાદ ( દીકરો ) હયાત હતોજ નહી કે જેથી વંસનો સીલસીલો જારી રહે અને આતો જાણીતી વાત છે કે વંસનો સીલસીલો દીકરાની નસલથી જારી રહે છે ન કે દીકરીની. ત્યારે સવાલ એ ઉભો થાય છે કે શું હઝરત અલી (અ) તેઓના જીસમાની અવલાદ હતા ? નહી. તેઓ તો જમાઇ હતા ( એમ તો હઝરત ઉસમાન (અ) બી જમાઇ હતા ) હવે જ્યારે હઝરત અલી (અ) એઓના જીસમાની અવલાદ ન હતા ત્યારે શીઆઓના પોતાનાજ અકીદા મુજબ હઝરત અલી (અ) બી ખરા ઇમામ સાબીત થતા નથી. પણ અમો કહીએ છીએ કે હઝરત અલી (અ) બેશક ખુદાના ખરા ખલીફા તથા ઇમામ હતા જેવી રીતે કે હઝરતો અબુબકર, ઉમર ઉસમાન (અ) ખુદાના ખરા ખલીફા તથા ઇમામ હતા. જો કે એઓમાંથી કોઈ બી હઝરત રસુલુલ્લાહ (સ) ના જીસમાની અવલાદ ન હતા છતાં તેઓ એઓના રૂહાની અવલાદ બેશક હતા. અને હદીસમાં ઇતરતથી મુરાદ પુરેપુરી તાબેદારી કરનાર રૂહાની અવલાદ ઠરે છે; પછી તે જીસમાની અવલાદ હોય યા ન હોય. એજ અર્થ આલ યા એહલેબૈતનો છે જેમકે ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે "અગરકના આ લ ફિરઅવ ન" એટલે અમોએ આલે ફીરોનને ગરક કરી નાખ્યો. ( પ્રકરણ ૨: ૫૦ ) તેની એ મતલબ નથી કે ફીરોનને અને તેની જીસમાની અવલાદને ગરક કર્યો પણ તેની એ મતલબ છે કે ફીરોનને અને તેના તાબેદારોને કે જેઓ તેની પેરવી કરતા હતા તેઓને ગરક કરી નાખ્યા. તેવીજ રીતે કોરાને શરીફમાં હઝરત નુહ (અ) ના દીકરાનો દાખલો છે. જ્યારે તેઓનો દીકરો તુફાનમાં ડુબવા લાગો ત્યારે તેઓએ અરઝ કરી કે રબ્બે ઇન નબની મિન અહલી એટલે "ઓ મારા પરવરદીગાર બચીત એ મારો દીકરો મારી અહલમાંથી છે" એને તું તારા વાયદા મુજબ બચાવ. તેના જવાબમાં ખુદાતઆલા ફરમાવે છે યા નૂહો ઇન્નહૂ લય સમિન અહલેકા ઇન્નહૂ અમલૂન ગયરો સાલેહિન એટલે

એ નૂહ ખચીત તે તારી અહલમાંથી નથી કારણ ખચીત તેના અમલ નેક નથી ( પ્રકરણ ૧૧: ૪૬ ) જુઓ તે દીકરો હઝરત નુહ (અ) નો જીસમાની અવલાદ હતો એઓના એહલેબૈતમાંથી હતો અને એહલેબૈતને બચાવવાનો ખુદાનો વાયદો હતો છતાં તેના અમલ નેક ન હોવાથી ખુદાતઆલાએ તેને દીકરાપણા તથા એહેલમાંથી ખારીજ ઠેડવી ગરક કરી દીધો. તેવીજ રીતે કોઇ શખસ ખરેખર હઝરત રસુલુલ્લાહ (સ) ની આલનો સૈયદ હોવા છતાં અગર પરધરમી થઇ જાય તો તે હરગીઝ આલ ન કહેવાય. જ્યારે એક પરધરમી શખસ ઇસલામ એખત્યાર કરે અને હઝરત રસુલુલ્લાહ (સ) ની તાબેદારી કરે તો તે આલ બલકે એહલેબેત માંહેલો ઠડે. જેવી રીતે કે હઝરત સલમાન ફારસી ઇરાની જેવી પરધરમી કોમના એક શખસ હતા છતાં ઇસલામ સ્વીકારી બરાબર તાબેદારી કરવા લાગ્યા તો હઝરત રસુલુલ્લાહ (સ) એ તેઓને પોતાના એહલેબૈતમાંના ઠેડવ્યા. જે બીના શીઆઓ બી એકમતે કબુલ કરે છે.

બીજું જ્યારે ખુદાતઆલાએ હઝરત ઈબરાહીમ ( અ ) ને ફરમાવ્યું કે **ઇન્ની જાએલોક: લિન્નાસે ઇમામન** એટલે ખચીત હું તને લોકો માટે ઈમામ બનાવનારો છું. તો હઝરત ઇબરાહીમ (અ) એ તુરત અરઝ કરી કે **વમીન ઝુરરિયતી** એટલે મારી અવલાદમાંથી ( પણ ઇમામત જારી રાખ ) તો ખુદાતઆલાએ પણ તુરત જવાબ દીધો કે **લા યનાલો અહદિઝ ઝાલેમીન** એટલે ઝાલીમો ( નાફરમાનો ) ને મારો એ અહદ પોંહચશે નહી ( એટલે નાફરમાન થયા તેઃ તેઓને ઇમામ બનાવીશ નહી ) ( પ્રકરણ ૨: ૧૨૪ )

આ ઉપરથી જે જે ઇસલામીઓ પોત પોતાના જુદા જુદા ઇમામો બનાવી બેઠા છે અને તેઓની જીસમાની અવલાદને જેઓ શરીઅત મુજબ ચાલનારા હોય યા ન હોય છતાં વંસ પરમપરાથી ખરા ઈમામ સમજે છે તેઓએ ચેતવું જોઇએ કે

ખુદાતઆલાનો એ નીયમજ નથી કે જે જીસમાની અવલાદ હોય તેજ ઈમામ બની શકે પણ જેને તે નેક અને લાયક ધારે તેનેજ એ ઈમામતના મરતબો બખશે છે પછી તે શેખ હોય યા મોગલ હોય યા કોઇ પરધરમી હોય જે ઇસલામ સ્વીકારી હઝરત રસુલુલ્લાહ (સ)નો પુરેપુરો તાબેદાર રૂહાની અવલાદ બન્યો હોય તેના ઉપર ખુદાતઆલા ફ્ઝલ નાઝીલ કરવા મુખત્યાર છે.

બીજું શીઆ ઈસના અશરી ફીરકાનો એ અકીદો છે જે ઇમામો ફ્ક્ત ૧૨ થઈ શકે તેથી વધુ નહી. તેઓનો એ અકીદો બી ખોટો છે. કારણ એની તો એ મતલબ થઈ કે આગલા ૧૨ ઈમામો પછી ઇસલામમાં કયામત સુધી હઝરત રસુલુલ્લાહ (સ) ની ખરી તાબેદારી કરનાર કોઇ બી રૂહાની અવલાદ થઈ શકેજ નહી. એ અકીદો કોરાને શરીફ્થી સદંતર વીરૂધ છે કારણ કે ખુદાતઆલાએ કોરાને શરીફ્ના પેહેલાજ સુરામાં આપણને એ દુઆ કરવાની તઅલીમ આપી છે કે "એહદેનસ્સ સેરાતલ મુસ્તકીમ, સેરાતલ લઝીના અન અમતા અલયહીમ એટલે "ઓ ખુદા તું અમોને સીધા રસ્તાની હીદાયત કર જે એઓનો રસ્તો છે જેઓ પર તેં ફ્ઝલ કીધો" હવે ફ્ઝલ પામેલા લોકોથી મુરાદ કોરાને શરીફ્થી સાબીત છે કે તેઓ નબી શહીદ સીદ્દીક અને સાલેહ લોકો છે. એટલે ખુદાતઆલા પોતે આપણને એ દુઆ કરવાની તઅલીમ આપે છે કે આપણે તેની પાસેથી નેક હીદાયત માંગયે પછી જેઓ તે મુજબ અમલ કરે તેઓને તે ઉપલા જેવા ફ્ઝલવંતા મરતબા બખશે. છતાં આપણે કોરાને શરીફ વીરૂધ એ અકીદો કેમ રાખી શકયે કે કયામત સુધી કરોડો ઇસલામીઓમાંથી આગળ જેવા ફ્ઝલવંતા મરતબા કોઈ પામી શકેજ નહી. એવો અકીદો રાખનાર સુરે ફાતેહાને ખોટો પાડનાર લેખાશે.

હવે સવાલ એ ઉભો થાય છે કે જ્યારે ઇમામત માટે જીસમાની અવલાદની યા ૧૨ ઇમામોની હદની શરત રહીજ

નહી ત્યારે ખરા ઇમામો તરીકે કોણને માનવા અને તેઓને ઓલખવાની નીશાની શું છે ? તેનો જવાબ ખુદ ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે **વઅદલ્લાહુલ લઝીના આમનૂ મિનકુમ વ અમે લુસ સાલેહાતે લ યસ તખ્લે ફન્ન હુમ ફિલ અરઝે કમસ તખ્લ ફલ્લઝીના મિન કબલે હીમ વ લયો મકકે નન્ના લહુમ દી નહોસુલ લઝિર તઝા લહુમ** એટલે ખુદાએ વાયદો આપ્યો છે તેઓને કે જેઓ ઇમાન લાવ્યા છે અને નેક અમલ કરયા છે કે બેશક તેઓમાંથી પૃથ્વી પર ખલીફાઓ બનાવશે કે જેવી રીતે કે તેણે આગલ ખલીફાઓ બનાવ્યા હતા અને બેશક તે તેઓને તેઓના (ઇસલામ) મઝહબ: કે જેણે તેઓ માટે પસંદ કરયો છે મઝબુત કરશે (પ્રકરણ ૨૪: ૫૫)

આ ઉપરથી સાબીત થયું કે ખલીફા અથવા ઇમામ બનાવવાનું કામ ખુદાનુ છે (ખલીફો એટલે જાનશીન, નબીએ સ્થાપેલા મઝહબની જાલવણી કરનાર. ઈમામ એટલે પેશવા મોઅમીનોનો અમીર) અને તેને ઓલખવાની નીશાની એ કે તે ખુદાએ પસંદ કરેલા ઇસલામ મઝહબને મઝબુત કરે. પણ લોકો ખરા ઈમામને ઓલખવાની નીશાની એ સમજે છે કે તેઓ જેવા માંગે તેવા તે તેઓને મોજેઝા દેખાડે. પણ ઇમામ તો શું બલકે નબી પર બી ખુદાતઆલાએ ફરઝ નથી મુકી કે તે પોતાના મુનકરોને જેવા જોઇએ તેવા મોજેઝા દેખાડતો ફરે. તકરારી તથા જગડાલુ લોકોજ મોજેઝા માગે. નેક ફીતરતના લોકો કોઈ નબી યા ઇમામને માનવા પેહેલાં મોજેઝા તલબ નથી કરતા. દાખલા તરીકે આપણા સરદાર હઝરત રસુલુલ્લાહ (સ) ને જ્યારે નબુવત મલી તો કોઇએ હઝરત અબુ બકર (ર) ને કહ્યું કે સાંભળ્યું કે મહમદે (સ) નબીનો દાવો કરયો છે તો તેઓએ તેના જવાબમાં તેને એ ન પુછ્યું કે તે શું મોજેઝા દેખાડે છે પણ તુરત જવાબ દીધો કે એણે નબી હોવાનો દાવો કીધો છે તો તે બેશક સાચો છે એ કદી જુઠું

બોલેજ નહી. તો એવી નેક ફીતરતના ઇન્સાનને ખુદાતઆલાએ સૌથી પેહેલો ખલીફો બનાવ્યો. તેવીજ રીતે એઓના નેક બખ્ત બીબી હઝરતા ખદીજા જેઓ ઉપર ખુદાતઆલાની બેશુમાર રહેમત હોજો તેઓએ બી એઓનો દાવો તુરત ખરો માન્યો. તેવીજ રીતે હઝરત અલી (અ) એ બી જો કે નાહની ઉમરના હતા છતાં એઓએ બી તુરત તેઓને ખરા માની લીધા. અને એ રીતે જેઓ માનતા ગયા તેઓ મોજેઝા બી જોતાજ ગયા. પણ જેઓ મોજેઝાજ તલબ કરનારા હતા તેઓના દીલોમાં બીમારી હતી તેથી તેઓ પોતાનીજ હઠ ધરમી પર રહ્યા. તેઓને પોતાનીજ ખાહેશના મોજેઝા જોઇતા હતા. પણ ખુદાને જેવા મોજેઝા મંઝુર હોય તેવાજ તે પોતાના નબી મારફતે ઝાહેર કરાવે છે ત્યારે જેના દીલમાં થોડી ઘણી બી નેકી હોય તો તે માની લે છે જ્યારે જગડાલુ લોકો ગમે તેટલા મોજેઝા જોયા છતાં તેને ખોટા પાડે છે અને ઈનકાર પરજ ચીટકી રેહે છે અને કુફ્રની મોતે મરે છે. શું કોઇ બીમાર શખસ કોઈ દાકટર પાસે જશે તો તે પોતાના દરદની દવા માંગશે કે તે દાકટરની શું લાયકાત છે ત તપાસવા માટે પોતાની ખાહેશ મુજબના અખતરા જોવા માંગશે ? અને જ્યારે તે દાકટર તેવા અખતરા દેખાડે તોજ તેને ખરો દાકટર સમજી તેની પાસેથી પોતાની બીમારીની દવા લેવાની મહેરબાની કરશે ! તેવીજ રીતે નબી યા ઈમામ બી એક રૂહાની દાકટર હોય છે. ખુદાતઆલા તેને લોકોના દીલોની બદકારી દુર કરી તેઓને નેકોકાર બનાવવા માટે મોકલે છે ત્યારે ઇનસાન પર ફરઝ છે કે તે શું કહે છે, તેની તઅલીમ કેવી છે તે પર ગોર કરે અગર તેની તઅલીમ ખરેખર એવી હોય કે જેથી એક મનોવીકારમાં ફસાયલો શખસ પોતાની બદકારી દુર કરી અખલાકી શખસ બને અને એક અખલાકવાલો શખસ ફીરેશતાઇ ખસલતવાળો શખસ બને અને તે એવી નેક તઅલીમ દીન રાત દુન્યામાં ફેલાવતો હોય તો બેશક તેને ખુદા તરફનો ખરો નબી યા ઇમામ

માની લેવો. અને જે કોઈ તેને માની લેવા પછી તેની તઅ-લીમ મુજબ અમલ કરતો રેહશે તો ઝરૂર તે પોતામાં રફ્તે રફ્તે એક ચમતકારીક ફેરફાર જોશે. સૌથી પેહલો મોઅજેઝો તે ખુદ પોતામાંજ જોશે કે હું કેવી કેવી બદીઓમાં ગીરફ્તાર હતો અને હવે નબીની યા ઇમામની તઅલીમથી અને તેને માન-નારા નેક લોકોની સોહબતથી મારા પોતામાંજ કેવો ફેરફાર થઈ ગયો છે. નબી યા ઇમામને ઝાહેર કરવાનો મુળ હેતુ એજ હોય છે કે લોકો નેક અને દીનદાર બને.

હવે જયારે ખુદાતઆલાના કલામથી આપણી ખાત્રી થઈ ગઈ કે ખલીફો યા ઇમામ ઝાહેર કરવાનું કામ ખુદાનુંજ હોય છે અને તે ખલીફો યા ઈમામને ઓળખવાની નીશાની એ હોય છે કે તે ખુદાના પસંદ કરેલા ઈસલામ મુજબની ખરી તઅ-લીમ દુન્યામાં નવેસરથી ફેલાવી તે દીનને મઝબુત યા તાઝો કરનારો હોય છે તો એવી લાયકાતવાળા શખસને આપણે કેવી રીતે આસાનીથી ઓળખી શકયે તેટલા માટે ખુદાતઆલાએ ઈસલામના મહાન પેગમ્બર સાહેબ (સ) મારફતે એ આશકાર કરાવ્યું કે ઈન્નલ લાહા યબઅસો લે હાઝહિલ ઉમ્મતે અલા રાસે કુલ્લે મેયતે સેનતીન મંય યોજાદ્દેદો લહા દી નહા. એટલે "બેશક ખુદાતઆલા દર સદીની શરૂઆતમાં આ ઉમ્મતના માટે એવો એક શખસ ઉભો કરશે કે જે દીન ( ઇસલામ ) તાઝો કરશે."

એ હદીસ શરીફની સત્યતા અનેક સંગીન દલીલોથી આ-ગલા પાનાઓમાં સાબીત કરવામાં આવી છે. ઉપરાંત આ હદીસ શરીફના શબ્દો ઉપર આપેલી (૨૪–૫૫) વાલી કોરાને શરીફ-ની આયતને આબાદ મલતા છે જેનો ભાવાર્થ એજ છે કે ખ-લીફો યા ઇમામ ખાસ ખુદાતઆલા તરફથીજ ઝાહેર થાય છે અને તેને ઓળખવાની નીશાની એકે તે શખસ ખુદાના પસંદ કરેલા ઈસલામ મઝહબને મઝબુત યા તાઝો કરનારો હોવો જોઈએ.

ઇસલામમાં ખુદાતઆલા તરફથી નીરમાણુ કરેલા મુકરર વખત ઉપર ઇસલામ મઝહબની સત્યતા આશકાર કરવા માટે એક ખાસ પ્રતીનીધીનું ઝાહેર થવું ઇસલામની એવી એક મહાન ખસુસ્યત છે કે જેનો દાખલો દુન્યાના બીજા કોઈબી મઝહબમાં હરગીઝ મલી શકેજ નહી.

ઈસલામની એ એવી એક અઝીમુશાન ખસુસ્યત છે કે જેથી ઇસલામ સીવાય દુન્યાના તમામ મઝહબોનુ બાતીલપણું ખુલ્લે ખુલ્લી રીતે સાબીત થઈ જાય છે. જો કે જેવી રીતે આપણા મઝહબમાં આલીમો છે તેમ તેઓના મઝહબોમાં બી ધરમ ગુરૂઓ છે પણ તેઓમાંનો કોઈબી શખસ એ દાવો હરગીઝ કરી નથી શકતો કે હું ખાસ ખુદાતઆલા તરફથી મારા મઝહબની સત્યતા આશકાર કરવા માટે ઝાહેર થયો છું એવો કોઈ બી દાવેદાર દુન્યાના કોઇ બી મઝહબમાં હોય તો તે પોતાનો દાવો પબલીકમાં સાબેતીઓ સાથે રજુ કરે તો તેને આ ખાકસાર (આ કીતાબ પ્રસીધ કરનાર) તરફથી રૂ. ૧૦૦૦૦ નો ઈનામ આપવામાં આવશે. જેને લગતી વધુ વીગત જાણુવા માટે જુદી જુદી ભાષાઓમાં પ્રગટ કરેલા ચેલેંજો જ્યારે બી અને જેને બી જોઇએ તેને મુફત પોહચતા કરવામાં આવશે. આજ કેટલાક વરસો થયા આ ચેલેંજ ન્યુસપેપરોમાં ચોપાન્યામાં કીતાબોમાં પ્રગટ કરવામાં આવે છે પણ હજી સુધી કોઇબી દાવેદાર તેનો જવાબ આપવા બાહેર પડયોજ નથી અને કયામત સુધી બી કોઇ બાહેર પડી શકેજ નહી. કારણુ કે જ્યારે ખુદાતઆલાએ ઇસલામ સીવાય બીજા સરવે મઝહબોને બાતીલ ઠેડવી આપ્યા છે તો તે બાતીલ થયલા મઝહબોમાં પોતાના પ્રતીનીધી ઝાહેર કરવાની કશી ઝરૂરત બાકી જ ન રહી. તકરારની ખાતર ધારો કે તેઓ માંહેલા કોઈ બી મઝહબમાં ખુદાનો પ્રતીનીધી ઝાહેર થાય તો તે પેહલું કામ એજ કરે કે તેઓને તેઓના મુશરીકાના તથા બાતીલ થયલા મઝહબથી

છોડવી દુન્યાની તમામ કોમો માટેના સ્થપાયલા સામાન્ય મઝહબ ઇસલામ સ્વીકારવાની હીદાયત કરે. એ ઈસલામની મહાન ફતેહ સાબેત કરનારી ખસુસ્યત છે. અને દરેક ઈસલામીપર ફરજ છે કે તે પોતાથી બને તેવી રીતે એ બાબત આશકાર કરી બીજા ગેરઇસલામી ભાઇઓને ઇસલામ સ્વીકારવા ચેતવે ત્યાં સુધી તેની પોતાની બી નજાત થનાર નથી. જેમકે ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે. વલ અસરે ઇન્નલ ઈનસાન લફી ખુસરિન ઈલ્લલ લઝીના આમનુ વ અમેલુસ સાલેહાતે વ તવા સવબિલ હકકે વ તવા સવબિસ સબર એટલે કસમ છે ઝમાનાની-ખચીત ઈનસાન નુકસાનીમાં છે ( કારણ ઝમાનો ગુઝરી જાય છે અને ઇનસાન પોતાની ફરજ બજાવતો નથી) સીવાય તે લોકો જેઓ મોઅમીન બને છે નેક અમલ બજાવે છે બીજાઓને હક ( ઈસલામ )ની નસીહત કરે છે અને તે સબર સાથે નસીહત કરે છે. (સુરે અસર)

આ ઉપરથી સાબીત થયું કે પેહલે દરેક ઇનસાને ખુદાના પ્રતીનીધીને માની મોઅમીન બનવું. બીજું તેની તઅલીમ મુજબ નેક અમલ કરવા. ત્રીજું બીજાઓને હક ઇસલામ મઝહબ સ્વીકારવાનો નસીહત કરવી. ચોથું એ ફરજ બજાવતાં વીરૂધતા થાય તો સમજાયશ અને સબરથી કામ લેવું-જ્યાં સુધી દરેક ઇનસાન પોતાથી બને તેવી એ ચારે ફરજો અદા કરે નહી ત્યાં સુધી આખેરતમાં તે પોતાને ખરાબીમાંથી બચાવી શકે નહી જે બીના ખુદાતઆલાએ કસમ ખાઇને જગઝાહેર કરી આપી છે.

કેટલાક ઇસલામીઓ એ કહે છે કે અમો ખુદા તથા તેન રસુલને માન્યે છીએ. હવે અમોને બીજા કોઇને માનવાની જરૂરત નથી. તેવો ખ્યાલ ધરાવનારાઓના રદમાં ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે યા અય્યોહલ લઝીના આમનૂ અતી

ઉલ્લાહ વ અતીઊર રસુલ વ ઊલીલ અમ્રે મીન્કુમ એટલે અએ મોઅમીનો તાબેદારી કરો અલ્લાહની તથા તેના રસુલની તથા તમારામાં જે અમીર હોય તેની. અમીર એટલે હાકમ પછી તે દીની હોય યા દુન્યાઇ. દીની હાકમ તે ઈમામે ઝમાન યા અમીરૂલ મોઅમેનીન કહેવાય. જેને માનવાની એ સખત તાકીદ આપણા મહાન પેગમ્બર સાહેબ ( સ ) ફરમાવે છે કે " **જેણે મારી તાબેદારી કરી તેણે બેશક અલ્લાહની તાબેદારી કરી અને જેણે મારી નાફરમાની કરી તેણે બેશક અલ્લાહની નાફરમાની કરી. અને જેણે મારા અમીરની તાબેદારી કરી તેણે બેશક મારી તાબેદારી કરી અને જેણે મારા અમીરની નાફરમાની કરી તેણે બેશક મારી નાફરમાની કરી.** ( મુસલીમ )

હવે આપણને એ વીચાર કરવો જોઇએ કે જ્યારે દરેક ઈસલામી પર પોતાના ઝમાનાના ઇમામને માનવાની અતી ઘણી ગંભીર ફરઝ ઉભી છે તો આ ઝમાનાને ઈમામ કોણ છે કે જેને આપણે માન્યે ? તેનો જવાબ એ છે કે ઉપર આપેલી અનેક સાબેતીઓ મુજબ ખરો ઈમામે ઝમાન તેજ શખસ છે જે ખાસ ખુદાતઆલા તરફથી મુકરર વખતે ઝાહેર થયો હોય. અને જેણે ખુદાતઆલાના પસંદ કરેલા મઝહબને નવેસરથી મઝબુત યા તાઝો કરયો હોય. એવો શખસ આ ઇસલામી સદીની શરૂઆતમાં ખુદાતઆલાના નીરમાણ કરેલા મુકરર વખત પર ઝાહેર થયો અને પોતા ઉપરની ફરઝ પોતાની હયાતીના છેડા સુધી બજાવતો રહયો અને જેને લાખો લોકોએ સ્વીકારયો અને જેનું મુબારક નામ હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ કાદયાની છે. જેઓ ઉપર ખુદાતઆલાની બેશુમાર રહેમત હોજો.

ખુદાતઆલાએ જ્યારે એઓને આ સદીની શરૂઆતમાં ઇમામે ઝમાન તરીકે મબઉસ કરયો ત્યારે તેઓ ઉપર નીચલી

મતલબના ઈલહામો નાઝીલ કર્યા " ઇસલામ હીમાયતી વગરનો થઈ પડયો છે ઉઠ અને એનો બચાવ કર અને એની અઝમત તથા શાન લોકોમાં કાયમ કર " જે હુકમની બજાવણી માટે એઓએ બરહાઇને આહુમદીઆ નામની એક મહાભારત કીતાબ ૪ ભાગોમાં પ્રગટ કરી. જેમાં ઇસલામની સત્યતા તથા ખુબીઓની ૩૦૦ એવી તો એક એકથી સરસ દલીલો આપી કે ગેરઈસલામી તો શું પણ ઈસલામીઓ બી દંગ થઈ ગયા. અને ગેરઈસલામીઓને એ ચેલેંજ આપી કે ઈસલામની શ્રેસ્ટાઇ સાબીત કરવા મે ૩૦૦ દલીલો આપી છે અગર તમારો મઝહબ અમારાથી ઉત્તમ છે યા અમારા જેવો છે તો એથી વધુ દલીલો યા એના જેટલી યા એના અરધા યા એના ત્રીજા ચોથા યા પાંચમાં ભાગ જેટલી બી દલીલો આપો તો હું તમોને રૂ. ૧૦૦૦૦) નો ઈનામ આપવા બંધાઉં છું. ઈસલામીઓ તો એવા ખુશ થઈ ગયા કે એઓને ચૌદમી સદીની શરૂઆતમાં આવનાર મુજદ્દિદ તરીકે માની એઓની બઈઅતમાં દાખલ થવા ચાહયું પણ ખુદાતઆલા તરફથી તેઓને તે વખતે બઈઅત લેવાનો હુકમ મળ્યો ન હતો એટલે એઓએ કોઇની બી બઈઅત લેવા ના પાડી. ઇસલામીઓના મશહુર આલીમ મોલવી મહમદ હુસેન બટાલાવાલા એ કીતાબનો રીવ્યુ લેતાં પોતાના " ઈશાઅતુસ સુન્નાહ " નામના રીસાલામાં લખે છે " હવે અમો આ કીતાબ વીસે અમારો મત ટુંકમાં અને વગર સરાધાતે જણાવ્યે છીએ. ઝમાનાની ઝરૂરીયાત જોતાં આ કીતાબ અમારા મત મુજબ એવી છે કે જેના જેવી આજદીન સુધી ઈસલામમાં કદી લખાઇ નથી. ભવીશમાં લખાય તે અમો જાણુતા નથી. આ કીતાબનો લેખક ઇસલામની મદદ પોતાના માલથી, પોતાના જાનથી, પોતાના દીલથી, પોતાના ઝબાનથી પોતાના નમુનાથી પોતાના શબ્દોથી કરવામાં એવો સાબીત કદમ નીવડયો છે કે જેના દાખલા આગલા ઇસલામીઓમાં બહુજ થોડા મળે. અગર અમારા એ શબ્દો કોઇ પુર્વના લેખકો જેવા

સરાઘાત ભરયા સમજે તો અમોને ફક્ત એકજ એવી કીતાબનું નામ બતાવે કે જેમાં જુદી જુદી ગેરકોમો ખાસ કરીને આર્યો તથા બ્રહ્મોસમાજ સામે એવા જોરો શોર સાથે લડત ચલાવવામાં આવી હોય અને એવા બે ચાર ઈસલામના મદદગારોના નામો બતાવે કે જેઓએ ઈસલામની મદદ પોતાના માલથી પોતાના જાનથી પોતાની કલમથી પોતાની ઝબાનથી કરવા ઉપરાંત ઇસલામની સત્યતા પોતાના ઝાતી દાખલાથી દેખાડવા ઉઠયા હોય. અને ઇલહામના ઈનકાર કરનારાઓના મુકાબલામાં છાતી ઠોકીને એ દાવો કરયો હોય કે જેને ઇલહામ (ખુદા બોલે છે તે) વીસે શક હોય તો તે અમારી પાસે આવે અને તેનો ઝાતી અનુભવ હાંસલ કરે અને તે મુજબ ગેરકોમોને તેની મઝાહ બી ચખાડી આપી હોય."

જુઓ ઉપલી ચેલેંજ કેવી સખત છે અને તે બી કોણુને? ખુદ ઈસલામીઓને પોતાનાજ મોલવી સાહેબ તરફથી. અને એ શખસ કોણ હતો? આ ઝમાના ઈમામ હઝરત મીરઝા સાહેબને માનનારો નહી પણ તેઓનો સખત વીરોધી હતો. જ્યાં સુધી હઝરત મીરઝા સાહેબ ગેરઇસલામીઓ વીરૂધ લડત ચલાવતા રહ્યા ત્યાં સુધી ઇસલામીઓ તો એઓની બહુ વાખવાખી કરતા રહ્યા. પણ જ્યારે એઓએ ઇસલામીઓના ખોટા અકાયદનો રદ કરવા માંડયા અને પોતાને માનવાની દાવત પુગાડી તો વંસ પરમપરાથી ઉતરી આવેલી ખસલત મુજબ આ ઝમાનાના લોકોએ બી એઓને માનવાનો ઈનકાર કરયો એટલુંજ નહી પણ જુદા ફીરકાઓના ધરમગુરૂઓ તથા આલીમોએ (જેઓ જો કે હમેશા પોતપોતામાં મરાય) પણ એઓને સામાન્ય દુશમન લેખી સરવે ભેગા થઇ હમેશની ચાલતી આવેલી રીતી મુજબ એઓ પર બી કુફ્રનો ફતવો લગાડી આપ્યો જેમાં ઉપલા મોલવી સાહેબે સૌથી મોટા આગેવાન તરીકેનો ભાગ બજાવ્યો અને જાહેર કરયું કે જે કોઈ એઓને માને તે કાફર છે, એઓને માનનારાઓને મ-

સજીદમાં ન આવવા દેવા, કબ્રસ્તાનમાં દફન ન થવા દેવા, એ-
ઓને કોઇ પોતાની છોકરી નીકાહમાં ન આપે, જો કોઇએ આ-
પેલી હોય તે બી લઇ લેવાનો એખત્યાર રાખે છે વગેરે વગેરે
વાતો વાએઝો જાહેર ખબરો ન્યુસપેપરો ચોપાન્યા તથા કીતાબો
મારફતે ઈસલામી આલમમાં ફેલાવી આપી. અગર હઝરત મી-
રઝાસાહેબ ખુદા તરફના ખરા ઇમામ ન હતે તો ઉપલા ફતવાથી
દબી જતે અને લોકોમાંથી કોઇ બી એઓને માનવાની હીંમત
ન કરતે. પણ એઓ બેશક ખુદા તરફના ખરા ઇમામ હતા કેમકે
આપણા મહાન પેગમ્બર સાહેબે (સ) સાફ ફરમાવ્યું છે કે
સદીની શરૂઆતમાં દીનને તાઝો કરવા જે ઝાહેર થશે તે ખાસ
ખુદાતઆલા તરફથી ઉભો થશે. હવે જે શખસ ખાસ ખુદાત-
આલા તરફથી ઉભો થાય તેની સાંબે આખી દુન્યા બી વિરૂધ
થાય છતાં વિરોધીઓનીજ હાર થાય. તેથીજ ખુદાતઆલાએ
એઓ મારફતે આખી દુન્યાને ચેતાવી આપવા ફરમાવ્યું કે
"દુન્યામાં એક ચેતવણી આપનાર આવ્યો પણ દુન્યાએ
તેને કબુલ્યો નહી. પણ ખુદા તેને કબુલશે અને ઝોરા-
વર હુમલાઓથી તેની સચાઇ સાબીત કરશે." અને
વધુ ફરમાવ્યું કે "તે વખત આવ્યો છે કે જયારે તને
મદદ કરવામાં આવે અને તું સરવે લોકોમાં જાણીતો
થાય.......અને હું ઘણાઓને તારી પૈરવી કરાવીશ અને
તાબે કરાવીશ. અને હું તને તેઓનો હીદાયત કરનાર
બનાવીશ. હું આસમાનથી લોકોને વહી કરીશ કે જેથી
તેઓ તારી મદદ કરે. લોકો દુન્યાના દુર દુરના છેડાથી
તારી પાસે દોડતા આવશે. અને ઉંડી અને દુરની રાહોથી
તને મદદ મલશે. તેથી એ ઝરૂરી છે કે તું તેઓની મોટી
સંખ્યા જોઈ ફેરવી ન નાંખે યા કંટાલી ન જાય બલકે
તેઓની મુલાકાત મહેરબાનગીથી અને ખુશ અખલાકથી
કરજે...."

એવા એવા ઇલહામો એઓને એવે વખતે થયા કે જ્યારે એઓ
દન એકલા હતા. અને એઓનો એક બી માનનારો ન હતો.
ાને કાદયાન એક એવો ગામ છે કે ત્યાં નથી રેલવે કે નથી
ાઇ સારો રસ્તો. તે ગામથી ૧૧ માઇલ દુર બટાલા નામનો
લવે સ્ટેશન છે. એ ૧૧ માઈલનો રસ્તો અગવડ ભરી મુસાફરી
છતાં ખુદાતઆલાએ હઝારો લોકોને એઓની સચાઇ વીસે
લહામ તથા સ્વપના મારફતે ખબર આપી. સેંકડો ઇસલામી
ઝરગોને ખુદ આપણા મહાન પેગમ્બર સાહેબે ( સ ) સ્વપનામાં
ાવા એઓની સચાઇ ઝાહેર કરી જેની લેખીત શહાદત તે
ઝરગોએ ગંભીર કસમો સાથે પ્રગટ કરી આલીમ લોકોના
તવાની દરકાર કર્યા વગર કાદયાન ગયા, હઝરત મીરઝા સા-
બની મુલાકાત કરી એઓની જમાઅતમાં શામીલ થયા અને
ફતે રફતે લોકોને એઓના દાવાની સચાઈની ખાત્રી થતી
હેવાથી હાલ તે જમાઅત ૫ થી ૬ લાખ ખરા ઈસલામીઓની
ની છે. અફસોસ છે કે ઇસલામીઓ એઓનો ઈનકાર કરવા
હેલાં જરા બી વિચાર કરતા નથી કે ઈસલામીઓનો આ ૧૩૪૦ મો
ાલ ચાલે છે એટલે નવી સદી શરૂ થયાને ૪૦ વરસ થયા જયારે
ઝરત રસુલુલ્લાહ (સ.) ની પેશગોઇ મુજબ સદીની શરૂઆતમાંજ
ાક શખસ ખુદાના ઈમામ તરીકે દીનને તાઝો કરવા શારૂ બાહેર
ડવોજ જોઇએ. અગર એઓ ખોટા હતે તો બીજો જે સાચો હતે
ઝાહેર થઈને એઓનુ ખોટારૂ સાબીત કરીને પોતાની સચાઈ
હેર કરી આપતે પણ આજ દીન સુધી એઓની વીરૂધ કોઈ
ી દાવેદાર પોતે ખુદાનો ખરો ઈમામ હોવાનું સાબીત કરયું
થી. સાબીત કરવાનુ તો રહ્યું ઠેકાણે પણ કોઇએ દાવો વટીક
થી કરયો કે હઝરત રસુલુલ્લાહ ( સ. ) ની પેશગોઇ મુજબ
ા સદીનો ખુદાનો ખરો ઈમામ હું છું જેથી હઝરત મીરઝા
ાહેબજ ખુદાના ખરા ઇમામ હોવાની સચાઇ વગર તકરારે અને
ગર હરીફાઇએ સાબીત થઈ ગઇ. એમ તો કદી બનેજ નહી કે
એઓ તો ખોટા હોય ને બીજો સાચો બી ઝાહેર ન થાય એમ

જો થયું તો ઇસલામ બી સાચો ન રહ્યો ન ઈસલામના મહાન પેગમ્બર સાહેબ (સ) નઉઝબીલ્લાહ. ખરા મઝહબની સચાઈ સાબીત કરનારો એ ઈસલામનો તથા તેના મહાન પેગમ્બરનો મોજેઝો છે કે ૧૩૦૦ વરસ ઉપર એઓની કરેલી પેશગોઇ મુજબ હર સદીની શરૂઆતમાં ઈસલામને તાઝો કરનારો ખુદા તરફનો એક ઈમામ ઝાહેર થાય છે. જ્યારે બીજા તમામ મઝહબો રદ બાતલ થઇ જવાથી તેઓમાં હઝારો વરસ થઈ જવા છતાં ખુદા તરફથી કોઈ પ્રતીનીધી ઝાહેર થતો નથી. એટલુંજ નહી પણ તેની વધારે ખાત્રી એ બીનાથી છે કે ગેરઇસલામી કોમો માંહેલા કોઇ બી પેગમ્બરે એવી પેશગોઈ વટીક નથી કરી કે તે મઝહબને તાઝો કરવા ચોકસ વખતે તેમાં ખુદાત-આલા તરફના પ્રતીનીધી ઝાહેર થશે. બલકે તેઓએ સાફ ઝાહેર કરી આપ્યું કે અમો અપુર્ણ છીએ અને જ્યારે સંપુરણ આવશે ત્યારે એ અપુર્ણ બી રદ બાતલ થઇ જશે. અને તે મુજબજ થયું. ત્યારે શું ઇસલામીઓ બીજા બાતીલ મઝહબ મુજબ ઇસલામને બી બાતલ કરવા બેઠા છે? શું જેઓ ઇસલામી હોવાનો દાવો કરે છે તેઓ ઇસલામની એવી મહાન ખસુસ્યત કે જેવી દુન્યાના બીજા કોઇબી મઝહબમાં નથી કે જેથી ઈસલામજ એક ખરો મઝહબ હોવાની હુજત દરેકપર પુરી થાય છે એવી એ મહાન ખસુસ્ય-તને તોડી પાડવાની કોશેશ કરે છે તેઓ શું પોતાને ઈસલામના દુશમન તરીકે સાબીત નથી કરતા? આપણા મહાન પેગમ્બર સાહેબ (સ)નું ફરમાવવું બી શું આબાદ ખરૂં પડયું છે કે "જ્યારે એવા ઈમામો ઝાહેર થસે ત્યારે લોકો તેઓ પર ઝુલમ કરશે અને તેઓને ખોટા પાડશે તે લોકો મારાથી નથી હું તેઓથી બેઝાર છું." શું હાલના ઝમાનાના કહેવાતા ઇસલામી આલીમોની વર્તણુક હઝરત રસુલુલ્લાહ (સ) ની મઝકુર પેશગોઇને આબેહુબ સાચી ઠેરવતી નથી? ખુદાના વાયદા મુજબ અને હઝરત રસુલુલ્લાહ (સ) ની પેશગોઈ મુજબ એન વખત

પર ઝાહેર થયલા ખુદાના ઈમામ વિરૂધ એવી ફીતુરી વર્તણુક ચલાવવી તે ગોયા ખુદાતઆલા સાથે જંગ બરાબર છે. જેની સાબેતી હઝરત રસુલુલ્લાહ (સ)ની હદીસ શરીફથી છે જે "અલ્લાહ ફરમાવે છે જેણે મારા વલીની દુશમની કરી તો તે બેશક મારી સાથે લડવા નીકળ્યો." (બુખારી) એ મુજબ હરેક ઈસલામી જે હઝરત મીરઝા સાહેબનો ઈનકાર કરે છે તે ખુદાતઆલા સાથે લડવા નીકલ્યો છે કેમકે હઝરત મીરઝા સાહેબને ખુદાતઆલાએ પોતાના વલી તરીકે પસંદ કરી પોતાના ઝાહેર કરી આપેલા ઢંઢેરા મુજબ ઈમામે ઝમાન બનાવ્યો તેનો ઇનકાર કરવુ તે ખુદ ખુદાતઆલા સાથે લડવું છે જેવી રીતે કે કોઈ બાદશાહ પોતાની પ્રજામાં પોતાનો વાઇસરાય મોકલે અને તેનો જે કોઇ ઇનકાર કરે તે રાજ્ય સામેનો ફીતુરી ઠરે છે તેજ દાખલો આબાદ અત્રે લાગુ પડે છે.

હઝરત મીરઝા સાહેબને ઝાહેર થઇને ૪૦ વરસ થયા એટલે હવે એઓની સચાઇ વીસે એક પલવાર બી શક ન કરી શકાય કેમકે આટલી લાંબી મુદત દરમ્યાન એઓની વીરૂધ કોઇ દાવેદાર ઉભો ન થયો અને હવે પછી કોઇથી ઉભો થઇ શકાયજ નહી. કેમકે ખુદાતઆલાએ ઈમામે ઝમાનનો ઝાહેર થવાનો વખત સદીની શરૂઆતનોજ ઠડાવી આપ્યો છે. અને ઇસલામી ઉલમાઓએ એ બાબતનો બી ફેસલો કરી દીધો છે કે ખરો દાવેદાર સદીની શરૂઆતમાં એટલે નવી સદીના ૨૫ વરસ સુધીમાં ઝાહેર થઈ જવોજ જોઇએ. જ્યારે હમણા તો નવી સદી શરૂ થયાને ૪૦ વરસ થયા આટલી ખુલ્લી બાબત છતાં અફસોસ કે લોકો આ અતી ગંભીર બાબત તરફ ધ્યાન આપતા નથી સબબ તેઓના દીલોમાં ખુદાનો યા આખેરતનો કશો ખોફ રહયો નથી. મોટો ભાગ તો રાત દીન દુન્યાદારી કામકાજ યા મોજશોખમાં ચકચુર છે મઝહબ બાબે બીલકુલ ધ્યાન આપતા નથી. જે થોડા

ભાગ ધ્યાન આપે છે તે પોતે જે કાંઇ કરે છે તેમાંજ મગરૂર છે બીજા કોઇને માનવું અપમાનકારક સમજે છે. કેટલાકોને પોતાની કોમના આગેવાનો યા દોસ્તોનો ખોફ છે તો કેટલાકો પોતાના ધરમગુરૂઓએ જે કાંઇ કહયું તે ખુદાએ કહયું તેમ તે પર ભરોસો રાખી પોતાની ઝીંદગી જાહેલ્યતમાં ખતમ કરે છે. એ મુજબ ઇસલામના જુદા જુદા ફીરકાના કહેવાતા ઇસલામીઓની હાલત છે. જો કે તેઓ સરવે એ બાં જાણે છે કે ઇસલામમાં એક સીવાય બાકીના સરવે ફીરકા ખોટા અને દોઝખી છે.

અગર ખુદાતઆલા દર ઇમલામી સદીની શરૂઆતમાં પોતાના તરફનો ઇમામ ઝાહેર કરવાનો નીયમ ન રાખતે તો જુદા જુદા ખોટા ફીરકાઓમાં ફસાયલા ઇસલામીઓનો બચાવ કેવી રીતે થઈ શકતે ? માટે જે દુર અંદેશ શખસ એ બાબત પર ગોરથી દરયાફ્ત કરશે તો તેની ઝરૂર ખાત્રી થશે જે ખુદાતઆલાએ પોતાનો ઈમામ ઝાહેર કરવાને જે નીયમ જારી રાખ્યો છે તે ઈસલામીઓ માટે એક અસાધારણ આશીરવાદ છે. ખરો ભાગ્યશાલી તે જે એ ખુદાઈ નેઅમતની કદર બુજવાની સમજ ધરાવે અને સરોચશમથી ખુદાના એ ફઝલનો શુકર ગુઝાર થઇ તેના ઈમામને તાબે થાય. જયારે ખુદાતઆલાએ ઇનસાનની દુન્યાદારી ટુંક ઝીંદગી માટે હર તરેહના સુખ સગવડના સાધનો રાખ્યા છે ત્યારે શું તે રહેમાનો રહીમ ખાલેક પોતાના બંદાઓની આખેરતની રૂહાની અમ્મર ઝીંદગી કે જે માટેજ ખાસ તેણે ઇનસાનોને પેદા કરયા છે તેનો કશો ફઝલવંતો બંદોબસ્ત ન કરે ? ઝરૂર કરે અને તે મુજબ હરસદીની શરૂઆત ઈસલામી આલમ માટે એક આશીરવાદ છે. દાનેશમંદ વાંચનારાઓ એ બાબત પર ગોર કરો. તમારા ફીરકાના કહેવાતા આલીમોના હાથમાં શીકાર ન બનો. એક સીવાય બાકીના સરવે ફીરકાઓના આલીમો પોતાની કોમને ગુમરાહ કરે છે માટે દરેક ઇસલામીપર પોતાનો ખોટો

ફીરકો છોડી ઇમામે ઝમાન મારફતે સ્થાપાતો ખરો ફીરકો એખત્યાર કરવાની ફરઝ છે.

આપણે ગેરઇસલામીઓને શીખામણ આપ્યે છીએ જે જ્યાં સુધી તમો તમારો મઝહબ છોડી ખરો ઇસલામ મઝહબ કબુલશો નહી ત્યાં સુધી તમારી નજાત થનાર નથી જ્યારે તેઓપર આવી સખત આઝમાઇશ થાય ત્યારે શું આપણા પર કોઇ અઝમાઈશ નહી ? અગર ખુદાતઆલા તેઓને ઈસલામમાં જન્મ આપતે તો તેઓ બી ઇસલામી કલમો પડતે અને ઈસલામી ઈબાદતો બજાવી લાવતે અને અગર આપણો જન્મ ગેરકોમમાં થતે તો આપણે બી ગેરકોમી કલમો પડતે અને ગેરકોમી ઇબાદતો બજાવતે. ત્યારે શું ફક્ત તેઓ ગેરકોમમાં જન્મ પામવાથીજ તેઓની નજાત થનાર નથી અને આપણે ઇસલામમાં જન્મ પામવાથીજ આપણી નજાત થનાર છે ? અગર એમજ હોય તો ( નઉઝબીલ્લાહ ) ખુદા બે ઈનસાફી ઠઠયો. પણ ખુદા હરગીઝ બેઈનસાફી નથી. તેના જેવો ઈનસાફી કોઇ હોઈ શકેજ નહીં. ત્યારે એનો જવાબ શું ? એનો જવાબ એજ છે કે જેવી રીતે ગેરઈસલામીઓએ ખુદાતઆલાનો મઝહબ બગાડી નાખી જુદી જુદી રસમોનો મઝહબ બનાવી બેઠા તેથી ખુદાતઆલાએ તેઓ પર સાચો મઝહબ ઇસલામ એખત્યાર કરવાની ફરઝ નાખી તેવીજ રીતે ઈસલામીઓએ બી ખુદાના એકજ મઝહબના ટુકડા કરી જુદી જુદી રસમોના ફીરકા બનાવી બેઠા તેથી ખુદાતઆલાએ તેઓપર સાચો ફીરકો એખત્યાર કરવાની ફરઝ નાખી. અને જેવી રીતે એક ગેરઇસલામી શખસને પોતાના વડવાઓથી ઉતરી આવેલો ખોટી રસમોવાલો મઝહબ છોડી સાચો ઈસલામ મઝહબ કબુલતાં ભારી લાગે છે તેવીજ રીતે એક ઇસલામીને પોતાના વડવાઓથી ઉતરી આવેલો ખોટી રસમોવાલો ફીરકો છોડી સાચો ઇસલામી ફીરકો કબુલતાં ભારી લાગે છે. અને જેવી રીતે એક ગેરઇસલામી શખસ, પોતાના ખોટી રસમોવાલા મઝહબમાં રહી ગમે તેટલી ઇબાદતો

કરે છતાં તે સરવે રદ છે અને આખેરતના દુઃખદાયક અઝાબનો ભોગ થશે તેવીજ રીતે એક ઇસલામી પોતાના ખોટી રસમોવાલા ફીરકામાં રહી ગમે તેટલી ઇબાદતો કરે છતાં તે સરવે રદ છે અને આખેરતના દુઃખદાયક અઝાબને ભોગ થશે કેમકે ઈસલામમાં એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે તે કોરાને શરીફથી તથા હદીસ શરીફથી સાબીત છે તેથી જેવો રીતે દરેક ગેરઇસલામી શખસની ઝીંદગીની મુખ્ય નેમ ખરો ઇસલામ મઝહબ એખત્યાર કરવાની હોવી જોઇએ તેવીજ રીતે દરેક ઇસલામીની મુખ્ય નેમ ખરો ઇસલામી ફીરકો એખત્યાર કરવાની હોવી જોઇએ.

અગર કોઇ શખસને હઝરત મીરઝા સાહેબને ખરા ઇમામે ઝમાન તરીકે માનવાનો ઇનકાર હોય તો તેના પર ફરજ છે કે બીજા કયા શખસે ખુદાતઆલાના વાયદા મુજબ સદીની શરૂઆતમાં ઝાહેર થઇ આખી ઈસલામી ઉમતનો દીન કોરાને શરીફ તથા હઝરત રસુલુલ્લાહ (સ.) ની સુનત મુજબ તાઝો કરી પોતાનો ઇમામે ઝમાન હોવાનો દાવો પેશ કરયો છે તે બતાવે કેમકે હરેક શખસ જે પોતાના ઝમાનાના ઇમામને ઓળખ્યા વગર મરશે તેને હઝરત રસુલુલ્લાહ ( સ ) એ જાહેલીઅતની મોતે એટલે કુફરની મોતે મરનાર તરીકે ઠડાવ્યો છે તેથી તેના પર પહેલી ફરઝ એ છે કે ઉપલી શરતો મુજબના ઇમામને ઓલખે. પણ જેણે મઝકુર ઈમામને ઓલખવાની દરકાર ન કરી યા ઓલખીને તેને તાબે થવાની ના પાડી તે વીસે હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે કે કયામતના દીને તેની પાસે પોતાના છુટકારાની કશી હુજત ન રહેશે.

આટલું ખુલ્લું સમજાવ્યા છતાં જે શખસ હઝરત રસુલુલ્લાહ ( સ. ) ના આવા સખત તાકીદી ફરમાનો મુજબ પોતાના ઝમાનાના ઈમામને ઓળખવાની દરકાર કરતો નથી એટલુંજ નહિ પણ જયારે ખુદ તે ઇમામે ઝમાન તરફથી તેની સચાઇની

સાબેતીઓ કોઇના બી મારફતે પુરી પાડવામાં આવ્યા છતાં તેને ખોટો દાવેદાર સમજી તેનો ઇનકાર કરે છે તે હઝરત રસુલુલ્લાહ (સ.) ની હદીસ શરીફ મુજબ ખુદાતઆલા સાથે જંગ કરનારો ઠરે છે. કેમકે જેને ખુદાતઆલાએ પોતાના ઝાહેર કરી આપેલા ફરમાન મુજબ જેવી રીતે આગલી સદીઓમાં પોતાના ઇમામો ઝાહેર કર્યો તેવીજ રીતે જ્યારે આ સદીની શરૂઆતમાં હઝરત મીરઝા સાહેબને આ ઈસલામી ઉમતનો દીન તાઝો કરનાર ઇમામ નેમ્યો તેને એક ખોટા દાવેદાર તરીકે એક જુઠો શખસ ઠેઠાવવાની સરકશી તથા તકોબરી કરવી તે ખુદાતઆલા સાંબે જંગ કરવું નથી તો શું છે?

ઉપલી સાબેતીઓથી લા જવાબ થઈને તથા હઝરત મીરઝા સાહેબે કરેલી ઈસલામની મહાભારત ખીદમતો જોઈને એઓના વીરોધીઓ વટીક એ તો કબુલે છે કે અમો હઝરત મીરઝા સાહેબને આ સદીના મુજદિદ અથવા ઈમામ તરીકે માનવા તૈયાર છીએ પણ એઓએ એ ઉપરાંત મસીહ તથા મહેદીનો દાવો કરયો છે તે ખોટો છે માટે અમો એઓના બીજા દાવાઓ માની નથી શકતા. કારણ કે ઈસલામીઓનો એ અકીદો છે કે મસીહ તો આસમાન પરથી આવશે અને મહેદી જે ઝાહેર થશે તે આખી દુન્યાની કોમો જે ઇસલામ ન કબુલશે તેઓની સામે તલવારથી જેહાદ કરી તેઓને કતલ કરી નાંખશે. જ્યારે હઝરત મીરઝા સાહેબ નથી આસમાન ઉપરથી આવ્યા અને નથી ગેરઈસલામીઓ સાથે તલવારથી જેહાદ કરતા તેથી એઓ ખોટા છે.

તેનો જવાબ એ છે જે અગર એઓનો મસીહ તથા મેહદી હોવાનો દાવો ખોટો છે તો એઓનો આ ઝમાનાના મુજદિદ હોવાનો દાવો બી ખોટો હોવો જોઇએ. કેમકે ઝમાનાનો મુજદિદ જે હર સદીની શરૂઆતમાં ઝાહેર થાય છે તે હદીસ શરીફ મુજબ ખાસ અલ્લાહતઆલા તરફથી મુકરર થાય છે તેથીજ તે રબ્બાની ઈમામ અથવા ઇમામે ઝમાન કહેવાય છે. હવે જ્યારે

ખુદાતઆલા ૧૦૦ વરસ રહીને ઇસલામની સત્યતા આશકાર કરવા માટે પોતાના તરફથી એક ખાસ શખસને ઈમામે ઝમાન તરીકે ઝાહેર કરે અને તે બી જુડા દાવા કરે તો પછી ઈસલામની સચાઇ શી રહી? હર ઝમાનામાં જે ખોટા અકીદાઓ પેવસ થયલા હોય અને જેથી ઈસલામની ખરાબી થતી હોય તે દુર કરવા માટેજ ખુદાતઆલા પોતાનો ઇમામ ઝાહેર કરે છે પણ લોકો પોતાનાજ અકીદાઓને ખરા સમજે તેથી તે ઝાહેર થયલા ખુદાના ઈમામને ખોટો દાવેદાર સમજી તેનો ઇનકાર કરે પણ તેઓએ ધ્યાન રાખવું જોઇએ જે ખુદાતઆલાના તરફને ઝાહેર થયલો ઈમામ કદી ખોટા દાવા ન કરે તે મુજબ એઓના બીજા સરવે દાવા ખરા છે (જેની વધુ સાબેતી આગળ વાંચતાં જણાશે) તે છતાં જે કોઈ એઓનો એ દાવો ખોટો માને તેણે જાણવું જોઇએ કે અગર એઓનો મસીહ તથા મહેદી હોવાનો દાવો ખોટો હોય તો સદીપર આવનાર મુજદિદ તરીકેનો દાવો બી ખોટો કહેવો જોઇએ અને જ્યારે એ મુજદિદનો દાવો બી ખોટો હોય તો બીજો જે ખરો મુજદિદ હોય તે સદીની શરૂઆતમાં ઝાહેર થઇ ઝરૂર એઓને ખોટો પાડી પોતાની સચાઈ સાબીત કરતે પણ આજદીન સુધી કોઇએ નથી પોતાની સચાઇ સાબીત કરી બલકે કોઇએ દાવો વટીક નથી કરયો જે આ ઝમાનાનો ખરો મુજદિદ હું છું. આટલું છતાં જે શખસ એઓનો ઈનકાર કરશે તેને એ કહેવું પડશે કે આટલા વરસો સુધી હર સદીની શરૂઆતમાં મુજદિદો આવતા હતા પણ આ સદીથી બંધ પડયા છે. તેથી એ થયું કે ખુદાતઆલાનો કોરાને શરીફમાં આપેલો વાયદો ખોટો પડયો અને હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ શરીફ બી ખોટી પડી અને બીજા ગેરઇસલામી મઝહબો મુજબ ઈસલામ બી રદ બાતલ ઠરયો. ઉપરાંત આગલી સદીઓમાં ઇસલામની ભારે ખીદમત કરનારા મુજદિદ સાહેબો જેવા કે હઝરત ઈમામ ગઝાલી, હઝરત સયદ અબદુલ કાદર જીલાની, હઝરત સયદ મોહીનુદ્દીન ચીશતી હઝરત શેખ આહમદ સરહંદી મુજદિદે અલફ સાની

ઇમામે રબ્બાની હઝરત શાહ વલી ઉલ્લાહ વગેરે એ સરવે બુઝરગો ખોટા ઠર્યા! ત્યારે હવે ઇસલામની શી સચાઇ બાકી રહી? અફ્સોસ એક હક વાતનો ઇનકાર કરવાથી કેટલે હદ સુધી ખરાબી પોંહચે છે તેનો કોઇ વીચાર કરતો નથી. માટે હરેક શખસ જે હઝરત મીરઝા સાહેબને ખોટા માને છે તે ઇસલામની ઉપલી સરવે સત્યતાનો ઈનકાર કરનાર તથા ઉપલા સરવે બુઝરગોને ખોટા દાવેદાર ઠરાવનારો લેખાશે અને તે માટે તેને કયામતના દીને ખુદાતઆલાને જવાબ દેવો પડશે. મુખ્ય વાત જોવાની છે તે એ છે જે હઝરત મીરઝા સાહેબે ઈમામે ઝમાન તરીકે હોવાનો દાવો કરયો છે તો એઓની તઅલીમ શી છે એઓ ઇસલામની શું ખીદમત કરી છે એઓની જમાઅતમાં દાખલ થવા પહેલાં એઓની બઈઅતની શરતો શી છે એ હરેક ઇસલામીને પેહલે તપાસવું જોઇએ.

બઇઅતની શરતો જે એઓએ તા. ૧૨મી જાનેવારી ૧૮૮૯ના દીને ખાસોઆમ માટે પ્રગટ કરી તે નીચે મુજબ છે.

બિસમિલ્લા હિર રહમા નિર રહીમ નહમદહુ નુસલ્લી અલા રસુલ હિલ કરીમ.

( ૧ ) બઇઅત કરનારે સાચા દીલથી એ વાતને માની લેવું જોઇએ કે તે ભવીશમાં તે વખત સુધી કે તે કબરમાં દાખલ થાય શીરકથી બચતો રહેસે ( ખુદાની ઝાત સીફાત યા ઈબાદતમાં કોઇને જોડશે નહી. )

( ૨ ) એ કે જુઠાપણાથી ઝીનાથી બદનઝરીથી ઝુલમથી અપ્રમાણીકપણાથી હુલડ અને ફીતુર વગેરે બદીથી બચતો રહેશે અને પોતાના નફસાની જોશો ( મનોવીકાર ) ને તાબે થશે નહી. પછી તેનો હુમલો કેવો બી સખત કાંય નથી હોતો.

( ૩ ) એ કે ખુદા તથા તેના રસુલના હુકમ મુજબ પાંચ વખતની નમાઝ વગર ખાડે પઢતો રહેસે અને પોતાથી બની

શકતી દરેક કોશેશ વાપરી મધરાત પછીની તહજ્જુદની નમાઝ પઢતો રહેશે તથા પોતાના નબી કરીમ ( સ ) ઉપર દરૂદ મોકલવા અને દરરોઝ પોતાના ગુનાહોની માફી ચાહવા તથા ઈસ્તગફાર કરવા તથા ખુદાતઆલાથી મદદ માગવા ( દુઆ ચાહવા ) નો નીયમ રાખશે અને ખરી મોહબતથી અલ્લાહતઆલાના અહેસાનો યાદ કરી તેની તારીફ તથા શુકર બજા લાવતો રહેશે.

( ૪ ) એ કે ખુદાની આમ મખલુકને તથા ખાસ કરીને મુસલમાનોને પોતાના મનોવીકારના જોશથી કદી બી ઇજા કરશે નહી. ન હાથથી ન ઝબાનથી ન બીજી કોઈ તરેહથી.

( ૫ ) એ કે કોઈ બી ખુશી ગમીમાં અથવા સુખ દુઃખમાં અથવા આબાદી યા મુસીબતમાં ખુદાને વફાદાર રહેશે ( એટલે ખુશીમાં ફુલાઈ નહી જશે પણ શુકર કરશે અને ગમીમાં નીરાશ ન થશે પણ સબર કરશે) મતલબ એ કે હરહાલમાં ખુદાને એવો તાબે રહેશે કે એની રાહમાં કાંઇ બી અપમાન યા દુઃખ ખમવા તૈયાર રહેશે અને કદી કોઇ આફત વરસે તો તેનાથી નીરાશ ન થઇ જશે બલકે હીમતથી આગળ વધશે.

( ૬ ) એ કે ખોટી રસમોથી તથા બદ ખાહેશોથી દુર રહેશે અને કોરાને શરીફના ફરમાનોને સદંતર આધીન થઈ રહેશે અને ખુદાતઆલાના તથા રસુલુલ્લાહ ( સ ) ના ફરમાનોને પોતાની ઝીંદગીમાં અમલ કરવાનો કાનુન સમજશે.

(૭) એ કે તકોબરી તથા મગરૂરીને સદંતર છોડી દેશે અને નરમી આજીઝી સભ્યતાઇ સાલેસાઇથી ઝીંદગીના દહાડા પુરા કરશે.

(૮) એ કે દીનને અને દીનની ઇઝતને અને ઇસલામની ખેરખાહીને પોતાના જાન માલ તથા પોતાની અવલાદ તથા પોતાના દરેક પ્યારાથી પ્યારો સમજશે.

( ૯ ) એ કે ખુદા ખાતર તેની મખલુક સાથે દીલસોજીથી વરતશે અને ખુદા તરફથી તેને બખશાયલી નેઅમત તથા શકતી તેનાથી બની શકે તેટલી વાપરી તેની મખલુકાતને ફાયદો પોંહચાડશે.

(૧૦) એ કે આ આજીઝથી ( એટલે મીરઝા ગુલામ આહમદ તે મસીહ અને મેહદીથી ) ખાસ ખુદાના વાસ્તે ભાઈ-ચારાનો સંબંધ સ્થાપશે એ કરારથી કે પોતાના મરણ સુધી તેના દરેક નેક ફરમાનને તાબે થશે અને એ સગ-પણનો ગાંઠ એવા ઉંચા પ્રકારનો રહેશે કે તેનો દાખલો દુન્યાઇ સગપણ અથવા માલક અને નોકર દરમ્યાનમાં પણ કદી દીઠામાં ન આવ્યો હોય.

હરેક ઇસલામી ઉપલી શરતો વાંચી કબુલ કરશે કે તે એકે એક ઈસલામના અહકામ મુજબની છે. એમાં ખરા ઇસલામની વીરૂધ કશું એ નવું નથી. અગર ઇસલામની વીરૂધ કશું બી નવું હતે તો આપણને માનવાની ઝરૂર નહતી પણ જ્યારે એ ઈસલામ મુજબજ છે તેથીજ આપણને આપણી ખુશી હોય યા નહિ તે છતાં માનવાની અને તાબે થવાની ફરઝ પડે છે કેમકે હઝરત રસુલુલ્લાહ ( સ. ) ફરમાવે છેઃ—

" મુસલમાન શખસ કોઈ બાબતને પસંદ કરતો હોય યા નહી પસંદ કરતો હોય જ્યારે ( ઇમામ ) ગુનાહનો હુકમ ન કરતો હોય ત્યાં સુધી સાંભળવું તથા તાબેદારી કરવી છે પણ જો ગુનાહનો હુકમ કરે તો સાંભળવું નહિ ( તેમ ) તાબેદારી નહીજ કરવી જોઈએ. " ( બુખારી મુસલીમ. )

વલી હઝરત મીરઝા સાહેબ બીજા દુન્યાદારી ઇમામો યા પીરો મુજબ પોતાની જમાઅતમાં જ્યાં ત્યાંથી મુરીદો વધે અને નામના થાય યા પૈસો ભેગો થાય તે માંગતાજ નથી તેથી તેઓ પોતાની જમાઅતમાં દાખલ થનારને સાફ જણાવી આપે

છે કે એઓને નામની બઈઅતની દરકાર નથી બલકે એઓના જમાઅતમાં જે એવા હોય તે બી એઓની જમાઅતમાંના લેખાશે નહી એમ ખુલ્લુ' જણાવી આપે છે જે એઓનાજ બોલોમાં જણાવું છું જેમકે તેઓ ફરમાવે છેઃ—

"ફક્ત ઝબાનથી ( યા લખાણુથી ) બઈઅતનો એકરાર કરવો કોઇ ચીઝ નથી જ્યાં સુધી કે ખરા અંતઃકરણથી તે પર પુરેપુરો અમલ ન કરો........માટે તમારામાંથી જે કોઈ પોતાને મારી જમાઅતમાંનો લેખતો હોય તે આસમાન પર ત્યારેજ મારી જમાઅતમાંનો લેખાશે જ્યારે તમે સાચા એકીનથી નેકીની રાહપર પગલાં ભરશો. માટે તમો તમારી દરરોઝની પાંચ વખતની નમાઝ એવા ખોફથી અને આજીઝીથી અદા કરો કે ગોયા તમો ખુદાતઆલાને જુઓ છો. અને તમારા રોઝા નીખાલસ ખુદા ખાતર પુરા કરો. હરેક જે ઝકાતને લાયક છે તે ઝકાત આપે. અને જેના પર હજ ફરઝ થઇ ચુકી છે અને કોઇ નડતળ ન હોય તે હજ કરે. સાલેસાઇથી નેકી અદા કરો. ધીકારથી બદી દુર કરો. એકીનથી યાદ રાખજો કે કોઇ અમલ ખુદા સુધી નથી પોંહચી શકતો જે ખરી પરહેઝગારી વગરનો હોય. દરેક નેકીની જડ પરહેઝગારી છે જે અમલમાં એ જડ રદ નથી થઇ તે અમલ બી રદ ન થશે. એ ઝરૂર છે કે તરેહવાર રંજ અને મુસીબતથી તમારો અઝમાઈશ થાય જેવી રીતે કે પેહલાના મોઅમીનોની અઝમાઇશ થઇ. માટે ખબરદાર રહો એમ ન થાય કે તમો ઠોકર ખાઓ. ઝમીન તમારૂ કશુ બગાડી શકતી નથી અગર જે ગાંઠ સાથે તમારો સંબંધ આસમાનથી છે તે મઝબુત છે. જ્યારે બી તમો તમારૂં નુકસાન કરશો તો તે તમારા પોતાના હાથોથી છે ન કે દુશમનના હાથોથી. અગર તમારી સરવે ઝમીની ઇઝત જતી રહે તો ખુદા તમને આસમાન પર કાયમ રહેનારી ઈઝતથી નવાજશે. માટે તમે ખુદાને ભુલો નહી. અને એમ ઝરૂર થશે કે તમારા પર દુઃખ આવી પડશે અને તમારી ધારેલી ઉમેદો પાર પડશે નહી તો તેવે વખતે તમો દલગીર થશો નહી કેમકે તમારો ખુદા તમને અજમાવે

છે કે તમો એની રાહમાં સાબીત કદમ છો યા નહી અગર તમે ચાહતા હો કે આસમાન પર ફીરેશતા તમારી તારીફ કરે તો તમે ખુદા ખાતર માર ખાઓ અને ખુશ રહો. ગાલો સાંભળો અને શુકર કરો. નીશફળતા ખમો પણ જોડાણ તોડો નહી. તમો ખુદાની આખરી જમાઅત છો માટે તમે એવા નેક અમલ દેખાડો કે જેના કમાલમાં છેડોજ ન હોય હરેક જે તમારામાં સુસ્ત થઈ જશે તે એક ગંદી ચીઝની માફક (મારી) જમાઅતમાંથી બાહેર ફેંકી દેવામાં આવશે અને પસ્તાવા તથા પશેમાનીમાં મરશે. જુઓ હું તમોને ખુશીથી ખબર આપું છું તમારો ખુદા (ફક્ત મોહડેથી કહેવાનો ખુદા નથી પણ તે તમારી સામે) ખરેખર મોજુદ છે અને જો કે (દુન્યામાં) દરેકે દરેક એના બંદા છે છતાં ખુદા તેનેજ ચુંટે છે જે ખુદાને ચુંટે છે. અને ખુદા તેનીજ પાસે આવે જે ખુદાની રાહમાં કદમ ઉપાડે છે. અને જે ખુદાને માન આપે છે તેનેજ ખુદા માન આપે છે. (ઇઝત બખશે છે)............" (વધુ માટે જુઓ એઓની ઉરદુ કીતાબ કીશતીએ નુહ જે કાદયાન ખાતેની બુક ડીપોમાંથી આના પાંચમાં મળશે.) વળી તેઓ પોતાની જમાઅતને ફરમાવે છેઃ—

ફરી હું તમોને કહું છું જે એ ખ્યાલ ન કરો કે અમોએ ઝાહેરી તોરપર બઇઅત કરી લીધી છે. ઝાહેર કાંઈ ચીઝ નથી. ખુદા તમારા અંતઃકરણોને જુએ છે અને તેજ મુજબ તમારાથી વરતશે. સાંભળો અને એ કહીને હું મારા ઉપરની તમોને પેગામ પોંહચાડવાની ફરજથી છુટો થાઉં છું જે ગુનાહ એક ઝાહેર છે એને ન ખાઓ. ખુદાની નાફરમાની એક ગંદી મોત છે તેનાથી બચો. દુઆ માંગો કે જેથી તમોને શકતી બક્ષવામાં આવે. તે શખસ જે દુઆની વખતે ખુદાતઆલાને દરેક બાબતપર શકતીવાન નથી સમજતો સીવાય તે બાબત કે જેની વીરૂધ વાયદો કરયો હોય તો તે મારી જમાઅતમાંનો નથી. જે શખસ જુઠું કહેવું અને ફરેબ આપવું ન છોડે તે મારી જમાઅતમાંનો નથી.

જે શખસ દુન્યાની લાલચોમાં ફસેલો છે અને આખેરતની ત
આંખ ઉપાડીને બી જોતો નથી તે મારી જમાઅતમાંનો ન
જે શખસ ખરેખરી રીતે દીનને દુન્યાપર સર્વોપરી નથી શખ
તે મારી જમાઅતમાંનો નથી. જે શખસ દરેક બદીથી તથા દ
બદ અમલથી એટલે શરાબથી, જુગારથી બદનઝરીથી અને
પ્રમાણીકપણાથી, લાંચથી અને હરામ કામોથી કામીલ તં
તોબા નથી કરતો તે મારી જમાઅતમાંનો નથી. જે શખસ
આઓમાં વલગી નથી રહેતો અને ખુદાતઆલાને આજીઝી
યાદ નથી કરતો તે મારી જમાઅતમાંનો નથી. જે શખસ નઠ
દોસ્ત કે જે તેનાપર નઠારી અસર નાખે તેને નથી છોડતો
મારી જમાઅતમાંનો નથી. જે શખસ પોતાના માબાપની ઈ
નથી કરતો અને નેક કામોમાં જે કોરાન વીરૂધ નથી તેએ
વાત નથી માનતો તથા પોતાથી બની શકતી દરેક કોશેશ
તેઓની ખીદમત બજાવવાની દરકાર નથી કરતો તે મારી જ
અતમાંનો નથી. જે શખસ પોતાની ઓરત તથા તેણીના સ
વાહલાંઓથી નરમી અને એહસાનથી નથી વરતતો તે મ
જમાઅતમાંનો નથી. જે શખસ પોતાના પાડોસીને અદન
અદના ભલાઈમાં બી ભાગ નથી આપતો તે મારી જમાઅત
નો નથી. જે શખસ પોતાના તકસીરવારનો ગુનાહ બખ:
નથી ચાહતો અને કીનાખોર શખસ છે તે મારી જમાઅતમ
નથી. દરેક મરદ જે પોતાની ઓરતથી યા ઓરત પોતાના
વંદથી અપ્રમાણીકપણે વરતે તે મારી જમાઅતમાંનો નથી.
શખસે બઈઅત કરતી વખતે જે કરારો કરયા હતા તે કોઇ
રીતે તોડે છે તે મારી જમાઅતમાંનો નથી. જે શખસ
(ખુદાતઆલાના તથા હઝરત રસુલુલ્લાહ (સ) ના વાયદા રૂ
બનો) મસીહ મોઉદ તથા મેહેદી મઅહુદ નથી સમજતો
મારી જમાઅતમાંનો નથી અને જે શખસ નેક અમલોમાં ર
તાબેદારી કરવાના લીધે તૈયાર નથી તે મારી જમાઅતમ
નથી અને જે શખસ વીરોધીઓની જમાઅતમાં બેસે છે

હુામાં હા મેલવે છે તે મારી જમાઅતમાંનો નથી. દરેક ઝીના-કાર, ફાસીક, શરાબી, ખુની, ચોર, જુગારી, લુટારો, બદકાર, ગાસીબ, ઝાલીમ, જુઠો, કાવત્રાંબાજ અને તેઓનો ગોઠયો અને પોતાના ભાઈઓ તથા બહેનોપર તોહમતો લગાડનાર તથા પોતાના બદ કરતુકોની જે તોબા નથી કરતો અને નઠારી મંડલીઓને નથી છોડતો તે મારી જમાઅતમાંનો નથી. એ સરવે ઝેહેરો છે તમે એ ઝેહેરોને ખાઈ હરગીઝ બચી શકશો નહી. અંધકાર અને રોશની એકજ ઠેકાણે ભેગી રહી શકે નહી. દરેક શખસ જેની વર્તણુકમાં આડાઇ અવલાઈ સમાયલી છે અને જેનો મામલો ખુદા સાથે સાફ નથી તે શખસ તે બરકતો હરગીઝ પામી શકતો નથી જે સાફ દીલોને મલે છે. કેવા ભાગ્યશાલી છે તે લોકો જેઓ પોતાના દીલો સાફ રાખે છે અને પોતાના દીલોને દરેક મલુનીથી પાક કરી લે છે અને પોતાના પરવરદીગારથી વફાદારીથી વરતવાનો કસદ કરે છે કારણ કે તેમાં તેઓ હરગીઝ નુકસાન પામનાર નથી. ખુદાતઆલા તેઓને રૂસવા કરશે નહી કેમકે તેઓ ખુદાતઆલાના છે અને ખુદાતઆલા તેઓનો છે. તેઓને દરેક બલા અને આફતથી બચાવવામાં આવશે. બેવકુફ છે તે દુશમન જે તેઓ સામે પ્રપંચ કરે છે કેમકે તેઓ ખુદાતઆલાની ગોદમાં છે અને ખુદાતઆલા તેઓનો મદદગાર છે. વગેરે વગેરે (જુઓ વધુ માટે એજ ઉરદુ કીતાબ કોશતીએ નુહ).

એવી એવી નસીહતો તથા રૂહાની ખઝાનાનો ભંડાર એઓની લખેલી અરબી, ફારસી, ઉરદુની હરેક કીતાબમાં મોજુદ છે. એઓની મુખ્ય તઆલીમ એજ છે કે દરેક ઈનસાને આ દુન્યામાં પોતાના નફસને દુન્યાદારી ખાહેશોથી મારી નાખવું ગોયા તે શખસ આ દુન્યાનો નથી. જ્યારે તે એવી રીતે પોતાના નફસને ફના કરવા શીખશે ત્યારે તેને એક નવીજ ઝીંદગી મળશે તે ઝીંદગી કાયમ ઝીંદગી છે. તેના પર દુન્યાદારી ગમે તેટલી આફતો આવે પણ તેનો દીલ ખુદાના ભરોસામાં કુરબાન હશે તેથી તેને જરાએ

એમ થશેજ નહી. ત્યારે આ ઝીંદગીમાંજ તેના માટે બહેશતી ઝીંદગી શરૂ થશે કેમકે જે શખસ એવી રીતે પોતાના નફસને મારવા શીખે છે તેના દીલને ખુદાતઆલા પોતાના મુબારક કલામથી રોશન કરે છે. અને ઇનસાન જયાં સુધી ખુદા સાથે એવો સંબંધ હાંસલ કરવા શીખે નહી ત્યાં સુધી તેની ઝીંદગીનો ફેરો ફોકટ ગયલો સમજવો તેથીજ ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે કે " જે આ દુન્યામાં આંધલો તે આખેરતમાં બી આંધલો. "

આવી સરસ તઅલીમ અને આવો ખુદાનો ફઝલ ફકત ઈસલામમાંજ છે. કેમકે બીજા સરવે મઝહબોમાં ઘણા બગાડા થઈ જવાથી ખુદાતઆલાએ તે સરવે મઝહબોને રદબાતલ કરી દીધા તેથીજ હઝારો વરસ ગુજરી જવા છતાં તેઓમાં ખુદાતઆલા પોતાનો કોઇ પ્રતિનીધિ નાઝીલ કરતોજ નથી જેથી તેઓ એવી રૂહાની ફઝલવંતી તઅલીમથી બેનસીબ છે અને તેથીજ તે સરવે કોમો મુશરીકાના પરસ્તીશમાં ગીરફતાર છે.

ઈસલામમાં બી મુશરીકાના પરસ્તીશ તથા બીદઅતી રીવાજોના ફીરકાઓ ઉભરાઈ ગયા છે પણ ખુદાતઆલાએ ઈસલામ મઝહબને દુન્યાની તમામ કોમો માટે એક સંપુરણ મઝહબ બનાવેલો હોવાથી કયામત સુધી બીજા કોઈ નવા મઝહબની ઝરૂરત ન રહી તેથી આગલા મઝહબો મુજબ ઈસલામ મઝહબને રદબાતલ ન કરતાં એમાં ઉત્પન્ન થતા વખતો વખતના બગાડા દુર કરવા માટે દર સદીની શરૂઆતમાં પોતાના તરફથી એક ખાસ શખસને ઈમામે ઝમાન તરીકે ઝાહેર કરે છે અને તેની મારફતે બાખી ઈસલામી આલમ માટે પોતાનો રૂહાની ફઝલ વરસાવે છે પણ તેનો લાભ તેજ લોકો લઈ શકે છે જેઓ ખુદાતઆલાના તરફના ઈમામને વાયદા મુજબ ઝાહેર થયલો જોઇ તેની સરસ તઅલીમ પર ગોર કરે છે અને તેના પર ઈમાન લાવી તેની મારફતે સ્થાપાતા ખરા ઇસલામી ફીરકામાં શામીલ થાય

છે તે મુજબ આ સદીની શરૂઆતમાં ખુદાતઆલાના હુકમ મુજબ જાહેર થયલા ઇમામ હઝરત આહમદ (અ) મારફતે આહમદી ફીરકાની સ્થાપના થઇ છે. જેમાં શામીલ થતા લોકો ખુદાતઓલાની એ બેમુલ નેઅમત તથા ફઝલ માટે ખુદાના અંતઃકરણથી શુક્ર ગુઝાર થાય છે કેમકે ઇસ્લામના ૭૩ ફીરકાઓમાંથી એકજ ખરા ઠરાવેલા ફીરકામાં શામીલ થવું જેથી પોતાની તથા પોતાના બાલબચાંઓની આખેરત સુધારવા ભાગ્યશાલી થવું એ કાંઇ જેવી તેવી નેઅમત નથી અને એજ તે ખરો ફીરકો છે તે હરેક શખસ એ રીતે આસાનીથી સમજી શકે છે જે એમાં કોરાને શરીફ તથા હઝરત રસુલુલ્લાહ (સ) ના ફરમાનો મુજબના અમલ સીવાય બીજી રસમો છેજ નહી. ઉપરાંત એમાં દાખલ થનારા જ્યારે એ મુજબ ખરા ઇસલામની પેરવી કરે છે અને પોતાની શક્તી પ્રમાણે પોતાના જાનો માલને ખુદાની રાહમાં ફના કરે છે ત્યારે ખુદાતઆલા પોતાનો મુબારક કલામ ઈલહામ નાઝીલ કરે છે તથા સાચા સ્વપના દેખાડે છે અને તેઓની દુઆઓનો જવાબ આપે છે. એજ તો ખરા મઝહબ અને ખરા ફીરકાનો ખરો મોજેઝો છે. એમ ન ધારો કે એ ફક્ત મોહડેથી કહેવાની યા કાગળપર લખવાની વાતોજ છે. પણ ખરેખર તે મુજબ હરેક શખસ જે ખુદાનો ખોફ રાખી સચાઇનો તલબગાર હશે અને આજીઝીથી ખુદાથી દુઆ ચાહતો રહેશે તે પર તે રહેમાનો રહીમ ઝરૂર પોતાનો એ ફઝલ નાઝીલ કરશે. અને એવો ફઝલ હઝારો શખસોને થવાથી અને તેની સચાઇની ખાત્રી દુન્યામાં આશકાર થઇ જવાથીજ દુન્યાના નજદીક તથા દુરના ભાગોમાંથી જુદી જુદી કોમોમાંથી તથા જુદા જુદા ઇસલામી ફીરકાઓમાંથી લાખો ઇનસાનો છુટા થઇ એ મુબારક સીલસીલામાં દાખલ થયા છે પણ જ્યારે એ ખુદાઈ નેઅમત ખરી દીલસોઝીથી આહમદીઓ દુન્યા સનમુખ રજુ કરે છે ત્યારે અફસોસ છે કે ખોટા ફીરકાઓમાં ચોટકી બેસેલા ભાઇબંધો વંશપરંપરાથી ઉતરી આવેલી આગલી કોમોની ખસલત મુજબ એ ખુદાઇ ફઝલને દી-

લોજાનથી સ્વીકારવાનાં બદલે ધીકારથી તેનો ઇનકાર કરે છે. એટલુંજ નહી પણ તેના બદલામાં તેઓ વીરૂધ પોતાથી બની શકે તેવી રીતે તેઓની હલકાઇ કરવાની જાનતોડ કોશેશ કરે છે. પણ શું એ માટે તેઓ જરા બી ધીરજથી વીચાર ન કરે કે એવી વર્તણુક ચલાવવામાં તેઓ બીજા કોઈનો બી નહી પણ ખુદ પોતાનોજ ખરાબો કરી બેસે છે.

ઓ રહેમાનો રહીમ રબ્બીલ આલમીન ! તું આ ઝમાનાના લોકો ઉપર રહેમ ફરમાવ જેઓ જુદા જુદા ખોટા ફીરકાઓના આલીમો તથા ધરમગુરૂઓના હાથમાં શીકાર થઇ ગુમરાહીમાં ફસેલા છે. એઓની આંખો ખોલ કે જેથી એઓ તારા તરફથી ઝાહેર થયલા ખરા ઇમામે ઝમાનને ઓલખે અને એની મારફતે સ્થાપાયલો ખરો ઇસલામી ફીરકો કબુલી બંને જેહાંનમાં સુખી થાય. આમીન સુમ્મ આમીન યા રબ્બીલ આલમીન.

---

# મસીહ અને મહેદી.

હવે આપણે હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબના મસીહ અને મહેદી હોવાના દાવાનાં સાબેતીઓ તપાસ્યે.

આગળ આપણે વાંચી ગયા છેએ અને કોરાને શરીફથી સરવેને રોશન છે કે ખુદાતઆલાએ જ્યારથી આ દુન્યા ઉતપન કરી છે ત્યારથી પેગમ્બરો મોકલવાનો રીવાજ જારી રાખ્યો છે. અને તે પેગમ્બરો પોતાના ઝમાનાના લોકોને ખુદાનો ખરો મઝહબ શીખવતા તથા કેટલાકો બીજું એ ચેતવતા કે હવે પછી ભવીષ્યમાં ફલાણે વખતે ફલાણી નીશાનીઓ સાથેનો પેગમ્બર ઝાહેર થશે. પણ જ્યારે તે પેગમ્બર ઝાહેર થતો ત્યારે ઘણાખરા લોકો તેને માનતા નહી અને હસી કાહડતા તેના બે સબબો છે એક તો એ કે ખુદાતઆલા પેગમ્બરને એવે વખતે મોકલતો કે જ્યારે લોકો

ખુદાનો ખરો મઝહબ ભુલી આડે મારગે દોરવાઈ ગયા હોય કેમકે પેગમ્બરની ત્યારેજ ઝરૂરત હોય છે કે લોકોને ચેતવીને પાછો ખુદાના ખરા મઝહબપર લઈ આવે. પણ તે વખતે લોકો પોતાની જહાલત અને ગુમરાહીના લીધે પોતાના વડવાઓથી ઉતરી આવેલી માન્યતાનેજ ખરો મઝહબ સમજી તે પરજ ચીટકી બેસતા અને ખુદાનો ખરો મઝહબ સ્થાપવા આવનાર પ્રતીનીધીને જુઠો અને ગુમરાહ સમજી તેનો ઇનકાર કરતા.

બીજો સબબ એ છે જે આગલા ઝમાનાના પેગમ્બરે હવે પછી આવનારા પેગમ્બર વીસે જે નીશાનીઓ ઝાહેર કરી હોય છે તે તે પછીના ઝમાનાના લોકોના ધ્યાનમાં ઉતરતી નહી. કેમકે આગલા પેગમ્બર તરફથી જે નીશાનીઓ ઝાહેર થતી તે તદન ખુલ્લા શબ્દોમાં નહી પણ ખુદાતઆલાના ગેબી શબ્દોમાં ઝાહેર થતી કેમકે ખુદાતઆલાએ ઈનસાનને દુન્યામાં ખરો મઝહબ પારખવાની અઝમાઈશ શારૂ પેદા કરયો છે અને સાફ જણાવી આપ્યું છે જે જ્યારે તેનો પેગમ્બર ઝાહેર થાય ત્યારે પરહેઝગારી એખત્યાર કરવી તેનું બયાન સાંભળવું માનવું અને તાબે થવું અને પોતાના અખલાક સુધારવા પણ તેની બદલે જ્યારે બી ખુદાતઆલાનો પ્રતિનિધી ઝાહેર થતો ત્યારે લોકો તેને જુઠો કાફર ફરેબી દીવાનો વગેરે કહીને તેની બેઈઝતી કરતા એટલુંજ નહિ પણ તેને એવો દુખી કરતા કે તેને પોતાનો મુલક છોડી બીજે મુલક નાસી જવું પડતું જેવી રીતે કે અરબના લોકોએ મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ મુસતફા ( સ. અ. સ. ) સાથે વરત્યા. અને આખરે તેઓને ૧૩ વરસ સુધી તે લોકોની તકલીફો ખમી મક્કા શરીફ છોડી મદીને મુનવરા હીજરત કરવાની ફરજ પડી. અને એઓની આગળ એવીજ રીતે હઝરત ઇસા ( અ ) ને યાહુદીઓ મારફતે ખમવું પડયું જેઓએ એઓને ખોટો પેગમ્બર સમજી એટલી બેઈઝતી કરી અને દુઃખ આપ્યું કે છેવટે એઓને સુલી દઇ મારી નાખવાને તૈયાર થયા.

યાહુદીઓએ ઈસા ( અ ) ને શા કારણસર ખોટો પેગમ્બર સમજ્યા તેનું બયાન આપણને ધ્યાનથી તપાસવું જોઈએ કારણ કે યાહુદીઓએ ઇસા ( અ ) ની પેહલી પધરામણીની ઓલખમાં જે કારણોસર ભુલ ખાધી આબાદ તેજ કારણોસર ઇસલામીઓ ઈસા ( અ ) ની બીજીવારની પધરામણીની મતલબ સમજવામાં ભુલ ખાય છે. માટે આ બહુજ અગત્યની બાબત હોવાથી આપણે ધ્યાનથી તપાસીશું તો ઇનશા અલ્લાહ ઇસા ( અ ) ની બીજીવારની પધરામણીની મતલબ આસાનીથી સમજી શકાશે.

યાહુદીઓના મલાકી નામના પેગમ્બરે એ નીશાની ઝાહેર કરી હતી કે ઈસા ( અ ) ઝાહેર થશે તે પહેલાં ઈલીઆસ ( અ ) જેઓ આસમાન ઉપર ગયા છે તે પાછા આસમાન ઉપરથી ઉતરી આવશે તે પછી ઈસા ( અ ) આવશે અને યાહુદીઓને તેઓની ખોહેલી બાદશાહી પાછી આપશે. હવે ઈસા ( અ ) ઝાહેર થયા ત્યારે ન તેઓની પહેલાં ઇલીઆસ ( અ ) આસમાન પરથી ઉતરી આવ્યા ન તેઓએ યાહુદીઓને બાદશાહી આપી.

યાહુદીઓએ ઈસા ( અ ) ની ઇંતેજારીથી વાટ જોયા કરી હતી કેમકે તેઓની ઝાહેર થવાની બીજી નીશાનીઓ ઘણી ખરી પુરી થઈ ચુકી હતી તેથીજ તેઓ ઘણી ખુશીથી તેમની પધરામણી માટે આસમાન ઉપર નઝર રાખી બેઠા હતા કે તેઓ આવે અને તેઓને બાદશાહી મલે. પણ જ્યારે ઇસા ( અ ) ઝાહેર થયા અને પોતાને મસીહ મોઉદ એટલે તે મસીહ કે જેને વાયદો આપવામાં આવ્યો હતો તે શખસ હું છું એમ ઝાહેર કરયું ત્યારે યાહુદીઓએ તેઓને ખોટો દાવેદાર સમજી ઇનકાર કર્યું કારણ કે તેઓની આગમજ ન ઈલીઆસ ( અ ) આસમાનથી ઉતરી આવ્યા અને ન તેઓને બાદશાહી મલી. ઇસા ( અ ) એ સમજાવ્યું કે ઈલીઆસ ( અ ) આસમાન પર ગયા છે તેની મતલબ એ છે જે તેઓના રૂહની બુલંદી થઇ છે અને તેઓ

આસમાન પરથી ઉતરી આવશે તેની મતલબ એ છે જે તેઓની રૂહાની ખસલતનો એક બીજો શખસ ઝાહેર થશે. અને તે શખસ મારી આગમજ આવી ચુકો છે તેઓને તમો ઓળખો છો જે યહ્યા (અ) છે. યહ્યા (અ) જો કે ઇસા (અ)ની અગાઉ યાહુદીઓમાં હાઝર હતા અને યાહુદીઓ તેમને સારી રીતે જાણુતા હતા છતાં યહ્યા (અ) પોતે બી એજ અકીદો રાખતા હતા જે ઈલીઆસ (અ) આસમાન ઉપરથી આવશે, જ્યાંસુધી કે ઇસા (અ) ઝાહેર થયા અને ખુદાતઆલાએ તેઓને જણાવ્યું કે ઈલીઆસ (અ) ની રૂહાની ખસલતમાં તેના મસીલ તરીકે ઝાહેર થનાર શખસ તુંજ છે. અગર યહ્યા (અ) પોતાનો એ દાવો આગમજથી જાણુયો હતે તો તેઓ યાહુદીઓને આસમાનથી ઉતરવાની તાવીલ સમજાવી દેતે તો યાહુદીઓને ઇસા (અ) ને કબુલવા એટલું ભારી નહી લાગતે પણુ નબીઓ યાને ખુદાના પ્રતીનીધીઓ બી આપણા જેવાજ ઈનસાન હોય છે જ્યાં સુધી ખુદા તેઓને ભેદ ભરેલી પેશગોઇઓનો ખુલ્લે ખુલ્લો અર્થ ન સમજાવે ત્યાં સુધી તેઓ તે સમજી શકે નહી અને એવી રીતે ખુદાતઆલા પોતાના પ્રતીનિધી મારફતે મુકરર વખતેજ તેનો ખરો ભેદ દુન્યામાં આશકાર કરી તે પર કોણુ આજીઝી એખત્યાર કરી ઇમાન લાવે છે અને કોણુ તકોબરીથી તેના પ્રતીનીધીને ખોટો દાવેદાર ઠરાવે છે તેની અઝમાયશ લે છે. બીજી પેશગોઈ એ હતી જે ઇસા (અ) ઝાહેર થઇ બાદશાહી આપશે તે વીસે તેઓએ જણાવ્યું જે તેની મતલબ એ છે જે તમોએ ખુદાનો ખરો મઝહબ જે રૂહાની બાદશાહત છે તે ગુમાવી બેઠા છો અને હું ખુદાનો પ્રતિનિધિ હોવાથી તમોને ખુદાના ખરા મઝહબની તઆલીમ આપીશ કે જે રૂહાની ઇલમથી તમો રૂહાની બાદશાહત મેલવી શકશો. બાકી ઝમીની બાદશાહત ખુદાના પ્રતીનિધીઓ લાવતા નથી તેમ હું બી લાવ્યો નથી. યાહુદીઓએ પોતાના આગલા પેગમ્બરની પેશગોઈની આવી તાવીલ માનવા ચીકાર સાથે ના પાડી. કારણુ કે તેઓની પેશગોઇમાં ખુલ્લું જણાવેલું

હતું જે ઇલીઆસ ( અ ) આસમાન ઉપરથી આવશે. ન કે કોઈ બીજોજ શખસ તેની રૂહાની ખસલત ધરાવનાર મસીહ તરીકે આવશે. તેથી ઝાહેરી નઝરની રૂએ કોઈબી શખસ યાહુદીઓને તકસીરવાર ઠહાવી શકે નહિ. પણ ખુદ: આલાએ શરૂઆતથીજ પોતાની પેશગોઇઓમાં એવી રૂહાની મતલબ ભરેલી રાખી ઝાહેર કરાવવાનો ધારો રાખ્યો હતો તેથી ઈનસાનની ફરઝ છે કે તેના માલકના કાયદાને માન આપી તાબે થાય. એજ તો તેની અઝમાઈશ હોવાની રીતી હતી કે જ્યારે તેનો પેગમ્બર એવી રૂહાની મતલબની પેશગોઇનો ભેદ ખોળે ત્યારે તેના બંદાઓ આજીઝીનો રાહે પરહેઝગારી એખત્યાર કરે છે યા તકોબરીથી તેનો ઇનકાર કરે છે તે મુજબ તેઓને આખેરતમાં તેઓની વર્તણુકનો બદલો મલે. અગર એવી બાબત સુરજની માફક ખુલી હતે તો સરવે માની લેતે તો તેમાં સારા નરસા લોકોની અઝમાઈશ શી થઇ અને તેઓને સારો નરસો બદલો શાનો ઘટે ? અને જ્યારે ખુદાતઆલાએ ગએબ પર ઈમાન લાવવાનો પોતાનો એ કાયદો હરેક મઝહબી કીતાબોમાં તથા કોરાને શરીફમાં અનેક જગામાં ઝાહેર કરી આપ્યો છે તો ઇનસાનની ફરઝ છે કે તેને તાબે થાય. યાહુદીઓની ફરઝ હતી કે ઇસા ( અ ) ની તાવીલ પર ગોર કરતે અને જ્યારે ખુદાતઆલાના ૧૨૪૦૦૦ પેગમ્બરોમાંથી કોઇબી પેગમ્બર આસમાન ઉપરથી નથી આવ્યો ત્યારે યાહુદીઓ શારૂ ખુદા પોતાની સુનંત શા માટે તોડે ? પણ યાહુદીઓ ઝીદી બની બેઠા અને જ્યાં સુધી બોલે બોલ મુજબની નીશાની પુરી થાય નહી ત્યાં સુધી માનવાનો ઈનકાર કરયો અને એ ખોટો શખસ તેઓને છેતરવા આવ્યો તેની સઝામાં તેને ફાંસી દઇ મારી નાખવાનું નકી કીધું. તેઓની એવી વર્તણુકના લીધે ખુદાતઆલાએ કોરાને શરીફમાં 'એઓનું' નામ મગઝુબે અલયહિમ રાખ્યું છે એટલે તે લોકો કે જેઓ પર ખુદાનો ગઝબ ઉતરયો. અને તે મુજબ ખરેખર યાહુદીઓની મોટી કોમ દીન પર દીન દુખી થતી ગઈ અને હજી બી યુરોપ વગેરે

ઠેકાણે બહુ હિણુતી ફરે છે ઉપરાંત આખેરતની સઝા હવે પછી જણાશે. આપણા દેશમાં બી યાહુદીઓ છે તેઆને પુછી જોશો તો કહેશે જે હજી અમો ઇલીઆસ ( અ ) આસમાનથી આવશે એવી માન્યતા રાખીએ છીએ જ્યારે આપણે કોરાને શરીફથી જાણી ચુકા છૈએ જે ઇલીઆસ ( અ ) પછી આવનાર ઇસા (અ) બી આવી ચુકા અને તેઓ પછી આવનાર હઝરત મહમદ (સ) બી આવી ચુકા અને તેને ૧૩૦૦ વરસ બી થઇ ચુકા. તે ઝમાનામાં જે યાહુદીઓને ખુદાનો ડર હતો તેઓએ ઇસા ( અ ) ની મઝકુર તાવીલ કબુલ કરી અને તેઓ તે પછી ઇસાઇઓ યાને ખ્રીસ્તીઓ તરીકે મશહુર થયા. એ સરવે બાબત યાહુદીઓ અને ખ્રીસ્તીઓની મઝહબી કીતાબ બાઈબલમાં વીગત વાર જણાવેલી છે. અને ખ્રીસ્તિઓ એ પેશગોઇની ખરી પડેલી તાવીલ અવારનવાર બયાન કરતા રહે છે જેઓને એ બાબતની તપાસ કરવી હોય તે તા. ૧૬ મી મારચ ૧૯૧૬ ના Times of India યા Advocate of India માં તપાસશે તો જણાશે જે રવીવાર તા. ૧૨ મી મારચ ૧૦૧૬ ના દીને New Hall Sermon માં ખ્રીસ્તી ધરમગુરૂએ મઝકુર પેશગોઈ વીશે બાઈબલના ફકરા ટાંકી જણાવ્યું કે—

This prophecy must not be understood to mean that Elijah ( ઇલીઆસ અ. ) will personally appear upon earth, but must be understood to be a message given in spirit and power of Elijah. This prophecy met a partial fulfilment in John the Baptist's message, not that John ( યહયા અ. ) was Elias, but he preached in the spirit and power of Elias. Read matt 11; 14, matt 17; 10—12 and Luke 1; 1.

એટલે " એ પેશગોઇની એ મતલબ નથી કે ઇલીઆસ ( અ ) પોતે દુન્યામાં પાછા ઝાહેર થશે પણ તેની એ મતલબ છે કે તેઓનો પેગામ રૂહાની શકતીમાં આવશે. અને તે મુજબ

એ પેશગોઇ યહયા (અ) માં ખરી પડી તેથી એમ નહીં સમજવું કે યહયા ( અ ) પોતે ઇલીઆસ ( અ ) હતા પણ તેઓની રૂહાની શકતીમાં હતા. " અને બાઈબલમાં એ ફકરા ક્યા પ્રકરણોમાં છે તે જાહેર કરયા.

એ ઉપરાંત ઇસલામી બુઝરગોએ બી કેવી રીતે યાહુદીઓએ મઝકુર પેશગોઇ સમજવામાં ભુલ ખાધી અને તે પછી ઇસાઇઓએ મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ (સ) બાબે એવી રૂહાની પેશગોઈની મતલબ સમજવા ભુલ ખાધી તે વીસે લંબાણુથી પોથાઓના પોથા ભરયા છે. જેમાંનો એક દાખલો મકકે શરીફના મહા વીદવાન મોહાજર મોલાના મોલવી રહેમતુલાહ સાહેબે ઇઝહારૂલ હક નામની અરબી કીતાબ જેનો ગુજરાતી તરજુમો રાંદેરવાલા મશહુર મોલવી મોહમદ બીન હાફેઝ સાહેબે કરયો છે તેમાંથી આપું છું મઝકુર કીતાબનો યુરોપીઅન ભાષાઓમાં બી તરજુમો થયો છે. મકકે શરીફવાળા મોલવી રહેમતુલ્લા સાહેબ યાહુદીઓનો કીસ્સો બયાન કરતાં ફરમાવે છે " આગલો નબી જયારે પાછલા નબીની ખબર આપે તો તે ખબર આપવામાં આવું બંધન નથી કે તે પુરતા ખુલાસાથી ખબર આપે કે ફલાણા કબીલામાંથી ફલાણા વરસમાં ફલાણા શહેરમાં નીકળસે અને તેની સીફત આવી આવી થશે. એટલુંજ નહી પણ તે ખબર આપવી ઘણીવાર સાધારણ માણસ આગળ ભેદ ભરેલી હોય છે, અને સુખીઓની આગળ વલગણને લીધે ખુલ્લી પડે છે. અને કદી તો તેઓપર પણ છુપી રહે છે. પણ પાછલા નબીના દાવા કીધા બાદ કે આગલા ભવીષ્ય વાદીએ મારી વીસે ખબર આપી છે. " છતાં ઇલીઆસ ( અ ) વીસેની ઈસા ( અ ) ની મઝકુર તાવીલ યાહુદીઓએ ન માની કેમકે તેઓના આલીમોને એ તાવીલ પડવડી નહિ તેથી ઈસા ( અ ) યાહુદી આલીમોને નીચે મુજબ ઠપકો આપે છે

"તમો આલીમો પર અફસોસ છે કેમકે તમો ઇલમની કુંચીઓ લઈ ગયા છો, તમો પોતે માંહે દાખલ થતા નથી જેઓ માંહે દાખલ થતા હતા તેઓને તમોએ અટકાવ્યા" ( લુક ૧૧ × ૨ ) જુઓ ઇઝહારૂલ હક પાનું ૧૧૩.

એ મુજબ યાહુદીઓએ પોતાના આલીમોની તઅલીમ મુજબ ઇસા ( અ ) ને માનવાનો ઇનકાર કરયો. પણ એટલુંજ કરીને તેઓ અટકયા નહી પણ એઓની બાઈબલમાં એ લખેલું છે જે ખોટો પેગમ્બર હોય તે ફાંસીથી યા કતલથી મારયો જાય અને તે લાનતી મોતે મરે અને તેની રૂહ દોઝખમાં જાય. તેથી યાહુદી આલીમોએ એઓ પર તે સરવે બાબત પુરી કરવા એઓપર કુફરનો ફતવો ઠોકી આપ્યો અને એવા ખોટા દાવેદારને ફાંસી દઇ મારી નાખવો જોઇએ એ ફતવાના આધારે તેઓ પર મુકદમો માંડયો. ખોટી શાહીઓ આપી અને તેથી લાચારીએ જદજને ફાંસીની સજા ફરમાવવી પડી. પણ એઓ ફાંસીના માચડાપર મરણ ન પામ્યા પણ બેસુધ થયા હતા અને રફતે રફતે પોતાના હવારીયોના હાથમાં હુશયાર થયા. એઓને જે જખમો થયા હતા તે શારૂ ખાસ મલમ તૈયાર કરવામાં આવ્યો હતો જે આજદીન સુધી "મરહમે ઇસા" એવે નામે ઈસલામી કીતાબોમાં તથા 'Jesus Ointment.' ના નામે યુરોપીઅનોમાં મશહુર છે. બલકે તેનો અસલ પ્રીસકીપશન બી જુદી જુદી ભાષાઓમાં મોજુદ છે. ત્યારબાદ એઓ ત્યાં રેહવાનું સલામત ન ધારી અફઘાનીસ્તાનને રસ્તે ધર્મ બોધ કરતાં કેશમીર આવ્યા કેમકે તે તરફ બી બની ઈસ્રાઇલની કોમ રહેતી હતી જેઓને ધર્મ બોધ કરવાની એઓપર ફરજ હતી જે એ રવેસે તેઓએ આ. ઉમ્ર કરી મરણ પામ્યા. અને શીરીનગરમાં ખાનયાર મોહલામાં એઓની કબર મોજુદ છે જ્યાં તે સરવેને મશહુર છે. એ સરવે વીગતો રફતે રફતે ખુદ યુરોપીઅન તવારીખ નવેશો આરફતે બી

જાહેર થઈ ગઇ છે. અગર ઇસા ( અ ) ખરેખર ફાંસીના માચડા પર મારયા ગયા હતે જેવી રીતે કે યાહુદીઓએ માની લીધું છે તો તેઓ ખોટા પેગમ્બર ઠડતે કેમકે બાઇબલમાં ખોટા પેગમ્બરની એજ નીશાની જણાવેલી હતી પણ ઇસા ( અ ) ખુદાના ખરા પેગમ્બર હતા તેથીજ ખુદાતઆલાએ ઉપર મુજબ એઓને ઝાલીમ યાહુદીઓના હાથમાંથી બચાવી લીધા અને તે પછી લાંબી મુદત બાદ તેઓ કુદરતી મોતે વફાત પામ્યા જેથી બીજા પેગમ્બરોની રૂહ મુજબ એઓની રૂહ બી જંનતમાં બુલંદી પામી ( રફા થઇ. )

ઇસલામીઓનો એ અકીદો છે જે ખુદાતઆલાએ ઇસા (અ) ને યાહુદીઓના ઝુલમથી બચાવવા આસમાન પર ઉપાડી લીધા કારણ કે એઓ વિસે કોરાને શરીફમાં ' રફા ' શબ્દ વપરાયો છે. જ્યારે ' રફા ' શબ્દ આપણા રસુલુલ્લાહ ( સ ) પોતાના વાસ્તે બી વાપરતા હતા તથા દરેક મોઅમીન પાંચે વખતની નમાઝમાં એ શબ્દ દુઆમાં વાપરે છે તેની મતલબ રૂહની બુલંદી થવી છે. શરીરને આસમાન ઉપર ઉપાડી લેવાની નથી. જ્યારે ઈસ-લામીઓ ઇસા (અ) સાફ શરીરને ઉપાડી લેવાનું ખાસ અર્થ કરે છે. ખુદાતઆલાએ એ શબ્દ વાપરવાનો સબબ એ જે યાહુ-દીઓનુ એ કહેવું હતું જે ઇસા ( અ ) ખોટા પેગમ્બર હતા અને એઓની કીતાબમાં જણાવવામાં આવ્યું હતું જે ખોટો પેગમ્બર ફાંસીથી યા કતલથી મારયો જાય અને તે લાનતી મોતે મરે તેથી તેની રૂહની બુલંદી ન થાય બલકે તેની રૂહ દોઝખમાં જાય. યાહુદીઓનો આ ખોટો ખ્યાલ રદ કરવા ખુદા-તઆલા કોરાને શરીફમાં જણાવે છે જે એ નથી કતલથી ન ફાંસીથી મારયો ગયો પણ કુદરતી મોતે મરયો છે તેથીજ મેં એની રૂહની બુલંદી કીધી છે. યાહુદીઓની પોઇંટ રૂહની બુલંદી ન થશે એ હતી. કેમકે એઓની કીતાબમાં એ ન લખ્યું હતું જે ખોટા પેગમ્બરનુ શરીર આસમાન પર ન ઉપડશે પણ તેનું

રૂહ આસમાન પર ન ઉપડશે તેથીજ ખુદા કહે છે કે મેં એની રૂહની બુલંદી કીધી છે. શરીરની બુલંદીનો સવાલજ નથી. આગળ જતાં ઈસા (અ) ની વફાત સાબીત થશે ત્યારે ખુલ્લું જણાશે જે એ શબ્દ રૂહની બુલંદી માટે વપરાયો છે. કેમકે વફાત પછી રૂહની બુલંદી થાય છે ન કે શરીરની.

એ મુજબ જેવી રીતે યાહુદીઓમાં એ ખોટો અકીદો હતો જે ઇલીઆસ (અ) ને આસમાન પર ઉપાડવામાં આવ્યાં છે અને તેઓજ પાછા આસમાન ઉપરથી ઉતરી આવશે આબાદ તેજ અકીદો ઇસલામીઓમાં છે જે ઇસા (અ) ને આસમાન ઉપર ઉપાડી લેવામાં આવ્યા છે અને તેઓજ પાછા આસમાન ઉપરથી ઉતરી આવશે. પણ એ આસમાન ઉપર ઉપડી જવાની ખરી તાવીલ ઇસા (અ) એ યાહુદીઓને જણાવી તે એ હતી જે રૂહની બુલંદી થવી અને આસમાન ઉપરથી ઉતરી આવવાની ખરી તાવીલ એ હતી જે રૂહાની ખસલતમાં બીજોજ શખસ આવે. આબાદ તેજ તાવીલ ઈસલામમાં બી ખરી પડી છે પણ યાહુદીઓનો એ અકીદો હતો જે ઇલીઆસ (અ) પોતેજ આસમાનથી આવશે તેથીજ તેઓ ઈસા (અ) ની એ તાવીલ માનવા સાફ ના પાડી પણ આખરે ઈસા (અ) સાચા ઠર્યા કેમકે ઇલીઆસ (અ) આસમાન પરથી આવ્યાજ નહીં અને યાહુદીઓએ ઇસા (અ) નો ઇનકાર કીધો તે માટે ખુદાએ તેઓને મગઝુબે અલયહીમ ઠરાવ્યા. હવે ઈસલામીઓ બી આબાદ યાહુદીઓને પગલે ચાલે છે અને કહે છે જે ઇસા (અ)ને આસમાનપર ઉપાડી લેવામાં આવ્યા છે અને તેઓજ પાછા આસમાન પરથી ઉતરી આવશે તોજ માનીશું પણ ખુદાતઆલાએ યા આપણા હઝરત રસુલુલ્લાહ (સ) એ કોઇબી ઠેકાણે એમ કહ્યું નથી જે ઇસા (અ) ને આસમાન પર ઉપાડી લેવામાં આવ્યા છે અને તેઓજ આસમાન પરથી ઉતરી આવશે. આસમાનનો બોલ ન તો કોરાને શરીફમાં છે ન તો હદીસમાં.

એકબારગી ખરેખર આસમાનનો બોલ કોરાને શરીફ યા હદીસોમાં હતે જેવી રીતે કે યાહુદીઓની કીતાબોમાં હતું છતાં તેની તાવીલ એજ સમજવી જોઇએ કે તેની રૂહાની ખસલતમાં બીજેજ શખસ આવશે. કેમકે જ્યારે એક વખત એવી પેશગોઇની ખરી તાવીલ ઇસા ( અ ) મારફતે સાબીત થઈ ગઇ અને આપણે ઇસા (અ) ને સાચા પેગમ્બર માન્યે છીએ તો એઓની તાવીલ બી ખરીજ માનવી જોઇએ. એઓની એવી તાવીલનો યાહુદીઓએ ઇનકાર કરયો તેથી તેઓ મગઝુબે અલયહીમ બન્યા તેવી રીતે આપણે બી એવી પેશગોઇની એવી તાવીલનો ઇનકાર કરી મગઝુબે અલયહીમ ન બનવું જોઇએ. પણ ઇસલામીઓની કોરાને શરીફમાં યા હદીસોમાં આસમાનનો બોલ મુહલ છેજ નહી છતાં ઇસલામીઓ પોતાના ખોટા અકીદાનેજ લીધે યાહુદીઓ જેવી ઝીદ પકડી બેસશે તો તેઓબી યાહુદીઓ જેવા મગઝુબે અલયહિમ થશે. અને આપણા મહાન પેગમ્બર સાહેબે ( સ ) એ પેશગોઇ બી કીધી છે જે આ ઉમત આખર ઝમાનામાં યાહુદ થશે. એટલે યાહુદીઓની રૂહાની ખસલત એખત્યાર કરશે. અને આબાદ ઇસલામીઓ તેમજ કરે છે. અને તેથીજ ખુદાતઆલાએ સુરે ફાતેહામાં એ દુઆ શીખવી છે જે “ ઓ ખુદા અમને તેઓનો રસ્તો ન દેખાડ કે જેઓ પર તારો ગઝબ થયો ” હવે ગઝબ થયો તે કોમ યાહુદીઓની છે તે કોરાને શરીફથી હદીસ શરીફથી તથા દરેક સુની શીઆ તફસીર લખનારના એકમતથી જગજાહેર કરે છે. માટે ઇસલામીઓએ ચેતવું જોઇયે અને યાહુદીઓ જેવી રૂહાની ખસલત એખત્યાર કરી રૂહાની યાહુદી બની ઇસા ( અ ) ની રૂહાની ખસલતમાં આવેલા રૂહાની ઇસા ઇબ્ને મરયમનો ઇનકાર કરી મગઝુબે અલયહીમ ન બનવું જોઇએ.

આવી ખુલી બીના હોવા છતાં અફસોસ છે કે ઇસલામીઓ હઝરત મીરઝા સાહેબને કે જેઓ ઇસા (અ) ની રૂહાની ખસલતમાં ઝાહેર થયા છે તેઓનો ઇનકાર કરે છે. જે કોઇ

ઉપલી બાબત ધ્યાનથી વાંચશે તે ઈનશા અલ્લાહ એક પલમાં ખરી હકીકત સમજી જશે અને યાહુદીઓની માફક ખોટી ઝીદ કરી મગઝુબે અલયહીમ માંહેલો ન બનશે. અગર ઈસલામીઓ શારૂ ખુદાતઆલા ઈસા (અ) ને આસમાન પરથી મોકલે કે જેનો મુદલ વાયદો વટીક આપવામાં નથી આવ્યો તો યાહુદીઓ શારૂ કે જેઓને ખુલ્લો વાયદો કરવામાં આવ્યો હતો જે ઈલીઆસ (અ) આસમાનથી આવશે શામાટે ઈલીઆસ (અ) ને આસમાન પરથી ન મોકલ્યો ? ખુદાની નઝરમાં તો પોતાના સરવે બંદા એક સરખા છે તેથી સરવે બંદાઓ શારૂ એક સરખો કાયદો રાખ્યો છે. બલકે યાહુદીઓ વધારે દયાને પાત્ર છે કેમકે તેઓને એવી પેશગોઈની એવી તાવીલ થાય છે તે ખબર ન હતી. ઈસલામીઓને તો એવી પેશગોઇની એવી તાવીલ થાય છે અને તે ખરી ઠરી તેની ખાત્રી બી થઇ ગઇ છતાં શું ઈસલામીઓ ખોટી ઝીદ પકડી બેસશે ? એટલુંજ નહી પણ ઇસલામીઓની એટલે હદ સુધીની ખાત્રી કરવામાં આવી છે જે ઇસા (અ) વફાત પામ્યા છે એટલુંજ નહી પણ તેઓ બીજી વાર આ દુન્યામાં હરગીઝ નથી આવનાર તે ખુદ ખુદાના કલામ કોરાને શરીફથી સાબીત છે. એટલુંજ નહી પણ આગલા ઇસા (અ) નો શરીરનો આકાર જુદો હતો અને આવનાર ઇસા (અ) નો આકાર જુદો છે અને તે આ ઉમતમાંથીજ આવશે એટલી હદ સુધી ખુલ્લું જણાવી દેવામાં આવ્યું છે તે છતાં શું ઈસલામીઓ ઇનકાર કરશે ? તો પછી પોતાની એ ઝીદના લીધે કોણને ખમવું પડશે ? જુઓ યાહુદીઓ પોતાના આલીમોના પગલે ચાલી કેવી રીતે દુખી થયા અને મગઝુબે અલયહીમ બન્યા તેથી ઇસલામીઓની ફરઝ છે કે આગલાઓ પર ગુજરેલી બીના જાણવા પછી આલીમોના કહેવા પર ચીટકી બેસી ખુદા અને તેના રસુલના ફરમાનોની તરફ બેદરકારી ન દેખાડવી નહીંકા આબાદ યાહુદીઓ મુજબ પોતાના હાથે પોતાની ખરાબી કરી લેવી છે. અને હઝરત રસુ-

લુલ્લાહ (સ) એ ફરમાવ્યું છે કે મોઅમીન તે કે જે એક સુરાખથી બે વાર દંખ ખાતો નથી, એટલે એક વખતની ઠોકરથી બીજી વખતે તેવીજ ભુલ કરતો નથી. યાહુદીઓ માટે ઘણો ગુચવાડો હતો પણ ઈસલામીઓ માટે યાહુદીઓના ભોગે ઘણી બાબતોના એવો સાફ ખુલાસો થઇ ગયો છે જે તેઓ હક શું છે તે એક તડાકામાં આસાનીથી સમજી શકે.

---

# ઇસા (અ) ની વફાતની સાબેતીઓ.

(૧) ખુદા ફરમાવે છે " ઓ ઇસા હું તને વફાત આપીશ અને તને બુલંદ કરીશ " ( કુરાન પ્રકરણ ૩ આયત ૫૪ ) જુઓ ખુદા કેવા ખુલ્લા શબ્દોમાં ઇસા ( અ ) ને જણાવે છે હું તને વફાત આપીશ ( યાહુદીઓના પ્રપંચથી તમો ફાંસીથી યા કતલથી મારયા ન જશો પણ કુદરતી મોતે વફાત પામશો. ) હવે જે વફાત પામે તેનું રૂહ આસમાન પર બુલંદ થાય ન કે તેનું ખાકી શરીર આસમાન પર ઉપડે.

(૨) ખ્રિસ્તિઓ જેઓ સા (અ) ને ખુદા અને ખુદાનો છોકરો કરીને પુકારે છે તથા બીજાઓ જેઓ એવો શીરકનો ગુનાહ કરે છે તેઓ માટે ખુદા ફરમાવે છે " અને જેઓ ખુદા સીવાય બીજાને પુકારે છે તેઓ કંઇ .પેદા કરી શકતા નથી અને તેઓ પોતેજ પેદા થયલા છે તેઓ મુરદા છે જીવ વગરના છે અને તેઓ જાણુતા નથી કે કયારે તેઓને ઉઠાડવામાં આવશે." ( કુરાન પ્રકરણ ૧૬ આયત ૨૦–૨૧–૨૨ )

દુન્યામાં ખ્રીસ્તીઓનો સૌથી મોટો ટોલો છે જે એક ઇનસાનને ખુદા અને ખુદાનો છોકરો બનાવી બેઠો છે તેઓની ગુમરાહી તોડવા ખુદાએ કેવો ખુલ્લો જવાબ આપ્યો છે કે જેઓને

તેઓ ખુદા તરીકે પુકારે છે તેઓ પોતે પેદા થયલા છે કાંઇ પેદા કરી શકતા નથી અને તેઓ મુરદા છે જીવ વગરના છે. જુઓ ખુદાતઆલાએ મોત વીશે શક ન રહે તે માટે મુરદા અને વગર જીવના એવા બે શબ્દો કેવી ખુલ્લી રીતે વાપરયા છે.

ઇસલામીઓ જેઓ ઇસા (અ) ને હયાત માને છે તેઓને કોઇ ખ્રીસ્તી એ સવાલ કરે કે તમારો એ અકીદો છે કે ઇસા (અ) હયાત છે પણ કોરાનની એ આયત મુજબ ઇસા (અ) ની વફાત સાબીત થાય છે. ત્યારે હવે તમો ખરા છો તો તમારો કોરાન ખોટો છે અગર તમારો કોરાન ખરો છે તો તમો ખોટા છો, તો ઇસલામીઓ તેનો શું જવાબ આપશે ?

(૩) ખીસ્તીઓ જેઓ ઇસા (અ) ને ખુદા તથા ખુદાનો છોકરો એવા દરજ્જો આપતા હતા ખુદા જેવી અમર ઝીંદગી ભોગવનારો સમજતા હતા તેઓ માટે ખુદા ફરમાવે છે "ઈસા ઇબને મરયમ એક પેગમ્બર સીવાય બીજો કોઇ નથી અને બેશક એની અગાઉના સરવે પેગમ્બરો વફાત પામી ચુકા છે ( તેવી રીતે એ બી વફાત પામી ચુકો છે ) (કુરાન પ્રકરણ ૫ આયત ૭૪ )

કેમકે જેવી રીતે ઇસા ( અ ) ની આગમજ આવેલા પેગમ્બરો ઇનસાનજ હતા તેવી રીતે એ પેગમ્બર બી એક ઇનસાન હતો અને જેવી રીતે આગલા સરવે પેગમ્બરો વફાત પામ્યા છે તેવી રીતે એ પેગમ્બર બી વફાત પામ્યો છે.

(૪) હજી બી કોઇને શક હોય તો નીચલી આયત જુઓ કે જ્યારે ઓહોદની લડાઇમાં હઝરત રસુલુલ્લાહ (સ) ઘાયલ થયા ત્યારે એવી અફવા ઉઠી કે એઓ શહીદ થયા છે ત્યારે કેટલાકોનો ઇમાન ઇસલામ વીસે ઢચુપચુ થવા લાગ્યુ ત્યારે ખુદાતઆલાએ નીચલી આયત નાઝીલ કરી " અને મોહ-

**મદ (સ) એક પેગમ્બર સીવાય બીજો કોઈ નથી અને બેશક એની અગાઉના સરવે પેગમ્બરો વફાત પામી ચુકા છે ( તેવીજ રીતે ) જો એ (બી) મરી જાય અથવા મારયો જાય તો શું તમે તમારી એડી ઉપર પાછા ફરશો ( એટલે ઇસલામ તજી દેશો ) ( કુરાન પ્રકરણ ૩ આયત ૧૪૩ )**

જુઓ ખુદાતઆલાએ જેવી રીતે આગલી આયતથી ઇસા (અ) ની આગનજના સરવે પેગમ્બરોની વફાત સાબીત કરી આપી આબાદ તેજ શબ્દોની આયતથી હઝરત મહમદ (સ) ની આગલના પેગમ્બર હઝરત ઇસા (અ) ની વફાત સાબીત કરી આપી. કુરાને શરીફપર જેને ઈમાન હશે તેને હવે ઈસા (અ) ની વફાત વીશે મુદલ શક રહેશે નહી પણ જે આગલા ખ્યાલી અકીદાને ખુદાની આયતોથી મોતેબર સમજનાર હશે તે હજી બી ઈસા (અ) ને આસમાન પર જીવતાજ સમજશે.

(૫) હજી બી કોઇને શક હોય તો આ આયત બીજે એક ટાંકણે વાપરવામાં આવી તે બીના સાંભલો. જયારે આપણા મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ ( સ ) વફાત પામ્યા ત્યારે હઝરત ઉમર ( રદી ) તથા બીજા કેટલાક સહાબીઓ વિચારમાં પડયા જે હજી ઇસલામના સરવે વીરોધીઓ હલાક થયા નથી તેની આગમજ હઝરત રસુલુલ્લાહ ( સ ) કેમ વફાત પામે ? હઝરત ઉમર ( રદી ) તલવાર કાહાડી બેઠા કે જે કોઇ એ કહેશે કે હઝરત રસુલુલ્લાહ (સ) વફાત પામ્યા છે તો હું તેની ગરદન ઉડાડી નાખીશ એ ઉપરથી હઝરત અબુબકર ( રદી ) સરવે સાહબીઓને ભેગા કરયા અને મીમ્બર પર ચહડી ખુતબો પઢયો અને તેજ આયત પઢી કે “ **મહમદ (સ) એક પેગમ્બર સીવાય બીજો કોઇ નથી બેશક એઓની આગમજના સરવે પેગ-**

અંબરો વફાત પામી ચુકા છે તેવીજ રીતે એઓ બી વફાત પામ્યા છે અને વલી ફરમાવ્યું કે હવે મહમદ (સ) ની પરસ્તીશ કરનાર હોય તે જાણે મહમદ (સ) વફાત પામ્યા છે અને જે ખુદાની પરસ્તીશ કરનાર હોય તે જાણે કે ખુદા અમ્મર છે.

આ ઉપરથી સરવે સહાબીઓ પાછા એકમત થઈ ગયા અને હઝરત ઉમર (રદી) ઉપર આ આયતથી એવી અસર થઇ કે તેઓએ પોતાની તલવાર ફેંકી દીધી અને કહ્યું કે આ આયત ગોયા ખુદાતઆલાએ ખાસ તમો પર હમણા નાઝીલ કરી હોય એવી મારા પર અસર થઇ છે. આ ઉપરથી સાબીત થયું કે હઝરત રસુલુલ્લાહ (સ) ની વફાત બાદ સરવે સહાબીઓનો પહેલો ઈજમો એ બાબત પર થયો કે હઝરત મહમદ મુસતફા (સ) તથા એઓની આગમજના સરવે પેગમ્બરો વફાત પામ્યા છે. (ઉપલી હકીકત શારૂ જુઓ સહી બુખારી પાને ૬૪૦) આટલું છતાં જે કોઇ હજી બી ઇસા (અ) ને હયાત માનશે તે હઝરત અબુબકર (રદી) ના ફતવા મુજબ ઇસા (અ) ની પરસતીશ કરનાર લેખાશે. ચેતો ઇસલામીઓ શીરકના મહા ઝબુન ગુનાહમાં ગીરફતાર ન થાઓ.

(૬) જેઓનો એ અકીદો છે જે ઇસા (અ) આસમાન ઉપર વગર હદની લાંબી ઝીંદગી ગુઝારે છે અને આસમાન તેઓ માટે એક આરામગાહ છે ત્યાંજ તેઓનું ભરણપોશણ થાય છે શું તેઓ ખુદાતઆલાની નીચલી આયતને ખોટી નથી પાડતા? ખુદા ફરમાવે છે "તમારા શારૂ ઝમીન એક આરામગાહ અને અમુક મુદત સુધી ભરણ પોસણ છે ત્યાંજ તમો ઝીંદગી ગુઝારશો અને ત્યાંજ તમો મરી જશો અને ત્યાંથીજ તમને બાહેર કાઢવામાં આવશે." (કુરાન પ્રકરણ ૭ આયત ૨૩-૨૪)

જુઓ ખોટા અકીદા ખુદાતઆલાના કલામથી કેવા કપાઈ જાય છે.

(૭) ઈસા (અ) કહે છે (ખુદાએ) **મને એ હુકમ કરયો છે જે જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી નમાઝ પઢું અને ઝકાત આપું** (કુરાન પ્રકરણ ૧૯ આયત ૩૧) અગર ઇસા (અ) આસમાન પર જીવતા છે તો શું તેઓ ત્યાં નમાઝ પઢવા ઉપરાંત કોઇ રોઝગાર બી કરે છે અને નાણું બી કમાય છે ખરા ? કેમકે તેઓને ખુદાએ હુકમ કરયો છે જ્યાં સુધી જીવતા રહો ત્યાં સુધી નમાઝ પઢો અને ઝકાત બી આપો ત્યારે ત્યાં તેઓ ખાકી શરીર સાથે જીવતા હશે તો નાણું બી કમાતા હશે અને તે પર ઝકાત બી આપતા હશે.અને આસમાન પર ઝકાત લેનારા મોહતાજો બી વસ્તા હશે ખરા ? જુઓ એક ખોટો અકીદો કેવી રીતે સરવે ઠેકાણેથી પડી ભાગે છે.

(૮) એક વખત કેટલાક સહાબીઓ તોરેત ઇંજીલ પઢતા હતા ત્યારે હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું કે **અગર મુસા (અ) યા ઇસા (અ) જીવતા રહેતે તો મારી પૈરવી વગર તેઓનો છુટકો નહતો"** એઓએ જ્યારે ફરમાવ્યું કે **જીવતા રહેતે** તો તેથી સાબીત થયું કે તેઓ બેઉ વફાત પામ્યા છે.

(૯) હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે " **આજથી ૧૦૦ વરસ પછી હાલના મોજુદા લોકોમાંથી કોઈબી જીવતો ન રહેશે."** આ ઉપરથી ઇસા (અ) યા બીજા કોઈને બી જે કોઇ જીવતો ધારતો હોય તેની વફાત સાબીત થઇ ગઇ (મુસલીમ તીરમઝી)

(૧૦) હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે " **તમો પોતાના નબીની વફાતથી શા માટે બીહો છો શું કોઇ ન-**

બો મારાથી પેહલે જીવતો રહયો છે જે હું તમારામાં રહું ?

(૧૧) એવી ઘણી હદીસો તથા આયતોથી ઈસા (અ) ની વફાત વગર શકે ખુલ્લી રીતે સાબીત થાય છે પણ નીચલી આયતથી તો વફાત સાબીત થવા ઉપરાંત તેઓ હરગીઝ દુન્યામાં બીજીવાર નથી આવવાના તે બી સાબીત થઇ જાય છે. ખુદાતઆલા આ આયતથી કયામતના દીને ઇસા (અ) સાથે જે સવાલ જવાબ થશે તેનો દેખાવ બયાન કરે છે જેમકે ખુદાતઆલા ઇસા ( અ ) ને સવાલ કરશે " ઓ ઇસા ઈબને મરયમ શું તેં માણુસોને કહ્યું કે મને અને મારી માને ખુદા સીવાય તમે બે ખુદા તરીકે લેઓ ? ઇસા (અ) જવાબ આપશે સરવે પાકીઝી તારે માટે છે મને લાયક નથી કે જે મને ગટતું નથી તે બોલું. જો મેં તે કહ્યું છે તો તે તેં જાણ્યું છે તું મારા દીલમાં જે છે તે જાણે છે પણ તારા દીલમાં જે છે તે હું જાણુતો નથી. બેશક તું ગૈબનો જાણુનાર છે તેં જે મને હોકમ કરયો તે સીવાય મેં તેમને કહ્યું નથી કે તમે ખુદાની બંદગી કરો જે મારો પરવરદીગાર અને તમારો પરવરદીગાર છે અને હું શાક્ષી રહ્યો જ્યાં સુધી હું તેઓની વચે હતો પછી જયારે તેં મને વફાત આપી ત્યારે તુંજ તેઓની ઉપર નીગેહબાન હતો અને તુંજ સરવે ચીઝ ઉપર શાક્ષી છે. ( કુરાન પ્રકરણ ૫ આયાત ૧૧૫-૧૧૬ ).

આ બયાનથી ઈસા ( અ ) જણાવે છે જે એઓએ પોતાની ઉમતને ખુદાનીજ બંદગી કરવાની હીદાયત આપી હતી અને જ્યાં સુધી એઓ તેઓ જીવતા હતા ત્યાં સુધી તેઓની ઉમત ખુદાનીજ બંદગી કરતી હતી તેના તેઓ શાક્ષી છે પણ જયારે ઈસા ( અ ) ને વફાત આપવામાં આવી તે પછીનો અહેવાલ ખુદાજ જોનાર હતો. કેટલાકો તવફ્ફાના શબ્દનો અર્થ લે છે જે

આસમાન પર ઉપાડી લીધો જે તદન ખોટું છે કેમકે કોરાને શરીફમાં તથા હદીસોમાં સેંકડો જગે આ શબ્દનો એ અર્થ વફાત થાય છે પણ તકરારની ખાતર આપણે એ બી કબુલીએ કે આસમાન પર ઉપાડી લીધો તો બી એની એજ મતલબ થઈ કે પછી જ્યારે તેં મને આસમાનપર ઉચકી લીધો તે પછીના અહેવાલનો તુંજ નીગેહબાન છે. અગર એજ ઇસા ( અ ) બીજીવાર દુન્યામાં આવનાર હતે તો તેઓ પોતાની ઉમત તેઓને ખુદા અને ખુદાનો છોકરો બનાવે છે અને પોતાની માને બી તેમાં શરીક કરે છે તે સરવે જાણ્યું હતે અને તેઓ સાથે જંગ કરી તેઓનો ખોટો અકીદો રદ કરયો હતે પણ તેઓ તો કયામતના દીને એ બયાન કરનાર છે જે મને તેં આસમાન પર ઉપાડી લીધો ! તે પછીના હેવાલ હું કાંઈ જાણતો નથી તુંજ જાણે છે. શું ઇસા (અ) કયામતના દીને એવું જુઠું બોલશે ? હરગીઝ નહી. એઓ શું કહેશે તેનો જ્યારે ખુદાજ જવાબ આપે છે તો તેઓ જુઠું કેવી રીતે બોલી શકે ? આ પરથી સાબીત થયું કે એઓની વફાત પછી યા લોકોના ધારવા મુજબ આસમાન પર ઉંચકી લીધા પછીના અહેવાલથી એઓ નાવાકેફ છે ત્યારે ઇસલામીઓ કેવી રીતે એ અકીદો રાખી શકે જે તેઓજ પાછા આવનાર છે ? ખુદ ખુદાના શબ્દોથી એઓ હરગીઝ આવનાર નથી એમ ખુલ્લું સાબીત થાય છે છતાં જે કોઇ એવો ખોટો અકીદો રાખે જે તેઓજ આવનાર તે છે શું ખુદા સાથે જંગ નથી કરતો ? ખુદા જે બાબતની ના કહે છે તે બાબતની સરકશી કરવી કે હા તેઓજ આવશે એના જેવો અઝીમ ગુનાહ બીજો કયો હશે ? ગરીબ બીચારી ઇસલામી ઉમત તેઓના આલીમોની ખોટી તઅલીમના લીધે છતી આંખે પોતાનો ખરાબો કરી લે છે. બીચારા યાહુદીઓને તો ખુલ્લો વાયદો અપાયો હતો કે ઈલીઆસ (અ) આસમાનપરથી આવશે છતાં તેઓ ન આવ્યા પણ બીજોજ શખસ તેઓની રૂહાની ખસલતમાં ઝાહેર થયો ત્યારે ઇસલામીઓને આસમાનથી આગલાજ બની

ઈસરાઈલના ઇસા (અ) આવશે તેનો મુદ્દલ કોઈ વાયદો આપવામાં આવ્યો નથી બલકે તેઓ હરગીઝ દુન્યામાં બીજી વાર ન આવશે તે ખુદ ખુદાતઆલાના મુબારક કલામથી સાબીત છે છતાં એવીજ ઝીદ કરવી જે તેઓજ આસમાનથી આવશે એ કાંઈ જેવી તેવી ગુમરાહી છે? શું ગજરાતી જાણુનારી આલમમાં આખેરતનો ખોફ રાખનારા ઈસલામીઓ નથી કે જેઓ ખુદાતઆલાના મુબારક કલામોથી સાબીત થતી હક વાત કબુલે? શું કોરાને શરીફના સુરે અસરમાં ખુદાતઆલાએ કસમ ખાઈને સાફ ચેતવી નથી આપ્યું કે જેઓ હક કબુલશે નહી અને બીજાઓને તે વીશે સબર સાથે નસીહત કરશે નહી તેઓની ખરાબી છે?

(૧૨) જેવી રીતે ઈસા (અ) કયામતના દીને પોતાની ઉમતના અહેવાલથી પોતાને બીનમાહીતગાર જણાવશે તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ (સ) બી પોતાની ઉમતના અહેવાલથી પોતાને બીનમાહીતગાર જણાવશે જેમકે તેઓ ફરમાવે છે "કયામતના દીને જ્યારે મારા કેટલાક ઉમતીઓને પકડવામાં આવશે ત્યારે હું કહેવશ જે એઓ મારા ઉમતીઓ છે ત્યારે મને જવાબ મળશે જે તું જયારે એઓથી જુદો થયો તે પછી એ લોકો મુરતદ થયા ત્યારે હું તેજ કહેવશ જે નેક બંદા ઈસા ઈબને મરયમે કહ્યા કે "હું તેઓના હાલથી વાકેફ હતો જ્યાં સુધી હું તેઓ વચ્ચે હતો પછી જ્યારે તેં મને વફાત આપી તે પછી તુંજ નીગેહબાન છે" (સહી બુખારી પાનુ ૪૮૩-૪૯૦)

હવે હઝરત રસુલુલ્લાહ (સ) તો વફાત પામ્યા છે અને તેઓની કબર શરીફ મદીને મુનવરામાં છે તે સરવેને રોશન છે. કયામતના દીને જે આયત ઇસા (અ) કહેશે તેજ આયત એઓ બી કહેનાર છે છતાં ઈસા (અ) ના બાફ તરજુમો કરવામાં આવે તો એ કહેવું જે તેઓને આસમાન પર ઉપાડી લેવામાં આવ્યા છે અને આપણા મહાન પેગમ્બર સાહેબ (સ)

શારૂ તેજ શબ્દોની તેજ આયતનો તરજુમો કરવો હોય તો કહેવું જે વફાત પામ્યા છે ! અફસોસ ! ઇસ્લામીઓ થઈને પોતાના પેગમ્બર કરતાં ઈસાઈઓના પેગમ્બરની કેવી ફઝીલત ઝાહેર કરે છે જે ઇસાઈઓના પેગમ્બર આસમાન પર આરામ કરે છે અને ઇસ્લામના પેગમ્બર ખાકમાં દફન થઈ પડયા છે ! શું ઈસલામીઓ કયામતના દીને તમોને આપણા મહાન પેગમ્બર સાહેબ (સ) ને મોં નથી દેખાડવું ? પણ તમે ગમે તેવા અર્થ કરો વફાત પામવાનો યા આસમાન પર ઉચકી લેવાનો પણ એ બાબત તો નકી થઈ ગઈ કે ઈસા (અ) પોતાની ઉમતના અહેવાલથી બીલકુલ નાવાકેફી ઝાહેર કરનાર છે. ત્યારે તેઓજ પાછા આવશે એવો અકીદો રાખનાર ખુદાતઆલાનો તથા હઝરત રસુલુલ્લાહ ( સ ) નો નાફરમાન ઠડયો કે નહી ? ઇસલામીઓ ચેતો તમારા આલીમોના ભમાવવાથી તમારા ઈમાનની ખરાબી ન કરો. જુઓ ખુદાતઆલા આલીમોના શારૂ કેવી સરટીફીકેટ આપે છે **“ ઓ ઈમાનદારો બેશક ઘણાખરા આલીમો તથા ઝાહેદો માણસોના માલ ને અન્યાયથી ખાઇ જાય છે અને તેઓને ખુદાના રસ્તાથી ફેરવી નાખે છે ”** ( કુરાન પ્રકરણ ૯ આયત ૩૩ ).

તે પછી રસુલુલ્લાહ (સ) ફરમાવે છે **“ આખરી ઝમાનામાં લોકોની હાલત એવી થઈ ગઈ હશે કે ઈસલામ ફક્ત નામનોજ રહી ગયો હશે. કોરાન પણ રસમી તોરથી પઢવામાં આવશે. મસજીદો ખુબ આબાદ હશે પણ તેમાં હીદાયતનો રસ્તો ન હશે. તે વખતે આલીમો એવા હશે જે આસમાનની નીચે તેઓથી ખરાબ લોક બીજા કોઇ ન હશે જે કાંઈ ફેસાદ ફીતના થશે તે તેઓથીજ નીકળશે ”** જુઓ આપણા મહાન પેગમ્બર સાહેબ (સ)ની એ પેશગોઈ કેવી આબાદ બોલે બોલ ખરી નીવડી છે તે હરકોઇ દાનેશમંદ વાંચનાર આસાનીથી સમજી શકશે.

તે પછી જુઓ કે જે યાહુદી આલીમોએ ઇસા ( અ )

નો ઇનકાર કરયો તથા પોતાની કોમને બી ઈનકાર કરનારા બનાવ્યા તેઓને ઈસા (અ) કેવો ઠપકો આપે છે " **તમો આલીમો પર અફસોસ છે કેમકે તમો ઇલમની કુંચીઓ લઈ ગયા છો, તમો પોતે માંહે દાખલ થતા નથી અને જેઓ માંહે દાખલ થતા હતા તેઓને તમોએ અટકાવ્યા** " (લુક ૧૧ –પર ઈઝહારૂલ હક પાનુ ૧૧૩)

આબાદ તેવોજ હાલ ઈસલામી આલીમો આ ઝમાનાના ઈસલામીઓનો કરે છે. અને કોમને ખુદાના ગઝબમાં લાવી મુકે છે. અફસોસ તો એ માટે છે કે ઈસલામી આલીમોપર હક વાત ખુલ્લી થઇ જવા છતાં પોતાની શરમીંદગી છુપાવવા સત્યનો ઈનકાર કરે છે અને તેમાં કોમનો ખરાબો કરી નાંખે છે. ગુજરાતી જાણનારા ઇસલામીઓ માટે તેનો એક દાખલો નીચે રજુ કરૂં છું.

**શીઆ ઈશના અશરીના મશહુર ખોજા આલીમ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ સાહેબે કોરાને શરીફનો ગુજરાતી** તરજુમો તફસીર સાથે " અનવારૂલ બયાન ફી તફસીરીલ કુરાન" ના નામે પ્રગટ કરયું છે જેથી ઈસા ( અ ) ની વફાત તથા એઓ હરગીઝ આ દુન્યામાં બીજીવાર આવનાર નથીજ તે ખુદ એઓની પોતાની તફસીર તથા તરજુમાથી સાબીત થાય છે જે માટે મેં એઓ સાથે પત્રવહેવાર ચલાવ્યો ખુદ એઓના કરેલા તરજુમા તથા તફસીરના ઉતારા લખી મોકલ્યા પણ આટલા વરસોથી એઓ પોતાના ચોપાન્યામાં હઝરત મીરઝા સાહેબ વીરૂધ મજાક મશકેરી કરતા રહ્યા તે હવે એઓ પોતાની ભુલ કેવી રીતે કબુલે ? બલકે હવે તો મારી કીતાબમાંથી પોતાની મતલબના ફકરા ચુંટી લઈ તેની આગળ તથા પાછલની મારી લખેલી બાબતો છોડી તેમાં પોતાની તરફથી વધગટ કરી ટીકા ચલાવી ઓરબી વધારે મજાક મશકેરી કરે છે અને એ મુજબ પોતાના વાચનારાઓને ધોકો આપી તેઓના ઇમાનની ખરાબી

કરે છે. પણ તેઓએ યાદ રાખવું જોઈએ કે એ બાબત એઓના પોતાનાજ નફ્સ માટે નથી પણ સામાન્ય પ્રજા માટે છે માટે એઓ પોતાના એવા પરાક્રમથી જેટલાંને આડે મારગે દોરવશે તે સરવેનો સામટો ભાર આખેરતમાં ઉપાડવો પડશે. તેમજ હું એઓના દરેક વાંચનારને જેઓને એ ગંભીર બાબતની હક તપાસની ખાહેશ છે તેઓને નમનતાઇ ભરેલી અરઝ કરૂં છું જે એઓના લખાણો પરથી ભુલાવો ખાવો નહી પણ મહેરબાનીની રાહે એકવાર તસદી લઈ મારી કીતાબ પહેલેથી છેલ્લે સુધી વાંચી જોવી અને હું ખુદાતઆલાના ફ્ઝલપર પુરેપુરો ભરોસો રાખી કહું છું કે જે કોઈ શખસ દીલમાં ખુદાનો ખોફ રાખી એક જદજ તરીકે અપક્ષપાત નઝરે મારી કીતાબ વાંચી જોશે તેને સત્ય શું છે તે ઈન્શાઅલ્લાહ સુરજની માફક આશકાર થઇ જશે. હવે હું એઓના પોતાના તરજુમા તથા તફસીરથી ઈસા (અ)ની વફાત તથા એઓ બીજીવાર આ દુન્યામાં નથી આવનાર તે સાબીત કરૂં છું.

હાજી ગુલામઅલી સાહેબ પોતાની તફસીર પાને ૧૧૪૭માં હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ)નો મેઅરાજનો કીસ્સો બયાન કરતાં જણાવે છે " અબુલ આલીએ રીવાયત કરી છે કે " હઝરત **રસુલે ખુદા (સ) ફરમાવ્યું કે હઝરતે આદમ (અ)થી હઝરતે ઈસા (અ) સુધી તમામ પયગમ્બરોની અરવાહ ને મસજીદે અકસા કે જેને બયતુલ મુકદસ કહે છે તેમાં ભેગા કરી તેઓ સઘલાંએ મને સલામ કરી જેવી રીતે મલાએકાઓએ સલામ કરી હતી. તો મેં પુછયું કે અએ જિબરઇલ આ કોણ છે? તો જિબરઇલે કહ્યું કે આ તારા ભાઈ પયગમ્બરો તથા રસુલો છે "**

હઝરત રસુલુલ્લાહ (સ) એ શબેમેઅરાજમાં આગળ વફાત પામેલા પેગમ્બરોની અરવાહો સાથે મુલાકાત કરી તે વીસે સુની શીઆ હદીસો એકમત છે. અને આ હદીસ તે છે કે જેને હાજી

ગુલામઅલી સાહેબે કોરાને શરીફની તફસીરમાં દાખલ કરી છે જેથી હવે એની સચાઈ વીસે કશો શક રહ્યોજ નહી આથી સાબીત થયું કે આદમ (અ)થી ઈસા (અ) સુધીના સરવે પેગમ્બરો વફાત પામી ચુકા છે અને આસમાન પર ફક્ત તેઓની અરવાહ (રૂહો) રહે છે. જ્યારે કોરાને શરીફની અનેક આયતોથી તથા હદીસોથી ઈસા (અ) ની વફાત સાબીત છે અને આ હદીસથી હઝરત રસુલુલ્લાહ (સ) શાક્ષી આપે છે જે તેઓએ આદમ (અ)થી ઈસા (અ) સુધીના તમામ પેગમ્બરોની અરવાહો સાથે મુલાકાત કરી કે જેઓએ તેમને મલાયકાઓ (ફીરશતાઓ) મુજબ સલામ કરી તો શું હજી બી કોઈ શખસ કહી શકે કે ઈસા (અ) વફાત પામ્યા નથી પણ આસમાનપર ખાકી શરીર સાથે હયાત બેઠા છે ? શું આવો અકીદો રાખનાર ઈસલામી કેહવાઈ શકાય ? કે જે બાબતની હઝરત રસુલુલ્લાહ (સ) પોતે શાક્ષી આપે જે મેં તેની રૂહને જોઈ છતાં એ કહેવું જે નહી તેની રૂહ ત્યાં નથી પણ તેઓ પોતે ખાકી શરીર સાથે હયાત બેઠા છે ! શું એવો શખસ રસુલુલ્લાહ (સ)ને ખોટો પાડતો નથી ? શું એવો શખસ રસુલુલ્લાહ (સ)ની શાક્ષી કરતાં પોતાના અકીદાને મોતેબર સમજતો નથી ? શું ઈસલામી ભાઈઓ હજીબી તમો તમારા આલીમોના ગુમરાહી તથા હઠધરમી જોઈ નથી શકતા ? પણ એ ઈસલામના કહેવાતા આલીમોની સરકશીની બી કાંઈ હદ છે કે જ્યારે એ તેઓની ભુલ ખુદાતઆલાનો પ્રતીનીધી ખુદ તેઓની માન્ય રાખેલી કીતાબોથી સાબીત કરી આપે ત્યારે પોતાની ભુલ કબુલ કરવાની બદલે પોતાની શરમીંદગી ઢાંકવા સાંબી તેનીજ મજાક મશકેરી કરવી તથા તેને જુઠો ગુમરાહ કાફર વગેરે કહેવું ? અગર તમારો કોઈ નોકર તમારી કોઈ ભુલ દેખાડી આપે તો શું તમો તેને ન છાજતી ગાલો ભાંડશો ? જ્યારે તમો તમારા એક અદના નોકર સાથે એવી વર્તણુક ચલાવવી વાજબી ન સમજો તો જે શખસ ખુદાતઆલાના કાયદા મુજબ તથા હઝરત રસુલુલ્લાહ (સ)ની હદીસ મુજબ

તેમાં જણાવેલા એન વખત ઉપર ઝાહેર થઈ કોરાને શરીફથી હદીસ શરીફથી ખુદ તમારી પોતાની લખેલી તફસીરોથી તમારી ભુલો બતાવી આપે તો શું તમો તેની મજાક મશકેરી કરી દુન્યા સનમુખ તેને જુઠો ગુમરાહ કાફર વગેરે ન છાજતી ગાલો માંડી તેને ખોટો દાવેદાર ઝાહેર કરશો ? શું ઓ ઈસલામના કહેવાતા આલીમો તમોને મરવું નથી ? આખેરતના અઝાબનો ડર નથી ? તમારી પોતાની શરમીંદગી ઢાંકવા તમો એવા કારાક્રમ રચી તમારા પર ભરોસો રાખેલી કોમની કેવી ખરાબી કરો છો અને એવું પાપી કામ કરતાં તમને ખુદાનો ખોફ નથી થતો ? ઓ ઈસલામી ભાઇઓ જરા તો ગોર કરો તમારા આલીમો તમોને કેવી રીતે ખુદાના ગઝબ હેઠલ લાવી મુકે છે.

બીજું જેવી રીતે ઈસા (અ) વીસે ખોટો અકીદો છે જે તેઓ ૧૯૦૦ વરસ સુધી જીવતા બેઠા છે તેવીજ રીતે શીઆઓમાં એ ખોટો અકીદો છે જે બારમાં ઈમામ ( અ ) બી ૧૨૦૦ વરસ થયા જીવતા બેઠા છે અને એ વીસે શીઆઓની મશહુર કીતાબ કીલુલ ઈરફાનને પાને ૮૮ થી ૮૯ માં હઝરતે ઈમામે ઝએનુલ આબેદીન (અ) ની કેટલીક હદીસો ટાંકી એ પુરવાર કરવામાં આવ્યું છે જે “ બારમાં ઈમામ હઝરતે કાયમમાં ઘણા નબીઓનું મલતાપણું છે તેમાં ખાસ કરીને ઈસા ( અ ) સાથે એ રીતનું મલતાપણું છે કે જેવી રીતે તેઓની હયાત અને વફાત બાબે મતફેર છે તેવીજ રીતે બારમાં ઈમામ ( અ ) ની હયાત અને વફાત બાબે મતફેર છે. ” આ ઉપરથી જ્યારે ઈસા (અ) ની વફાત કોરાને શરીફથી તથા સુની શીઆઓની હદીસોથી સાબેત થઈ ગઇ તેવીજ રીતે બારમા ઈમામ (અ)ની વફાત બી સાબેત થઈ ગઈ જ્યારે શીઆઆલીમો ખુદ પોતાની હદીસો વીરૂધ બારમાં ઈમામ (અ) ની હયાતના ખોટા અકીદાથી કોમને ગુમરાહ કરી રહયા છે પણ છે કોઈ તેઓને પુછનાર ?

તે પછી હાજી ગુલામઅલી સાહેબ પોતાના તફસીર પાને

૫૨૨માં સુરે માએદાની ૧૧૭ મી આયતનો તરજુમો કરે છે કે જે આયત નોચે મુજબ છે. ફલમ્મા તવફ્ફયતની કુન્તઅન્તર રકીબ અલયહીમ એટલે "તો જે વખતે વફાત આપી તેં મને હતો તું જ નીગેહબાન ઉપર તેઓની" જુઓ કેવા ખુલ્લા શબ્દોમાં ઈસા (અ) ની વફાત કબુલ કરે છે. છતાં પોતાના ખોટા અકીદાને વળગી રેહવા એજ આયત વીસે પોતાની તફસીર પાને ૫૨૪ માં નીચે મુજબ લખે છે "પછી ઈસા (અ) કહેશે કે મેં તે લોકોને બીજું કાંઈ નથી કહ્યું પણ જે વાત કહેવાનો તેં હુકમ કર્યો છે કે તેઓને હું કહું કે તમો ઇબાદત કરો ખુદાની કે તે પરવરદીગાર મારો અને તમારો છે તો મેં તે લોકોને એજ બાબત કહી છે અને જ્યાં સુધી હું તે લોકોમાં હતો ત્યાં સુધી તેઓના કરવા અને કહેવા ઉપર હું શાક્ષી છું તો જે વખતે તું મને જમીનથી ઉપાડીને આસમાન તરફ લઇ ગયો. ( અફસોસ ખુદાનો અસલ અરબી શબ્દ જે મજકુર આયતમાં આવેલો છે તે તવફ્ફયતની છે અને પોતેજ તેનો ગુજરાતી તરજુમો કરે છે વફાત આપી તેં મને છતાં તફસીર કરે છે જમીનથી ઉપાડી આસમાન તરફ લઇ ગયો ! તે વખત પછીના તેઓના અહેવાલને તું જોવા વાલો હતો અને તું તમામ ચીઝ ઉપર નીગેહબાન અને તેનો જાણનાર છે."

જુઓ તે આયતની ગમે તેવી રીતે તફસીર કરતાં બી આ તો કબુલવું પડે છે જે ઇસા ( અ ) કયામતના દીને એ કહેશે જે તેં મને આસમાન પર ઉચકી લેવા પછોના અહેવા-લથી હું વાકેફગાર નથી. હવે એઓ આસમાનપર ઉચકાઇ ગયા પછીના હેવાલથી વાકેફગાર નથી તો સાબીત થયું કે બીજીવાર આવનાર એઓ નથીજ, છતાં ખુદાના કલામથી ખોટો અકીદો રાખવો કે એઓ આસમાન પર જીવતા બેઠા છે અને એઓજ પાછા આવનાર છે એ ખુદાના કલામની ખુલ્લી નાફરમાની નથી

તો શું છે ? શું એ ઇસલામી આલીમોની ચાલ યાહુદી આલીમો કરતાં બદતર નથી ? યાહુદીઓએ તો પેશગોઈની તાવીલ કબુલ રાખવાનો ઈનકાર કરવાથી મગઝુબે અલયહીમ થયા તો અત્રે ઇસલામીઓ ખુદાના ખુલ્લા ફરમાનોનો ઇનકાર કરવાથી કેવા સખત મગઝુબે અલયહીમ થશે. ખુદા એઓના હાલપર રહેમ કરે અને સત્ય સ્વીકારવાની નેક તવફીક બક્ષે આમીન

આ ઉપરથી હરેક દાનેશમંદ વાંચનાર આસાનીથી સમજી શકશે કે હઝરત મીરઝા સાહેબ આ ઝમાનાના ઇમામ અને ખુદાના ખરા પ્રતીનીધી હોવાથીજ આખી ઈસલામી આલમની ભુલ ખુદાતઆલાના કલામથી રસુલુલ્લાહ (સ) ની હદીસોથી અને સુની શીઆ આલીમોની તેઓની પોતાની કરેલી તફસીરથી તેઓના ખોટારા દેખાડી આપ્યા. હઝરત મીરઝા સાહેબની શરૂઆતની કીતાબોથી સાબીત છે કે એઓ પોતે બી એજ અકીદો રાખતા હતા કે ઈસા ( અ ) આસમાન પર જીવતા છે અને તેઓજ પાછા આવનાર છે પણ ત્યાર પછી એઓને ખુદાતઆલાએ જણાવ્યું જે આગલા ઈસા (અ) વફાત પામ્યા છે. તે કદી આવનાર નથી. અને જે ઈસા ઈબ્ને મરયમનો ઝાહેર થવાનો વાયદો છે તે તુંજ છે. એમાં અજાયબ થવાનુ કશુંએ કારણ નથી કે હઝરત મીરઝા સાહેબ ખુદાના પ્રતીનીધી હોવા છતાં એઓનો બી શરૂઆતમાં બીજા ઈસલામીઓ મુજબનોજ સામાન્ય અકીદો હતો કારણ કે આગળ આપણે વાંચી ગયા છેએ જે યાહુદીઓના ઝમાનામાં ઈલીઆસ (અ) આસમાનપર જીવતા છે અને તેઓજ આસમાન ઉપરથી પાછા આવશે એવો સરવેનો સામાન્ય અકીદો હતો અને યહયા (અ) ખુદાતઆલાના પ્રતીનીધી હોવા છતાં અને એઓ પોતેજ ઈલીઆસ (અ) તરીકે ઝાહેર થનાર હોવા છતાં એઓનો બી બીજાઓ મુજબ એજ સામાન્ય અકીદો હતો કેમકે એવી પેશગોઇનો ભેદ

ખુદાતઆલા મુકરર વખતેજ પોતાના પ્રતીનીધીને સમજાવે છે ત્યારેજ તે પ્રતીનીધી ખુદાનો ખરો ભેદ જાણી શકે છે તેવીજ રીતે હઝરત મીરઝા સાહેબને બી શરૂઆતમાં સરવે ઈસલામીઓ મુજબનો સામાન્ય અકીદો હતો જે ઇસા (અ) હયાત છે અને તેઓજ આસમાન ઉપરથી ઉતરી આવનાર છે પણ જ્યારે ખુદાતઆલાએ એઓને પોતાનો પ્રતીનીધી બનાવ્યો તે બાદ કેટલીક મુદ્દત પછી એ પેશેગાઇનો ખરો ભેદ સમજાવ્યો કે ઇસા ઇબને મરયમ તરીકે ઝાહેર થનાર શખસ વીસે જે વાયદો આપવામાં આવ્યો છે તે શખસ તુજ છે અને તેઓને કોરાને શરીફ વગેરેથી તે વિસેની સરવે બાબતો સમજાવવામાં આવી. કદાચ કોઇ એ સવાલ કરે જે એ બાબતની તો ખાત્રી થઈ ગઈ કે આગલા ઇસા (અ) વફાત પામ્યા છે અને તેઓ પાછા આવનાર નથી એ બાબત બી સાબીત થઇ ગઇ, પણ હઝરત મીરઝા સાહેબ કેવી રીતે ઇસા ઇબને મરયમ થયા ! તેનો જવાબ ખુદ હઝરત મીરઝા સાહેબ પોતાના તા. ૨૭ અકટોબર ૧૮૯૧ ના ઝાહેરનામામાં જે જણાવે છે તેજ હું અત્રે ટાંકું છું " હું મસીહ ઈબને મરયમ હોવાનો દાવો કરતો નથી તેમજ ન હું અવતારનો માનનારો છું પણ મારો તો ફકત મસીલે મસીહ ( એટલે મસીહ ઈબને મરયમને મલતો ) હોવાનો દાવો છે. "

આ પરથી જણાશે કે (૧) એઓ આગલા મસીહ ઈબને મરયમનો હોવાનો દાવો કરતા નથી (૨) આગલા મસીહ ઈબને મરયમ વફાત પામ્યા છે તેથી પાછું તેનુંજ રૂહ બીજો અવતાર લઈ આવે એ હીંદુઓ જેવો પુનરજન્મનો અકીદો છે જે કોરાને શરીફ તથા હદીસ શરીફથી સદંતર વીરૂધ છે (૩) એઓનો તો ફક્ત મસીહ ઈબને મરયમનો મસીલ એટલે રૂહાની ખસલતમાં તેઓને મલતો હોવાનો દાવો છે કે જેવા રીતે યાહુદીઓના ઝમાનામાં યહ્યા (અ) ને ઈલીઆસ (અ) ના મસીલ ઠેહાવવામાં

આવ્યા હતા. અને વલી હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ શરીફ બી છે કે "મારી ઉમતના આલીમો બની ઇસરાઈલના નબીઓ જેવા થશે." અને ઇસા (અ) બી બની ઇસરાઈલના એક નબીજ છે.

આ ઉપરથી દાનેશમંદ વાંચનાર આસાનીથી સમજી શકશે કે એમાં નવી યા અસાધારણ કશીએ બાબત નથી. જેવી રીતે યાહુદીઓના ઝમાનામાં મસીલે ઇલીઆસ ઝાહેર થયા તેવી રીતે ઈસલામીઓના ઝમાનામાં મસીલે મસીહ ઈબને મરયમ ઝાહેર થયા. અને એવા મસીલ ઝાહેર થશે તેની ખુલ્લી હદીસો સુની શીઆમાં છે પણ આ ઝમાનાના કહેવાતા આલીમો આ સરવે હકીકતની નાવાકેફીના લીધે યા પોતાની શરમીંદગી છુપાવવા જાણી બુજીને એઓ વીરૂધ શોર મચાવી રહ્યા છે. વલી કેટલાકો આલીમો હોવાનો દાવો રાખવા છતાં એ કહે છે જે શું ખુદામાં શકતી નથી કે આગલાજ ઈસા (અ) ને આસમાનથી પાછા મોકલે? તેનો જવાબ એ છે જે ખુદામાં શક્તી તો એવી છે જે ઇસા (અ) ને તો શું પણ આખી દુન્યાને ઝમીન ઉપરથી ઉપાડી આસમાન પર લઈ જઈ પાછું તેને આસમાન પરથી નીચે એક વખત તો શું પણ લાખ વખત મોકલવા માંગે તો મોકલી શકે છે પણ જેનો વાયદોજ નથી તેને શા શારૂ મોકલે? ઈસલામીઓના ખોટા અકીદાની પેરવી ખુદાતઆલા શા શારૂ કરે? એમ તો યાહુદીઓને ખુલ્લો વાયદો આપવામા આવ્યો હતો જે ઇલીઆસ (અ) આસમાન ઉપરથી આવશે પણ જ્યારે ઈસા (અ) તેઓમાં ઝાહેર થયા ત્યારે તેઓએ તે પેશગોઈની ખરી તાવીલ સમજાવી કે બીજોજ શખશ તેની રૂહાની ખસલતમાં આવે કેમકે ૧૨૪૦૦૦ પેગમ્બરોમાંથી કોઈબી આસમાન ઉપરથી નથી આવ્યો અને ખુદાની એ સુનત છેજ નહી કે કોઈને આસમાન ઉપરથી મોકલે અને ખુદા પોતાનો કાયદો યાને સુનત કદી બદલશે નહી તે સાફ ઝાહેર કરી આપવામાં આવ્યું છે જેમકે ખુદા

કોરાને શરીફમાં પણ જણાવે છે જે "ખુદાના શબ્દોમાં કંઇ ફેરફાર થશેજ નહી" (કુરાન પ્રકરણ ૧૦ આયત ૬૩) અને તું કદી ખુદાની સુંનતમાં કંઈ અદલબદલ જોઈશ નહી. (કુરાન પ્રકરણ ૩૫ આયત ૪૨)

છતાં ઈસલામીઓ એ અકીદો કેવી રીતે રાખી શકે જે આગલાજ ઇસા (અ) આસમાનથી આવશે તોજ માનીશું જ્યારે ન તો કોરાને શરીફમાં ન તો કોઇ હદીસમાં એવો વાયદો આપવામાં આવ્યો છે જે બની ઇસરાઇલના આગલાજ ઇસા (અ) આસમાનથી પાછા આવશે. ધારો કે એકબારગી એવી કોઈ હદીસ હોય બી કે જેમાં એ જણાવેલું હોય કે ઇસા (અ) આસમાનથી આવનાર છે છતાં જ્યારે ખુદાનો પ્રતીનીધી ઝાહેર થઇ તેની તાવીલ એજ કરે કે બીજોજ શખસ રૂહાની ખસલતમાં ઝાહેર થશે તો તે માનવુંજ જોઇએ. કેમકે એક વખત એવી બાબત ખુદાના પ્રતીનીધીએ નકી કરી આપી છે અને તે સાચી ઠરી ચુકી છે તો તેને તાબે થવુંજ જોઈએ. અગર ખુદાતઆલા ઈસલામીઓ શારૂ આગલાજ ઈસા (અ) ને આસમાનથી મોકલે તો તેની સુનંતમાં અદલબદલ કરેલું કહેવાય. કેમકે તેણે કોઇ પેગમ્બરને આસમાનથી મોકલ્યોજ નથી. અને પોતાની સુનત કદી બદલીશ નહી તે સાફ ફરમાવી ચુકો છે. ઉપરાંત એમ કરવાથી ઇસા (અ) ખોટા પેગમ્બર સાબીત થાય કેમકે તેઓએ યાહુદીઓને સમજાવ્યું જે આસમાનથી આવવાની મતલબ રૂહાની ખસલતમાં બીજો શખસ આવે એવી થાય છે. પણ યાહુદીઓએ તેઓને ખોટા પેગમ્બર સમજી તે તાવીલ માનવા ના પાડી તે પછી તેવીજ પેશગોઇ મુજબ ઈસલામીઓ શારૂ ખરેખર આસમાનથી પેગમ્બર આવે તો ઈસા (અ) ની યાહુદીઓને સમજાવેલી તાવીલ ખોટી પડે અને તેઓ ખોટા પેગમ્બર ઠરે. પણ ઈસલામીઓ જે કારણસર ભુલાવામાં પડયા છે તેની અસલ હકીકત એ છે કે હદીસ શરીફમાં એ જણાવ્યું છે જે ઈસા

ઇબને મરયમ નાઝીલ થસે. નાઝીલ શબ્દ પરથી આલીમોએ આસમાનથી ઉતરશે એવો તરજુમો પોતાની કીતાબોમાં કરી લીધો જ્યારે હઝરત રસુલુલ્લાહ (સ) ની અસલ અરબી શબ્દની કોઇ બી સહી હદીસમાં આસમાનનો શબ્દ છેજ નહી. નાઝીલ શબ્દ કોરાને શરીફ તથા હદીસ શરીફમાં સાધારણ છે. ખુદાત-આલાની રહેમતથી કોઇ ચીઝ બખશવામાં આવે તેના શારૂ નાઝીલ એક માનભરયો શબ્દ છે. જ્યારે લોકોએ તેનો અર્થ આસ-માન પરથી ઉતરવું એમ કરી દીધું. કેમકે લોકોના મગઝમાં આગલાજ ઇસા (અ) આસમાન પર જીવતા બેઠેલા હોવાથી તેઓને પાછા દુન્યામાં ઉતારવા માટે એવો અર્થ કરે છે. એમ તો કોરાને શરીફમાં ખુદા ફરમાવે છે મેં તમારા શારૂ લોખંદ નાઝીલ કરયું છે. ચોપગાં જાનવરો નાઝીલ કરયા છે લીબાસ નાઝીલ કરયો છે. ત્યારે શું એ સરવે ચીઝો આસમાનથી ઉતરી આવે છે ? એમ તો ખુદાતઆલાએ હઝરત રસુલુલ્લાહ (સ) વીસે બી નાઝીલ શબ્દ વાપરયો છે તો શું એઓ બી આસ-માનથી ઉતરી આવ્યા છે ?

અસલ બાબત એ છે જે લોકો એક ગેરસમજુતીથી ભુલાવામાં પરયા છે. તેઓ ધારે છે ઇસા ઇબને મરયમ એક શખસ છે જ્યારે હકીકતમાં તેઓ એક નામના બે જુદા શખસો છે.



# ઇસા ઇબને મરયમ નામના બે જુદા શખસો છે તે વીસેની સાબેતીઓ.

કોરાને શરીફથી સાબીત છે જે ખુદાતઆલાએ હઝરત ઈબરાહીમ (અ) ની વંશમાંથી નબીઓનો સીલસીલો જારી કરવાનો વાયદો આપ્યો હતો. એઓના બે દીકરાઓ હતા. જેઓ બંનેને ખુદાતઆલાએ નબીઓ બનાવ્યા. એક હઝરત ઇસ્હાક (અ) તથા બીજા હઝરત ઇસમાઇલ (અ) ખુદાતઆલાએ હઝરત ઇસાક (અ) ની વંશમાંથી બની ઇસરાઇલનો સીલસીલો જારી કરયો અને હઝરત ઇસમાઇલ ( અ ) ની વંશમાંથી ઇસલામી સીલસીલો જારી કરયો. એ બેઉ નામચીન વંસોમાં ઘણી બાબતોનું મળતાપણું છે જેમાં મુખ્ય નીચે મુજબ છે.

(૧) જેવી રીતે બની ઇસરાઇલની વંસમાંથી મુસા (અ) એક મહાન પેગમ્બર હતા તેવીજ રીતે બની ઇસમાઇલની વંશમાંથી હઝરત મહમદ (સ) એક મહાન પેગમ્બર હતા જેમકે ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે " બેશક મેં તમારામાં ( ઇસલામીઓમાં ) એક પેગમ્બર ( હઝરત મહમદ સ. ને ) મોકલ્યો શાક્ષી તરીકે જેવી રીતે કે મેં એક પેગમ્બર (મુસા અ.) ને ફીરોન તરફ મોકલ્યો (કુરાન પ્રકરણ ૭૩ × ૧૫)

(૨) જેવી રીતે બની ઇસરાઇલમાં મુસા ( અ ) ને તૌરેત જેવી એક મોટી શરીઅતી કીતાબ બખશવામાં આવી તેવીજ રીતે બની ઇસમાઇલમાં હઝરત રસુલુલ્લાહ ( સ ) ને કુરાને શરીફ જેવી મોટી શરીઅતી કીતાબ બખશવામાં આવી.

(૩) જેવી રીતે બની ઇસરાઈલમાં મુસા (અ) ની શરીઅતનો દીન મઝબુત કરવા ખુદાતઆલાએ ૧૨ ખલીફા બનાવ્યા

અને તેરમાં ઇસા ઇબને મરયમ તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ ( સ ) ની શરીઅતનો દીન મઝબુત કરવા ખુદાતઆલાએ ૧૨ ખલીફા બનાવ્યા અને તેરમાં ઈસા ઇબને મરયમ. જેની સાબેતીમાં ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે " ખુદાએ વાયદો આપ્યો છે તેઓને કે જેઓ ઈમાન લાવ્યા છે અને નેક અમલ કરયા છે કે બેશક તેઓમાંથી પૃથ્વી પર ખલીફા બનાવશે જેવી રીતે કે તેણે આગલ ખલીફા બનાવ્યા હતા અને તે તેઓને તેઓના મઝહબમાં કે જે તેણે તેઓ માટે પસંદ કરયો છે મઝબુત કરશે ( કુરાન પ્રકરણ ૨૪ આયત ૫૫ )

ઉપલી આયતને હઝરત રસુલુલ્લાહ ( સ ) ની નીચલી હદીસોથી ટેકો મલે છે " બેશક મારી પછી થનારા ખલીફાની ગણત્રી મુસા ( અ ) ના નુકબા ( ખલીફા ) મુજબ થશે " વલી એઓ બીજી હદીસમાં ફરમાવે છે " ખુશી થાઓ ખુશી થાઓ ખુશી થાઓ મારી ઉમતની મીસાલ તે વરસાદના જેવી છે જેની નીસબત ખબર નથી કે તેની શરૂઆતની ( ઉમત ) સારી છે યા આખરની ( ઉમત ) સારી છે. અને તે ઉમત કેવી રીતે હલાક થઇ શકશે કે જેની શરૂઆતમાં હું છું અને દરમ્યાનમાં મારા પછી બાર ખલીફા થશે અને આખરીમાં મસીહ ઇબને મરયમ. "

(૪) તેવી રીતે મુસા ( અ ) પછી ૧૩ મી સદી ખતમ થતાંજ ચૌદમી સદીમાં એઓના ઇસા ઈબને મરયમ ઝાહેર થયા તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) પછી ૧૦૦–૧૦૦ વરસે થતા ૧૨ ખલીફા પછી ૧૩ મી સદી ખતમ થતાંજ ચૌદમી સદીમાં એઓના ઇસા ઈબને મરયમ ( તે હઝરત આહમદ ( અ ) ઝાહેર થયા.

(૫) જેવી રીતે બની ઈસરાઈલમાં એ અકીદો હતો જે ઈલી-આસ (અ) ને આસમાન પર ઉપાડી લેવામાં આવ્યા છે અને તેઓજ પાછા આસમાનપરથી ઉતરી આવશે જ્યારે તેની ખરી મતલબ એ હતી જે બીજોજ શખસ તેના મસીલ તરીકે ઝાહેર થાય અને તેમજ થયું તેવીજ રીતે ઇસલામીઓમાં અકીદો છે જે ઇસા (અ) ને આસમાન પર ઉપાડી લેવામાં આવ્યા છે અને તેઓજ પાછા આસ-માન પરથી ઉતરી આવશે જ્યારે તેની ખરી મતલબ એ છે જે બીજોજ શખસ તેના મસીલ તરીકે ઝાહેર થાય અને તેમજ થયું.

(૬) જેવી રીતે બની ઇસરાઈલના યાહુદીઓ પોતાનો ખરો મઝહબ ભુલી જઇ સંખ્યાબંધ ફીરકાઓમાં વેંહચાઇ ગયા અને પેશગોઈવાલી હદીસોની ખરી તાવીલ ન સમજવાના લીધે પોતાના ઈસા ઈબને મરયમને ઓલખી શકયા નહી અને તેને જુઠો દાવેદાર ઠડાવી તેનાપર કુફ્રનો ફતવો ઠોકયો તેવીજ રીતે ઈસલામીઓ પોતાનો ખરો મઝહબ ભુલી જઇ સંખ્યાબંધ ફીરકાઓમાં વેહચાઈ ગયા અને પેશગોઈવાલી હદીસોની ખરી તાવીલ ન સમજવાના લીધે પોતાના ઇસા ઇબને મરયમને ઓલખી શકયા નહી અને તેને જુઠો દાવેદાર ઠડાવી તેનાપર ઈસલામના બસો આલી-મોએ મલીને કુફ્રનો ફતવો ઠોકયો.

(૭) જેવી રીતે બની ઈસરાઇલના ઇસા ઇબને મરયમ વિરૂધ તેઓના વીરોધીઓએ ખોટી શાક્ષી આપી તેઓને રોમન સરકારની અદાલતમાં ફાંસીના મુકદમામાં ફસાવ્યો તેવીજ રીતે ઇસલામના ઇસા ઇબને મરયમ વિરૂધ તેઓના વીરો-ધીઓએ ખોટી શાક્ષી આપી તેઓને બ્રીટીશ સરકારની અ-દાલતમાં ફાંસીના મુકદમામાં ફસાવ્યો.

(૮) જેવી રીતે બની ઇસરાઇલના ઇસા ઇબને મરયમને ખુદાતઆલાએ ફાંસીના માચડાપરથી સહીસલામત બચાવી લીધો તેવીજ રીતે ઇસલામના ઇસા ઇબને મરયમને ખુદાતઆલાએ ફાંસીના મુકદમામાંથી સહીસલામત બચાવી લીધો.

(૯) જેવી રીતે બની ઇસરાઇલના ઇસા ઇબને મરયમ ઝાહેર થયા ત્યારે સુરજ ચંદ્ર તારાની નીશાનીઓ ઝાહેર થઈ તે છતાં ઈનકાર થવાથી પલેગનો અઝાબ નાઝીલ થયો તેવીજ રીતે ઈસલામના ઈસા ઇબને મરયમ ઝાહેર થયા ત્યારે સુરજ ચંદ્ર તારાની નીશાનીઓ ઝાહેર થઇ તે છતાં ઈનકાર થવાથી પલેગનો અઝાબ નાઝીલ થયો.

કદાચ કોઇ સવાલ કરે કે ખુદાતઆલા શરૂઆતમાં પોતાના પેગમ્બરની એવી બેઇઝતી શું કરવા થવા દે છે તો જાણવું જોઇએ કે ખુદાતઆલાનો કાયદો પોતાના સરવે બંદાઓ શારૂ એક સરખો છે. દુન્યા જ્યારથી શરૂ થઈ ત્યારથી દરેક ઝમાનાના પેગમ્બરને કાંઇ ને કાંઇ દુઃખ ખમવું પડતું રહ્યું છે. જેમ કે ઇબરાહીમ (અ)ને આગમાં નાખી દેવામાં આવ્યા યુસુફ (અ)ને વરસો સુધી કેદખાનામાં રહેવું પડયું. યુનુસ (અ) ને માછલીના પેટમાં રહેવું પડયું. મુસા (અ) ને ફીરોનની કોમે દુઃખ આપ્યું અને દરયામાંથી પસાર થવું પડયું. આપણા મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ (સ) ને ૧૩ વરસ સુધી મકાના ઝાલીમોએ દુઃખ આપ્યું અને ત્યાંથી રાતના ગુપચુપ હઝરત અબુબકર (રદી) સાથે નીકલી ગયા પણ ઝાલીમોએ પીછો ન છોડયો ત્યારે તેઓને અંધારા ઉંડા ગારમાં ત્રણ દીવસ સુધી સંતાઇ રહેવું પડયું તેવીજ રીતે ઈસા (અ) ને ફાંસીના માચડા પર ચઢાવવામાં આવ્યા અને હઝરત મીરઝા સાહેબને જુઠા ઘડી કહાડેલા ફાંસીના મુકદમામાં ફસાવવામાં આવ્યા અને જેવી રીતે ખુદાતઆલાએ આગલા સરવે પેગમ્બરોને બચાવી લીધા તેવીજ રીતે ખુદાત-

આલાએ મુસા (અ) ના ઇસા ઈબ્ને મરયમને તથા હજરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ના ઈસા ઈબ્ને મરયમને બચાવી લીધા. પણ જુદી જુદી મુસીબતો તો આગલા સરવેને વેઠવી પડી તેવીજ રીતે એ બેઉ ઇસા ઈબ્ને મરયમને બી વેઠવી પડી.

ઉમેદ છે જે ઉપલી હકીકત જે દાનેશમંદ ઇસલામીઓ ગોરથી વાંચશે તેઓની ઝરૂર ખાત્રી થઇ જશે જે બેશક ઇસા ઇબ્ને મરયમ એક નથી; પણ બે જુદા શખસો છે. જ્યારે ઇસલામીઓએ એકજ શખસ ધારી લેવાથી તેઓ ગોટાલામાં પડયા છે.

દુન્યાની દરેક પ્રજાને ખુદાતઆલાના પ્રતીનીધીનો ઇનકાર કરવાનો બીજો એક મોટો સબબ એ મલે છે જે તેઓના મગઝમાં વંસપરમપરાથી ઉતરી આવેલા એવી રીવાયતોનો છાપ બેઠેલો હોય છે જે ખુદાનો પ્રતીનીધી એક અસાધારણ દબદબા સાથે ઝાહેર થાય છે અને જોઇએ તેવા મોજેઝા જ્યારે માગ્યે ત્યારે બતાવી આપે છે. લોકોનો એ ખ્યાલ તદન ખોટો છે અગર ખરેખર એવીજ બાબત આગલા ઝમાનામાં ગુજરી હતે તો અસલી કોમોએ ખુદાના કોઇબી પ્રતીનીધીનો કદી બી ઈનકાર કરયો ન હતે પણ ખુદાતઆલા તો કોરાને શરીફમાં ફરમાવે છે કે “ અમે અમારા પેગમ્બરો એક પછી એક મોકલ્યા પણ જ્યારે બી લોકો પાસે તેઓનો પેગમ્બર આવતો તો તેઓ તેને માનવાનો ઈનકાર કરતા ( કુરાન પ્રકરણ ૨૩ આયત ૪૬ ) વળી ખુદા ફરમાવે છે “ અમે તારી ( હઝરત મહમદ સ. ની ) અગાઉ અસલી કોમોમાં પેગમ્બરો મોકલ્યા પણ જ્યારે બી તેઓ પાસે કોઈ પેગમ્બર આવતો તો તેઓ તેની મશકેરી કરી હસી કાહડતા.” ( કુરાન પ્રકરણ ૧૫ આયત ૧૦ ) કારણ કે ખુદાતઆલાને જ્યારે પોતાનો પ્રતીનીધી ઝાહેર કરવો હોય છે ત્યારે તે લોકોમાંથી તદન કોઇ સાદા અને એક મારગી શખસને ચુંટી કાહડતો ત્યારે લોકો તાજુબ થતા અને જ્યારે જોતા કે તે પોતાના જેવોજ બલકે

દુન્યાદારી નઝરે જોતાં તો તેઓને તે પોતા કરતાં ઘણો ઉતરતો દેખાતો કેમકે ખુદાના પ્રતીનીધી પાસે રૂહાની ઈલમ સીવાય ઝાહેરી અસાધારણ ચીઝ કશી હોતીજ નથી. ઉપરાંત જયારે તે પેગમ્બરીનો દાવો કરે છે ત્યારે તેના મીત્રો બી તેના દુશ્મન થઈ જાય છે તેથી તેને દરેક દુન્યાદારી મુસીબત સાધારણ માણસ પેઠે વેઠવી પડે છે તેથીજ લોકો તેના વીસે ઘણો હલકો વીચાર બાંધી લઈ ખોટો દાવેદાર ધારી બેસે છે. જુઓ આપણા મહાન પેગમ્બર સાહેબ (સ) બચપણમાંજ યતીમ થયા હતા વગર શીખેલા હતા બકરાંઓ ચરાવતા હતા તે પછી એક વીધવા પાસે ચાકરી રહ્યા જો કે તે દરમ્યાન ઘણા ભલા વિશ્વાસુ પરહેઝગાર તરીકે મશહુર થયા છતાં જયારે ખુદાતઆલાએ એઓને એઓનો ૪૦ વરસની ઉમરે પોતાનો પેગમ્બર બનાવ્યો ત્યારે લોકોએ તેઓની આગલી નીરાધાર હાલત પર ખ્યાલ કરતાં તેઓને ખોટો દાવેદાર તથા દીવાનો સમજ્યા. નઉઝબીલ્લાહ અને ૧૩ વરસ સુધી સખત દુ:ખ આપ્યું એટલે સુધી કે તેઓને પોતાની જનમભુમી છોડી બીજે મુલક જવું પડયું. હવે એવા સંજોગ હેઠલ આ દુન્યાદારીની મજાહમાં પડી મગરૂર બનેલા માણસો તેઓને પેગમ્બર તરીકે કેવી રીતે માને ? તેઓનો વાંધો એજ કે એ તો પ્રજા માંહેલો એક સાધારણ શખસ છે. શું ખુદાને કોઈ હકુમત ધરાવનાર યા કોઇ આગેવાન શખસ ન મલ્યો કે એવાને ચુંટયો ! પણ ખુદા તેઓને જણાવે છે જે પેગમ્બરી શારૂ કોણ લાયક છે તે હું બરાબર જાણું છું અને તે ચુંટવાનું કામ મારૂં છે. તમોને તે ખરા મઝહબની તઅલીમ આપે છે તે સાંભલો માનો અને તાબે થાઓ. એજ તો ખુદાતઆલાની અઝમાઇશ લેવાની રીતી છે અને તેજ તો દુન્યામાં મસ્ત થયલા દુન્યાદારીઓને ભારી પડે છે. કોઈ હાકમ યા મોટા આગેવાનને પેગમ્બર બનાવતે યા આસમાનપરથી કોઇને મોકલતે તો સરવે લોકો તેને માની લેતે ને કોઇને ભારી નહી પડતે પણ તેમાં ખુદાથી ડરનારા અને દુન્યાથી ડરનારા ઈનસાનોની અઝમાઈશ શું થઇ ? તેથીજ ખુદાતઆલાએ દુન્યા ઉત્પન્ન કરતી વેલાએજ

જાહેર કરી આપ્યું છે કે પેગમ્બરો તમારા પોતામાંથીજ જાહેર થશે જેમકે તે ફરમાવે છે " **ઓ આદમનાં છોકરાંઓ બેશક તમારી પાસે તમારામાંથી પેગમ્બરો આવશે.** " ( કુરાન પ્રકરણ ૭×૩૪ )

ત્યાર પછી લોકો જયારે પોતા માંહેલા એક એવા સાધારણ માણુસને પેગમ્બરીનો દાવો કરતો સાંભળતા ત્યારે અજબ થતા ત્યારે ખુદા તેઓની અજાયબી ભાંગવા ફરમાવતો " શું **તમો એટલા માટે અજબ થાઓ છો કે તમારા પરવરદીગાર તરફથી તમારામાંના એક માણુસ ઉપર ખુદાનો સંદેશો આવ્યો કે તે તમને ચેતવણી આપે અને એટલા માટે કે તમે પરહેઝગાર થાઓ અને કદાચ તમારી ઉપર દયા થાય ?** ( કુરાન પ્રકરણ ૭×૬૨ )

જયારે એમાં અજબ થવાનુ કશું છેજ નહી. કેમકે એ તો ખુદાતઆલાનો ચાલતો આવેલો નીયમજ છે અને એ પોતાના નીયમમાં કદી ફેરફાર કરતો નથી તે શારૂ ફરમાવે છે ' **ખુદાના શબ્દોમાં કંઇ ફેરફાર થશેજ નહી.** ( કુરાન પ્રકરણ ૧૦×૬૩) વલી તે ફરમાવે છે " **પણ તું કદી ખુદાના નીયમમાં કાંઇ ફેરફાર જોઈશ નહી.** ( કુરાન પ્રકરણ ૩૫×૪૨ )

હવે તો દુન્યાની આખેરી નઝદીક આવી લાગી છતાં લોકો ખુદાનો નીયમ હજી સમજતા નથી. અને આસમાન પરથી પેગમ્બર આવે તોજ માન્યે એવો ખોટો અકીદો રાખી બેઠા છે અને આ ઝમાનાના ખુદાના ખરા પ્રતીનીધીનો ઈનકાર કરે છે. એવા ઇનકાર કરનારાઓ સાંભલો કે કયામત સુધી ખુદાના પ્રતીનીધીઓ પ્રજામાંથીજ આવશે અને તેઓને ન માનનારાઓને આખેરતમાં દોઝખમાં નાખવામાં આવશે તે વખતનો દેખાવ ખુદાતઆલા કુરાને શરીફમાં બયાન ફરમાવે છે " **અને જેઓ ઈનકાર કરનારા છે તેઓને જહનમ તરફ ટોલાબંધ**

હાંકી કાઢવામાં આવશે છેવટે જ્યારે તેઓ ત્યાં આવશે ત્યારે તેના દરવાઝા ઉઘાડવામાં આવશે અને તેઓને દોઝખના ચોકીદારો કહેશે કે શું તમારી પાસે તમારામાંથી પેગમ્બરો આવ્યા ન હતા કે જેઓ તમારી પાસે તમારા પરવરદીગારના ફરમાનો બયાન કરે અને તમને તમારી આ દીવસની મુલાકાતની ચેતવણી આપે ? ( કુરાન પ્રકરણ ૩૯ આયત ૭૦ )

જુઓ આ કેવી ખુલ્લી આયત છે એથી સાબીત થાય છે કે જ્યારથી દુન્યા શરૂ થઇ ત્યારથી દુન્યા ખતમ થઈ જાય ત્યાં સુધી ખુદાના પ્રતીનીધીઓ પ્રજામાંથીજ આવ્યા છે અને આવશે અગર ખુદા તરફનો એક બી પ્રતીનીધી આસમાન ઉપરથી આવ્યો હતે તો દોઝખના ચોકીદારોનો સવાલ એ હતે કે " શું તમારી પાસે તમારામાંથી તથા આસમાન પરથી પેગમ્બરો આવ્યા ન હતા ? ' ( પણ કયામતના દીને જે સવાલ થશે તે એકે શું તમારી પાસે તમારામાંથી પેગમ્બરો આવ્યા ન હતા ? ખુદાનો આવો ખુલ્લો કલામ સમજાવ્યા છતાં યાહુદીઓ તથા ઈસલામીઓ આસમાન પરથી આવવાનો અકીદો રાખે છે એ કાંઇ જેવી તેવી નાફરમાની છે ? આવનાર શખસ આગલા પેગમ્બરના નામનો હોવાથીજ લોકો ભુલ ખાય છે પણ શું દુન્યામાં એક નામના વધુ શખસો નથી હોતા ? તેથી શું આપણે એવા નામ ધરાવનારાઓને આગલાજ ઝમાનાના આસામી માનીશું ? દાખલા તરીકે અગર આપણે કોઈ આદીલ ન્યાયધીસને નોશીરવાન કહીએ યા કોઈ મોટા પેહલવાનને રૂસ્તમ કહીએ યા કોઇ ઘણા સખીને હાતમ બીન તાઇ કહીએ તો શું તે શખસોને આગલા ઝમાનાના નોશીરવાન રૂસ્તમ તથા હાતમ બીન તાઇ સમજવામાં આવશે ? હરગીઝ નહિ. થોડી બી સમજ ધરાવનારો માણુસ તેની મતલબ એજ સમજશે કે આગલાઓની રૂહાની ખાસ્યત યા રૂહાની શક્તી ધરાવવામાં એઓ તેઓ જે-

વાજ છે પણ ખરેખર તો એ તદ્દન જુદાજ શખસો છે. આવીજ રીતે આપણે આપણા ફરઝંદોના નામ આપણા વડવાઓના નામ જેવા રાખ્યે છીએ જે આપણા ફરઝંદો બી તેઓ જેવી ખાસ્યતના થાય. તેવીજ રીતે શું ખુદા કોઇને આગલા પેગમ્બરનું ખાસ્યતી નામ ન આપી શકે? ખુદ આપણા રસુલુલ્લાહ (સ) નું નામ ઇંજીલમાં ફારકલીત છે. ત્યારે ખ્રીસ્તીઓ આપણા પેગમ્બરનો નામ મહમદ (સ) હોવાથી કબુલવાનુ ઇનકાર કરે તો શું તેઓએ વાજબી કરયું? એમ તો આપણા રસુલુલ્લાહ (સ) ના ઘણા સીફાતી નામો છે અને એવા સીફાતી નામના આસામીઓ આ ઉમતમાંથી બી નીકલશે એમ હઝરત રસુલુલ્લાહ (સ) એ આગલથી ચેતવી બો દીધું છે જેમકે તેઓ ફરમાવે છે "જેટલા કે પેગમ્બરો આગળ થઈ ગયા છે તેવાઓના મીસલ મારી ઉમતમાંથી ઝરૂર થશે (જેમકે) અબુબકર હઝરત ઈબરાહીમ (અ) જેવા, ઉમર હઝરત નુહ (અ) જેવા, ઉસમાન હઝરત હારૂન (અ) જેવા અને અલી ઈબને તાલીબ મારા જેવા, અને જે શખસ ઈસા (અ) ને જોવા ચાહે તે અબુ ગફારીને જોઇ લે (જુઓ કનઝલ અમાલ જીલદ છઠી પાનુ ૧૯૩) આ ઉપરથી જણાશે જે એ પ્રમાણે આ ઉમતમાંથી કોઇ શખસને ખુદાતઆલા ઇસા ઈબને મરયમ ઠરાવે તેમાં ખોટું શું થયું?

આટલી સાબેતીઓ આપ્યા છતાં હજી બી કોઇના મનમાં વસવસો હોય તો સાંભલો જે રસુલુલ્લાહ (સ) ખુલ્લી રીતે બે મસીહ ઈબને મરયમનો બયાન ફરમાવે છે એક તો આગલા મસીહ ઇબને મરયમને શબે મેઅરાજમાં વફાત પામેલા બીજા પેગમ્બરોની અરવાહની સાથે જોયા અને તે ઇસા ઇબને મરયમનો રંગ લાલ હતો છાતી પોહલી હતી અને બાલ ગુંગરવાલા હતા (જુઓ સહી બુખારી પાનુ ૪૮૯) જ્યારે બીજા મસીહ ઇબને મરયમ જે દજાલને મારનારા છે તેઓ ઘઉંલા રંગના અને ખભાં સુધીના બાલવાલા હતા (જુઓ સહી બુખારી પાને ૧૦૫૫)

હવે કાંઈ બી શક રહ્યો કે આગલા મસીહ ઇબને મરયમ જુદા હતા અને ઇસલામમાં આવનારા મસીહ ઇબને મરયમ જુદા છે. અને ઇસલામમાં આવનારાનો આકાર જે રસુલુલ્લાહ (સ) એ બ્યાન કરયો તે આબાદ હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબને મલતો છે, છતાં અગર જે શખસ આગલાજ ઈસા ઈબને મરયમ આસમાન પરથી આવે તોજ હું માનીશ એવો અકીદો રાખે તે ખુદાતઆલા તથા હઝરત રસુલુલ્લાહ ( સ ) નો કેટલો નાફરમાન તથા પેહેલેથી છેલ્લે સુધી કોરાને શરીફની આયતો તથા હદીસ શરીફની જે દલીલો આપી તે સરવેને જુઠલાવનારો લેખાશે.

અગર કોઈ ખરેખર લાલ રંગનો અને ગુંગર બાલવાલો શખસ ઉપરથી આવે અને દાવો કરે કે હું ઇસા ઈબને મરયમ છું અને આસમાનપરથી આવ્યો છું જેનો તેમને વાયદો આપવામાં આવ્યો હતો તો તેનો દાવો સદંતર ખોટો સમજવો કેમકે આસમાન ઉપરથી આવનાર મસીહ ઇબને મરયમ ઇસલામને જોઇતોજ નથી કેમકે કયામત સુધી એક બી શખસ આસમાન ઉપરથી આવનાર નથી તે કોરાને શરીફથી અને યાહુદીઓના ઝમાનામાં બનેલા બનાવથી સાબીત થઈ ચુકું છું એને તેથી ખુદાતઆલાની સુનંતથી ઉલટી રીતે આવેલા શખસને તદન ખોટો દાવેદાર સમજવો. બલકે હઝરત રસુલુલ્લાહ (સ) પોતાનો ઈસા ઇબને મરયમ ઈસલામીઓમાંથીજ આવશે એમ ખુલ્લું ઝાહેર કરી આપ્યું છે જેમકે તેઓ ફરમાવે છે " તમારો શું હાલ થશે જયારે ઈબને મરયમ **તમારામાં** નાઝીલ થશે અને તે **તમારામાંથીજ** તમારો ઇમામ થશે " ( તમારો શું હાલ થશે એટલે તમો તેઓપર ઇમાન લાવી મારા સહાબીઓ જેવા ખુશ હાલ થશો કે ઈનકાર કરી યાહુદીઓ જેવો તમારો બુરો હાલ કરશો ) બીજું તેઓ ફરમાવે છે જે એ શખસ તમારામાં તમારામાંથીજ ઝાહેર થશે એટલે તે ઇસલામીઓ માંહેલો એક ઇસલામીજ હશે. અને તે તમારા ઝમાનાનો ઇમામ હશે. ( એ હદીસ સહી બુખારી

અને સહી મુસલીમમાં છે ) હવે એથી વધારે ખુલ્લી સાબેતી શું જોઇએ ? યાહુદીઓ કરતાં ઈસલામીઓ માટે આવી ખુલ્લી અને મઝબુત દલીલો હોવા છતાં શું દાનેશમંદ ઈસલામી હજી બી ઈનકાર કરશે ? અને એ સરવે બાબતો હઝરત મીરઝા સાહેબે હઝરત રસુલુલ્લાહ (સ)ના ખરા મસીહ ઈબ્ને મરયમ તરીકે ઝાહેર થઇ કોરાને શરીફથી હદીસ શરીફથી યાહુદીઓ અને ખ્રિસ્તીઓની બાઇબલથી તથા ઇસલામી સુની તથા શીઆઓની તફસીરોથી તથા આગલા બુઝરગોની કીતાબોથી સાબીત કરી આખી ઇસલામી આલમને ખોટા અકીદાથી બચાવી ખરી રોશનીમાં લઈ આવ્યા. હવે મુબારક છે તે શખસ જે આ રોશનીનો લાભ લે અને બદબખ્ત છે તે શખસ જે યાહુદીઓ મુજબ હજી બી પોતાના ખોટા અકીદા પર ચીટકી આસમાન પરથી આવવાની વાટ જોય અને ખુદાનો ગઝબ પોતાપર હોરી લઈ મગઝુબે અલયહીમ બને.

કદાચ કોઇના મનમાં એ ખ્યાલ ઉપજે કે ઇસા ( અ ) આસમાન પર હયાત છે યા વફાત પામ્યા છે અથવા તેઓજ પાછા આસમાનથી આવનાર છે યા આ ઇસલામી ઉમતમાંથીજ એક શખસ મસીહ ઇબ્ને મરયમ તરીકે ઝાહેર થનાર છે એવો અકીદો રાખ્યાથી ઇસલામી શરીઅતમાં એવી તે શું ખલલ થઇ પડે કે જેથી એક ખોટો અકીદો રાખનાર ખુદાના ગઝબમાં આવી મગઝુબે અલયહીમ બની જાય ? તેનો જવાબ એ છે કે જ્યારે ખુદાતઆલાએ પોતાના નીરમાણ કરેલા કાયદા મુજબ પોતાનો એક પ્રતીનીધી ઝાહેર કરી તેની મારફતે જે સત્યતા આશકાર કરાવી તે અગર ઇસલામીઓ કબુલ કરવાની દરકાર ન કરે તો શું તે ખુદાતઆલાની ખુલ્લે ખુલ્લી નાફરમાની ન થઈ ? ઈસા (અ) આસમાન પર હરગીઝ જીવતા બેઠા નથી બલકે વફાત પામ્યા છે અને તેઓ હરગીઝ આસમાન ઉપરથી પાછા આવનાર નથી બલકે આ ઇસલામી ઉમતમાંથીજ એક શખસ મસીહ

ઈબ્ને મરયમ તરીકે ઝાહેર થનાર છે તે બીના સરવે ઈસલામીઓ સ્વીકારે અને એ સત્યતા જગઝાહેર થઇ જાય તો લાખો ઇસલામીઓ જેઓ ઈસા (અ)ની ઉપલી અસાધારણ ખસુસ્યતના ખોટા ખ્યાલથી ઇસાઈ થઈ ગયા તે પાછા ઈસલામમાં આવી જાય અને કરોડો ઇસાઇઓ જેઓ ઉપલીજ ખસુસ્યતના લીધે ઈસા (અ)ને ખુદા તથા ખુદાનો છોકરો માને છે તેઓનો ઈમાન ઈસાઇઅત ઉપરથી ઉઠી જાય જેથી ઇસલામની એક મહાન ફતેહ દુન્યામાં આશકાર થઈ જાય. જેઓ ઈસલામીઓ થઇને ઈસલામની એવી ફતેહ ઝાહેર કરનારી સત્યતા કબુલે નહી બલકે તેની વીરૂધ તેને તોડી પાડવા પોતાથી બને તેવી રીતે વીરૂધતા કરે તો તેઓ મગઝુબે અલ-યહીન ન થાય તો શું થાય ?

કોરાને શરીફમાં ઈસા (અ) વીસે ખાસ ઝીકર છે કે એઓ વગર બાપે પેદા થયા હતા પણ ખુદાતઆલાએ એ બો ખુલાસો કરયો છે કે એમાં નવાઈ જેવું કશુંએ નથી કેમકે આદમ (અ) ને તેણે બાપ તથા મા વગરના પેદા કીધા હતા. પણ યાહુદીઓ ઈસા (અ) ને એક નાજાયઝ અવલાદ સમજે છે તથા એઓની માતા મરયમ (અ) પર એ વીસે શરમ ભરેલા તોહમતો મુકે છે તથા ઈસા (અ) ને ખોટા પેગમ્બર સમજે છે અને કહે છે જે એઓ લાનતી મોતે મુઆ છે તેથી એઓની રૂહની બુલંદી થઈ નથી તેથીજ કોરાને શરીફમાં એ વીસે ભાર મુકી જણાવવામાં આવ્યું છે જે એઓ ખરા અને પવિત્ર પેગમ્બર હતા અને એઓની રૂહની બુલંદી થઈ છે તથા એઓની માતા બી નેક અને પવિત્ર ઓરત હતી અગર દુન્યામાં ઈસલામ મઝહબની સ્થાપના ન થઈ હતે તો ખ્રીસ્તી મઝહબ ઉપર યાહુદીઓએ લગાડેલો કલંક કદી દુર થયો ન હતે એ મુજબ ઈસલામ હસ્તીમાં આવ્યાથી કરોડો ખ્રીસ્તીઓ ઉપર એક માહાભારત હેસાન થયું છે છતાં ખ્રીસ્તીઓ ઇસલામને અને કોરાને શરીફને તથા તેના મહાન પેગમ્બર હઝરત મહમદ (સ) ને ખોટા સમજે છે કેમકે

કોરાને શરીફમાં એ બી જણાવેલું છે જે ઇસા (અ) બીજા પેગમ્બરો જેવા ખુદાના એક બંદા ઉપરાંત વધુ કશુએ નથી અને ખ્રીસ્તીઓ જે એઓને ખુદા તથા ખુદાનો છોકરો કહે છે તે શીરકના મહા ઝબુન ગુનાહના તકસીરવાર છે. આથી ખ્રીસ્તીઓ ઈસલામના સખત વીરોધી થયા અને તેથી ઈસલામ વીરૂધ તરેહવાર ખોટા બોહતાનો કીતાબો વગેરે પ્રગટ કરી દુન્યામાં ફેલાવે છે કે જેની કોઇ હદ નથી. અગર તે સરવે કીતાબો એકઠી કરવામાં આવે તો એક મોહટો પાહાડ થઇ જાય. ખ્રીસ્તીઓનો બીજો ખોટો અકીદો એ છે જે ઇસા (અ) આદમઝાતના ગુનાહો બખશાવા માટે કફારા તરીકે રાઝીખુશીથી ફાંસીના માચડા પર પોતાનો ભોગ આપી આસમાન પર ચાલ્યા ગયા છે અને વલી પાછા આસમાનથી ઉતરી આવનાર છે. અને જે એઓના એ અકીદા પર ઇમાન લાવે તે જંનતી છે બાકી સરવે દોઝખી એ સદંતર ખોટું છે. ખરી વાત તો એ છે જે ઇસા (અ) એ પેગમ્બરીનો દાવો કરવાથી યાહુદીઓએ તેઓને ખોટો શખસ ઠડાવી ફાંસીની સેંટેંસ અપાવી જે કાંઇ કફારા તરીકેનો રાઝી ખુશીનો ભોગ કહેવાયજ નહી. એવી રીતે ખ્રીસ્તીઓ ખોટા અકીદાઓમાં ફસાયલા હોવાથી ઈસલામીઓ પર ફરજ છે કે તેઓને તેઓની ભુલ દેખાડી ખરે રસ્તે લઇ આવવા જેનો ખરો અને સોથી આસાન રસ્તો એ છે જે ઇસા (અ) ની વફાત સાબીત કરવી. વફાત સાબીત થઇ જવાથી ઈસા (અ) ખુદા હતા તે અકીદો સદંતર પડી ભાંગે છે કેમકે જે ખુદા હોય તે કદી મરે નહી. અને જયારે એઓ બીજા ઇનસાનો મુજબ સાધારણ રીતે વફાત પામ્યા છે એ બાબત સાબીત થઈ ગઇ તો એઓએ ફાંસીના માચડાપર આદમઝાતના ગુનાહ બખશાવા માટે રાઝીખુશીથી પોતાનો ભોગ આપ્યો તે ભુલ ભરયો અકીદો બી રદ થઈ જાય છે જેથી ઈસલામીઓ ઉપર એ અતી ગંભીર ફરજ છે કે એ સત્ય વાતે કબુલી પોતાથી બને તેવી રીતે બીજાઓને પોંહચાડે

કે જેથી ઈસલામની સત્યતા તથા મહાન ફતેહ દુન્યામાં આશકાર થઇ જાય પણ અફસોસ કે ઇસલામીઓની આંખ હજી ઉગડતી નથી. ઇસલામમાં એ ખોટો અકીદો એવી રીતે પેવસ થવા પામ્યો કે હઝરત રસુલુલ્લાહ (સ) બાદ જેમ જેમ ઈસલામ ફેલાતો ગયો અને તેની સચાઈની ખાત્રી ખ્રીસ્તીઓને બી થતી ગઈ તેમ તેમ તેઓ બી ઈસલામમાં દાખલ થતા ગયા તેઓએ પોતાની ભુલ જોઇ લીધી કે ઇસા (અ) ખુદા યા ખુદાનો છોકરો છે એ અકીદો ખોટો છે અને એઓ બોજા પેગમ્બરો મુજબ ખુદાના એક પેગમ્બરજ હતા અને એઓએ જ્યારે એ બી જોયું કે ઇસલામમાં બી ઈસા ઇબને મરયમનો બીજીવાર આવવાનો વાયદો છે તો તેઓએ ઈસલામ કબુલવામાં કશુંએ નુકશાનકારક ન ધારયું પણ તેઓના મઝહબમાં એ અકીદો હતો જે તેઓના એટલે બની ઇસરાઈલના ઇસા (અ) જ પાછા આવનાર છે પણ ઇસલામમાં એ અકીદો હતો જે ઈસલામીઓમાંથી એક ઇસા ઈબને મરયમ ઝાહેર થનાર છે પણ આ બાબતનો ફેસલો તે વખતે થવા પામ્યો નહી. તે વખતના ઈસલામીઓએ ધારયું જે હાલ એઓ પોતાનો મઝહબ છોડી ઇસલામ કબુલે છે તેજ ગનીમત છે તેથી ઈસલામીઓએ ખ્રીસ્તીઓનો તે અકીદો રદ કરયો નહી જેથી માઠા ભાયગે રફતે રફતે સરવે ઈસલામીઓમાં વંસપરમપરા એજ અકીદો પેવસ થઈ ગયો જે બની ઇસરાઇલનાજ ઇસા (અ) પાછા આસમાન ઉપરથી આવનાર છે જેથી રફતે રફતે સાંબી ઇસલામની ખરાબી થવા લાગી કારણ કે એ તો જેઓ ખ્રીસ્તી હતા તેઓનો મળતો અકીદો થયો જેથી ખ્રીસ્તી પાદરીઓને ફાવતુંજ થયું તેથી તેઓ ખુદ ઈસલામીઓ મારફતે પોતાના ઈસા ઇબને મરયમની ફઝીલત સાબીત કરાવતા જેથી ખ્રીસ્તી મઝહબ રદ થવાની બદલે ઓર તેની તરક્કી થતી ચાલી. લાખો ઈસલામીઓ ઇસાઇ થઇ ગયા. અને તેઓબી પાદરીનો ધંધો લઇ બેઠા અને સાબીત કરતા કે ઇસા (અ) દુન્યાના

સરવે પેગમ્બરો કરતાં ખુદ હઝરત રસુલુલ્લાહ (સ) કરતાં અફ્-ઝલ છે જેમકે તેઓ કેહતા કે જુઓ તમારા મહમદ (સ) ને મકાના ઝાલીમોથી બચવા માટે કુવા જેવા ઉંડા ગારમાં છુપાઈ રહેવું પડયું જ્યારે ઈસા (અ) ને યાહુદી ઝાલીમોથી બચાવા માટે ખુદાતઆલાએ આસમાન પર ઉપાડી લીધા. બીજું તમારા મહમદ (સ) વફાત પામ્યા છે અને મદીનામાં દફન થયા છે જ્યારે ઇસા (અ) આસમાન પર બે હઝાર વરસ થયા આરામ કરે છે વલી આખરી ઝમાનામાં એઓજ પાછા આસમાન ઉપ-રથી આવનાર છે કે જેવી ફઝીલત દુન્યા જ્યારથી શરૂ થઈ ત્યારથી કોઈબી પેગમ્બરને મલી નથી. વલી તમારા કોરાનમાં જણાવ્યું છે કે મુરદા અને જીવતા બરાબર નથી એટલે ઈસા (અ) સીવાય સરવે પેગમ્બરો વફાત પામ્યા છે તેથી એઓ સરવે કરતાં અફ્ઝલ ઠડયા. તેથી જે અફ્ઝલ હોય તેના પર ઈમાન લાવવામાં સલામતી છે એ મુજબ ખુદ ઈસલામીઓ ખો-ટા અકીદામાં ફસેલા હોવાથી એઓ મારફતેજ ઇસલામની પાય-માલી ખ્રીસ્તીઓ કરાવતા. એ અકીદાએ ગંભીર રૂપ છેલ્લી સદીથી પકડયું છે જ્યારથી ખ્રીસ્તીઓ. હીંદુસ્તાનમાં પોતાનો મઝહબ ફેલાવવા શેહરે શેહર અને ગામે ગામ ફરવાનો ધંધો લઈ બેઠા છે અને જે માટે એઓને યુરોપ અમેરીકાથી કરોડો રૂપીઆની મદદ મલે છે પણ દરેક ચીઝની હદ હોય છે તેમ એ બાબતની બી હદ આવી રહી. કેમકે ઇસલામની તેરમી સદી ખતમ થતાંજ અને ચૌદમી સદીની શરૂઆત થતાંજ ખુદાતઆલાના કોરાને શરીફમાં આપેલા વાયદા મુજબ અને હઝરત રસુલુલ્લાહ (સ) ની પેશગોઈ મુજબ કે “ બેશક અલ્લાહતઆલા દર સદીની શરૂઆતમાં એક એવા શખશને આ ઉમતના માટે ઉભો કરશે જે દીનને તાઝો કરશે ” તે મુજબ હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ કાદયાન ખાતે ઝાહેર થયા અને જે કારણ સર ઇસલામની ખરાબી થતી હતી તેના મુળને જડથી નાબુદ કરી નાંખવા મંડયા. તેઓએ ઇસલામીઓને દેખાડયું જે ઇસા

(અ) ની હયાતનો અકીદો ખોટો હતો અને એ કારણથી ઇસ-લામની ખરાબી થાય છે અને ખ્રીસ્તી મઝહબની તરક્કી થાય છે. જયારે કોરાને શરીફની ૩૦ આયતોથી ઇસા (અ) ની વફાત સાબીત થાય છે તે ઝાહેર કરી આપ્યું. તેજ મુજબ ખ્રીસ્તીઓને ઇસા (અ) વીસેના ખોટા અકીદા જે એઓ ખુદા છે, ખુદાના દીકરા છે, કફારા માટે રાઝી ખુશીથી જાન આપ્યો વગેરે બાબ-તોનું પોકલ અનેક રોશન દલીલો સાથે ખોલી બતાવી આપ્યું. ખરી બાત એ હતી જે જ્યારે બની ઇસરાઇલમાં પેશગોઇ કરે-લા ઇસા ઇબને મરયમ ઝાહેર થયા ત્યારે યાહુદીઓએ એઓને ખોટા શખશ સમજ્યા અને કુફરનો ફતવો આપી લોકોને શુમ-સાહ કરવા માટે રોમન સરકારની અદાલતના જજ મી. Pilate મારફતે ફાંસીની સેંટેંસ અપાવી. જે મુજબ એઓને ફાંસી ના માચડા (તે વખતની એવી T સલેબ) પર ખીલા ઠોકી લટકા-વવામાં આવ્યા પણ ખુદાતઆલાએ તેઓને મોત જેવી બેહોશી આપી જેથી લોકો સમજ્યા જે એઓ મરી ગયા પણ હકીકતમાં તેઓ મરી ગયા ન હતા અગર તેઓ મરી ગયા હતે તો બના ઇસરાઇલી શરીઅત પ્રમાણે ખોટા પેગમ્બર ઠરતે પણ તે પછી તેઓ પોતાના હવારીઓના હાથમાં હુશયાર થયા. તેઓને થયલા જખમો શાફ મલમ તૈયાર કરવામાં આવ્યો જે Jesus Oint-ment નામે હમણા સુધી મશહુર છે તે પછી ત્યાં રેહવું સલામત ન ધારી આફ્ગાનીસ્તાનને રસ્તે કાશમીર ગયા કેમકે તે તરફ બની ઇસરાઇલો રેહતા હતા અને ઇસા (અ) ને ખાસ બની ઇસરાઈલોની હીદાયત માટે પેગમ્બર બનાવવામાં આવ્યા હતા તેથી એ રવેસે એઓની તે મુલકો તરફ રેહતા બની ઇસરાઇ-લોને હીદાયત કરવાની ફરઝ બી અદા થઇ ગઇ. એ વખતે એ-ઓની ઉમર ૩૩ બરસની હતી તે પછી લાંબી મુદતે યાને ૧૨૦ વરસની ઉમરે કાશમીરમાં ખાન યાર મોહલામાં વફાત પામ્યા જેની કબર હમણા સુધી નબીની કબર તરીકે મશહુર છે. એ બાબત આસ્તે આસ્તે બની ઇસરાઇલમાં મશહુર થઇ ગઈ

તે ખુદ ખ્રીસ્તી તવારીખ નવેસોની કીતાબોથી સાબીત છે ઉપરાંત હઝરત રસુલુલ્લાહ ( અ ) ની અનેક હદીસોથી સાબીત છે કે એઓને લાંબી લાંબી મુસાફરી કરવી પડી હતી અને એઓ ૧૨૦ વરસની ઉમરે વફાત પામ્યા હતા. ( જુઓ હદીસોની મશહુર કીતાબ કનઝલ આમાલ ) હઝરત મીરઝા સાહેબે એ રવેસે ખ્રીસ્તીઓ ઉપર અનેક સાબેતીઓ સાથે હુજત પુરી કરી આપી. એઓએ જણાવ્યું કે અગર તમારો એ અકીદો કબુલ રાખ્યે કે ઇસા (અ) સલેબ પર મારયા ગયા તો ખુદ તમારી કીતાબમાં જણાવ્યું છે જે ખોટો પેગમ્બર હોય તે ફાંસીને માચડે મારયો જાય અને તે લાનતી મોતે મરે અને તેની રૂહની બુલંદી ન થાય અને તમારા હરીફ યાહુદીઓનો તો એજ અકીદો છે જેને મળતા થઇ તમારે મોહડે તમારા પેગમ્બરની બેઇઝતી કરો છો એ મુજબ ખ્રીસ્તીઓને લાજવાબ કરી નાખ્યો. હવે જો તેઓ એ બાબત કબુલે છે તો સેંકડો વરસોનો કફરાનો મઝહબ રદ થાય છે અને કોમમાં ભારે નામોશી થાય છે ત્યારે જવાબ આપ્યો જે સલેબ પર મારયા ગયા તો શું થયું પણ પાછા જીવતા થઈ આસમાન પર ચાલ્યા ગયા તેનો હઝરત મીરઝા સાહેબે જવાબ આપ્યો જે એક મીનીટ ખાતર બી તમો કબુલશો કે તેઓ સલેબ પર મારયા ગયા તો તેઓ ખોટા પેગમ્બર સાબીત થશે અને તમારીજ કીતાબ મુજબ તેઓ લાનતી મોતે મરેલા ઠડશે. એવી એવી અનેક દલીલોથી ખ્રીસ્તીઓના ખોટા અકીદા રદ કરયા જેથી ખ્રીસ્તીઓના પંજાબ ખાતેના લારડ બીશપ Reverand Cr. Lefroyએ સરક્યુલર બાહેર પાડયું જે કોઇ બી ખ્રીસ્તી મીશીનરીએ મીરઝા સાહેબને માનનારા આહમદીઓ સાથે ઇસાઇ મઝહબ બાબે વાદવીવાદ કરવો નહી. કેમકે જેથી તેઓના ખોટા અકીદાનુ ખોટારૂ ખુલ્લું થઈ જતું હતું. પણ ખ્રીસ્તી મીશીનરીઓને મોટો સધ્યારો એ છે જે હઝરત મીરઝા સાહેબને ઇસલામનો મોટો ભાગ માનતો નથી તેથીજ તેઓને તેઓના મઝહબ બાબે નચીંતાઈ છે અને તેથીજ

તેઓ ફક્ત આહમદીઓ સાથે વાદવીવાદ નથી કરતા પણ બીજા ઈસલામીઓને પોતાના સપાટામાં લેવાની કોશેશો હજી સુધી જારી રાખી છે. પણ શું કોઇ બી ઈસલામીને એ લાયક છે કે જ્યારે એ સાબીત થઈ ગયું કે ઈસા (અ) ની હયાત માનવામાં ખ્રીસ્તી મઝહબની હયાત છે અને ઇસલામની વફાત છે જ્યારે ઇસા (અ) ની વફાત માનવામાં ખ્રીસ્તી મઝહબની વફાત છે અને ઇસલામની હયાત છે છતાં શું ઇસલામીઓ હજી સુધી પોતાના ખોટા અકીદા પર ચીટકી બેસશે જે ઇસા (અ) હયાત છે તેઓ આસમાનપર આરામ કરે છે અને તેઓજ આસમાનથી પાછા ઉતરી આવશે જ્યારે કોરાને શરીફની અનેક આયતોથી સાબીત છે જે ઇસા (અ) વફાત પામ્યા છે, હઝરત રસુલુલ્લાહ (સ) શાક્ષી આપે છે જે મેં તેની રૂહને બીજા પેગમ્બરોની અરવાહ સાથે શબે મેઅરાજના દીને જોઇ એટલુંજ નહી પણ આગલા ઇસા (અ) હરગીઝ બીજીવાર આવનાર નથી તે સુરે માએદાની ૧૧૭ મી આયતથી સાબીત છે જે આપણે વીગતવાર વાંચી આવ્યા છૈએ એટલું જ નથી પણ જેવી રીતે બની ઈસરાયલી શરીઅતમાં જુદા જુદા અકીદાઓને લીધે તેઓમાં અનેક ફીરકા થઈ ગયા અને તેનુ ખરા ખોટાનુ ફેસલો કરવા તે શરીઅતના આખરી ઝમાનામાં હકમ અદલ તરીકે ઈસરાયલી ઇસા ઇબને મરયમ ઝાહેર થયા તેવીજ રીતે ઇસલામી શરીઅતમાં જુદા જુદા અકીદાઓને લીધે અનેક ફીરકા થઈ ગયા તેનો ફેસલો કરવા આખરી ઝમાનામાં હકમ અદલ તરીકે ઈસલામી ઇસા ઇબને મરયમ ઝાહેર થયા એટલુંજ નહી પણ બની ઈસરાઇલના ઇસા ઇબને મરયમનો શરીરનો આકાર જુદો છે અને ઇસલામના ઈસા ઇબને મરયમનો શરીરનો આકાર જુદો છે એટલી હદ સુધી ખુલ્લું બતાવી આપ્યા છતાં જે કોઇ પોતાનાજ આગલા અકીદાઓ ઉપર ચીટકી બેસસે તે યાહુદીઓ મુજબ મગઝુબે અલયહીમ થશે એટલે ખુદાનો ગઝબ પામનારી કોમ માંહેલો ઠડસે.

કદાચ કોઇ એ સવાલ કરે જે સેંકડો વરસોથી જે લોકો ઇસા ઇબને મરયમની હયાત માનતા આવ્યા તથા એઓજ પાછા આવનાર છે એવો અકીદો રાખતા હતા તે શું સરવે તકસીરવાર છે ? તો તેનો જવાબ એ છે જે તેઓ તકસીરવાર નથી કારણ કે એ ભુલ ભરેલો અકાદો જો કે વંસપરમપરાથી ઉતરતો આવ્યો પણ એનુ ગંભીર પરીણામ તેરમી સદીથી શરૂ થયું જેથી ખુદાતઆલાએ ચૌદમી સદીના ઝમાનાના ઇમામને ઇસલામનો ઇસા ઇબને મરયમ ઠેડાવી એની મારફતે ખરો ખુલાસો આશકાર કરાવ્યો જેની સચાઈ કોરાને શરીફની અનેક આયતોથી તથા સહી હદીસોથી સુની શીઆની તફસીરોથી ખ્રીસ્તી કીતાબોથી સાબીત થઇ ગઇ છે તેથી હવે કોઇને બી આગલાજ ખોટા અકીદા પર ચીટકી બેસવાનુ કશું કારણ નથી છતાં જે કોઈ પોતાનાજ આગલા ખોટા અકીદા પર હઠ ધરમીથી ચીટકી બેસશે અને ઇસલામના ઇસા ઈબને મરયમનો ઈનકાર કરશે તે મગઝુબે અલયહીમ ઠડસે જેવી રીતે યાહુદીઓ બની ઈસરાઇલના ઈસા ઈબને મરયમનો ઈનકાર કરી મગઝુબે અલયહીમ થઈ ગયા.

ઈસલામમાં પેવસ થતી બદીઓ દુર કરી ખરો ઈસલામી ફીરકો સ્થાપવા દર સદીની શરૂઆતમાં ખુદા તરફનો ઇમામે ઝમાન ઝાહેર થવાનો વાયદો કોરાને શરીફથી હદીસ શરીફથી તથા ઈસલામી વીદવાનોની કીતાબોથી સાબીત છે અને તે મુજબ આ સદીની શરૂઆતમાં ખુદા તરફના ઇમામે ઝાહેર થઈ જે કામ બજાવ્યું તે ઉપરથી ઈસલામની મઝકુર સત્યતાની હવે આપણી પુરેપુરી બતી ખાત્રી થઇ ગઇ છે.

આ ઝમાનામાં ઈસલામની મુખ્ય ખરાબી ઇસા (અ) ની હયાતના અકીદાએ થતી હતી જેથી આ સદીમાં ઝાહેર થનાર ખુદાના તરફના ઈમામ વીસે હઝરત રસુલુલ્લાહ (સ) એ એ પેશગોઇ કરી હતી જે ઇસા ઇબને મરયમ તમારામાં **તમારામાંથી**

(ઇસલામીઓમાંથી) નાઝીલ થશે અને તે સલેબને તોડશે. એટલે ઇસા (અ) સલેબ પર મારયા ગયા યા નહી તે બાબેના અકીદાના લીધે યાહુદી ખ્રીસ્તી ઇસલામી એ ત્રણ ભારે કોમોની ખરાબા થતી હતી તે બાબેનો ખોટારો તોડશે એજ કારણસર ઇસલામીઓમાંથી ખુદા તરફના ઇમામ તરીકે આ સદીની શરૂઆતમાં ઝાહેર થનારનુ નામ ઈસા ઇબ્ને મરયમ રાખવામાં આવ્યું છે. તે મુજબ હઝરત મીરઝા સાહેબ આ સદીની શરૂઆતમાં ખુદા તરફના ઈમામ તરીકે ઝાહેર થઇ મુકરર કરેલું કામ બજાવી આપ્યું. હવે બીજો કોઇ ઈસા ઈબ્ને મરયમ આસમાનથી ઉતરી આવનાર નથી કેમકે ઇસા ઇબ્ને મરયમ શારૂ જે કામ મુકરર હતું તે ઇસલામી ઇસા ઈબ્ને મરયમે બજાવી આપ્યું. હવે કોઇ બીજા ઇસા ઈબ્ને મરયમની ન આવવાની ઝરૂરતજ રહી કારણ કે તે આવીને જે કામ બજાવવું હતું તે પુરૂ થઇ ચુકું. ત્યારે હવે બીજો કોઈ ઇસા એકબારગી આવે તો કરે બી શું? વલી હઝરત રસુલુલ્લાહ (સ) પોતાની એમાં ઇઝત સમજે છે અને ફરમાવે છે જે મારી ઉમતના આલીમો બની ઇસરાઈલના નબીઓ જેવા છે તે મુજબ હઝરત રસુલુલ્લાહ (સ) ની ઉમતના એક મહાન આલીમે બની ઇસરાઇલના નબી જેવું કામ બજાવી આપ્યું પણ અફસોસ છે તે ઇસલામીઓપર કે જેઓ હઝરત રસુલુલ્લાહ (સ)ની એ ઇઝત ન કબુલતાં આગલાજ બની ઇસરાઈલના વફાત પામેલા નબીને એ કામ બજાવવા માટે આસમાન ઉપરથી ઉતારવા માંગે છે. ઇસલામી ભાઈઓ આ કેવી ખુલ્લી બાબત છે તે પર ગોર કરો અને હક કબુલો. તમારા કહેવાતા આલીમોના ખોટા અકીદાપર તમારી નજાતનો આધાર ન રાખો. હઝરત મીરઝા સાહેબ હક પર છે તે વીસે આલીમોની પુરેપુરી ખાત્રી થઈ ગઇ છે કેમકે સાધારણ સમજ ધરાવનારો બી શખસ આસાનીથી સમજી શકે છે જે કોરાને શરીફના અનેક આયતોથી ઇસા (અ) ની વફાત સાબીત છે. અને એ આલીમોની પોતાની લખેલી તફસીરોમાં

ટાંકેલી હદીસોથી સાબીત કરયું છે જે હઝરત રસુલુલ્લાહ (સ) એ શબે મેઅરાજમાં ઇસા (અ) ની રૂહને બીજા વફાત પામેલા પેગમ્બરોની અરવાહ સાથે જોઇ છે અને આગલા ઇસા (અ) હરગીઝ પાછા આવનાર નથી તે બી તેઓનીજ તફસીરોથી સાબીત છે છતાં કોમને ધોકો આપવો જે ઇસા (અ) વફાત પામ્યા નથી પણ આસમાન પર હયાત બેઠા છે અને તેઓજ આસમાન પરથી પાછા ઉતરી આવનાર છે એ ગોયા છતી આંખે આંધલો બનવું યા બનાવવા સરખું છે. પણ ખરી હકીકત એ છે જે આટલા વરસોથી તેઓ એજ ખોટા અકીદા પર ચીટકી બેઠા હતા અને હઝરત મીરઝા સાહેબને ખોટા સમજી તેઓ પર જુઠા ગુમરાહ કાફર વગેરેનો ફતવો આપ્યો અને તેઓ વીરૂધ મોટા મોટા પણ ખોટા ખોટા રદ લખ્યા હવે મીરઝા સાહેબ હક પર છે તે તેઓ કયે મોહોડે કબુલે? એમ કરવાથી પોતાની કોમમાં પોતાની નામોશી થશે તે ખ્યાલથી તેઓ હક ઝાહેર કરતાં શરમાય છે પણ ઇનસાન ભુલને પાત્ર છે. એ અકીદો વંશપરમપરાથી ઉતરી આવ્યો છે તેથી દરેક ઇનસાનને એ વીસે ઠોકર લાગે તેમાં નવાઇ નથી. પણ જ્યારે હક વાતની સચાઇ સુરજ માફક આશકાર થઈ ગઈ તો તે કયાં સુધી છુપી રાખી શકશો? અજ્ઞાન તથા હઠ ધરમી લોકોજ તેઓને ચીટકી રહેશે પણ સમજદાર ઇસલામીઓ જેઓને પોતાની તથા પોતાના આલ અવલાદની આખેરતનો ખોફ છે તેઓ દુન્યાદારી સંબંધની દરકાર કરયા વગર ઇસલામની એ મહાન સત્યતા કબુલી ખરા ઇસલામી ફીરકામાં શામીલ થઇ ગયા, થાય છે અને થતા રહેશે.

અગર કોઈ એ કહે જે અમારી ખાત્રી થઇ કે બની ઇસરાઇલના ઇસા ઇબને મરયમ વફાત પામ્યા છે અને તેઓ બીજી વાર આવનાર નથી અને હઝરત મીરઝા સાહેબ ઇસલામના ઇસા ઇબને મરયમ તરીકે ઝાહેર થઇ સલીબનો અકીદો તોડયો પણ

એઓની જમાતમાં શામીલ થવાની શી ઝરૂરત ? તો તેનો જવાબ એ છે જે કોરાને શરીફ મુજબ તથા હદીસ શરીફ મુજબ ઈસલામમાં એકજ ફીરકો ખરો છે બાકી સરવે ખોટા અને ખરો ફીરકો તેજ જે ખુદાના વાયદા મુજબ તેના ઝાહેર થતા ઇમામ મારફતે સ્થાપવામાં આવે. તેથી દરેક પર ફરઝ છે કે પોતાનો ખોટો ફીરકો છોડી ખરા ફીરકામાં શામીલ થવું. શુ આખેરતનુ ડર રાખનાર કોઈ બી શખસ આટલી ખાત્રી થયા છતાં હજી બી ખોટા ફીરકામાં રેહવું પસંદ કરશે ? હરગીઝ નહીં. તેથીજ ખુદાતઆલાએ કોરાને શરીફમાં ફરમાવ્યું છે જે " **એ ઈમાનદારો, ખુદાનોજ ખોફ રાખો અને સાચાઓની જમાઅતમાં શામેલ થાઓ** " ( કુરાન પ્રકરણ ૯ આયત ૧૨૦ ) શું ખુદાનો આવો ખુલ્લો ફરમાન છતાં હજી બી તે લોકોનોજ ખોફ કરશો જેઓ સત્યતાને ઇનકાર કરતા રહે છે ! બીજું જુઓ કે જેવી રીતે ખુદાતઆલાએ બની ઇસરાઇલના ઈસા ઈબને મરયમને ફરમાવ્યું કે હું " **જેઓ તને તાબે થશે તેઓને જેઓ તારો ઈનકાર કરશે તેઓ પર કયામત સુધી (ગાલીબ) રાખીશ** ( કુરાન પ્રકરણ ૩×૫૪ )

તેવીજ રીતે ખુદાતઆલાએ ઈસલામના ઇસા ઈબને મરયમને ફરમાવ્યું કે હું " **જેઓ તને તાબે થશે તેઓને જેઓ તારો ઈનકાર કરશે તેઓપર કયામત સુધી ( ગાલીબ ) રાખીશ.** " તે મુજબ હઝરત મીરઝા સાહેબને માનનારો આહમદી ફીરકો ઇસલામના બાકી સરવે ફીરકાપર કયામત સુધી ગાલીબ રેહશે. તેનુ સબબ દેખીતુંજ છે જે આહમદીઓ વીરૂધ બાકીના ૭૨ ઇસલામી ફીરકા પોતાના વડવાઓથી ઉતરી આવેલી ઉલટા સુલટા રીવાયતોના ખોટા અકીદાઓ ઉપર ચીટકી બેઠા છે જ્યારે આહમદી ફીરકો ખુદાતઆલાના કોરાને શરીફના ફરમાનોને દરેક બાબતમાં સૌથી પેહલે સર્વોપરી રાખે છે જેથી તેઓ વીરોધીઓના પોતાનાજ કરેલા તરજુમાથી તથા તફસીરો-

થી તેઓને ખોટા પાડે છે જેના સંખ્યાબંધ દાખલાઓમાં એક દાખલો ઇસા (અ) ની વફાત બાબેનો છે જે કેવી રીતે આહમદીઓ કોરાને શરીફની અનેક આયતોથી ઇસા (અ)ની વફાત સાબીત કરે છે હઝરત રસુલુલ્લાહ (સ) એ તેની રૂહને બીજા વફાત પામેલા પેગમ્બરોની અરવાહ સાથે જોઈ તેની શાક્ષીની શહાદત ( તેઓનીજ કીતાબોથી ) પુરી પાડે છે વળી બની ઇસરાઇલના ઈસા ઇબને મરયમ જુદા છે અને ઇસલામના ઈસા ઇબને મરયમ જુદા છે તે કોરાને શરીફથી હદીસ શરીફથી સાબીત કરે છે છતાં એઓના વીરોધીઓ એજ અકીદાપર ચીટકી બેઠા છે જે ઇસા (અ) વફાત પામ્યા નથી બે હજાર વરસ થયા બાકી શરીર સાથે આસમાન પર હયાત બેઠા છે અને તેઓજ પાછા આસમાન ઉપરથી ઉતરી આવનાર છે. શું જેઓ ખુદાતઆલાના કલામો તથા રસુલુલ્લાહ (સ)ની શાક્ષીની શહાદતની ખુલ્લી સાબેતી જાણ્યા છતાં તેની વીરૂધ અકીદો રાખે તેઓ કદીબી ખરા ઇસલામી કહેવાડવાના લાયક હોઈ શકે ? હરગીઝ નહી. તેથીજ ખુદાતઆલાએ ઇસલામના ઈસા ઇબને મરયમને માનનારા આહમદી ફીરકાને તેઓના વીરોધીઓ ઉપર કયામત સુધી ગાલીબ રાખવાનો વાયદો ફરમાવ્યો છે.

બીજું ઇસલામી આલીમો એ અકીદો ઝાહેર કરે છે જે મસીહ અને મહેદી ઝાહેર થયા પછી દુન્યામાં ફક્ત એક ઇસલામ સીવાય બાકીના સરવે મઝહબો નાબુદ થઇ જવા જોઇએ જ્યારે હજી સુધી બીજા મઝહબો નાબુદ થયા નથી તેથી મીરઝાં સાહેબનો દાવો ખોટો છે. એ બી તેઓનો કેવો ખોટો અકીદો છે તે ઉપલીજ આયતથી સાફ ઝાહેર થઇ જાય છે. ઉપલી આયતમાં ખુદાતઆલા સાફ ફરમાવે છે જે ઇસા (અ) ના માનનારાઓને એટલે ઈસાઇઓને તે કયામત સુધી તેઓના ઈનકાર કરનારાઓ એટલે યાહુદીઓ ઉપર ગાલીબ કરશે. અને તે મુજબ ઈસાઇઓ યાહુદીઓ ઉપર ગાલીબ રહ્યા અને કયામત સુધી ગાલીબ રહેશે ત્યારે સાબીત થયું કે

કયામત સુધી એ બેઉ મોટા મઝહબોમાં મતભેદ ચાલુજ રહેશે અને કયામત સુધી તેઓ નાબુદ થનાર નથીજ. ઈસલામી ભાઇઓ જરા તો ગોર કરો કે હાલના ઝમાનાના આ કહેવાતા આલીમોમાં ખોદાતઆલાના કલામોની વીરૂધના કેવા કેવા ખોટા અકીદાઓ ભરેલા છે તેથીજ તેઓ ખુદાતઆલાના કલામની તલવારથી આહમદીઓ મારફતે કપાઇને કેવા કટકા થઈ જાય છે.

એજ તો હઝરત મીરઝા સાહેબનો જેહાદ છે. ઇસલામને પોતાની સચાઇ આશકાર કરવા તલવારથી કતલ ચલાવવાની કદી ઝરૂર પડીજ નથી. જ્યારે ઇસલામીઓનો જેહાદ વીસે એવો ત્રાસદાયક અકીદો છે જે ખુદાની પનાહ ! તેઓનો એ અકીદો છે જે એક મેહદી ઝાહેર થશે જે ગેરઇસલામીઓની સઘલી કોમોને ઈસલામ કબુલવાની ફરઝ પાડશે. અને જેઓ ઇનકાર કરશે તેઓ સરવેની ગરદનો તલવારથી ઉડાડી નાંખશે. એટલુંજ નહી પણ તે ખુની મહેદી ઈસલામના ૭૩ ફીરકામાંથી જે પોતાના એક ફીરકામાંથી ઝાહેર થશે તે ફીરકાને છોડી બાકી આખી ઈસલામી આલમને કતલ કરી નાખશે. એ કેવી ત્રાસદાયક અને કોરાને શરીફથી સદંતર વીરૂધની તઅલીમ આ ઝમાનાના કહેવાતા આલીમો પોતાની કોમને આપે છે જ્યારે ખુદાતઆલા કોરાને શરીફમાં ખુલ્લું ફરમાવે છે જે લા ઈકરાહ ફીદીન એટલે મઝહબમાં કંઈ જબર છેજ નહી. કેમકે ખુદાતઆલાએ દરેક કોમમાં પોતાનો પેગમ્બર તેઓની પોતાની ભાષામાં ઝાહેર કરી ઈનસાન ઉપરની પોતાની ફરઝ ચેતવી આપી છે કે ખુદાતઆલાએ તેને પોતાની ઈબાદત શારૂ પેદા કરયો છે અને તેની ઝાત સીફાત તથા ઇબાદતમાં કોઇને બી શરીક કરવાની સખત મનાઈ કરી છે. નહીકા તે આખેરતમાં સખત દુઃખદાયક અઝાબને પાત્ર થશે. છતાં દરેક કોમ પોતાના પેગમ્બરની એ અસલ તઅલીમને ભુલી જઈ તરેહવાર સુશરીકાના રસમોના ફીરકાઓમાં ગીરફતાર થઈ ગઇ. તેથી ખુદાતઆલાએ તે સરવે ફીરકાઓ રદ કરી આખી

દુન્યાની તમામ કોમો માટે ઇસલામ મઝહબ સ્થાપ્યો. પણ રફ્તે રફ્તે ઈસલામીઓ બી અસલ ઈસલામી તઅલીમ ભુલી જઈ મુશરીકોના રસમોના ફીરકાઓમાં ગીરફ્તાર થઈ ગયા. જેથી જેવી રીતે એક ગેરઇસલામીને પોતાનો ખોટો મઝહબ છોડી ખરો ઇસલામ મઝહબ એખત્યાર કરવાની અઝમાઇશમાંથી પસાર થવું છે તેવીજ રીતે એક ઇસલામીને પોતાનો ખોટો ફીરકો છોડી ખરો ઇસલામી ફીરકો એખત્યાર કરવાની અઝમાઈશમાં પસાર થવું છે. જે શખસ આ દુન્યામાં ખુદાતઆલાના આ કાયદાને તાબે થવા પોતાને ખમવી પડતી મુશકેલીઓ બરદાશત કરશે તેને આખેરતની મીનોઈ જહાનમાં સરસમાં સરસ દરજ્જા મલશે પણ જે શખસ આ દુન્યામાં ખુદાના આ કાયદાને તાબે થવાની બદલે પોતાનાજ ખોટા મઝહબ યા ખોટા ફીરકામાં પોતાની ઝીંદગી ખતમ કરશે તો તેને આખેરતમાં દુખદાયક અઝાબનું ભોગ થવું પડશે. દરેક શખસને આ દુન્યામાં આ અઝમાઇશમાંથી પસાર થવું છે તેથીજ ખુદાતઆલાએ આ દુન્યામાં મઝહબ બાબે જબરદસ્તી કરવાની સખત મનાઈ ફરમાવી છે. આગલા ઝમાનામાં હઝરત મહમદ (સ) ને તથા તેઓને માનનારાઓને જેહાદ કરવું પડયું હતું તે ઇસલામના ફેલાવા શારૂ નહી પણ પોતાના બચાવ શારૂ હતું. એઓએ ૧૩ વરસ સુધી મકાના ઝાલીમો તરફનુ દુ:ખ ખમ્યું આખરે ત્યાંથી નીકળી મદીને ગયા ત્યાં બી તે ઝાલીમો પુઠે લાગ્યા ત્યારેજ ખુદાતઆલાએ તેઓને પોતાના બચાવ શારૂ લડવા ફરમાવ્યું જેમ કે ખુદાતઆલા ફરમાવે છે જે "અને ખુદાની રાહે લડો જેઓ તમારી સાંબે લડવા આવે પણ હદ બાહેર ન જાઓ બેશક ખુદા હદ બાહેર જનારાઓને ચાહતો નથી" (કુરાન પ્રકરણ ૨ આયત ૧૯૬)

જુઓ ખુદાતઆલાએ કેવી શરતો સાથે જેહાદ કરવાનો હુકમ આપ્યો છે પેહલું તો તમારી સાંબે કોઇ લડવા આવે તોજ લડવું બીજું લડવામાં હદ બાહેર જવું નહી ત્રીજું એ હદથી

જે કોઈ બાહર જશે તે ખુદાતઆલાની પસંદગી પામશે નહી. જુઓ ખુદાતઆલાની કેવી ઉમદા તઅલીમ છે. જ્યારે ઈસલામના વીરોધીઓ ઈસલામને બદનામ કરે છે જે રસુલુલ્લાહ (સ) એ ઈસલામ તલવારથી ફેલાવ્યો છે. જેહાદનો અકીદો કેવો ખોટો છે તે વીસે વધુ ખાત્રી કરવી હોય તો આ ઝમાનાના ઈમામના દાવા તથા તઅલીમના The Claims & Teachings Ahmad નામની કીતાબ વાંચો જેમાં જેહાદના અકીદાનું પોકલપણું કેવી ખુલ્લી રીતે ઝાહેર કરી આપ્યું છે તે સાફ જણાઈ આવશે. જ્યારે અજ્ઞાન મોલવીઓ જેહાદની તરફેણમાં સાંબો ટેકો આપવામાં પોતાની બાહદુરી સમજે છે. અને હજી ઓછું હોય તેમ દુન્યાને ઝાહેર કરે છે જે એક ખુનખાર ઝનુની મેહદી હવે પછી ઝાહેર થનાર છે જે પોતાના એક ફીરકાને છોડી આખી દુન્યાની કોમોને કતલ કરી નાખનાર છે અને જ્યારે હઝરત મીરઝા સાહેબ તેઓના એવા ખોટા અકીદાઓ કોરાને શરીફથી રદ કરવા બાહેર પડયા તો બસો આલીમો ભેગા થઈને તેઓ પર કુફરનો ફતવો ઠોકી આપ્યો. ગરીબ બીચારી ઈસલામી ઉમત કેવા આડે મારગે દોરવનારા આલીમોને પનારે પડી છે. અગર આગલા ઝમાનામાં હાલની જેમ મઝહબી છુટ આપનાર સરકારી કાયદા કાનુન હતે તો તે વખતે તેઓ પર બી ઝુલમ ન થતે પણ તેવું ન હોવાથી તેઓ પર તલવારના હુમલા થવાથીજ તેઓને પોતાના બચાવ શારૂ તલવાર કાહડવી પડી બાકી લોકો ઇસલામ કબુલે યા નહી તેથી ખુદાને જરાએ લાભ યા નુકસાન નથી જે કોઈ ઇસલામ કબુલશે તે પોતાનાજ જાન પર એહસાન કરશે જેમકે ખુદા ફરમાવે છે “ તેઓ તારા પર એહસાન દેખાડે કે તેઓએ ઇસ્લામ કબુલ્યું છે (તો તેઓને ) કહે તમો ઈસલામ કબુલ્યાથી મારા પર કશો એહસાન નથી બલકે ખુદા તમારા પર એહસાન કરે છે જે તમને ઇમાનની હીદાયત આપી ” (કુરાન પ્રકરણ ૪૯

આયત ૧૭ ) વલી ખુદા ફરમાવે છે " અને જેઓને (મઝહબી) કીતાબો આપવામાં આવી છે તેઓને તથા વગર ભણેલા ઓને પુછ " શું તમો ઈસલામ કબુલ કરો છો ? " ત્યારે અગર તેઓ ઇસલામ કબુલ કરે તો તેઓ હીદાયત પામ્યા છે પણ અગર તેઓ ફરી જાય તો તારા પર ફકત ચેતવણી આપવાનીજ (ફરઝ) છે અને ખુદા તેના બંદાઓને જોનાર છે " ( કુરાન પ્રકરણ ૩×૧૯ )

એવી એવી એક બે નહીં પણ પચાસ આયતોથી મેં મારી Extracts from Holy Quran and Authentic Traditions ના The Islamic Preachings ના પ્રકરણ હેઠળ સાબીત કરયું છે જે ઇસલામ મઝહબની સ્થાપના જેહાદથી નહી પણ તેની વીરૂધ ઘણીજ નરમ અને સુલેહ ભરેલી રીતીથી થઈ છે. એ મુજબ જ્યારે આગલા જાહેલ્યતના ઝમાનામાં ઇસલામ ફેલાવવા જેહાદ કરવો ન પડયો ત્યારે શું હાલના બોહળો ફેલાવો પામેલા ઈલમના ઝમાનામાં જેહાદ કરવાની ઝરૂર છે ? શું ઇસલામ પાસે પોતાની સચાઈ સાબેત કરવાની તથા દીલપર અસર કરે એવી અનેક દલીલો નથી જે લોકોને મુસલમાન બનાવવા તેઓના બદન પર તલવારના હુમલા કરવાની ઝરૂર પડે ? અફસોસ ઓ આલીમો શું તમો અજ્ઞાન છો યા ખુદાથી બેખોફ છો કે તેના કલામોની સદંતર વીરૂધ તઅલીમ આ ઝમાનાની નીરદોષ કોમને આપો છો કે જેથી તેઓની તથા તેઓના કુટુંબોની તથા તેઓની આલ અવલાદની ખરાબી કરી આખેરતના અઝાબનો ભોગ બનાવો છો ? જ્યારે તે જાહેલ્યતના ઝમાનામાં કશા સરકારી કાયદા કાનુન ન હતા છતાં ઈસલામ ફેલાવા થાફ જેહાદ ન કરવો પડયો ત્યારે હમણા કેવી આદીલ અને અપક્ષપાત બ્રીટીશ સરકારની હકુમત હેઠલ આપણે આરામ ભોગવ્યે છીએ કે જે સરકાર પોતાની દરેક પચરંગી પ્રજાને પોતાના મઝહબી કામો છુટથી કરવા રજા આપે છે એટલુંજ નહી પણ તેવે વખતે

તેઓનો દરેક રીતનો રક્ષણ કરી આપવાનો બંદોબસ્ત કરે છે કે જેથી કોઇ ગેર કોમ તેઓ ઉપર હુમલો ન કરે. એટલુંજ નહી પણ તે કોઇબી કોમને એક બીજાના મઝહબો ઉપર પોતાના અકીદા મુજબમાં ટીકા કરવાના હકમા અટકાવ નાખતી નથી. જુઓ જેવી રીતે ખ્રીસ્તીઓ ઇસલામ વીરૂધ કીતાબો પ્રગટ કરી તથા વાએઝો કરી હુમલા કરે છે તેવીજ રીતે ઇસલામીઓ બી ખ્રીસ્તીઓ વીરૂધ કે જેઓ રાજ કરતી કોમ હોવા છતાં અને આપણે તેઓને તાબે થયલી પ્રજા હોવા છતાં સખત ટીકા કરયે છીએ છતાં એ ભલી અને અપક્ષપાત સરકાર કોઇબી પક્ષ તરફ પક્ષપાતી નઝર રાખતી નથી. એ શું ખુદાતઆલાનો જેવો તેવો અહેસાન છે કે તેણે આવી આદીલ સરકાર હેઠળ આપણુને મુક્યા છે છતાં શું આપણે તેના બદલામાં તેઓની કોમ સામે યા તેઓની પ્રજા સામે જેહાદ કરયે ? જ્યારે ખુદાતઆલાનો ખુલ્લો ફરમાન છે કે મઝહબમાં કોઇ ઝબરદસ્તી જોઇએજ નહી. અસલ વાત એ છે કે જેહાદ કાંઇ તલવારથીજ નથી થતી. પણ તે હાથથી ઝબાનથી અને દીલથી પણ થાય છે. આ ઝમાનામાં ઇસલામ વીરૂધ ખીસ્તી આરયા વગેરે કોમો તરફથી કલમથી અસંખ્ય કીતાબો મારફતે જેહાદ થાય છે તો આપણુને બી તેઓ વીરૂધ એવાજ હથ્યારથી (કલમથી) જેહાદ કરવી જોઇએ. આગલા ઝમાનામાં તલવારથી હુમલા થતા હતા ત્યારે ઇસલામને તલવારથી પોતાના બચાવ અરથે જેહાદ કરવો પડતો હતો. હાલ ઝમાનો બદલાયો છે તો જેવો હુમલો આપણા પર થાય તેવોજ જવાબ આપણુને બી આપવો જોઇએ કેમકે ખુદાતઆલાએ સાફ ચેતાવી આપ્યું છે હદ બાહાર ન જવું ત્યારે જેઓ આપણી સાબે કલમથી જેહાદ કરે તેઓની સાંબે શું આપણે તલવારથી જેહાદ કરી હદ બાહેર જઇએ ? મેં મારી આ કીતાબની આગલી આવૃતિઓમાં જેહાદ વીરૂધ એવાજ દાખલા દલીલો આપ્યા હતા તો તે શીઆ ઇસના અશરી ખોજાના આલીમ હાજી ગુલામઅલી સાહેબને પડવડયા નહી કેમકે તેઓને તો બખતર પહેરી તલવારનો જેહાદ જોઇએ

છે કે જે અવારનવાર પોતાના રાહે નજાત ચોપાન્યામાં મોટા મોટા અક્ષરે છાપી પોતાની નીરદોષ કોમમાં કોરાને શરીફ વી-રૂધના સદંતર ખોટા ખ્યાલો ભરાવે છે અને હજી સુધી પોતાના તેજ ખોટા અકીદાપર ચોંટકી બેસી તેઓના ઇમાનની ખરાબી કરતા રહે છે. જેહાદ વીસેના એઓના વીચારો કેવા છે તે કો-ઇને જાણવા હોય તો માહ મોહરમ ૧૩૩૧ નો એઓનો મા-સીક ચોપાન્યો રાહે નજાત જોશો તો ૬૧ મે પાને બહુ મોટા અક્ષરોએ નીચલો લખાણુ નજર આવશે.

હ૦ મહેદી અ૦ નુ ઝોહુર.
દીન ! દીન !! દીન !!!
ચાલો ! ચાલો !! દોડો !! દોડો !!!
જલદી કરો તલવાર અને ઢાલ લઈ લીયો !
બકતર પેહરી બાલ બચ્ચાંઓને વીદા કરી દયો !!
જહાદ કરવા તૈયાર થાઓ માથું કપાવી
શહાદતનો મરતબો મેલવો.

દાનેશમંદ વાંચનારાઓ જુઓ તો ખરા એ કેવી ત્રાસદા-યક તઅલીમ ઇસલામના એ કહેવાતા આલીમ પોતાની કોમને આજ કેટલાક વરસો થયા આપતા આવ્યા છે. એવો અકીદો ઇસલામના પાક મઝહબને અને તેના પાક પેગમ્બરને નામોશી લગાડનારો છે ( નઉઝબીલ્લાહ ) એ તો આપણા વીરોધીઓ જેઓ ઇસલામના દુશમનો છે તેઓનુ કહેવું છે જે ઇસલામના પેગ-મ્બરે આગલા ઝમાનામાં તલવારથી ઇસલામ ફેલાવ્યો છે જેને આ ઝમાનાના કહેવાતા આલીમો ગોયા ટેકો આપી જણાવે છે જે આગળ તો ઇસલામ બેશક જેહાદથીજ ફેલાયુ પણ હવે પછી બી એક મહાન જેહાદ કરનાર મહેદી મારફતે ઇસલામ જેહાદ-થીજ દુન્યામાં ફેલાશે. એ ઇસલામ પર અને તેના પાક પેગ-મ્બર (સ) પર હડહડતું બોહતાન છે જે માટે એવા આલીમો જેઓ ઇસલામના દુશમનોના જેવો ભાગ બજાવે છે તેઓને કયામતના

દીને ખુદાતઆલાને જવાબ દેવો પડશે. વધારે અફસોસ તો એ લોકો માટે ઉપજે છે કે જેઓ ઇસલામ ઉપર એવા કલંક લગાડનારા આલીમોને પોતાના ખરા રાહનુમા સમજી તેઓપર ભરોસો રાખી બેઠા છે અને પોતાની આખેરતનો ખરાબો કરે છે. યા ઈલાહી યા રહેમાનો રહીમ તું તારા નેક બંદાઓ જેઓ અંજાણપણે એવા ખોટા ફીરકાઓમાં ફસાયલા હોય તેઓને તેમાંથી બાહેર નીકલવાની નેક તવફીક બક્ષ, આમીન.

તે પછી મઝકુર શીઆ આલીમ હાજી ગુલામઅલી સાહેબ ખરા મહેદીની નીશાનીઓ જણાવે છે જે:—

"ખરા મહેદી જાહેર થશે ત્યારે હ. ઇસા અ. પણ **આસમાનથી નીચે ઉતરશે,** એ બંને સાહેબોની પેહલે દજ્જાલ જાહેર થશે, અને તે ખુદાઇ દાવો કરીને લોકોને ગુમરાહ કરશે, અને જંનત તથા જહનમ બતાવશે, તે વખતે એ બંને બુઝરગવારો તે નાપાકને કતલ કરી નાખશે" જુઓ જેવી રીતે આગલા ઝમાનામાં યાહુદીઓ કહેતા હતા જે ખરા ઈસા (અ) ઝાહેર થશે તે પેહલાં ઈલીઆસ (અ) આસમાનથી નીચે ઉતરી આવશે અને હજી સુધી તેઓ વાટ જોયાજ કરે છે! તેવી જ રીતે ઇસલામીઓમાં જે તેઓ જેવા ઝીદી હોય તે ભલે ઈસા (અ) ની આસમાનથી ઉતરવાની વાટ જોતાજ બેસે! અને જેહાદનો બી અકીદો કેવો ખોટો છે તે સરવે કોરાને શરીફથી સાબીત કરી આપ્યું છે. અસલ વાત તો એ છે જેવી રીતે બની ઇસરાઇલના ઇસા ઇબને મરયમને તલવારનો જેહાદ ન કરવો પડયો તેવીજ રીતે ઇસલામના ઇસા ઇબને મરયમને બી તલવારનો જેહાદ ન કરવો પડશે તે વીશે હઝરત રસુલુલ્લાહ (સ) ની સહી બુખારી પાને ૪૯૦ માં ખુલી હદીસ છે કે તે જંગ કાહડી નાખશે. હવે એવા ખુલ્લા ફરમાનની નાફરમાની કરી જે બખતર પેહરી તલવારનો જેહાદ કરવાની તઅલીમ આપશે અને જે

એવી ખોટી તઅલીમ આપનારની પેરવી કરશે તે ખુદાતઆલાને કયામતના દીને જવાબ આપવા તૈયાર થઇ રહે. એ મુજબ હાલના ઝમાનાના કેહવાતા આલીમો એક તરફ આવાં ખોટી તઅલીમ આપે છે ત્યારે બીજી તરફ તેનાથી ઉંધો એ તઅલીમ આપે છે કે તે મેહદાને જે માનશે તેને તે એટલો ખઝાનો આપશે કે લોકો તે ઉપાડતાં ઉપાડતાં થાકી જશે. જરા વિચાર કરો કે જ્યારે તે શખસ તેને માનનારાઓને આવો અખુટ ખઝાનો આપતા રહેશે તો એવો તે કોણ બેવકુફ હશે જે તેને મેહદા તરીકે ન કબુલી અખુટ ખઝાનો બી છોડી આપે અને તેની સાથે લડીને પોતાનો જાન બી ખોહી બેસે ? એની ખરી મતલબ એ છે કે તે ખઝાનો દુન્યાદારી ખઝાનો નથી પણ રૂહાની ઇલમનો ખઝાનો છે કે જે હાલના ઝમાનોના ઇસલામીઓ ખોહી બેઠા છે અને તેઓને એવાજ રૂહાની ખઝાનાની ઝરૂર છે જે આ ઝમાનામાં ઇસલામના મસીહ અને મેહદી હઝરત આહમદ ( અ ) કોરાને શરીફથી તથા સહી હદીસોથી આખી ઇસલામી આલમ આગળ રજુ કરે છે જેને ગમે તે તે રૂહાની ખઝાનો પોતાથી બને તેટલો ઉપાડે તે ઉપાડતાં થાકી જશે પણ તે રૂહાની ખઝાનો ન ખુટશે. પણ લોકોને તો દુન્યાદારી ખઝાનો જોઇએ છે કે જેવી રીતે યાહુદીઓને ઇસા ( અ ) પાસેથી દુન્યાદારી સલતનત જોઇતી હતી. તેઓએ ઘણું સમજાવ્યું કે ખુદાનો પ્રતિનિધી દુન્યાદારી સલતનત નથી લાવતો તે આપે કયાંથી પણ તેઓએ તેને ખોટી તાવીલ કરનારો માની ઇનકાર કરયો અને મગઝુબે અલયહીમ બન્યા. આબાદ તે યાહુદીઓને પગલે ઇસલામીઓ બી ચાલીને પોતાને મગઝુબે અલયહીમ બનાવે છે જો કે પોતે તે માટે દરરોઝ પાંચે વખતની નમાઝમાં એ દુઆ માંગે છે " ઓ ખુદા અમને મગઝુબે અલયહીમનો રસ્તો ન દેખાડ " છતાં તેજ ખોટો રસ્તો એખત્યાર કરે છે. આગલા લોકોએ જે ભુલ કીધી તે આપણે જાણી ચુકા છૈએ તે પરથી આપણી ફરઝ છે કે તેવીજ ભુલ આપણે ન કરયે છતાં જેઓ આગલાઓ જેવીજ ઝીદ પકડી બેસશે તે પોતાનોજ ખરાબો કરશે. યા ઇલાહી તું

આ ગફલતમાં પડેલી કોમને જાગૃત કર એઓ પર રહેમ કર અને તારો ખરો હક મઝહબ સમજવાની નેક તવફીક બક્ષ. આમીન.

ઈસલામી આલીમોના જેહાદ વીસેના ખોટા અકીદાથી કાંઈ થોડી ખરાબી થતી નથી. સરહદ તરફ અવારનવાર મેહદીને નામે ખોટા શખસો ઝાહેર થઇ લુટફાટ કરતાજ રહે છે. જાણે જે મેહદી તરિકે ઝાહેર થયો તે સરવે પર તલવારનો હુમલો કરવા તથા લુટવાનો હક ધરાવે છે એવી ગોયા ઈસલામી તઅ- લીમ છે અને તેને મુસલમાનો મદદ કરવા બંધાયલા છે. અને જે કોઇ જેહાદ વીરૂધ અકીદો રાખે તે ઇસલામનો દુશમન છે માટે તે વાજીબુલ કતલ છે. તુરક અને અફગાનીસ્તાનની ઇસલામી કહેવાતી રીયાસ્તો બી એવા ખોટા અકીદાથી બા- કાત નથી.

જેનો એક દાખલો એ છે જે કાબુલમાં શાહઝાદા અબદુલ લતીફ નામે એક ઓહદેદાર જાગીરોનો માલેક જે આગલા અમીર હબીબુલ્લાખાનની દરબારમાં એક ઘણાજ બાહોશ અને પરહેઝગાર આલીમ તરીકે મશહુર હતા. જેઓના પોતાના ૫૦૦૦૦ મુરીદો હતા ત્યાની દરબારમાં ઉલમાઓમાં તેઓનો એટલો માન હતો કે અમીર હબીબુલ્લાખાનની તાજપોશી બી તેઓના હાથે કરાવી હતી. એઓને હઝરત મીરઝા સાહેબના મસીહ અને મહેદી બાબેના દાવાની ખબર પોહતી જેથી એઓએ હઝરત મીરઝા સાહેબની કેટલીક કીતાબો મંગાવી વાંચી જોઇ અને તેઓના દાવાની સચા- ઈની ખાત્રી થઈ જવાથી તેઓ તરત કાબુલથી નીકળી કાદયાન આવી પોહતા હઝરત મીરઝા સાહેબની મુલાકાત લીધી. અને કેટ લાક દીવસ ત્યાં રહ્યા તે દરમ્યાન એઓને બી હઝરત મીરઝા સા- હેબના દાવાની સચાઈ વીસે ખુદાતઆલા તરફથી વહી અને ઇલ- હામ થવા લાગા જેથી એઓએ તેઓના સરવે દાવા કબુલી બઇ- અતમાં દાખલ થઇ કાબુલ રવાના થયા. જ્યાં કાબુલના ઉલમા-

ઓને ખબર પડી ગઇ કે એઓએ એવા મહેદીને કબુલ્યો છે કે જે તલવારની જેહાદનો અકીદો ખોટો ઠેડવે છે તેથી તેઓએ એ બાબે અમીરને ચેતાવ્યું તેઓ બી ઘણા ખફા થયા. કારણ કે એઓ તથા એઓની પીતા બી તલવારના જેહાદ મારફતેજ ઈસ-લામનો ફેલાવો થશે એવા અકીદા પ્રગટ કરતા રહેતા હતા. તેઓ આજ્ઞાનપણે યા રાજદુવારી મતલબ અર્થે એમ કરતા હતા તે ખુદા જાણે ખેર તેથી અમીરે શાહઝાદા અબદુલ લતી-ફને સમજાવ્યું કે ગમે તો તમારો અકીદો તમારા મનમાં રાખો પણ ઝાહેરમાં એઓની બઇઅત તોડી નાખો. પણ તેઓએ એ-વી મુનાફેકના તકઇઆ જેવી રીત માનવા સાફ ના પાડી જેથી અમીર સાહેબની સખત ખફગી ઉતરી અને તેઓએ એઓને ગલામાં તથા પગમાં ભારે વઝનની સાંકલો પેહરાવી કેદમાં રાખ-વાનો હુકમ કરયો એટલુંજ નહીં પણ એઓના કુટુંબને બી કેદ કરવા અને એઓની સરવે જાગીરો જપ્ત કરવાનો હુકમ ફરમાવ્યો. ચાર માસ સુધી એવી રીતે કેદ રાખવા છતાં બીજી તરફથી મોટી મોટી આશાઓ આપવા છતાં એઓ બઈઅત તોડી નાખવાની ના પાડતાજ રહેવાથી ત્યાંના આલીમોએ ભેગા થઇ વાજીબુલ કતલનો ફતવો આપ્યો જેને અમીરે બાહાલ રાખ્યો બલકે એવી રીતે એઓનો જાન લેવાનો હુકમ કરયો કે એઓના નાકમાં છીંદ્ર કરી તેમાં દોરડી પુરાવી મેદાનમાં ખેંચી લઇ જઈ ત્યાં એક ખાડો ખોદી તેમાં એઓને અરધો ઉતારવો તથા શરી-રના ઉપરના અરધા ભાગ ઉપર પથરા મારી સંગસાર કરવો અને તે મુજબ એ ઘાતકી સઝા તા ૧૪ મી જુલાઇ ૧૯૦૩ ના દીને અમલમાં મેલવામાં આવી. પેહલો પથરો ત્યાંના કાઝી તરફથી મારવામાં આવ્યો બીજો પથરો અમીર તરફથી તે પછી બીજા-ઓ તરફથી એવી કમકમાટ રીતે તેઓને શહીદ કરી નાખ-વામાં આવ્યા. એ બીના આખા અફગાનીસ્તાનમાં મશહુર છે ઉપરાંત હીંદુસ્તાનના ઘણા અખબારોમાં એ બીના પ્રગટ થઇ હતી.

આ બાબતની અગાઉ અમીર અબદુલ રહેમાનના અમલ-માં બી એક આહમદી નામે અબદુલ રહેમાનને તલવારના જે-હાદ વિરૂધનો અકીદો રાખવા માટે કતલ કરવામાં આવ્યો હતો. પણ છેલ્લી ઘાતકી વરતણુકના લીધે અફગાનીસ્તાનની પ્રજામાં ભારે ચરચા થઈ રહી કે હઝરત મીરઝા સાહિબની એવી તે કે-વી અસરકારક તઅલીમ હશે કે જેથી તેઓને માનનારાઓ તે ઓની બઈઅત તોડી નાખવાની બદલે પોતાના માલ મીલકતની યા કુટુંબ કબીલાની દરકાર કરયા વગર ખુશીથી પોતાનો જાન આપવા તૈયાર થઈ જાય છે જેથી ત્યાંની પ્રજાએ ખાનગી રીતે હઝરત મીરઝા સાહેબની કીતાબો મંગાવવા માંડી અને જ્યારે તેઓની ખાત્રી થઈ ગઇ કે હઝરત મીરઝા સાહેબની તઅલીમ આબાદ ખુદાતઆલા તથા હઝરત રસુલુલ્લાહ (સ.) ના ફરમાનો મુજબનીજ છે તો તેઓ બી પોતાનો વતન છોડી કાદયાન ખાતે તથા બ્રિટીશ હકુમતના બીજા મુલકોમાં પોતાનો વસ-વાટ કરયો.

જુઓ આ ઈસલામના કહેવાતા આલીમોની તઅલીમના પ્ર-તાપ ! કે જેથી આ સુધરેલા ઝમાનામાં કોઇ શખસ મઝહબ બાબે પોતાનો સ્વતંત્ર અકીદો રાખે તો તેના પર એક ઇસલામી કહેવાતી સલતનત તરફથી કેવો ઝુલમ ગુઝારવામાં આવે છે. જ્યારે બ્રિટીશ સરકાર એક ગેરઈસલામી સલતનત હોવા છતાં અને આપણે એક જીતાયલી પ્રજા હોવા છતાં તેઓના મઝહબ વીરૂધ ગમે તેવા ટીકા કરયે છીએ છતાં તેઓની રાજ્યનીતિ કેવી અપક્ષપાત તથા ઉદાર દીલની છે ! ખુદા એવી આદીલ સરકાર ઉપર પોતાનો ઘણો ફઝલ નાઝીલ કરે અને દરેક રીતે એની બોલબાલા કરે. જે ઇન-સાન એવી આદીલ સરકારની કદર ન કરશે અને જેહાદનો ફી-તુરી અકીદો રાખશે કે જે ખુદાતઆલાના તથા તેના મહાન પેગમ્બર (સ) ના ખુલ્લાં ફરમાનોની વિરૂધ છે તો તે ખુદાની નઝ-રમાં સખત ગુનેહગાર ઠરશે.

હઝરત મીરઝા સાહેબ ઈસલામના જેમ મસીહ ઇબને મરયમ છે તેમ મહેદી બી છે. મસીહ અને મહેદી એ એકજ ધણીં માટે મુકરર થયલા બે ખીતાબો છે. ઈસા (અ) ને લગતા ખોટા અકીદાઓ તોડવા સારૂ મસીહનો ખેતાબ છે અને ઇસલામીઓના ખોટા અકીદાઓ દુર કરવા મેહદીનો ખેતાબ છે. જ્યારે ઈસલામીઓ બે જુદા શખસ ધારે છે. એક વિષે તો આસમાન પરથી આવશે એ અકીદો છે બીજા વિષે દરેક ફીરકામાં મતફેર છે. એકલા શીઆ ફીરકામાં જુદી જુદી કીસમના મતભેદ છે જે વિશે શીઆઓના આલીમ હાજી ગુલામઅલી સાહેબ પોતના રાહે નજાત ચોપાન્યા ( શવ્વાલ ૧૩૩૦ ) માં જણાવે છે "ઇસલામીઓમાં હ. મહેદી અ. જાહેર થવામાં મતભેદ નથી પણ તેઓ વિશે જે આપસમાં મતભેદ છે તે ત્રણ પ્રકારનો છે (૧) આપના નસબમાં કે કયા ખાનદાનથી થશે (૨) કેની ઓલાદમાંથી છે, (૩) તે કોણ અને કયા શખસ છે, જેમકે કેટલાંકનો મત છે કે તેઓ હ. અબ્બાસ ઇબને અબદુલ મુત્તાલીબની અવલાદમાંથી છે. કેટલાકનું માનવું છે કે હ. અલીના ફરઝંદ જનાબે મોહમ્મદ હનફીય્યહ પોતેજ જાહેર થશે અને તેજ મહેદી છે, કેટલાક કહે છે હ. ઇમામે હસન અ. ની અવલાદમાંથી છે, કેટલાંકનો મત ઈમામે હુસેન (અ) ની અવલાદમાંથી છે, કેટલાક હ. ઇમામે જઅફરે સાદેક અ. નેજ હ મેહદી ઠડાવે છે અને કહે છે તેઓ જાહેર થશે, અને કહે છે કે આપ વફાત થયા નથી ગયબ થઇ ગયા છે, કેટલાક હ. મુસા કાઝીમ અ. વિશે એ મુજબ કહે છે, તેમજ કેટલાક હ. મોહમદ તકી ( અ ) ને, કેટલાંક હ. હસને અસકરી અ. ને હ. મહેદી જાણે છે" એ. મુજબ એક શીઆ ફીરકામાં એટલો એખતેલાફ છે ત્યારે સુનત જમાઅતના ૭૨ ફીરકાઓમાં કેટલો એખતેલાફ હશે, તે આસાનીથી સમજી શકાશે. પણ હઝરત રસુલુલ્લાહ ( સ ) ની સહી હદીસ જે ઇસલામીઓની સતાવાર ઠડાવેલી સહાસીતા માંહેલી ઈબને માજામાં છે તે એ છે જે **લા મહેદી ઈલ્લા ઇસા ઈબને મરયમ એટલે ઈસા ઈબને**

મરયમજ મહેદી છે તેના સીવાય બીજો કોઈ મહેદી નથી. ( જુઓ ઈબ્ને માજા જીલદ બીજી પાનુ ૨૫૭ ) મહેદી એટલે ખુદા તરફથી હીદાયત પામેલો. હવે ખુદાતઆલા જે શખસને ઇસા ઇબને મરયમ બનાવે તેને પોતા તરફથી હીદાયત આપી મેહેદી બનાવે તેમાં શું કશુંએ ખોટું છે ? હરગીઝ નહી. એ ઉપરાંત હઝરત રસુલુલ્લાહ ( સ ) ની બીજી એક ખુલ્લી હદીસ છે કે જેથી હઝરત મીરઝા સાહેબના સરવે દાવા વગર તકરારે ખરા સાબીત થાય છે. જુઓ હઝરત રસુલુલ્લાહ ( સ) ફરમાવે છે " **નઝદીક છે કે જે શખસ તમારામાંથી જીવતો રેહશે તે ઇસા ઈબ્ને મરયમથી મુલાકાત કરશે જે ઇમામે ( ઝમાન ) થશે મેહેદી થશે અદલ હકમ થશે. સલેબ તોડશે ડુકર કતલ કરશે અને જઝયા મોકુફ કરશે અને જંગ કાહાડી નાખશે** ( મસનદે ઇમામ આહમદ હંબલ જીલદ બીજી પાને ૪૧૧ ) આ સદીના ઇમામે ઝમાન હઝરત મીરઝા સાહેબ સીવાય બીજો કોઈ શખસ નથી જેની વીગતવાર બીના આપણે વાંચી આવ્યા છેએ. અને હઝરત રસુલુલ્લાહ ( સ ) ના ફરમાન મુજબ એ બી સાબીત થયું કે જે ઈમામે ઝમાન થશે તેજ ઇસા ઇબને મરયમ થશે અને તેજ મહેદી થશે. આ ઉપરથી એઓના સરવે દાવા વગર તકરારે સાચા ઠડયા. એ ઉપરાંત એઓજ ખરા મેહેદી છે તે વિસે વધુ સાબેતીઓ સાંભલોઃ—

હઝરત રસુલુલ્લાહ ( સ ) ફરમાવે છે જે " **અમારા મહેદીની સાબેતી અને સચાઈ શારૂ બે નીશાનીઓ મુકરર છે કે એના ઝમાનામાં રમઝાન માસમાં ( ગ્રહણની રાતોમાં ) પેહલી રાતના ચંદ્ર ગ્રહણ થશે અને વચલી તારીખમાં સુર્ય ગ્રહણ થશે કે જેવી નીશાનીઓ જ્યારથી આસમાન અને ઝમીન પેદા કરવામાં આવ્યા છે ત્યારથી કોઇ દાવા દારના વખતમાં ન થયા હશે** " **આ હદીસ હઝરત ઇમામે બાકર ( અ ) ની રીવાયત છે અને સુની શીઆ બેઉની**

હદીસોમાં ૧૨૦૦ વરસથી વંસપરમપરા ઉતરી આવેલી છે અને તેજ મુજબ ખરા મેહદી હઝરત મીરઝા સાહેબના ઝમાનામાં હીજરી ૧૩૧૧ ના રમઝાન માસમાં અને ઇસ્વી ૧૮૯૪ ના એપ્રીલ માસમાં થયું. જુઓ આ કેવી મોતેબર નીશાની એઓની સચાઈ સાબીત કરે છે છતાં જેઓને વાંધાજ કાહડવા હોય છે તેઓ કહે છે જે આ વખતે ચંદ્ર તથા સુરજ ગ્રહણ હમેશાની સુનત કરતા વિરૂધની તારીખોએ થવું જોઇએ. તે લોકોએ જાણવું જોઇએ કે ખુદાતઆલા કોઇ ચીઝ સુંનત વીરૂધ કદી કરતોજ નથી. જેમકે તે અનેકવાર કોરાને શરીફમાં ફરમાવી ચુકો છે જે "પણ તું કદી ખુદાની સુંનતમાં કાંઇ ફેરફાર જોઇશ નહી અને તું કદી ખુદાની નીયમમાં અદલ બદલ જોઇશ નહી" વલી એવા વાંધા કરનારા બીજી રીતે ખોટા પડે છે તે એ છે જે તેઓ કહે છે જે ચંદ્ર ગ્રહણ ચંદ્રની પેહલી તારીખેજ થવું જોઇએ પણ ચંદ્રની પેહલી તારીખે ચંદ્ર એટલો બારીક રહે જે ગ્રહણ થાયજ નહી હમેશા ચંદ્ર ગ્રહણ થવાની ત્રણ તારીખો મુકરર છે ૧૩–૧૪–૧૫ તે મુજબ પેહલે દીને એટલે તા. ૧૩ મીના થયું. વલી હદીસનો અરબી શબ્દ ચંદ્ર ગ્રહણ માટે પેહલી તારીખ હતે તો હિલાલ શબ્દ વપરાતે જે શરૂઆતના ૧ થી ૭ દીવસો માટે વપરાય છે તે પછી કમર વપરાય છે જ્યારે મઝકુર હદીસમાં કમર શબ્દ વપરાયો છે તેથી વગર શકે સાબીત થયું કે ચંદ્ર ગ્રહણ મુકરર તારીખેજ થયું તેજ મુજબ સુરજ ગ્રહણ હમેશા ૨૭–૨૮–૨૯ ના થાય છે તે મુજબ વચલી તારીખે એટલે ૨૮ મીના થયું. ઇસલામી વીરોધીઓને બીજો કશો બાહનો નથી મળતો ત્યારે કહે છે કે એ હદીસ ખોટી હશે. પણ જે હદીસ તેની પેશગોઇ મુજબ બરાબર વખતસર પુરી થઇ જાય અને તેના લાખો શાક્ષીઓ મોજુદ હોય તેને હરગીઝ કોઈ ખોટી ઠરાવી શકેજ નહી. જ્યારે ઇસલામીઓ તો શું પણ ગેર ઇસલામી વીરોધી અખબારો તે બી Pioneer તથા Civil and Military Gazette જેવા સતાવાર ન્યુસપેપરો વટીક એકરાર કરે

છે જે ખરેજ એ એવો અચંબામરક બનાવ છે કે જે એ આગ મજ કદી ઝાહેર થયો નહુતો: એ ઉપરાંત હઝરત મીરઝા સાહેબની સચાઈનો ઝબરદસ્ત સબુત તો એ છે જે એઓને ખુદાતઆલાએ જણાવ્યું જે તારી સચાઈની સાબેતી શારૂ તારા ઝમાનામાં મઝકુર ચંદ્ર અને સુરજ ગ્રહણની નીશાનીઓ ઝાહેર કરીશ અને એ બાબે એઓએ પોતાની બરહાઇને આહમદયા નામની કીતાબ જે એઓએ ૧૮૮૦ માં પ્રગટ કરી હતી તેમાં એ બાબત એઓએ ઝાહેર બી કરી આપી. ઉપરાંત અરબી ફારસી ઉરદુ ઇશતેહાર મારફતે લાખો લોકોને આગમજથી ખબર આપી દીધી. શું કોઈ ખોટો શખસ ૧૪ વરસ પેહલા એવી ગએબની ખબર ઝાહેર કરવાની હીમત કરી શકે? અને તે ઝાહેર કરે તો શું ખુદા તે મુજબ તેના શારૂ તેની જણાવેલી નીશાનીઓ બી આબાદ સંપુરણ કરી આપે? જુઓ એ કેવી ઝબરદસ્ત નીશાની છે કે જે માટે હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું જે જયારથી આસમાન ઝમીન પેદા થયા ત્યારથી કોઈ બી દાવાદારના વખતમાં ન બન્યું હશે તે ખરા દાવેદારના વખતમાં બન્યું છતાં કોઇ એ કહે કે એવી નીશાની તો ફલાણા ફલાણા વખતે અને ફલાણા ફલાણા મહેદીના દાવાના ઝમાનામાં ઝાહેર થઈ હતી તો તે કહેવું ખુદ હઝરત રસુલુલ્લાહ (સ) ને તથા હદીસના રીવાયત કરનારા હઝરત ઉમર તથા હઝરત જાબીર તથા હઝરત ઈમામે બાકર હુસેન જેઓ સરવે ઉપર ખુદાની રહેમત હોજોને ખોટા પાડવા બરાબર છે. ઉપરાંત ખુદાની નીશાનીઓનો ઈનકાર કરનારાઓ વીસે ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે "**જેઓ ઈનકાર કરે છે અને અમારી નીશાનીઓને ખોટી ઠડાવી માન્ય રાખતા નથી તેઓજ દોઝખા શખસો છે**" (કુરાન પ્રકરણ ૫+૧૦)

હઝરત રસુલુલ્લાહ (સ) એ બીજી નીશાની એ બતાવી જે મહેદીના ઝમાનામાં તાઉન (પલેગ) થશે જે વીસે બી એઓએ મઝકુર કીતાબમાં વરસો આગમજ ઝાહેર કરી આપ્યું

હતું. શું દુન્યામાં કોઇ બી શખસ એ શક્તી ધરાવી શકે છે કે પોતાના દાવાની સચાઈ શારૂ વરસો આગમજ એવી પેશગોઇ કરે અને તે મુજબ આસમાન ઉપર સુરજ ચંદ્ર ગ્રહણ થાય અને ઝમીન પર પલેગ નીકલે સીવાય તે શખસ કે જે ખુદાતઆલા તરફથી મુકરર થયો હોય ?

હઝરત રસુલુલ્લાહ (સ) એ બીજી એ નીશાની ઝાહેર કરી કે "મહેદીના ઝમાનામાં આસમાન પર પુછડયો તારો નીકળશે" જે સરવેને જગજાહેર છે કે આજથી ૩૮ વરસની વાત ઉપર એટલે ૧૮૮૪ માં કેવો મોટો તારો દેખાયો હતો.

જ્યારે બની ઈસરાઇલના ઇસા ઇબને મરયમ ઝાહેર થયા ત્યારે બી મઝકુર ગ્રહણ, તારા, પલેગની નીશાનીઓ ઝાહેર થઈ હતી અને આબાદ તેજ નીશાનીઓ ઈસલામના ઈસા ઇબને મરયમની સચાઇ સાબેત કરવા ઝાહેર થઇ છે. ગોરથી સરવે બાબતો પર વીચાર કરનાર માટે એ અજબ મોતેબર પુરાવા છે.

હઝરત રસુલુલ્લાહ (સ) એ બીજી નીશાની એ બતાવી કે મેહદીના ઝમાનામાં ઉંટ નકામા થઇ પડશે અને તેના બદલામાં બીજી સવારી નીકળશે. હવે અરબસ્તાનના રેતીના તથા પાહાડી મુલકોમાં સેંકડો વરસોથી સરવે માણસોનો તથા માલનો આવક જાવકનો કારોબાર ઉંટો મારફતેજ ચાલે એવો ઉપયોગી જાનવર નકામો થઇ પડશે એ સાંભળી દરેકને તાજુબી ઉપજવા વગર રહે નહી તે બાબત આબાદ હઝરત મીરઝા સાહેબના ઝમાનામાં ખરી પડી કેમકે હવે તે તરફના મુલકોમાં રેલવે તથા મોટર ચાલુ થઈ ચુકી છે. જુઓ ૧૩૦૦ વરસ ઉપર જે નીશાનો બતાવી હતી તે રહી રહીને ખરા મહેદીના ઝમાનામાં ખરી પડી. શું ઈસલામી ભાઇઓ હજી બી તમો એઓને ખોટા ઠેડાવશો ? અગર એઓ ખોટા છે તો ખરો દાવેદાર ક્યાં

છે કે જેના દાઆના ઝમાનામાંજ ઉપલી સરવે નીશાનીઓ ઝાહેરમાં આવવી જોઇતી હતી ?

ઉંટની સવારીની બદલે નવી સવારી નીકળશે તેની વધુ વીગત એ જણાવી જે તેથી વરસોની સફર મહિનાઓમાં થશે. મહીનાની સફર અઠવાડયામાં થશે. અઠવાડયાઓની સફર દીવસોમાં થશે. અને તે સવારી રાત દીવસ ચાલશે તે દીવસના બી થોભશે અને રાતના વખતમાં બી થોભશે. (એટલે રેલવે ટ્રેન જેમ રાતના અને દીવસના જંકશનો અને સ્ટેશનો ઉપર થોભે છે તે) એવીજ રીતે અસલના ઝમાનાના પેગમ્બરો જે બાબતની પેશગોઇ કરતા તેનું રૂપ ખુદાતઆલાના ગેબી શબ્દોમાં કહેતા અને જ્યારે તે પેશગોઇ ખરી પડવાનો વખત આવતો ત્યારે તે વખતના લોકોને તેનો ખરો અર્થ તે વખતનો ખુદા તરફનો પ્રતીનીધી જે તેઓમાં ઝાહેર થતો તે તેઓને સમજાવતો. ત્યારે ખુદાથી ડરનાર કોણ છે અને મોહડેની મોટી વાતો કરનારા કોણ છે તે તેઓની તાબેદારી અને નાફરમાનીથી ઝાહેર થઇ જતું. એ રવેસે ખુદાતઆલાએ અસલથી પોતાના બંદાઓની અઝમાઈશ લેવાનો એ તરીકો મુકરર કરયો છે. પણ ઇનકાર કરનારાઓને માનવા ભારી પડતું તેથી તેઓ ખરી તાવીલ કબુલ ન કરી પેશગોઇઓના અર્થ પોતાનાજ ધ્યાન મુજબ ખુલ્લી રીતે ખરા પડે તોજ માન્યે એવો વાંધો ઉભો કરતા રહે છે અગર ખુદાતઆલાએ એ ગેબી નીશાનીઓ વીસેની બાબત સુરજ જેવી ખુલ્લી રાખી હતે તો તેમાં અઝમાઇશ શું થઇ ? અને તેવી ખુલ્લી બાબત હતે તો દુન્યાની કોઈબી કોમે ખુદાના પેગમ્બરનો કદી ઇનકાર કરયો ન હતે પણ ખુદાતઆલા તો ફરમાવે છે **"અમે તારી અગાઉ અસલી કોમોમાં પેગમ્બરો મોકલ્યા પણ જ્યારે બી તેઓ પાસે કોઇ પેગમ્બર આવતો તો તેઓ તેની મશકેરી કરી હશી કાહડતા.** ( કુરાન પ્રકરણ ૧૫ આયત ૧૦ )

ખુદાતઆલા પોતાના પ્રતીનીધીઓને ઓળખવા માટે ભેદ ભરેલી પેશગોઈઓ ઝાહેર કરે છે અને તેનો વખત આવવે તેનો ખરો ભેદ દુન્યામાં આશકાર કરે છે જેથી તેના બંદાઓની અઝમાયશ લેવાય. યાહુદીઓના ઝમાનામાં એ ભેદ ભરેલી પેશગોઇ હતી જે ઇસા ( અ ) ઝાહેર થવા પેહલાં આસમાન પરથી ઈલીઆસ ( અ ) આવશે પણ જ્યારે ઇસા ( અ ) ઝાહેર થયા ત્યારે તેઓએ એ પેશગોઇની એ તાવીલ સમજાવી જે ઈલીઆસ (અ) ની રૂહાની ખસલતમાં એક બીજાજ શખસ ઝાહેર થશે અને તે યહયા (અ) છે. હવે એ પેશગોઇનો એ ભેદ ખુદાના આગલા પ્રતીનીધીઓ વર્ટીક સમજી શકયા ન હતા એટલુંજ નહી પણ ખુદ યહયા ( અ ) બી જયાં સુધી ઇસા ( અ ) ઝાહેર થયા નહી ત્યાં સુધી સમજી શકયા નહી જેથી યાહુદીઓએ ઇસા ( અ ) ને ખોટી તાવીલ કરનાર ખોટો દાવેદાર સમજી તેનો ઈનકાર કરયો જેની વીગતવાર તફસીલ આપણે વાંચી આવ્યા છૈએ.

તેવીજ રીતે ઈસા ( અ ) બાદ હઝરત રસુલુલ્લાહ ( સ ) ઝાહેર થયા. એઓ વિસે બની ઈસરાઈલની કીતાબોમાં એ પેશગોઈ હતી જે તમારા ભાઈઓમાંથી એક શખસ નબી તરીકે ઝાહેર થશે. જેથી બની ઈસરાઇલો સમજ્યા કે તેઓનીજ કોમમાંથી એક નબી ઝાહેર થશે. એટલુંજ નહી પણ બની ઈસરાઇલોમાં ઝાહેર થયલા નબીઓ તથા ખલીફાઓ ખુદાના પ્રતીનીધી હોવા છતાં એઓ બી એમજ સમજ્યા. કારણ તેઓ બી આપણા જેવાજ ઈનસાનો હતા જ્યાંસુધી ખુદાતઆલા પોતાની ભેદ ભરેલી વહીનો ખુલાસો તેઓને સમજાવે નહી ત્યાંસુધી તેઓ તેનો ખરો અર્થ સમજી શકે નહી. નબી બી આખર કરે ને ખુદાનો એક બંદોજ હોય છે જ્યાંસુધી ખુદા તેને ગએબ ઝાહેર કરે નહી ત્યાંસુધી તે કાંઇ જાણી શકે નહી. નબી બી ખુદા જેવી રીતે ગેબી બાબતોનો જાણનાર હોય છે એવો અકીદો રાખવો એ શીરક છે. હવે ખુદાતઆલાએ હઝરત રસુલુલ્લાહ

( સ ) ને બની ઇસરાઈલમાંથી ન ઝાહેર કરતાં બની ઇસમાઇ-લમાંથી ઝાહેર કરયો કારણ કે ખુદાતઆલાએ હઝરત ઇબરાહીમ ( અ ) ને વાયદો આપ્યો હતો જે એઓની અવલાદમાંથી નબીઓનો સીલસીલો જારી કરશે. તે મુજબ એઓના એક બેટા હઝરત ઈસાક ( અ ) માંથી બની ઈસરાઈલનો સીલસીલો જારી કરયો અને જ્યારે બની ઈસરાઈલો રફતે રફતે ખુદાની નાફરમાનીમાં હદ બાહેર વધી ગયા અને બની ઈસરાઈલના એક નબી ઇસા (અ) ને ફાંસી દઇ મારી નાખવા તૈયાર થયા તેથી ખુદાતઆલાએ ઈસા (અ) બાદ બની ઇસરાઇલનો સીલસીલો ખતમ કરી હઝરત ઈસાક ( અ )ના ભાઈ હઝરત ઈસમાઈલ ( અ ) ની વંસમાંથી બની ઇસમાઇલનો સીલસીલો જારી કરયો. અગર બની ઇસરાઇલમાંથીજ કોઈ શખસને નબી બનાવવો હતે તો ખુદાતઆલા એ ઝાહેર કરાવતે કે **તમારામાંથી** એક શખસને નબી બનાવીશ. પણ પેશગોઇમાં એ ફરમાવેલું છે જે **તમારા ભાઈઓમાંથી** એક શખસને નબી બનાવીશ. તે મુજબ હઝરત ઇસાક ( અ ) ના ભાઇ હઝરત ઈસમાઇલ ( અ ) ના વંસમાંથી તમામ દુન્યા માટેના મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ મુસતફા જેઓ ઉપર ખુદાની બેશુમાર રહેમત હોજો ઝાહેર થયા. પેશગોઇઓમાં એવી એવી બારીકીઓ હોય છે પણ બની ઈસરાઇલોએ તે પેશગોઈની એવી તાવીલ ન માનવા સાફ ઇનકાર કરયો અને હજી સુધી કરોડો લોકો હઝરત રસુલુલ્લાહ ( સ ) ને ખોટા પેગમ્બર સમજે છે ( નઉઝબીલ્લાહ ) અગર ખુદાતઆલા બની ઈસરાઈલોને ખુલ્લું જણાવતે કે હવે પછી બની ઈસરાઇલમાંથી કોઇ નબી ન ઝાહેર થશે પણ તમામ દુન્યા માટે જે મહાન નબી ઝાહેર થનાર છે તે બની ઈસમાઈલમાંથી ઝાહેર થશે તેનું નામ મહમદ (સ) હશે તેના બાપનું નામ અબદુલ્લાહ હશે તે મકામાં ફલાને વરસે ઝાહેર થશે વગેરે તો શું કરોડો લોકો દીવાના છે જે એવી ખુલ્લી પેશગોઇ ખરી પડે છતાં તેનો ઈનકાર કરી ખુદાના નાફરમાન થાય ? પણ જ્યારે

ખુદાતઆલાએ શરૂઆતથીજ પોતાના પ્રતીનીધીને ઓળખવાની અજમાઈશ એવી ભેદ ભરેલી પેશગોઈ મારફતે લેવાનો રીવાજ જારી રાખ્યો છે તો તે શા માટે પોતાની એ સુંનત તોડે? તેવીજ રીતે હાલના ઝમાનામાં ઈસલામીઓમાં એ પેશગોઈ છે કે તમારામાં **તમારામાંથી** ઇસા ઇબને મરયમ ઝાહેર થશે. હવે ઝાહેર થનાર શખસનું નામ ઇસા ઇબને મરયમ હોવાથી કરોડો ઈસલામીઓ એ અકીદો રાખી બેઠા છે જે આગલાજ બની ઈસરાઈલના નબીં આસમાન પરથી પાછા આવશે. પણ ખુદાતઆલાએ સેંકડો વરસો થયા બની ઈસરાઈલનો સીલસીલો ખતમ કરી નાખ્યો છે અને બની ઇસમાઇલનો સીલસીલો જારી કરયો છે અને તેના મહાન પેગમ્બર (સ) પોતાની ઉમતને સાફ જણાવે છે જે ઇસા ઈબને મરયમ તમારામાં **તમારામાંથી** ઝાહેર થશે એટલે ઇસલામીઓમાંથી ઝાહેર થશે પણ એ ભેદ ઈસલામમાં ઝાહેર થયલા ઝમાનાના ઇમામો વટીક સમજી શકયા નહી બલકે ખુદ હઝરત મીરઝા સાહેબ બી ખુદાના પ્રતિનિધિ થવા છતાં કેટલાક વરસો સુધી એમજ સમજતો રહ્યા જે આગલાજ બની ઈસરાઇલના ઈસા ઈબને મરયમ આસમાન પરથી આવશે પણ જ્યારે ખુદાતઆલાએ એઓને એનો ખરો ભેદ કોરાને શરીફથી તથા સહીં હદીસોથી સમજાવી આપ્યો ત્યારેજ એઓ ખરો ભેદ સમજ્યા અને ત્યારેજ એઓએ એ ખરો ભેદ દુન્યામાં આશકાર કરયો પણ જેવી રીતે આગલી પ્રજાઓ પોતાના વખતની પેશગોઇની ખરી મતલબ ન સમજવાથી ખુદાના પ્રતીનીધીને ખોટા દાવેદાર ઠડાવ્યા તેવીજ રીતે ઇસલામીઓ ઇસલામના ઇસા ઇબને મરયમને લગતી પેશગોઇની ખરી મતલબ ન સમજવાથી એઓને ખોટો દાવેદાર સમજી એઓની મજાક મશકેરી કરે છે અને જુઠા ગુમરાહ કાફેર વગેરેના ફતવા ઠોકે છે (નઉઝબીલ્લાહ). જે ઈસલામીઓ એ સરવે બાબતો પર ગોરથી ધ્યાન કરશે તેઓ ઈનશા અલ્લાહ ખરી હકીકત આસાનીથી સમજી શકશે. જ્યારે ઈસલામમાં દર સદીની શરૂઆતમાં ખુદા

તરફનો ઇમામે ઝમાન ઝાહેર થવાનો વાયદો છે જે કોરાને શરીફથી હદીસ શરીફથી તથા ઈસલામી વીદ્વાનોની કીતાબોથી સાબીત છે અને તે મુજબ આ સદીની શરૂઆતમાંજ બરાબર વાયદા મુજબ હઝરત મીરઝા સાહેબ ઝાહેર થયા અને એઓના દાવાને ૪૦ વરસ થઇ ચુકયા છતાં બીજો કોઇ દાવેદાર ન નીકળ્યો ત્યારે એઓજ ખરા હોવા વીસે શું શક રહ્યો ? ઉપરાંત એઓ ખરા હોવાથીજ એઓએ ખોટા અકીદાઓનું ખોટારૂ કે જેમાં કરોડો ઇસલામીઓ ગીરફતાર હતા તે દુન્યામાં આશકાર કરી આપ્યું ઉપરાંત ઈસલામમાં ખુલ્લી હદીસ છે કે જે ઈમામે ઝમાન થશે તેજ ઈસા ઇબને મરયમ થશે તેજ મેહદી થશે તે સરવે બાબતોની સચાઇ એઓએ સાબીત કરી આપી. આટલું છતાં જે કોઇ પોતાની ખોટી રીવાયતોના અકીદા પર ચીટકી બેસરો તે પોતાને હાથેજ પોતાની તથા પોતાના કુટુંબ કબીલાની આખેરતને અઝાબમાં ગીરફતાર કરનારો ઠડશે.

જુદા જુદા ફીરકાઓમાં જુદી જુદી રીવાયતો હોય છે તેથી જે જે બાબતોની ઉલટી સુલટી રીવાયતો હોય તે સરવે એકજ વખતે ખરી કદી ન પડે તેથીજ હઝરત રસુલુલ્લાહ ( સ ) એ ફરમાવ્યું છે જે આવનાર મહેદી હકમ તરીકે આવશે અને અદલ કરશે એટલે તે ખરી ખોટી રીવાયતોમાથી જે ખરી હશે તેજ કબુલ રાખશે જયારે બાકીની સરવે ખોટી સમજવી. કેમકે ઈસલામમાં ૭૩ ફીરકા થઈ ગયા છે દરેક પાસે જુદી જુદી રીવાયતો છે હવે કોઈ બી એક રીવાયત ખરી પડે. એક બાબતની જુદી જુદી રીવાયતોમાંથી કઇ ખરી અને કઇ ખોટી તેનો ફેસલો કોણ કરી શકે અને કોણ માને ? તેનો ફેસલો ખુદાના પ્રતીનીધી સીવાય બીજો કોઈ ન કરી શકે અને તેનોજ ફેંસલો સરવેએ માનવો જોઈએ તેથીજ હઝરત રસુલુલ્લાહ ( સ ) એ તેને હકમ કહયો છે જેવી રીતે એક જજનો ચુકાદો દરેક પક્ષને માન્ય રાખવો પડે છે તેમ. તે મુજબ આપણે વાંચી આવ્યા છેએ જે ખરા મહેદીએ જે જે

બાબતો સાચી ઠેડાવી છે તે સરવે આબાદ કોરાને શરીફને મળતી છે જ્યારે ઇસલામના સરવે ફીરકા તે આગમજ ખોટા અકીદાઓ રાખતા હતા. તેટલા માટે દરેક બાબતમાં એઓનો ફેસલો માન્ય રાખવો જોઈએ. આપણે વરસોથી એક વાત સાંભળતા આવ્યા તેથી તેજ આપણે સાચી સમજી બેઠા છૈએ પણ જ્યારે ખુદાનો પ્રતીનીધી ઝાહેર થયો ત્યારેજ ખબર પડી કે તે સરવે ખોટા અકીદા હતા. તેથી ખુદાનો પ્રતિનિધી જે પેશગોઇનો ભેદ ખોલે તે શરૂઆતમાં આપણને સમજવા અને કબુલવા ભારી લાગે પણ રફતે રફતે તેના પર ગોર કરવાથી તેની સચાઈની આપો આપ ખાત્રી થઈ જાય છે. એજ કારણસર ઇસલામીઓ દજ્જાલ વિસે ખોટા અકીદા રાખી બેઠા છે કે તે એક અસાધારણ કદનો વીચીત્ર રાક્ષસ હશે એક લાંબા ગધેડા પર સવાર થઇ ૪૦ દાહડામાં આખી દુન્યામાં ફરી વલશે, ખુદાઇ દાવો કરશે જંનત દોઝખ સાથે લઈ ફરશે તેના કપાલ પર કાફર લખેલું હશે તે દીનની ઘણી ખરાબી કરશે અને આખરે મસીહ અને મહેદી મારફતે કતલ થશે. યાદ રાખવું જોઇએ કે જેવી રીતે ખુદાની અસલથી ચાલતી આવેલી સુંનત એ છે કે પેશગોઇનો ઝાહેરમાં એક અર્થ હોય છે અને જ્યારે તે ખરી પડવાનો વખત આવે છે ત્યારેજ તેનો ખરો અર્થ ખુલ્લો થાય છે તેવીજ રીતે આ દજ્જાલ વીસે બી છે બલકે એ બાબતનો જુદોજ અર્થ હોવાનો મોતેબર સબબ એ છે જે એ વીસેની કેટલીક બાબતો હઝરત રસુલુલ્લાહ ( સ. ) એ સ્વપનામાં જોયલી બાબતો છે. અને દરેક શખસને થોડો ઘણો બી અનુભવ હશે જે સ્વપનામાં એક બાબત દેખાય છે તો તે બીજાજ રૂપમાં ખરી પડે છે જેની કોરાને શરીફમાં બી સાબેતી છે જેમકે સુરે યુસુફમાં યુસુફ ( અ )ના સ્વપનાનું બયાન છે કે તેઓને ૧૧ સીતારા અને ચંદ્ર તથા સુરજ સેજદો કરે છે જ્યારે તેની તાબીર એ ખરી પડી કે ૧૧ સીતારાથી મુરાદ તેઓના ૧૧ ભાઇઓ હતા અને ચંદ્ર તથા સુરજથી મુરાદ તેઓના માબાપ હતા. વળી મીસરના બાદશાહે સ્વપનામાં ૭ જાડી ગાયો અને ૭ પાતલી

ગાયો દીઠી કે જેની તાઅબીર ત્યાંના દરબારીઓ સમજી ન શકયા ત્યારે યુસુફ (અ) એ કહ્યું જે એથી મુરાદ ૭ વરસ સુકાળના છે અને ૭ વરસ દુકાળના છે અને તેજ બાબત ખરી પડી. એ મુજબ હર ઝમાનામાં કાંઇને કાંઇ ગેબી બાબતો હોય છે અને તેની ખરી મતલબ જુદીજ હોય છે બલકે સ્વપનામાં એક બાબત હોય છે અને તેની તાઅબીર જુદીજ થાય છે એ મતલબની તઅબીર નામાની કીતાબો વટીક પ્રગટ થયલી છે ત્યારે દજ્જાલની બાબત બોલે બોલ મુજબ ઈસલામીઓ માંગે તે શું કદી બી ખરી પડવાની છે? હરગીઝ નહી. આગલ ગુજરેલી બાબતનો અનુભવ લઈ આ સવાલ બી ઉકલાવવો જોઇએ. દજ્જાલનો અર્થ લોગત (દીકશનરી) માં જોશો તો જણાશે જે એક વેપારી મંડલી અથવા મુસાફર અથવા જુઠો છે. બીજું હઝરત રસુલુલ્લાહ (સ) ની સહી બુખારી તથા મુસલીમમાં એ હદીસ છે કે "જે શખસ સુરે કહફની પેહલી દસ આયત યાદ કરશે તે દજ્જાલના ફીતનાથી બચી રહેશે." હવે આપણે કોરાને શરીફમાં એ સુરો જોઇશું તો એ બાબત જણાશેજે ઈસાઇઓ ઈસા (અ) ને ખુદાનો છોકરો કહે છે તે તદન ખોટું છે. એઓને તથા એઓના બાપદાદાઓને બી જ્ઞાન નથી તેઓ જુઠુ બોલે છે વગેરે બીજુ સુરે મરયમમાં ખુદાતઆલા ફરમાવે છે જે ખુદાને છોકરો છે એ કહેવું એવી ખરાબ વાત છે કે જેથી નઝદીક છે કે આસમાન ફાટી જાય ઝમીન ચીરાઇ જાય અને પાહડો ચુરે ચુરા થઈ જાય. હવે એવી વાત કહેનારા ઈસાઇઓ છે અને તે દુન્યામાં ફેલાવનારા તેઓના પાદરીઓ છે એ વીસે બીજી ઘણી હદીસો છે જેવી કે અબુ હુરેરા (રદી) થી રીવાયત છે કે હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવ્યું કે "આખરી ઝમાનામાં દજ્જાલ નીકળશે કે જેઓ દીનને દુન્યામાં મેલવશે" તે પછી સહી બુખારી તથા મુસલીમમાં એ હદીસ છે કે હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવ્યું કે "એવો કોઈ નબી ન હશે જેણે પોતાની ઉમતને કાણા દજ્જાલથી ચેતાવ્યો

ન હોય જે બહુ ખોટું બોલનારો છે. એ પરથી સાબીત થયું કે દજ્જાલ કોઈ નવીજ કીસમનો વિચિત્ર પ્રાણી નથી પણ ખોટું બોલનારો અને દીનને દુન્યામાં મેલવનારો ટોલો છે. તે પછી તેઓ ફરમાવે છે જે "દજ્જાલ સીવાય તમારા શારૂ વધુ ખોફનાક ચીઝ કોઈ નથી અગર તે નીકલે તે વખતે હું મોજુદ હોવસ તો હું તેનાથી મુકાબલો કરીશ અગર તે એવા વખતમાં નીકલે કે જે વખતે હું ન હોવસ તો દરેક શખશ પોતે તેનાથી મુકાબલો કરશે (મુસલીમ તીરમજી) આ પરથી જણાયું કે તે ખોટો અકીદો રાખનારો અને ઇસલામીઓને ખોફનાક ધોકો આપનારો ટોલો છે પણ તેનો અકીદો ખોટો હોવાથી હરેક શખશ તેને માહત કરી શકશે. આ સરવે પરથી સાફ જણાઈ શકે છે જે ઇસાઇ મીશનરીઓ સીવાય બીજો કોઇ દજ્જાલ નથી કે જેઓ આખી દુન્યામાં ફરી વલ્યા છે અને દીન વીસે ખોટો અકીદો રાખે છે. મોટી વેપારી મંડલી હોય તેમ દુન્યામાં હરેક નાહના મોટા મુલકમાં એઓની શાખાઓ છે જ્યાં એઓના મરદો તથા ઓરતો મોજ મજાહમાં રહે છે તથા પોતાનો ગુમરાહ કરનારો દીન ફેલાવે છે કે જે માટે એઓને યુરોપ તથા અમેરીકાથી કરોડોની દોલત મલતી જાય છે. એથી મુરાદ એઓ દીનને દુન્યામાં મેલવનારા છે. ઇસલામીઓને માટે ખોફનાક એ કારણસર છે કે તેઓ ઈસલામને અને તેના મહાન પેગમ્બર (સ) ને તદ્દન ખોટો મઝહબ અને ખોટો પેગમ્બર સાબીત કરવાની દરેક કોશેશ કરશે કેમકે તેમાંજ તેઓના મઝહબની સલામતી છે અને પોતાના પેગમ્બર ઇસા (અ) વીસે ખુબ સહુરાગત કરી લોકોને ધોકો આપશે અને તેમાં તેઓ ફાવતાજ ગયા કેમકે લાખો ઇસલામીઓને ઈસાઇઓ તરીકે વટલાવી દીધા. અને તેને મસીહ ઈબને મરયમ અને મહેદી કતલ કરશે એટલે મસીહ અને મેહદી તરીકે જે શખસ ઝાહેર થશે તે એઓનો ખોટારો કાપી નાખશે. તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું કે ઈસા ઈબને મરયમ નાઝીલ થશે તે સલેબને તોડશે

એટલે ઈસા ઈબ્ને મરયમ ઝાહેર થશે અને ઈસાઇઓનો સલેબી મઝહબ બાતીલ કરી નાખશે કે જે મુજબ હઝરત રસુલુલ્લાહ (સ) ના મસીહ અને મહેદી તે હઝરત મીરઝા સાહેબે ઈસાઇઓનો મઝહબનું ખોટારૂં જડમુળથી કાપી નાખ્યો અને એ મુજબ દજ્જાલને કતલ કરયો. જેથી ઝમાનો એવો બદલાયો છે કે હઝરત મીરઝા સાહેબને માનનારા આહમદીઓ દુન્યામાં સરવે ઠેકાણે એ દજ્જાલી મઝહબ બાતીલ કરવા રાત દાહાડો મંડયા છે. જેઓ વાએઝો કરે છે, ન્યુસપેપરો ચોપાન્યા કીતાબો વગેરે પ્રગટ કરી ઈસલામીઓને ઈસાઇઓ થતા બચાવે છે એટલુંજ નહી પણ હવે ઈસાઇઓને સાંબા ઈસલામીઓ બનાવે છે. બીજું એ કે તે એક લાંબા ગધેડા પર સવાર થઇ આખી દુન્યામાં ફરી વલશે. તેની એ સવારી લોકોને પુરવથી પશ્ચિમ લઇ જશે લોકોને દરયામાં નાખી દેશે (દરયામાંથી પસાર કરશે) તે વાદળ અને હવાની માફક દોડશે તેની સાથે આગ અને નેહર હશે. એની મતલબ કોઈ બી આસાનીથી સમજી શકશે કે તેથી મુરાદ રેલવે તથા સ્ટીમર છે. બીજું હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું કે દજ્જાલ ખુદાઈ દાવો કરશે તેની સાથે જંનત તથા દોઝખ હશે જેને તે જંનત કેહશે તે હકીકતમાં દોઝખ છે તેથી મુરાદ એ છે કે એઓનું જે કોઇ કહ્યું માનશે કે ઈસા (અ) ખુદા તથા ખુદાના છોકરા છે તેઓને જંનત મલશે અને જે એઓનું એ કહ્યું ન માનશે તે દોઝખી છે. જેને તેઓ જંનત કહે છે તે હઝરત રસુલુલ્લાહ (સ) ના ફરમાવવા મુજબ બરાબર દોઝખ છે. બીજું એ કાણો છે એટલે જેવી રીતે ખુદાતઆલાએ કોરાને શરીફમાં ફરમાવ્યું છે કે જે આ દુન્યામાં આંધલો તે આખેરતમાં બી આંધલો તેથી એ મુરાદ નથી કે જે આ દુન્યામાં આંખો વગરનો અપંગ છે તે આખેરતમાં બી અપંગ રહેશે પણ તેની મતલબ એ છે જે આ દુન્યામાં જે ખરો મઝહબ ન ઓળખશે તે આંધળો છે. તેવીજ રીતે ઇસાઇઓની એક આંખ દુન્યાદારી બાબતમાં સારી છે જયારે બીજી આંખે

મઝહબની બાબતમાં એક આજીઝ ઇનસાનને ખુદા બનાવી આંધલા બન્યા છે. બીજું તેના કપાલપર કાફર લખેલું હશે કે જેથી ભણેલો તથા અભણ તુરત વાંચી લેશે. હવે જે અભણ હોય તે કાફર શબ્દ કેવી રીતે વાંચી શકે? તેથી મુરાદ તેને જોતાંજ કોઇ બી ભણેલો યા અભણ આસાનીથી ઓળખી શકસે કે એઓ નામદાર છે. બીજું હઝરત (સ) એ ફરમાવ્યું કે દજ્જાલ ખાનુ ખાશે શરાબ પીશે બજારોમાં ફરશે અને ખુદાતઆલા એવી વાતોથી બુલંદતર છે.

બીજું એના વીસે એ કહેવામાં આવ્યું છે કે તે મકા મદીનામાં દાખલ નહી થશે તે બી તદન ખરૂં છે કેમકે ખ્રિસ્તિ મીશીનરીઓ આખી દુન્યામાં ફરી વલ્યા છે પણ મકા મદીનામાં જવાનો હીંમત નથી કરતા. એ રીતે હઝરત મીરઝા સાહેબે દજ્જાલ વીસેનો ખરો ભેદ ઝાહેર કરી ઈસલામી આલમને શીરકના મોટા ગુનાહથી બચાવી લીધા. કેમકે ઇસલામીઓ તો દજ્જાલને એવી ખુદાઈ શક્તિવાલો ધારી બેઠા છે કે તે જે ચાહે તે કરી શકે તેની પાસે જંનત તથા દોઝખ સાથેજ હોવાનો અકીદો રાખે તો પછી બાકી શું રહ્યું? ખુદા વી સીફત યા શક્તી બીજો કોઇ ધરાવી શકે એવો અકીદો રાખવો તેનેજ શીરક કહે છે.

ઉપરાંત જયારે કોરાને શરીફથી ઝાહેર થયું કે ખુદાને દીકરો છે એવો અકીદો રાખવો તે ખુદાને એટલું નાપસંદ છે કે જેથી નઝદીક છે કે આસમાન ફાટી જાય ઝમીન ચીરાઇ જાય ને પાહાડો ચુરેચુરા થઇ જાય ત્યારે હવે એ કાંઈ જેવી તેવી ગંભીર બાબત થઈ? અને જ્યારે એવો અકીદો રાખનાર ઇસાઇઓ છે અને તે અકીદો દુન્યામાં ફેલાવનારા તેઓના પાદરી છે તો શું હવે એજ દજ્જાલ છે તે વીસે જરા બી શક હોઈ શકે? અને હઝરત રસુલુલ્લાહ (સ) એ તેની એ નીશાની બ-

તાવી કે તે દીનની ખરાબી કરનારો હશે તો એથી વધારે દીનની ખરાબી બીજી શું થઇ શકે ? એ મુજબ ઇસલામના ઇસા ઇબને મરયમે દજ્જાલ વીસેનો ઇસલામીઓનો ખોટો ખ્યાલી અકીદો કોરાને શરીફથી સહી હદીસોથી રદ કરી આપ્યો છતાં શું દાનેશમંદ ઇસલામીઓ હજી બી પોતાનાજ આવા મુશરીકાના અકીદા ધરાવનારા ખોટા ફીરકાઓમાં ચીટકી બેસશો ?

હઝરત રસુલુલ્લાહ (સ) એ બીજી એ નીશાની બતાવી કે આખરી ઝમાનામાં લોકોની હાલત એવી થઇ ગઇ હશે કે ઇસલામ ફક્ત નામનોજ રહી ગયો હશે. કોરાન પણ રસમી તોરથી પઢવામાં આવશે. મસજીદો ખુબ આબાદ હશે પણ તેમાં હીદાયતનો રસ્તો ન હશે. તે વખતે આલીમો એવા હશે જે આસમાનની નીચે તેઓથી ખરાબ લોક કોઇ ન હશે જે કાંઈ ફસાદ ફીતના થશે તે તેઓથીજ નીકળશે" જુઓ હઝરત રસુલુલ્લાહ (સ) ની આ હદીસ શરીફ બી કેવી આબાદ સાચી નીવડી છે ઇસલામીઓ કોરાને શરીફ ફક્ત રસમી તોરથી પઢવા શીખે છે. અર્થ સમજવાનું તથા અમલ કરવાનું છોડી દીધું છે. તેથીજ તેઓ અસંખ્ય ફીરકાઓમાં વેંહચાઈ ગયા છે અને દરેક ફીરકાના આલીમો તેઓને ગુમરાહ કરી તેઓના ઇમાનની ખરાબી કરી રહ્યા છે કેમકે ખુદાતઆલાના કલામથી તથા રસુલુલ્લાહ (સ) ની હદીસથી સાબીત છે કે એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે. અને તે એક સાચો ફીરકો તેજ છે કે જે ખુદા તરફના ઇમામે ઝમાન મારફતે સદીની શરૂઆતમાં સ્થાપવામાં આવે. પણ એ બાબત ઇસલામના બાકીના ફીરકાઓના ધરમગુરૂઓ તથા આલીમોને કેમ પડવડે ? તેઓની વરસોની ઇઝત તથા હંમેશાની કમાઈ જતી રહે. તેથી સરવે ફીરકા જેઓ હમેશાં પોતપોતામાં એક બીજાને દોઝખી કહેતા હોય તે સરવે ભેગા થઈ ખુદાના પ્રતીનિધી પર કુફરનો ફતવો ઠોકી આપે મોટા મોટા રદ લખે તથા

તરેહવાર મજાક મશકેરી કરી તેઓને તોડી પાડવાની કોશેશ કરે કે જેથી પોતાના ફીરકાના લોકો તેમાં શામીલ ન થઇ જાય. પણ જે શખસ ખુદાની ચાલતી આવેલી સુંનત મુજબ ઝાહેર થયો હોય અને તેનીજ મારફતે ખુદા હમેશા સાચો ફીરકો સ્થાપવાનો નિયમ રાખતો આવ્યો હોય તેને કોણ અટકાવનાર છે? ખુદા તરફનો ઇમામે ઝમાન સુરજ માફક ચમકા નીકલે છે. સુરજ પર ગમે તેટલા શખસો ભેગા મલી થુંકે યા ધુળ નાખે તો તે તેઓપરજ પડે આબાદ તેવોજ હાલ આ ઝમાનાના જુદા જુદા ખોટા ફીરકાના આલીમોનો થઈ રહયો છે.

એ મુજબ હઝરત રસુલુલ્લાહ (સ)ની બતાવેલી સેંકડો નીશાનીઓ ઝાહેર થઇ ચુકી છે અને હવે કોઈ બી મુખ્ય નીશાની બાકી રહી નથી છતાં જે કોઇ હઝરત રસુલુલ્લાહ (સ) ના ખરા મસીહ અને મહેદીનો ઇનકાર કરશે તે પોતાનોજ ખરાબો કરી બેસશે. જુઓ હઝરત રસુલુલ્લાહ (સ) એ બીજી મોતબર નીશાની એ ફરમાવી છે જે "**મહેદી એક ગામ જેનો નામ કદઆ હશે ( હાલ એ ગામનું નામ કાદયાન થઇ ગયું છે ) (ત્યાંથી) નીકલશે અલ્લાહતઆલા તેને સાચો ઠેડવશે અને દુરદરાઝ શહેરોથી એની પાસે લોકો જમા થશે**. હવે એથી વધારે સાબેતી શું જોઇએ. જુઓ હઝરત મીરઝા સાહેબ હઝરત રસુલુલ્લાહ (સ)ના જણાવેલા ગામમાં ઝાહેર થયા. ખુદાએ એઓની સચાઇ દુન્યામાં આશકાર કરી દેવાથી જુદી જુદી કોમોના તથા ઇસલામના જુદા જુદા ફીરકાઓના લાખો લોકો દુર દુરથી એઓની પાસે આવ્યા અને એઓની જમાઅતમાં શામીલ થઈ ગયા છે કેમકે જુદા જુદા ફીરકાના દાનેશમંદ લોકો ખરૂં ખોટું શું છે તે સમજતા થયા છે અને તેથી તેઓની ખાત્રી થતી જાય છે જે ખરો ઇસલામ આહમદયતમાંજ છે બાકીના ફીરકાઓ પાસે ખોટી રસમો તથા ખોડા અકીદા સીવાય બીજું કશુંએ નથી. તેથીજ હઝરત રસુલુલ્લાહ ( સ ) એ ફરમાવ્યું છે જે

**" જ્યારે સાંભલો કે મહેદી આવ્યો છે તો તેની બઇઅતમાં દાખલ થાઓ જો તેથી તમને ભલે હાથથી યા પેટના બલથી બરફ પરજ કાંય નહી ચાલવું પડે."** એ હદીસ ઇસલામીઓની સત્તાવાર ઠેડાવેલી સહી મુસલીમની છે. જુઓ આ કેવી સખત તાકીદ છે કે ઇસલામીઓને તેઓની બઇઅતમાં દાખલ થવા બરફ પર પેટથી ચાલીને જવું પડે તો તેવી રીતે ઘસડાતા બી જવું અને એઓની જમાઅતમાં શામીલ થવું. એ ફરઝ વીસે કેવી સખત તાકીદ ફરમાવવામાં આવી છે. છતા જે કોઈ એ મહાન પેગમ્બર (સ)ના ફરમાનને તાબે ન થશે અને આટલી સાબેતીઓ છતાં તેઓને ખોટો દાવેદાર સમજી ઇનકાર કરશે તે વિસે હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે કે **" જે મહેદીને જુઠલાવશે ( ખોટો પાડશે ) તે બેશક કાફર ઠડશે અને જેણે દજાલને જુઠલાવ્યો તેણે બરાબર જુઠલાવ્યુ.** ( જુઓ હદીસોની મોતેબર કીતાબ હુજાજુલ કરામા પાને ૩૫૧).

તેવીજ રીતે શીઆઓના આલીમ હાજી ગુલામઅલી સાહેબના ૧૩૨૮ ના માહે રમઝાનના રાહેનજાત પાને ૨૮૫ માં જણાવવામાં આવ્યું છે જે " ફરાય દુસ્સીમતીનમાં મોહદીસ ફકીહ શાફઇ શેખ મોહમદ બીન ઇબરાહીમ અલ્લજો વયનીયુલ ખુરાસાની યુલ હમ વયની જાબીર બીન અબદુલા અનસારીથી રીવાયત કરે છે કે જાબીરે કહ્યું કે હઝરતે રસુલે ખુદા ( સ ) મે ફરમાવ્યું કે જે માણસ હઝરતે ઈમામે મેહદી (અ) ના જાહેર થવાનો અને તેમના ખુરૂજ કરવાનો ઈનકાર કરે તે જે વસ્તુ હઝરતે મોહમદ ( સ ) ઉપર નાઝીલ કરવામાં આવી છે તેનાથી કુફર કરનારો કાફીર છે; અને જે હઝરતે (ઇસા) ના નાઝીલ થવાનો ઈનકાર કરે તે પણ કાફીર છે, અને જે દજ્જાલ બત્તાલના જાહેર થવા અને નીકલવાનો ઈનકાર કરે તે પણ કાફીર છે, અને ઇસલામના દાયરા–વર્તુલમાંથી ખારીજ–બહાર કહાએલો છે" જુઓ શીઆઓમાં એ હદીસ કેવી સખત છે કે જે કોઇ ઇસા ઇબને

મરયમનો ઈનકાર કરશે તે કાફ્ર છે. જે મહેદીનો ઇનકાર કરશે તે કાફ્ર છે, અને જે દજ્જાલનો ઇનકાર કરશે તે કાફ્ર છે. હવે એ શખસો કોણ છે તે ઓલખવાનીજ મુખ્ય બાબત છે. આપણે કોરાને શરીફની અનેક આયતોથી તથા અનેક સહી હદીસોથી જાણી ચુકયા છૈએ કે બની ઇસરાઇલના ઇસા ઈબ્ને મરયમ વફાત પામી ચુકા છે એટલુંજ નહી પણ તેઓ બીજીવાર આ દુન્યામાં હરગીઝ નથી આવનાર તે બી ખુદાતઆલાના કલામથી સાબીત છે. ઉપરાંત બની ઇસરાઇલનો સીલસીલો ખતમ થઈ ગયો તેને સેંકડો વરસો ગુજરી ચુકા અને બની ઇસમાઇલનો સીલસીલો જારી થયો છે અને તેમાંથીજ હઝરત રસુલુલ્લાહ (સ) ઝાહેર થયા અને તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ ઈસલામીઓને ખુલ્લું ફરમાવ્યું છે જે ઇસા ઈબ્ને મરયમ તમારામાં તમારામાંથીજ (એટલે ઇસલામીઓમાંથીજ) ઝાહેર થશે એટલુંજ નહી પણ બની ઈસિરાઈલના ઈસા ઇબને મરયમનો શરીરનો આકાર જુદો છે તથા ઇસલામના ઇસા ઇબને મરયમનો શરીરનો આકાર જુદો છે એટલે સુધી ખુલ્લું ઝાહેર કરવામાં આવ્યું છે એટલુંજ નહી પણ એ બી ઝાહેર કરવામાં આવ્યું છે જે ઇસા ઈબ્ને મરયમ અને મહેદી એકજ શખસ છે અને જે શખસ ઈસલામીઓનો ઈમામે ઝમાન થશે તેજ શખસ ઇસા ઈબ્ને મરયમ થશે અને તેજ મહેદી થશે. તેવીજ રીતે દજ્જાલ વિસે મુશરીક અકીદા રાખનારાઓ માટે કોરાને શરીફથી તથા અનેક સહી હદીસોથી સાબીત કરી દેવામાં આવ્યું છે જે દીનની ખરાબી કરનાર ખરો દજ્જાલ કોણ છે છતાં જે કોઈને આગલાજ બની ઈસરાઇલના વફાત પામેલા ઈસા ઈબ્ને મરયમ આસમાન ઉપરથી ઉતરી આવતો જોઇતો હોય અથવા દુન્યાની સરવે કોમો સામે તલવારથી જેહાદ કરનારો તથા દુન્યાઈ ખઝાનો આપનાર મેહદી જોઇતો હોય અથવા રાક્ષસી કદનો ખુદાઈ શકતી ધરાવનારો જંનત તથા દોઝખ સાથે લઈ ફરનારો દજ્જાલ જોઇતો હોય તો તે ભલે જેવી રીતે યાહુદીઓ બે હજાર વરસોથી આસમાન ઉપરથી ઈલીઆસ (અ) આવશે અને તેઓને

દુન્યાઈ સલતનત મલશે તે ખોટા અકીદા પર ચીટકી બેઠા છે અને પોતાને કાફર બનાવી મગઝુબે અલયહીમ ઠેડાવ્યા તેવીજ રીતે ઈસલામીઓમાં બી યાહુદીઓ જેવા ઝીદી હશે અને પોતાનાજ ખોટા અકીદાપર ચીટકી બેસશે તેઓ બી પોતાને કાફર બનાવી મગઝુબે અલયહીમ ઠેડાવશે. અને હઝરત રસુલુલ્લાહ (સ) એ એવા પેશગોઈ બી કરી છે કે આખરી ઝમાનામાં ઇસલામીઓ યાહુદી થશે અની એ મતલબ નથી કે ઇસલામીઓ ઈસલામ તરક કરી યાહુદીઓના મઝહબમાં દાખલ થઇ જશે પણ તેથી મુરાદ એ છે કે તેઓ યાહુદીઓ જેવી ખસલત એખત્યાર કરી રૂહાની યાહુદી બની રૂહાની ઇસા ઇબને મરયમનો ઇનકાર કરશે. અને હાલના ઝમાનાના ઇસલામીઓ પોતાની વર્તણુકથી આબાદ હઝરત રસુલુલ્લાહ ( સ ) ની મઝકુર પેશગોઈ ખરી પાડી આપે છે. માટે ઈસલામી ભાઇઓ હજી બી ચેતો. અને કોરાને શરીફ મુજબ તથા સુની શીઆની હદીસો મુજબ પોતાને કાફર ન બનાવો અને મગઝુબે અલયહીમ ન ઠેડાવો. જુઓ કોરાને શરીફથી સાબીત છે કે કાફરના સરવે આમાલ રદ છે અને તે દોઝખના દુખદાયક અઝાબનો ભોગ થશે. માટે તમારી જાનો પર રહેમ કરો. તમારી આલ અવલાદ તથા કુટુંબ કબીલાની જાનો પર રહેમ કરો. તમારા એકના સારા અથવા નરસા પગલા પર બીજા કેટલા જાનોની ભલાઇ તથા ખરાબી લટકેલી છે તેનો ખ્યાલ કરો. દુન્યાના ચાર દાહાડા સુખે દુખે નીકલી જશે પણ એ બાબતની ગફલતી કરશો તો આખેરતમાં અંત વગરનો પસ્તાવો કરવો પડશે. પણ તે વખતનો પસ્તાવો નકામો છે. જે કાંઇ કરવું છે તે અત્રેજ છે.

ઓ પાક પરવરદીગાર ઓ રહેમાનો રહીમ તું આ કીતાબના દરેક વાંચનાર પર રહેમ કર. એઓની આંખોપરથી ગફલતનો પરદો દુર કરો તારી સેરાતલ મુસ્તકીમની નેક રાહ એખત્યાર કરવાની તવફીક તથા હોમત બક્ષ. આમીન સુમ્મ આમીન યા રબીલ આલમીન.

---

# આ ઝમાનામાં ખુદાતઆલા તરફના એક મહાન પ્રતીનીધીના ઝાહેર થવા વીશેની જુદા જુદા મઝહબોની માન્યતા.

ખુદાતઆલાનો એ એક નીરમાણુ કરેલો નીયમ છે કે જ્યારે લોકો પોતાના પેદા કરનાર ખાલીકને ભુલી જઇ દીન રાત દુન્યાદારી કામો તથા મોજ શોખમાં ચકચુર થઇ જાય છે તો તેઓના દીલોમાંથી ખુદાતઆલાનો તથા આખેરતનો ખોફ નીકલી જાય છે જેના પરીણામમાં તેઓ અનેક કીસમની બદકારીમાં ગીરફતાર થઈ જાય છે તેવે સમય તે પોતાના નેક બંદાઓમાંથી કોઇ એક લાયક શખસને ચુંટી તેને પોતાના પ્રતીનીધી તરીકે ઝાહેર કરી તેની મારફતે લોકોને ખરી હીદાયતની તઅલીમ અપાવી તેના માનનારાઓને નેક રાહ ઉપર લઈ આવે છે.

આ ઝમાનામાં દુન્યાની તમામ કોમોનો એવોજ ખરાબી ભરેલો હાલ થઈ જવાથી દુન્યાની દરેક કોમ પોત પોતાની મઝહબી માન્યતા મુજબ ખુદાના એક મહાન પ્રતીનીધી કે જે દુન્યાની તમામ કોમો માટેના એકજ જગતગુરૂ હોય તેની પધરામણીની બહુ ઇંતેજારીથી રાહ જુએ છે.

એ વીસે લંડનમાં The Coming of the World Teacher નામે એક કીતાબ પ્રગટ થઇ છે જેમાં જુદા જુદા મઝહબોની માન્યતાઓ નીચે મુજબ દરશાવવામાં આવી છે.

પાને ૧૩ We believe that a Great Teacher will soon appear in the world, and we wish so to live now that we may be worthy to know Him when he comes.

Declaration of Principles
Order of the Star in the East.

પાને ૨૩. "It is a time when a new Teacher is

sorely needed. We see the system of our civilization breaking down before our eyes. The amount of preventable misery which exists in all the great races of the world is something appalling."

પાને ૨૪. "In the ancient Hindoo scripture the Lord is represented as saying "When evil triumphs in the world, then I come to teach the truth" If that be so, surely now is the time when He might well come and explain."

પાને. ૩૫ Mr. Leadbeater then went on to emphasize the neces ity of the Coming Teacher as one who came to all, and not limiting Him by giving Him any special name. "We do not name him" he said "but of course that is not because we do not know perfectly well Who He is, but because men know Him under many different names, and one of those names sometimes gives a shock to those who are used to another name......all the great Teacher bring the same message, and very often the different names, are the names of one Teacher, the World Teacher... He is called in the East the Bodhisattva and is known to us in the West as Christ, though that is really the title of only one of His incarnations."

પાને ૪૨. We look for the coming of Christ in power and glory not in the clouds of heaven to judge the quick and dead, but in human form to help the world."

પાને ૫૦. "How shall a man know the Teacher? Only by the teaching that he gives."

પાને ૫૧. "Who may say what name He will bear? But what is of import to all of us is; Shall

we recognise Him when He comes or shall we be as blind of vision, as hard of heart, as were the jews among whom His last manifestation occurred? It is so easy for us to look back through all those centuries and say we should have known Him had we been there. But that has happened so often. Was it not His reproach to the people of His day: "Your fathers slew the prophets, and ye built their sepulchres?" There are always plenty of people ready to rear the sepulchre of honor to the name of the prophet of the past how few in any age of the world have recognised the prophet of their own day! That is not only true of the Supreme Teacher but of others a little beyond the knowledge and the power of their own day: ever they have been met with hatred, ever the world has cast them out, has tortured or has slain them. Why should we in our own day, then be any wiser? And so when He comes again, reviled and slandered as He must be if he be far beyond our knowledge and our understanding, the common verdict will go against Him as it went against Him before. We may not murder; that is too merciful in these modern days. We prefer rather that the victim shall live to be tortured than to give him the mercy of a swift, a ready death......And so looking over the world at the moment, there seems little likelihood that when He comes He will be welcome. A few will recognise Him as they ever have done.

પાને ૧૦૩. *From Christian Scripture.*

And as He sat upon the Mount of Olives, the disciples came to Him privately, saying, Tell

us, when shall these things be ? and what shall be the sign of Thy coming......

......Ye shall hear of wars and rumours of wars.......nation shall rise against nation, and kingdom against kingdom and there shall be famines, and pestilences, and earthquakes, in diverse places;-Mathew XXIV, 3, 6, 7.

For them shall be great tribulation, such as was not from the beginning of the world to his time, no, nor ever shall be. And except those days should be shortened, there should no flesh be saved; but for the elect's sake those days shall be shortened. Matthew XXIV, 21, 22.

*From Muhammadan Scripture.*

Verily God will send to this people, at the beginning of each age, (Century) Him who shall renew its religion.-"The sayings of Muhammad."

God best knoweth Whom He will appoint for His Messenger-Al Quran.

Remember that all these great religions are alike expecting that some one should come. If you learn from the great Hindu Pandits and Teachers, they will tell you that this is the Kali Yuga. "The dark age" a period only of transition. They expect the Kalki Avatara, and when he comes all this will be greatly improved.

The Buddhist will tell you that there is another Great teacher to come whose teaching (so the Lord Buddha said) will supersede His, and be far more widely accepted than His had ever been.

Even among the Mahommedans you will find the wide expectation of a Great Prophet. Who is to come and regenerate every thing, the Imam Mahdi.

So in Zoroastriansm—One of their greatest Teachers is to come back and reform the world.

પાને ૧૦૯. Every religion had taught and teaches that One shall come, in power of whose word is salvation for all men. Hinduism prophesies that next Avatara is Kalki, who shall come riding on a white horse; Budhism foretells the Coming of the "Teacher of Gods & men," the Buddhisattav Maitreya. The zoroastrian is taught to look to the coming of the Saoshyant, "The saviour" the Jews to expect the Messiah, and the Christians the Christ. Mohommadanism, too, speaks of the coming of another Prophet of God (Nabi Issa or Jesus).

પાને ૧૧૪ The tenets of the Order of the Star in the East greatly appeal to the Mohammadan mind for the Advent of the Imam Mehdi (Nabi Issa or Jesus) is predicted in Holy Quran, and the expectation of the advent is spreading far and wide.
હવે આપણે હીંદુસ્તાનના દેશી તથા યુરોપીયન ન્યુસપેપરોમાં એ વીશે પ્રગટ થતી માન્યતાના નમુના વાંચીશું.

તા. ૩૧ મી મે ૧૯૨૨ ના "જામે જમશેદ" માં મી. ખરશેદજી દાદાભાઇ દોરડી નામના જરથોસ્તી ગ્રહસ્થ નીચલા મથાલા હેઠલ લખે છેઃ—

આવે છે—

દુન્યામાં નવો રાહબર પયગમ્બર.

દુનયાની તારીખમાં નહી જણાયલી એવી પેલી મહાન ખુનખાર જર્મન લડાઈ કે જેની અસરથી આખી દુનીયા ત્રાહે ત્રાહે પોકારી રહી હતી. અને હજીબી દીન ઉગતે ન્યુસપેપરોની કોલમોમાં આવતા ત્રાસદાયક ખુનામરકીના હેવાલો વાંચીએ છીએ તેથી આખી દુનયાના રાજ્યોમાં મોટી ઉથલપાથલો રાજાની સત્તા સામે થઇ છે તેમજ જીંદગીની ધાસ્તી સાથે પ્રજાનો કામદાર વરગ જે આજ સુધી ગુલામગીરીમાં સબડી નજીવી ગણાઇ ખુણે પડી રહેલો હતો તેબી જોરાવર બન્યો છે. જયાં જોવ ત્યાં અશાંતી અને મારફાડના રાજ્યો ચાલી રહ્યાં છે. દુનયામાં આવી આફતો શું કરવા આવી હશે? જેનો ભેદ કે કારણો આજનો કહેવાતો ફીલસુફ કે બાકી વીદ્વાન કહી શકતો નથી. આ ખુનખાર લડાઈ માટે ધર્મના ઉપાધ્યા બી પોતપોતાના ધરમની પોથીઓ ખોલી સરખામણી કરવા લાગ્યા છે. તેમાં કહે છે કે કોઈ નવો મીનોઈ ગુરૂ આવનાર છે. આવી માહાભારત ઉથલપાથલ તે મોટા સાહેબ આવવાની નીશાન છે. અને તેવા કોઈ ગુરૂના પેગામનો વખત ઘણો નજદીક છે. કોઈ તો જે સાહેબ આવનાર છે તેવણ સાહેબનું આમદનું સાલ સનેબી ચોકસ કહે છે. ૧૯૨૫ થી ૨૬ નહી તો ૧૯૨૮ થી ૩૦.

હવે જરથોસતી ધરમ તરફ નજર કરતાં હાલના વખતને બંધબેસતો દાખલો આપણા પવીત્ર અહુનવદ ગાથામાં ૨૯ મા હામાં મલે છે. ઇરાન દેશમાં એકવાર એવી જાતની ગેરવ્યવસ્થા ફેલાઈ રહી હતી. અંધકાર, જુલમાત, જાદુઈ તેમજ પાપો વીગેરેનું જોર ચાલી રહ્યું હતું. આવો જુલમાટ તેમજ બદીઓ માટે દુનીયારૂપી ગાય ખુદા આગળ ફરીઆદ કરે છે કે "મારી ઉપર ગુસ્સો—લુટફાટ ખુના મરકી, દુકાળ વગેરેનો ધસારો ચાલુ રહ્યો છે, તેથી મદદગાર આપો" અહુરમજદ તેને સધીઆરો આપે છે એશ યાને અરદીબેહેસત અમસાસપંદ (જગતની અંદર વ્યવસ્થા સ્થાપનાર જાગૃત કાયદો તથા કાયદો સ્થાપનાર ઇશ્વરશક્તી) સાથ મસલત કરી નામવર અશો જરથોસ્ત સાહેબને આ પૃથ્વી ઉપર મોકલી આપવાનો ઠરાવ કરે છે. આવા સંજો-

ગો વચ્ચે નામદાર અશો જરથોસ્ત સાહેબનું જનમવું થાય છે. હીંદુઓની ભગવદ ગીતામાં કૃષ્ણના નામથી એવું જણાવ્યું છે કે, "હે ભારત! જયારે જયારે ધરમ ઝાંખો થઇ જાય છે અને અધરમનો વધારો થાય છે, ત્યારે ત્યારે હું પોતે પ્રગટ થાઉં છું. સાધુ પુરૂષોનો બચાવ કરવા અને પાપી માણસોનો નાશ કરવાને માટે અને ધરમનું સારી રીતે સ્થાપન કરવા માટે યુગે યુગે હું જનમ લેઉં છું" ખ્રીસ્તી ધર્મમાં ક્રાઇસ્ટે ફરીથી આવવાનું વચન કીધું છે. યાહુદી લોકો કહે છે કે મેસાયા ધરમનો ઉધાર કરવા કોઈ માહાન પુરૂષ આવશે. જઇનોમાં એવી ઉમેદ રાખવામાં આવે છે કે એક મહા પુરૂષ આવી ધરમની જયોત જગવશે મુસલમાનો એવું માને છે કે ઈમામ મેહેદી જન્મ પામનાર છે. પારસીઓમાં એવી માન્યતા છે કે હોશદર માહા પછી સોસયંત આવશે અને દુનીયામાં સર્વ શાંતી પાથરશે.

મરહુમ એરવદ કા૦ કાંગા સોસયંતનો અર્થ નીચે પ્રમાણે કરે છે:—"શોશયોસ" એક વચન છે અને તેનું બહુ વચન "સઓષયન્તો" છે, જેનો અરથ "દુનીયાને અજવાળુ આપનારા લોકોને નીતીનો, પહરેજગારીનો તથા ઇશ્વર ભક્તીનો મારગ બતલાવનારા, દીનના એલમમાં પુરા, દીનને આલુદગીથી સાફ કરીને તેની અસલી ખાલેસ હાલતમાં લાવનારા" એવો થાય છે. બીજે ઠેકાણે એ શબ્દની સમજણ આ પ્રમાણે આપે છે. "દુનીયાને આગલ વધારનારા, રસતાખેજ કરનારા, દુનીયાને નવેસરથી તાઝગી આપનારા."

દાદેસતાને દીનીના ૨૧ માં સવાલના ૫ માં ફકરામાં નીચે મુજબ છે:—"દીનમાં એમ કહ્યું છે કે દરેક જમાનામાં એક દીનનો દસ્તોબર (રતુ—રાહાબર) અને પેદાયશોનો વહીવટ કરનાર (અહુ—પાદશાહ) જાહેર થાય છે, જે મજકુર જમાનામાં પેદાયશોનું રક્ષણ અને યજદાની મરજી આગલ વધારી ગોઠવણ કરે છે."

(An extract from the sermon published in the Times of India and other leading papers on the

16th March 1919.) "The speaker of the evening introduced his discourse by briefly reviewing the signs which Jesus had given as omens of his return to earth. Among these were to be signs in the *Sun*, *Moon* and *Stars*. The prophecies of the second coming of Christ are fulfilled on all sides and in every walk of life conditions exist as foretold by the prophets as signs of the times. Before every great crisis in earth's affairs, in which heaven has wrought God has always favoured Earth with a message of warning and repentance.

(An extract from a lecture regarding coming of the World Teachear delivered by Professor Telang (Son of Hon. Mr. Justice Telang of Bombay) which was published in the Hyderabad Bulletin on the 9th Nov. 1916.)

The history of the world cleary showed that, whenever any great problem confronted the people, a prophet or a genius, or a soldier was born to solve the problem, and lead the people into the right path. The Professor therefore emphasised that the present was a time that required a Great Teacher, a Master Genius, who would create a flutter in our hearts, who would make people look deep down into their hearts and who lead us safely to righteousness, amidst all the troubles that surrounded us."

"The President, (Mrs. Sarogini Naidoo) in her closing remarks, told her hearers that the coming World Teacher, if he came would not be a Budha, or a Zoroaster or a Christ, or a Mnhammad but would combine in himself compassion of Budha and the moral power of Zoroaster, and the self-sacrifice of Christ, and the organizing power of Muhammad."

આ ઉપરથી સાફ ઝાહેર થાય છે કે જુદી જુદી મઝહબી કોમે આ બાબે તો તદનજ એકમત છે કે આ તેજ ઝમાનો છે કે જેમાં ખુદાતઆલા તરફના એક મહાન પ્રતીનીધીની પધરામણી ઝરૂરજ ઝાહેર થવી જોઇએ અને વલી તેઓની એ બી માન્યતા છે કે તે પ્રતીનીધી એવો મહાન હોવો જોઇએ કે જુદી જુદી કોમોના પેગમબરોની સામટી ખાસ્યતો ધરાવનારો એકજ સામાન્ય જગતગુરૂ હોવો જોઇએ. પણ અત્રે તકરાર એ ઉભી થાય છે કે તે મહાન પ્રતીનીધી કઈ એક કોમમાંથી ઝાહેર થવો જોઇએ ? એજ સૌથી મુખ્ય અને અગત્યની બાબત છે જે હરેક વાંચનારે અપક્ષપાતપણે તપાસવી જોઇએ.

આ કીતાબની શરૂઆતના પ્રકરણોમાં આપણે ખુદાતઆલાના કલામોની સાબેતીઓ સાથે વાંચી આવ્યા છંએ કે ઇસલામ અને તેની આગમજના સરવે મઝહબો ખરા છે અને તે ખુદાતઆલા તરફના ખરા પેગમ્બરો મારફતે સ્થાપવામાં આવ્યા છે. જેમકે હીંદુ મઝહબ હઝરત કીશન (અ) મારફતે તથા બુધીસ્ટ મઝહબ હઝરત બુધા (અ) મારફતે તથા જરથોસ્તી મઝહબ હઝરત જરથોસ્ત (અ) મારફતે વગેરે.

કદાચ કોઇ અજ્ઞાન ઇસલામી એ વાંચીને ચમકે અને સવાલ કરે કે એ બુત પરસ્ત તથા આતસ પરસ્ત કોમોના મઝહબો કેવી રીતે ખરા હોઇ શકે અને તેઓના પેગમ્બરો અગર ખુદાતઆલા તરફના ખરા પેગમ્બરો હતે તો શું તે કોમો એવી ખુલ્લી મુશરીકાના પરસ્તીશ કરતે ? તો તેના જવાબમાં જાણવું કે જેવી રીતે હઝરત ઇસા (અ) ખુદાતઆલા તરફના ખરા પેગમ્બર હોવા છતાં તેઓની કોમ ખુલ્લી રીતે તેઓને ખુદા તથા ખુદાના દીકરા તરીકે માની તેઓની મુશરીકાના પરસ્તીશ કરે છે તેવોજ હાલ આગલી કોમોનો બી થયો છે. એ ગુમરાહી તે કોમોની છે ન કે તેઓના પેગમ્બરોની કારણ કે ખુદાતઆલા કોરાને શરીફમાં સાફ ફરમાવે છે કે "બેશક

અમોએ દરેક કોમમાં પેગમ્બરો મોકલ્યા છે ( એ ખુલ્લા ફરમાન સાથે ) કે ખુદાની બંદગી કરો અને તાગુતથી દુર રહો. ” ( કુરાન પ્રકરણ ૧૬ આયત ૩૮ )

આ ઉપરથી ખુલ્લી રીતે સાબીત થયું કે ઇસલામની આગમજના જુદા જુદા મઝહબો ખુદાતઆલા તરફના ખરાજ પેગમ્બરો મારફતે સ્થાપવામાં આવ્યા હતા અને તેઓએ એકજ ખુદાની બંદગીની તઅલીમ આપી હતી. પણ એ તેઓની કોમોની ગુમરાહી છે કે તેઓ પોતાના પેગમ્બરોની અસલ તોહીદની એટલે ખુદાતઆલાનેજ એક ખરા પુજ્ય તરીકે માનવાની ખરી એકતાઇની તઅલીમ રફતે રફતે ભુલી જઈ જુદી જુદી મુશરીકાના પરસ્તીશમાં ગીરફતાર થઇ ગયા. તેથીજ ખુદાતઆલાએ આગલા સરવે મઝહબો રદ બાતલ કરી દુન્યાની તમામ કોમો માટે એકજ સામાન્ય મઝહબ મુકરર કરયો અને સાફ ચેતવી આપ્યું કે “ જે કોઈ ઇસલામ સીવાય બીજા કોઇ મઝહબ પ્રમાણે ચાલશે તો તેની પાસેથી તે કબુલ કરવામાં આવશે નહી અને તે આખેરતની ઝીંદગીમાં નુકસાન ખમનારાઓમાંથી થશે ( કુરાન પ્રકરણ ૩ આયત ૮૫ ) તેથીજ હીંદુઓ જેઓ હઝારો વરસોથી મુરતી ગાય વગેરે પુજે છે પારસીઓ જેઓ આતસ સુરજ વગેરે પુજે છે અને સેજદો કરે છે તથા ખ્રીસ્તીઓ જેઓ પોતાના પેગમ્બરને ખુદા તથા ખુદાના દીકરા તરીકે માની તેની ઈબાદત કરે છે છતાં તેઓની એ ગુમરાહી દુર કરવા તેઓમાં ખુદા તરફનો કોઈ પ્રતીનીધી ઝાહેર થતો નથી. જો કે તેઓની મઝહબી કીતાબોમાં ખુલ્લું જણાવેલું છે કે જ્યારે ધર્મ ઝાંખો થાય છે અને અધર્મનો વધારો થાય છે ત્યારે અમો ફરી ફરી પ્રગટ થઇએ છીએ. તે મુજબ તેમ થતું બી રહ્યું પણ ઇસલામની સ્થાપના પછી તેઓમાં ખુદાનો કોઇ પ્રતીનીધી ઝાહેર થયો નહીં તે છેક કયામત સુધી કોઈ ઝાહેર થશે બી નહી કારણકે જ્યારે તે સરવે મઝહબો રદ બાતલ ઠેરા-

વવામાં આવ્યા ત્યારે તેવા રદ કરેલા મઝહબોમાં ખુદાના પ્રતીનીધીના ઝાહેર થવાની કશી ઝરૂરત રહીજ નહી. જો કે જેવી રીતે ગેરઇસલામી કોમો પોતાના પેગમ્બરોની અસલ તઅલીમ ભુલી જઇ તરેહવાર મુશરીકાના પરસ્તીશના ભોગ થયા તેવોજ હાલ ઇસલામીઓનો બી થયો. તેઓબી પોતાના પેગમ્બર (સ) ની અસલ તઅલીમ ભુલી જઇ કબર તથા તાઝયા પરસ્તીશ વગેરે મુશરીકાના રસમોમાં ગીરફતાર થઇ ગયા. પણ ખુદાતઆલાએ ઇસલામને તમામ દુન્યા માટે કયામત સુધી કાયમ રહેનારો છેલ્લો અને સામાન્ય મઝહબ ઠેહાવેલો હોવાથીજ આગલા મઝહબો મુજબ એ મઝહબને રદ બાતલ ન કરતાં એમાં વખતો વખત જે જે બગાડા પેવસ થતા રહ્યા તે દર ઇસલામી સદીની શરૂઆતમાં પોતાનો એક ખાસ પ્રતીનીધી ઝાહેર કરી તેની મારફતે દુર કરાવતો રહ્યો. તેના એ તીરમાણ કરેલા નીયમ મુજબ કયામત સુધી ઈસલામ તેની અસલ તઅલીમ સાથે દુન્યામાં પ્રકાશતો રહેશે. એ એક એવો મોતેબર પુરાવો છે કે જેથી તમામ ગેર ઇસલામી મઝહબોનું બાતીલપણું તથા ઈસલામ મઝહબનું અમ્મરપણું વગર તકરારે સાબીત થઇ જાય છે.

આ ઉપરથી આ પ્રકરણ હેઠળ આવેલી અસલ બાબતનો બી ફડચો થઈ જાય છે કે આ ઝમાનામાં જે મહાન પ્રતીનીધીના ઝાહેર થવાની માન્યતા રાખવામાં આવી છે તે બેશક ઇસલામી સીવાય બીજી કોઇ બી કોમમાંથી ઝાહેર થશે નહી કારણ કે ઈસલામ સીવાય બાકીના તમામ મઝહબો રદ બાતલ થઈ ચુકા છે.

હવે ત્યારે સવાલ એ ઉભો થાય છે કે જ્યારે આગલા ઝમાનાના પેગમ્બરો ખુદાતઆલા તરફના ખરા પેગમ્બરો હતા ત્યારે તેઓની પેશગોઇ મુજબ આ ઝમાનામાં જુદી જુદી તમામ મઝહબી કોમો પોતાના તે પેગમ્બરો ફરી આ ઝમાનામાં

ઝાહેર થશે એવી જે માન્યતા રાખી બેઠા છે તેનો શો ખુલાસો ? તેનો જવાબ એ છે કે બેશક તે પેગમ્બરો ખુદાતઆલા તરફના ખરા પેગમ્બરો હતા અને તેઓએ કરેલી પેશગોઇઓ બી ખરીજ છે. પણ અફસોસ એ છે કે લોકો આગલા ઝમાનાના પેગમ્બરોની પેશગોઇનો ખરો અર્થ સમજવામાં ભુલ કરે છે. તેઓ એમ સમજે છે કે તે અસલીજ પેગમ્બરો ફરી દુન્યામાં ઝાહેર થશે જ્યારે તે સરવે પેગમ્બરો વફાત પામી ચુકા છે અને એ ખુદાતઆલાનો નીયમજ નથી કે જે લોકો એકવાર વફાત પામે તેઓનીજ રૂહને બીજીવાર નવા શરીરમાં મુકી ફરી તેઓને જીવતા કરવા. એવો પુનર જન્મનો ખોટો અકીદો ઇસલામમાં છેજ નહી જેમકે એ વીસે ખુદાતઆલા કોરાને શરીફમાં ભાર મુકીને ઝાહેર કરે છે " અને જે શેહેરના લોકોનો અમે નાશ કરયો છે તેઓના માટે આ ( દુન્યા ) માં પાછા આવવાનુ હરામ છે. ( કુરાન પ્રકરણ ૨૧૯૫ ) વલી ખુદા ફરમાવે છે " શું તેઓએ જોયું નથી કે અમે તેઓની અગાઉ કેટલા ઝમાનાના લોકોનો નાશ કરયો તેઓ પાછા તેમના તરફ આવતા નથી. ( કુરાન પ્રકરણ ૩૬: ૩૧ ) વલી ખુદા ફરમાવે છે " ત્યારે આ પછી તમો બેશક વફાત પામશો પછી બેશક તમને કયામતનાજ દીને ઉઠાડવામાં આવશે ( કુરાન પ્રકરણ ૨૩×૧૬ ) વલી ખુદા ફરમાવે છે " દરેક જીવ મોત ચાખશે અને તમોને ફક્ત કયામતનાજ દીને તમારો ઈનામ આપવામાં આવશે ( કુરાન પ્રકરણ ૩×૧૮૨ )

એ ઉપરાંત બીજી અનેક આયતો તથા હદીસોથી સાબીત છે કે ખુદાતઆલાએ હરામ ઠેરવ્યું છે કે જે એકવાર મરણ પામે તેનેજ ફરી જીવતો કરી તેનીજ રૂહ બીજા શરીરમાં નાખી તેનેજ પાછો દુન્યામાં મોકલે, પણ એવી પેશગોઇની ખરી તાવીલ એ હોય છે કે ખુદાતઆલા તેના જેવોજ બીજો શખસ પેદા કરી તેનાજ જેવી રૂહાની ખાસ્યતો તેમાં મુકી તેને દુન્યામાં ઝાહેર

કરે. દાખલા તરીકે જુઓ હીંદુઓની ધરમપોથીમાં હઝરત ક્રીશન ( અ ) ફરમાવે છે કે જ્યારે બી દુન્યામાં બદકારી ફેલાશે ત્યારે હું ફરી ફરી ઝાહેર થતો રહીશ.

હવે હઝરત ક્રીશન ( અ ) દુન્યામાં પેહેલી વાર ઝાહેર થયા તેને કેટલાક હઝાર વરસો વીતી ચુકા અને તે પછી અનેકવાર દુન્યામાં બદકારીનો જોશ ઉભરી આવ્યો છતાં તેઓ પોતે તો હરગીઝ બીજીવાર ઝાહેર થયાજ નહી. ત્યારે શું તેઓએ ખોટું કહ્યું ? હરગીઝ નહી. ખુદાનો ખરો પ્રતીનીધી હરગીઝ ખોટું બોલેજ નહી. પણ નાદાન ઈનસાન તેનો ખરો અર્થ ન સમજી જાહેલ બને છે. તેથી જે કોઇ ઝીદી બની એ પેશગોઇની એ તાવીલ કબુલશે નહી તેને એ કેહવું પડશે કે હઝરત ક્રીશન ( અ ) ખોટા શખસ હતા તેથીજ પોતાના વાયદા મુજબ ફરી ફરી ઝાહેર થતા ન રહ્યા. જેવી રીતે કે યાહુદીઓ ઝીદી બની જ્યાં સુધી હઝરત ઇલીઆસ ( અ ) પોતે બીજીવાર દુન્યામાં ઝાહેર થાય નહી ત્યાં સુધી હઝરત ઇસા ( અ ) ને ખોટા પેગમ્બર ઠડાવવાની સરકશી લઇ બેઠા અને હમેશ માટે મગઝુબે અલયહીમ ઠડયા જેની વીગતવાર કેફીઅત આપણે આ કીતાબમાં વાંચી આવ્યા છીએ. જ્યારે એવી પેશગોઇનો ખરો અર્થ એજ ઠડયો કે તે પેગમ્બરની રૂહાની ખાસ્યત ધરાવનારો બીજોજ કોઇ શખસ ખુદાતઆલાના પ્રતીનીધી તરીકે ઝાહેર થાય. અવતારનો ખરો અર્થ એજ છે. અવતારની માન્યતા ધરાવનારાઓની વધુ ખાત્રી એ રીતે આસાનીથી થઈ શકે છે કે જ્યારે તેઓ એ ધારે છે કે કોઇ બી શખસ જ્યાં સુધી ગુનાહોથી તદન પાક સાફ થશે નહી ત્યાં સુધી તે દર વખતે મરણ પામી જુદા જુદા રૂપમાં ફરી જન્મ પામશે તો તેઓનીજ એ માન્યતાની રૂએ શ્રી ક્રીશન ફરી જન્મ પામી ફરી નવો અવતાર લઇ શકેજ નહી. કારણ કે તેઓ સરવે ગુનાહોથી પાક અને પવીત્ર હતા. તેથીજ તેઓને ફરી જન્મ પામવાની ઝરૂરતજ ન રહી. તેથીજ તેઓ

બીજી એક બી વાર જન્મ પામી આગલાજ શ્રી કીશન તરીકે ઝાહેર થયાજ નહી. પણ એઓની તથા બીજા પેગમ્બરોની રૂહાની ખાસ્યત ધરાવનારા ખુદાના અનેક પ્રતીનીધીઓ વખતો વખત ઝાહેર થતાજ રહ્યા તેવીજ રીતે આ ઝમાનામાં બી બન્યું છે.

હવે કદાચ કોઇ એ સવાલ કરે કે જ્યારે જુદા જુદા મઝહબોના અસલી વફાત પામેલા પેગમ્બરો પોતેજ ઝાહેર ન થઇ શકે ત્યારે તેઓની બદલે તેઓની રૂહાની ખાસ્યત ધરાવનારા જુદા જુદા પ્રતીનીધીઓ તો ઝરૂર ઝાહેર થવા જોઇએ. તો તે વીસે જાણવું કે જ્યારે ઈસલામ સીવાય બાકીના સરવે મઝહબો રદ બાતલ થઇ ગયા ત્યારે હવે તે રદ થયલા મઝહબોમાં ખુદાનો કોઈ પ્રતીનીધી હરગીઝ ઝાહેર થઇ શકેજ નહી.

બીજું આગલા ઝમાનાના પેગમ્બરો ચોકસ કોમો માટે હતા તેથી ખુદાતઆલાએ તેઓમાં તેઓના બરની ચોકસ ખાસ્યતો મુકી હતી જ્યારે ઇસલામના પેગમ્બર (સ) દુન્યાની તમામ કોમો માટેના સામન્ય પેગમ્બર હોવાથી ખુદાતઆલાએ એઓમાં તે સરવે પેગમ્બરોની સામટી ખાસ્યતો એકંત્ર કરી હતી. જેથી આગલા તમામ પેગમ્બરોના વાયદા પુરા કરવા ફક્ત ઈસલામના મહાન પેગમ્બર (સ) આ ઝમાનામાં ઝાહેર થઈ જાય તો આગલા ઝમાનાના તમામ પેગમ્બરોના ઝાહેર થવાના વાયદા એકી વખતે પુરા થઇ જાય. પણ જેવી રીતે આગલા તમામ પેગમ્બરો વફાત પામી ચુકા છે તેથીજ તેઓ પોતે પાછા ઝાહેર ન થઈ શકે તેવીજ રીતે ઈસલામના મહાન પેગમ્બર (સ) બી વફાત પામી ચુકેલા છે તેથીજ એઓ બી પોતે પાછા ઝાહેર થઇ ન શકે. પણ જેવી રીતે આગલા પેગમ્બરોની બદલે તેઓની રૂહાની ખાસ્યત ધરાવનારો ખુદા તરફનો કોઈ પ્રતીનીધી ઝાહેર થઈ જાય તો તેઓ પોતેજ ઝાહેર થઈ ગયલા ઠરે તેવી રીતે ઇસલામના મહાન પેગમ્બર (સ)ની બદલે એઓની

રૂહાની ખાસ્યત ધરાવનારો ખુદા તરફનો કોઈ પ્રતીનીધી ઝાહેર થઇ જાય તો એઓ પોતેજ ઝાહેર થઇ ગયલા ઠરે અને એ મુજબ દુન્યાની તમામ કોમોના પેગમ્બરોના ઝાહેર થવાના વાયદા એકી વખતેજ પુરા થઈ જાય અને ખુદાતઆલાએ આ ઝમાનામાં માટે એજ નીરમાણ કરયું હતું અને અલ હમ્દો લીલ્લાહ એજ પ્રમાણે પાર બી ઉતરયું છે. માટે જુદી જુદી કોમોના લોકોએ પોત પોતાના અસલી પેગમ્બરોની ઝાહેર થવાની ખોટી આશા તરક કરી આ ઝમાનામાં દુન્યાની તમામ કોમોના પેગમ્બરોની સામટી ખાસ્યતો ધરાવનાર ખુદા તરફના ઇસલામી પ્રતીનીધીને કબુલી પોતાની આખેરત સુધારી લેવી જોઇએ નહીકા તેઓને પોતાની ગફલતી યા ઝીદ યા બેદરકારીના લીધે આખેરતમાં દુખદાયક અઝાબનુ ભોગ થવું પડશે. દરેક ઇસલામી વાંચનારે આ બાબત પોતે સારી રીતે સમજવી જોઇએ અને તે પછી બીજા ઈસલામી તથા ગેરઈસલામી ભાઇબંધોને સમજાવવી જોઇએ.

જેવી રીતે જુદા જુદા મઝહબોની કીતાબોમાં આ ઝમાનામાં તેઓના અસલી પેગમ્બરોની બીજી વારની પધરામણી વીસેની પેશગોઇઓ છે તેવીજ રીતે કોરાને શરીફમાં બી ઈસલામના મહાન પેગમ્બર (સ) ની બીજી વારની પધરામણી વીસેની પેશગોઈ છે જે કોરાને શરીફની સુરે જુમાની "આખરીન મીન હુમ લમ્મા યલહકુ બેહીમ" વાલી આયતથી તથા સુરે સફની "હોવલલઝી અરસલ રસૂલહુ બીલહોદા વદીનીલ હકકે લેયુઝહરેહુ અલ દીને કુલ્લેહી વલવ કરેહલ મુશરેકુન" વાલી આયતથી સાબીત છે કે જે વીસે સુન્ની તથા શીઆના દરેક તફસીર લખનારા એકમત છે કે તે હઝરત મહેદી (અ)ના ઝહુરથી પુરી થશે. તેથીજ સુન્ની તથા શીઆ આલીમો એ હદીસ સાચી માને છે કે મેહેદીનુ નામ મહમદ (સ) હશે. તેઓના પીતાનુ નામ અબદુલ્લાહ હશે તેઓ

ની માતાનુ નામ અમીના હશે. એટલુંજ નહી પણ તેની કુન્યત તે ખુદ હઝરત રસુલ્લાહ (સ)ની કુન્યત હશે. એટલે ગોયા આ-બાદ આપણા હઝરત રસુલુલ્લાહ ( સ ) પોતેજ પાછા પધારશે. તેવીજ રીતે ઇસાઇઓની બાઇબલમાં હઝરત ઇસા (અ) તે મરયમના બેટાની બીજી વારની પધરામણી વીસેની પેશગોઈ છે. એ સરવેથી મુરાદ એજ છે કે તેઓની રૂહાની ખાસ્યતોમાં એક બીજોજ પ્રતીનીધી ઝાહેર થશે. નહીકા બોલેબોલ મુજબની માન્યતા લઇ બેસ્યે તો તેની મતલબ એજ થઈ કે ખુદાતઆલા મઝકુર પેગમ્બરોના માતપીતા તથા તેઓના વડવાઓને ફરી પેદા કરી તેઓની એક પછી એક નસલ બાદ ફરી તેજ પેગમ્બરોને પાછા પેદા કરે એટલે ગોયા ફરીથી આદમ ( અ ) થી પાછો કીસ્સો શરૂ કરે જે હરગીઝ ખુદાને મંઝુરજ નથી. પણ તેથી મુરાદ એજ છે કે તેઓની રૂહાની ખાસ્યત ધરાવનારો બીજોજ પ્રતીનીધી ઝાહેર થાય. તેટલાજ માટે ખુદાતઆલાએ આ ઝમાનામાં ઈસલામના મહાન પેગમ્બર ( સ ) ની ખાસ્યત ધરાવનારા એક મસીલને મહેદી ( અ ) તરીકે ઝાહેર કરવાનું નીરમાણ કરયું કે જેથી ગોયા તેઓ પોતેજ આવેલા ઠડે અને એ મુજબ દુન્યાની તમામ કોમોના પેગમ્બરોના ઝાહેર થવાના વાયદા એકી વખતે પુરા થઈ જાય. તેથીજ ખુદાતઆલાએ આ-સદીની શરૂઆતમાં પોતાના ઝાહેર કરેલા પ્રતીનીધી હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબને હઝરત મેહેદી ( અ ) તરીકે આશકાર કરયો જેની સંખ્યાબંધ સાબેતીઓ આપણે વાંચી આવ્યા છેએ.

એ મુજબ દુન્યાની તમામ કોમોના પેગમ્બરોનો બીજી વારની પધરામણીનો વાયદો હઝરત રસુલુલ્લાહ ( સ ) ની બીજી વારની પધરામણી તરીકે મહેદી ( અ ) માં પુરો થયો. તેથીજ ખુદાતઆલાએ હઝરત મીરઝા સાહેબને ઇસા ઇબને મરયમનો ખેતાબ આપ્યો ક્રીશનનો ખેતાબ આપ્યો વગેરે. અગર ઇસા

ઈબને મરયમ જુદા આવનાર હતે તો દુન્યાની સરવે કોમોના પેગમ્બરોને બી જુદા જુદા આવવા પડતે. કેમકે અગર ખુદાતઆલા ઈસાઈઓ શાફ ફરી તેઓના અસલી પેગમ્બર ઇસા ઇબને મરયમને મોકલે તો બીજી સરવે કોમો માટે ફરી તેઓના અસલી પેગમ્બરોને મોકલવાજ જોઈએ. કેમકે સરવે કોમોને એક સરખો વાયદો આપવામાં આવ્યો છે અને ખુદાતઆલાનો કાયદો બી સરવે માટે એક સરખોજ છે. તેથી જેવી રીતે ઇસાઈઓ શાફ તેઓના અસલી પેગમ્બર ઈસા ઇબને મરયમ ખુદ પોતે હરગીઝ બીજીવાર આવનાર નથી તેવીજ રીતે બીજી કોઇબી કોમનો અસલી પેગમ્બર ખુદ પોતે હરગીઝ બીજીવાર આવનાર નથી. કારણ કે તેઓ સરવેનો આવવાનો વાયદો પુરો કરવા ખુદાતઆલાએ તેઓ સરવેની રૂહાની ખાસ્યત ધરાવનાર ઈસલામના મહાન પેગમ્બર (સ) નો ફરી આવવાનો વાયદો ઝાહેર કરયો કે જેથી એઓ એક આવ્યા એટલે સરવે આવ્યા. પણ જેવી રીતે આગલા સરવે પેગમ્બરો વફાત પામ્યા છે તેવીજ રીતે ઈસલામના મહાન પેગમ્બર ( સ ) બી વફાત પામ્યા છે. તેથી એઓના મીસલ તરીકે મહેદી ( અ ) ને ઝાહેર કરી સરવેના વાયદા એકી વખતે પુરા કરી આપ્યા.

તેથીજ હઝરત રસુલુલ્લાહ ( સ ) એ પોતાનામાં અને મહેદી ( અ )માં તદન એકસરખાપણું ઝાહેર કરયું છે. તેવીજ રીતે લા મેહેદી ઇલ્લા ઈસા ઇબને મરયમ કહીને મહેદી અને ઈસા ઇબને મરયમનું તદન એકસરખાપણું ઝાહેર કરયું છે કે તે બેઉ એકજ શખસના ખેતાબો છે.

એ મુજબ ખુદાતઆલાએ આ આખરી ઝમાનામાં ઝાહેર થનારા જુદી જુદી કોમોના પેગમ્બરોની મહાન પેશગોઇઓના ભેદ આ ઝમાનામાં ઝાહેર થયલા પોતાના પ્રતીનીધી મારફતે કેવી સફાઈથી સમજાવી આપ્યો છે કે જેથી દુન્યાની સરવે

કોમો પોત પોતાપર ઈસલામમાં એકંત્ર થવાની ફરઝ આસાની-થી સમજી શકે.

હવે મુબારક છે તે શખસ જેને ખુદાતઆલા આ મહાન ભેદને સમજવાની તવફીક બક્ષે. જે શખસ આ ભેદ સમજવા ભાગ્યશાળી નીવડયો તેણે ગોયા આ આખી કીતાબનો સાર એક તડાકામાં સમજી લીધો અને તેથી આગલા ઇસા (અ) આસમાન પરથી આવશે એવો અકીદો જે ઈસલામીઓ તથા ઈસાઇઓ રાખે છે તે એક પલમાં નાબુદ થઈ જશે. કેમકે આગલા ઈસા (અ) બીજી વાર આવે તો બીજી સરવે કોમોના પેગમ્બરોને ફરી આવવુંજ જોઇએ જેનુ પરીણામ એ નીપજે કે આગલા સરવે બાતીલ થયલા મઝહબો ફરી જાગરૂત થઈ જાય અને ખુદાતઆલા જે દુન્યાની સરવે કોમોને એકજ મઝહબ ઈસલામમાં એકંત્ર કરવાનો નીશચય કરયો છે તેની બદલે દુન્યામાં ઓર બી આગલ કદી ન થયલી મઝહબી હરીફાઇની મહાભારત જંગ જાગી ઉઠે જે હરગીઝ હરગીઝ ન બને. ઉપરાંત ઈસલામના મહાન પેગમ્બર (સ) ખાતમુન નબીઈન છે એટલે એઓ બાદ કોઇ બી નવી યા જુની શરીઅત ધરાવનાર યા મુસ્તકીલ ( સ્વતંત્ર ) પેગમ્બર હરગીઝ ઝાહેર થઇ શકેજ નહી. તેથીજ આગલા ઇસા (અ) યા બીજી કોઈ બી કોમના નબી હરગીઝ ઝાહેર થઈ શકેજ નહી.

પણ આખરી ઝમાનામાં એક નબી ઝાહેર થશે તે વીસે સરવે કોમોના પેગમ્બરોએ પેશગોઈ કરેલી છે. તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ ( સ ) એ બી આખરી ઝમાનામાં ઝાહેર થનાર મસીહ અને મહેદીને નબી અલ્લાહ કહ્યો છે જે સહી મુસલીમથી સાબીત છે. પણ જો આગલા નબીઓ આવે કે જેઓ શરીઅતી યા મુસ્તકીલ નબીઓ હતા તો હઝરત રસુલુલ્લાહ (સ) ની ખાતમુન નબીઈનની મોહર તુટી જાય. અને અગર નબી તરીકે કોઇ બી શખસ ઝાહેર ન થાય તો આગલા સરવે પેગમ્બરોની પેશ-ગોઇઓ ખોટી પડે. તેથીજ ખુદાતઆલાએ આ ઝમાનામાં પોતાના

પ્રતીનીધી હઝરત મીરઝા સાહેબને મહેદી (અ) તરીકે ઝાહેર કરી એઓને જુદા જુદા નબીઓનો ખેતાબ બક્ષયો છે. જેમકે ખુદાતઆલાએ એઓને મહમદ (સ) કહ્યો છે ઇસા ઇબને મરયમ કહ્યો છે ક્રીશન કહયો છે વગેરે એ રવેસે સરવે પેગમ્બરોની નબી વીસેની પેશગોઇ એવી સફાઇથી પુરી કરી આપી કે ઈસલામના મહાન પેગમ્બર (સ)ની ખાતમુન નબીઇનની ફઝીલતમાં જરાએ અલવલ ન આવવા પામે કારણુ કે એ રવેસે હઝરત રસુલુલ્લાહ ( સ ) પછી નબીનો ખેતાબ બીજા કોઈ ત્રાહેતને નહી મલતાં ખુદ એઓના મસીલ તરીકે ઝાહેર થયલા મહેદી (અ) ને મલ્યો. એટલો એઓનો ખેતાબ એઓનેજ મલ્યો. ઉપરાંત હઝરત રસુલુલ્લાહ ( સ ) ની પેહલી પધરામણી તથા મહેદી (અ) તરીકે થયલી એઓની બીજીવારની પધરામણીમાં કશો ફરક ન રહે તેટલા માટે જેવી રીતે ખુદાતઆલાએ હઝરત રસુલુલ્લાહ (સ) ને કોરાને શરીફમાં ફરમાવ્યું છે જે "અમે નથી મોકલ્યો તને પણુ એટલા માટે કે તું આખી દુન્યા માટે રહેમત થાય" તેવીજ રીતે ખુદાતઆલાએ એઓના મસીલ તરીકે ઝાહેર થયલા મહેદી (અ) પર એજ વહી નાઝીલ કરી છે કે "અને અમે નથી મોકલ્યો તને પણુ ( એટલા માટે કે તું ) આખી દુન્યા માટે રહેમત થાય" તેથીજ તેઓએ આખી દુન્યાની કોમો પર પોતાને માનવાનો પેગામ મોકલ્યો. અને એઓને માનનારાઓ ગોયા હઝરત રસુલુલ્લાહ (સ) ને માનનારા જેવો સવાબ હાંસલ કરશે. એવી ખુલ્લી હદીસ શરીફ ઇસલામીઓની હદીસોની મશહુર કીતાબ મીશકાત શરીફમાં મોજુદ છે જેમાં તેઓ ફરમાવે છે "ખચીત શાન તો એ છે જે નઝદીક છે કે આ ઉમતની આખરમાં એક કોમ થશે જેના શારૂ સવાબ અવલના સહાબા જેવો થશે. જેઓ દીનના હુકમ પોંહચવશે અને શરીઅત વીરૂધના કામો મના કરવા શારૂ ફીતનાવાલાઓ સાથે લડશે" અને તેથીજ હઝરત મીરઝા ફરમાવે છે જે "તે જે મારી

જમાઅતમાં દાખલ થયો ખરેખર મારા સરદાર ખફુલ મુરસીલનની સહાબા ( ની જમાઅત )માં દાખલ થયો અને એજ અર્થ ( સુરે જુમા વાલી આયત ) આખરીન મીન હુમનો બી છે જે સમજ દારોથી છુપું નથી અને જે શખસ મારામાં અને મુસતફા ( સ. અ. સ ) માં તફરકો કરે છે તેણે મને નથી જોયો અને મને નથી ઓલખ્યો " ( ખુતબએ ઇલહામ્યા ).

કેમકે એઓ પોતાના સરદાર હઝરત રસુલુલ્લાહ ( સ ) ની પૈરવી અને ગુલામીમાં પોતાને એવો ફના કરી દીધો કે જેથી ફનાફીર રસુલ કહેવાયા તેથી રૂહાની તોરમાં તેઓ બેઉ ગોયા એક થઇ ગયા તેથીજ ખુદાતઆલાએ એઓને રહેમતલલીલ આ-લમીનનો ખેતાબ આપ્યો કે જેવો તેણે હઝરત રસુલુલ્લાહ (સ) ને આપ્યો હતો અને તેથીજ હઝરત રસુલુલ્લાહ ( સ ) એ ફર-માવ્યું જે એઓને માનનારાઓને એવો સવાબ મલસે કે જેવો મને માનનારા સહાબીઓને મલશે. તેથીજ એઓની પધરામણી તે ગોયા હઝરત રસુલુલ્લાહનીજ પધરામણી ઠઠી અને તેથીજ એઓ ફરમાવે છે જે " હું આખરીન મીન હુમ લમ્મા યલહકકુ બેહીમની આયત મુજબ તેજ નબી ખાતમુન અંબીઆ છું " માટે ઓ ઇસલામના કહેવાતા આલીમો જરા વીચાર તો કરો તમો કોણુને ગાલો આપો છો ? કોણુપર કુફ-રના ફતવા ઠોકો છો ? કોણુને માટે મોટા મોટા પણ ખોટા ખોટા રદ લખોછો ? અને કોણુની મજાક મશકેરી કરો છો ? કોઇજની નહી પણ કોરાને શરીફમાં તથા હદીસ શરીફમાં તથા દુન્યાની તમામ કોમોની મઝહબી કીતાબોમાં જણાવેલા આખરી ઝમાનામાં રૂહાની ખસલતમાં મહેદી ( અ ) તરીકે ઝાહેર થનાર આપણા મહાન પેગમ્બર હઝરત મહમદ મુસતફા ( સ. અ. સ. ) ની બેઇઝતી કરો છો. માટે ચેતો ફરી બી ચેતો અને તોબા કરો કે તે ગફુરુર રહીમ અગર

તમારો એ અજ્ઞાનતામાં કરેલો ગુનાહ હોય તો માફી બક્ષે.

કોરાને શરીફમાં હઝરત રસુલુલ્લાહ (સ) બીજીવાર આ ખરી ઝમાનાના લોકોને મલશે તે બાબે સુરે જુમાની આખરીન મીન હુમવાલી આયત જ્યારે નાઝીલ થઈ ત્યારે સહાબીઓ વીચારમાં પડયા કે શું હઝરત રસુલુલ્લાહ ( સ ) બીજીવાર દુન્યામાં આવશે તે વીસે પુછતાં હઝરત રસુલુલ્લાહ (સ) એ સલમાન ફારસીની બાંધપર હાથ મુકીને કહ્યું કે આ શખસની અવલાદમાંથી એક શખસ ઝાહેર થશે જે ઇમાન સુરયા સુધી ગયો હશે ત્યારે તે પાછો લઈ આવશે ( જુઓ સહી બુખારી ) આ વીશે શીઆ તફસીર લખનારાઓ બી એકમત છે. હવે એનો વધુ ખુલાસો ખુદાતઆલાએ હઝરત મીરઝા સાહેબ પર વહી નાઝીલ કરી જણાવ્યું કે આખરી ઝમાનામાં જ્યારે ઇમાન સુરયા સુધી ચાલી જશે ત્યારે જે ઈરાની અવલાદ તરીકે ઝાહેર થઈ ઈમાનને પાછો લઇ આવશે એવી પેશગોઈ થઈ છે તે શખસ તુંજ છે. એ મુજબ કોરાને શરીફમાં જણાવેલી તથા હઝરત રસુલુલ્લાહ ( સ ) એ ઝાહેર કરેલી પેશગોઈ આબાદ ખરી પડી. ઉપરાંત સુનીશીઆની હદીસોથી સાબીત છે કે સલમાન ફારસીને હઝરત રસુલુલ્લાહ ( સ ) એ એહલેબેતમાં ના ઠેડવ્યા છે તે મુજબ હઝરત મીરઝા સાહેબ એહલેબેતના નામચીન વંસમાંના ઠડયા.

કદાચ કોઇ કહે જે એઓને એવી વહીઓ નાઝીલ થઇ તેની અમોને શી ખાત્રી ? તો તેના જવાબમાં જાણવું જે પેહલે તો ઘણાખરા ઇસલામીઓ વહી ઈલહામ વગેરે નાઝીલ થાય એ બાબત બી માનતા નથી જેવી રીતે આગલી કોમોની એ માન્યતા છે કે આગલા ઝમાનામાં ખુદાતઆલાએ તેઓના પેગમ્બરો તથા મહાન બુઝરગો સાથે વાતો કરી હતી તે પછી તેણે બીજા કોઈ સાથે બો વાત કરીજ નથી. એટલે તેઓના મનથી તેઓના પેગમ્બરો પછી ઝાહેર થયલા પેગમ્બરો ખુદા સાથે વાત કર-

વાનો જે દાવો કરતા હતા તે સરવે ખોટા આસામીઓ હતા પણ એ તેઓની માન્યતાનુ ખોટાફ તે પછી જેમ જેમ જુદી જુદી કોમોમાં પેગમ્બરો ઝાહેર થતા ગયા તેમ તેમ તે કોમોને તેઓના પેગમ્બરો મારફતે આગલા ઝમાનાની કોમોની ખોટી માન્યતાની ખાત્રી થતી ગઇ છતાં આગલા ઝમાનાની કોમો પોતાનીજ ભુલભરેલી માન્યતા પર હજી સુધી ચીટકી બેઠી છે. તેજ ભુલનો ભોગ ઇસલામીઓ બી થાય છે અને કહે છે જે ખુદાતઆલાએ કોરાને શરીફ નાઝીલ કીધા બાદ વહી તથા ઈલહામ કયામત સુધી બંધ થઇ થયા છે. એ તેઓની માન્યતા આગલી કોમો જેવીજ ખોટી છે. હા. ઇસલામ મઝહબ કામીલ એટલે સંપુરણ થઇ ગયો છે તેથી ઇસલામી શરીઅતમાં કોરાને શરીફના ફરમાનોમાં દુન્યા ખતમ થઇ જાય ત્યાં સુધી એક બોલનો બી વધારો ગટાડો યા કશો બી ફેરફાર કરનારી કોઈ વહી હરગીઝ હરગીઝ નાઝીલ ન થશે. પણ ખુદાતઆલા પોતાના નેક બંદાઓ જેઓ ખુદાની રાહમાં પોતાને ફના કરી નાખે છે તેઓને ખુદાની હસ્તીની જાતી ખાત્રી માટે ખુદાતઆલા તેઓની દુઆઓ સાંભલી તેઓને જવાબો આપે યા ભવીશયમાં થનારા બનાવોની બશારતો વહી ઈલહામ કશફ તથા સાચા સ્વપના મારફતે ઝાહેર કરે તેમાં વાંધાભરયું શું છે ? બલકે એ ખુદાઇ આશીરવાદ છે તે જ્યારથી આ દુન્યા શરૂ થઇ ત્યારથી જારી થયું છે તે દુન્યા ખતમ થઈ જાય ત્યાં સુધી જારી રહેશે. એથી ઇનસાનની ઝીંદગીમાં બહુ મોટો ફેરફાર થઇ જાય છે. તેને ખુદાની હસ્તીનો તથા આખરેતના અંજામની જાતી ખાત્રી થઈ જાય છે જેથી તેનો ઈમાન દીન પરદીન મઝબુત થતો જાય છે જેથી તે બદીથી બચે છે નેકી તરફ પગલાં વધારતો જાય છે કારણ કે તેના દીલમાં એકીન જામી જાય છે કે ખુદાતઆલા મારી હરેક હીલચાલ પર નઝર રાખે છે અને કશું બી ખોટું કરીશ તો સઝા પાંમીશ જેવી રીતે કોઈ ખીદમતગાર પાદશાહની હુઝુરમાં કશી બી નાફરમાની યા બેઅદબી કરવાની હીંમત કરતો નથી યા

કોઇ ચોર જેની સાંમે ગમે તેટલો ખઝાનો પડેલો હોય પણ તે સાથે ત્યાં નાગી તલવાર સાથે પોલીસનો પહેરો ઉભો હોય તો તે હરગીઝ તેને હાથ લગાડવાની હીમત કરતો નથી તેવીજ રીતે જે શખસ આ દુન્યામાં ખુદાતઆલાને રૂહાની આંખોથી જોવા યા તેની તરફના કલામ સાંભળવા ભાગ્યશાળી નીવડે છે તેના દીલમાં આખેરતના અંજામ વીશે મજબુત એકીન પેસી જાય છે તેથી તે કશું બી ખોટું કરવાની હીમત કરતો નથી. તેથીજ ખુદાતઆલાએ હરેક કોમને પોતાનાએ ફઝલથી સર-ફરાઝ કરયો છે પણ તે પછી રફતે રફતે હરેક કોમ મુશ-રીકાના પરસ્તીશમાં ગીરફતાર થઇ જવાથી અને તેઓના મ-ઝહબો બાતીલ થઈ જવાથી એ રૂહાની ફઝલથી તેઓ બેન-સીબ રહયા છે તેથીજ તેઓ સમજે છે જે ખુદાતઆલા બીજા કોઇ સાથે બી વાત કરતોજ નથી તેથી હવે એ ફઝલ ફક્ત ઇસલામ મઝહબમાંજ છે. ઇસલામીઓ બી રફતે રફતે અસલ તઅલીમથી વેગળા જવા લાગ્યા પણ ખુદાતઆલાને એ સંપુરણ કરેલા ઇસલામ મઝહબને દુન્યા ખતમ થાય ત્યાં સુધી જારી રાખવું હોવાથી એણે હર ૧૦૦–૧૦૦ વરસે પોતાનો એક પ્રતીનીધી ઉભો કરવાનો વાયદો ઝાહેર કરાવ્યો જેની સાથે ખુદાતઆલા વહી ઇલહામથી વાતો કરતો અને ઇસલામમાં પેવસ થયલી ખરાબીઓ દુર કરાવતો જેથી ખરો ઇસલામ ફરી નવેસરની તાઝો થતો. જેથી ખુદાતઆલાનો એ રૂહાનીં ફઝલ ફરી જારી થતો. જેનો લાભ તેજ લોકો મેલવતા જેઓ ખુ-દાતઆલાના પ્રતીનીધીને માનતા અને તેની તઅલીમ મુજબના ખરા ઇસલામ પ્રમાણે અમલ કરતા એ મુજબ જ્યારથી ઇસલામની સ્થાપના થઈ છે ત્યારથી હર ઝમાનામાં એવો ફઝલ જારી રેહતો આવ્યો છે અને ક્યામત સુધી જારી રહેશે તેથીજ ઇસલામમાં હઝારો શખસો અવલ્યા અલ્લાહ તરીકે મશહુર થયા છે, શું તેઓની ખક્ષરતો તથા કરામતોથી ઇસલામી આલમ અજાણ છે ? હરગીઝ નહી. એ વીશે વધુ સાબેતી એ છે જે હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું છે જે જેવી રીતે બનો ઇસરાઇલની ઉમતમાં મોહદસો

(એટલે તે શખસો જેઓની સાથે ખુદાતઆલા વાતો કરે તે ) થયા તેવી રીતે મારી ઉમતમાં બી થશે. તે મુજબ સેંકડો મોહદસો ઈસ-લામી આલમમાં મશહુર થઈ ગયા છે. શું તે સરવે ખોટા શખસો હતા અને પોતાની તરફની બનાવટી વાતો કરતા હતા ? હરગીઝ નહી. ઇસલામની પેહલાં બની ઇસરાઇલની ઉમતમાં ખુદાતઆલાએ મરદો ઉપરાંત ઓરતો પર બી વહી નાઝીલ કરી છે જેવા કે મુસા (અ) તથા ઈસા (અ)ની માતાઓ જે કોરાને શરીફથી સાબીત છે ત્યારે ઇસલામ જેવી અફઝલ ઉમતના મરદો ઉપર પોતાનો એ ફઝલ નાઝીલ ન કરે ? બીજું ઇસલામની ખરી ખીદ-મત કરનારા આલીમોને હઝરત રસુલુલ્લાહ ( સ ) એ નબીઓના વારસ તથા બની ઈસરાઈલના નબીઓ જેવાં હોવાનો ખેતાબ આપ્યો છે. નબી કોણને કહે છે ? નબી તેને કહે છે જે ખુદા-તઆલા તરફથી મોટા પ્રમાણમાં વહી તથા ઈલહામથી ગેબની વાતો હાંસલ કરી લોકોને અંધારામાંથી રોશનીમાં લાવે છે. જ્યારે હઝરત રસુલુલ્લાહ ( સ ) એ પોતાની ઉમતના આલીમોને એવો ખેતાબ આપ્યો છે તો શું ખુદાતઆલા તે ખેતાબના અર્થ મુજબ તેવા લાયક શખસો પર વહી તથા ઈલહામનો ફઝલ ન કરે અને પોતાના રસુલના તરફથી બખશાયલા ખેતાબને ખોટો ઠેહરાવે ? હરગીઝ નહી. બલકે ખુદાતઆલા એવો ફઝલ આપણે હમેશા તેની પાસેથી માંગતા રહીએ તેવી તઅલીમ બી શીખ-વી છે જેમકે આપણે નમાઝમાં સુરે ફાતેહા પઢયે છીએ અને કહીએ છીએ જે " એહદેનસ સેરાતલ મુસ્તકીમ સેરાતલ લઝી-ન અનઅમતા અલયહીમ " એટલે ઓ ખુદા તું અમને સીધો રસ્તો દેખાડ. તેઓનો રસ્તો કે જેઓના ઉપર તે ફઝલ કીધો. હવે કોરાને શરીફની બીજી આયતથી સાબીત છે કે એમાં જ-ણાવેલા ફઝલ પામેલા લોકોથી મુરાદ નબી, શહીદ, સીદીક તથા સાલેહ છે. જે વીસે દરેક તફસીર લખનારાઓ એકમત છે. આ પરથી સાબીત થાય છે કે ખુદ ખુદાતઆલા ચાહે છે જે આપણે

નબી શહીદ સીદીક ને સાલેહના પગલે ચાલી નેક અમલ કરી નબી શહીદ સીદીક અને સાલેહ થઇએ. અને તે મુજબ ઈસ્લામમાં લોકો શહીદ બી થયા સીદીક બી થયા અને સાલેહ બી થયા ત્યારે નબી બી શા માટે ન થાય?

હદીસે કુદસીથી સાબીત છે કે ખુદાતઆલા ફરમાવે છે "ઓ ઈનસાન તું મારા ફરમાનો મુજબ અમલ કર અને તું મારા જેવો થશે" એને મલતી બીજી હદીસે કુદસીમાં ખુદાતઆલા ફરમાવે છે "હમેશા મારો બંદો નફલ ઇબાદતોના લીધે મારાથી નઝદીક થાય છે તે એટલે સુધી કે હું તેને મારો માહબુબ કરૂં છું ફરી હું તેનો કાન થાઉં છું જેનાથી તે સાંભલે છે અને આંખ થાઉં છું તેનાથી તે જુએ છે અને હાથ થાઉં છું જેનાથી તે પકડે છે અને પગ થાઉં છું જેનાથી તે ચાલે છે" હવે નબીઓ સરવેથી વધારે નફલ ઈબાદતો કરે છે તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે "જેણે મને જોયો તેણે ખુદાને જોયો" ત્યારે જે શખસ ખુદા રસુલના સરવે ફરમાનો મુજબ અમલ કરે તો તે શા માટે નબી ન થઇ શકે? આગલી કોમોમાં જે નબીઓ થયા તે ઇનસાનજ હતા કે નહી? પણ કોઈ બી શખસ પોતાની મેલે નબી ન થઈ શકે જ્યાં સુધી ખુદાતઆલા તેને નબીનો ખેતાબ બક્ષી નબી બનાવે નહી અને જેના વીસે આગમજથી પેશગોઇ થયલી હોય તે તો ઝરૂરજ નબી થાય.

કદાચ કોઇ એ કહે જે હઝરત રસુલુલ્લાહ (સ) ખાતમુન નબીઇન છે તો તેઓ બાદ બીજો કોઇબી શખસ નબી કેવી રીતે થઇ શકે? જેનો ખુલાસો આપણે આગળ વાંચી ગયા છીએ જે બેશક હઝરત રસુલુલ્લાહ (સ) ખાતમુન નબીઇન છે, એઓ બાદ કોઇબી શખસ નવી યા જુની શરીઅત ધરાવનારો હરગીઝ ઝાહેર થઇ શકે નહી. એટલુંજ નહિ પણ ઈસ્લામની

પેહલાં કોઇ બી કોમમાંથી આગલા કોઇ બી નબીની પેરવી કરયા વગર મુસ્તકીલ યાને સ્વતંત્ર નબીઓ ઝાહેર થતા હતા તેવી નબુવતનો દરવાજો બી કયામત સુધી બંધ છે. હવે તો ઈસલામમાં જે એકજ શખસ વીશે નબીની પેશગોઇ છે તે એક એવા શખસ માટે છે કે જે ઇસલામી ઉમ-તમાંથીજ ઝાહેર થાય અને ઈસલામી શરીઅત સ્થાપનાર-સરદારની ( એટલે હઝરત રસુલુલ્લાહ ( સ ) ની ) ગુલામીમાં પોતાને એવો ફ્નાફીર રસુલ કરી નાંખનારો હોય કે તે બેઉમાં કશી જુદાઈ રહેજ નહી ગોયા તે બે જુદા શખસો નહી પણ એકજ શખસ છે ત્યારેજ તે નબીનો ખેતાબ ખુદાતઆલા તર-ફથી પામે. અને ત્યારેજ તે નબી કહેવાઈ શકાય. જેથી હઝરત રસુલુલ્લાહ ( સ ) બાદ નબીનો ખેતાબ બીજા કોઇને નહી પણ તેઓનીજ રૂહાની ખસલતમાં ઝાહેર થયલા મસીહ અને મહેદીને મલ્યો એટલે ગોયા તે તેઓનેજ મલ્યો. બીજા કોઈ પારકાને નહી. અગર હઝરત રસુલુલ્લાહ (સ) બાદ કોઈ નબી ઝાહેર થનાર હતેજ નહીતો શા માટે હઝરત રસુલુલ્લાંહ (સ) પોતેજ એ ફરમાવે કે મસીહ તરીકે ઝાહેર થનાર શખસ નબી અલ્લાહ છે. એટલુંજ નહી પણ હઝરત રસુલુલ્લાહ ( સ ) ખાતમુન નબીઈન હોવા છતાં એવી કીસમોના નબી ઝાહેર થવાથી ઇસલામી શરીઅતમાં કશો અટકાવ નથો એવી ખુલ્લી ચેતવણી સતાવાર શહાદત સાથે મોજુદ છે જે હઝરતા બીબી આયશા ( રદી ) ની રીવાયતથી સાબીત છે જેમકે તેઓ ફરમાવે છે "કુલુ ઇનહુ ખાતમુન નબીઈન વલાતકુલુ લા નબી બાદ હુ" એટલે એ "કહો કે હઝરત રસુલુલ્લાહ (સ) ખાતમુન નબીઇન છે પણ એ ન કહો કે તેઓની બાદ કોઈ નબી નથી" આ કેવી મહાન શહાદત છે કે જેથી હવે એ બાબે જરાબી દીલમાં વસ-વસો રાખવાની ઝરૂરત રહીજ નહિ. અગર હઝરત રસુલુલ્લાહ (સ) બાદ ઇસલામમાં કોઈ નબી ઝાહેર થનાર ન હતે તો કોરાને શરીફની કેટલીક આયતો તેમજ હઝરત રસુલુલ્લાહ (સ)ની કેટલીક

હદીસો ખોટી પડતે. ઉપરાંત આખરી ઝમાનામાં એક નબી ઝાહેર થશે તે વીશે તમામ મઝહબી કોમોમાં પેશગોઈઓ મોજુદ છે તે સરવે ખોટી પડતે. જે વીશે આપણે વીગતવાર આગળ વાંચી આવ્યા છીએ અને જ્યારે એ બી સાબીત થાય છે કે એ નબીનો ખેતાબ બીજા કોઈ પારકા શખસને નથી જતો પણ ખુદ આપણા હઝરત રસુલુલ્લાહ (સ)નેજ પાછો મલે છે છતાં જે કોઈ એ નબુવતનો ઈનકાર કરશે તે ગોયા હઝરત રસુલુલ્લાહ (સ) ની નબુવતનો ઇનકાર કરનારો લેખાશે. ખરો ભાગ્યશાળી તે જે એ અતી અગત્યની બાબતનો ભેદ સમજવાની ખુદાતઆલા તરફથી નેક તવફીક પામે.

એ ઉપરાંત વધુ સાબેતીઓ સાંભલો. ખુદાતઆલા પોતાના એ ઝમાનાના પ્રતીનીધી હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ પર વહી નાઝીલ કરી ફરમાવે છે " ઓ આહમદ મેં તને નબી બનાવ્યો છે " વલી બીજી ગંભીર ચેતવણીકારક વહીમાં ખુદાતઆલા ફરમાવે છે " દુન્યામાં એક નબી આવ્યો પણ દુન્યાએ તેને કબુલ્યો નહી પણ ખુદા તેને કબુલ કરશે અને મોટા ઝોરાવર હુમલાઓથી તેની સચાઇ ઝાહેર કરશે."

કોરાને શરીફથી અને જુદી જુદી મઝહબી માન્યતાઓથી આપણે ખુદાતઆલાનો એ કાયદો જાણી ચુકા છીએ કે જ્યારે બી પૃથ્વી પર ગુનાહોનો પ્રમાણ વધી જય છે ત્યારે ખુદાતઆલા લોકોમાં પોતાનો એક પ્રતીનીધી ઝાહેર કરે છે કે જે તેઓને બદીથી બચાવી નેકી તરફ દોરવે છે. પણ લોકોનો મોટો ભાગ દુન્યાદારીમાં તથા પોતાનીજ ખોટી માન્યતા તથા ગુમરાહીમાં ફસાયલો હોવાથી ખુદાના ઝાહેર થતા પ્રતીનીધીના તરફથી શું દાખલા દલીલો અપાય છે અને તેની તઅલીમ લોકોનો ખુદા તરફનો સંબંધ જોડવાની છે યા ખુદા તરફનો સંબંધ તોડવાની છે તે સમજવા તથા તે પર ગોર કરવાની બદલે તેના દાવા વીસે સાંભળતાંજ તેના વીસે બદગુમાની કરી તેને ખોટો

દાવેદાર ઠહાવવા તેની મજાક મશકેરી કરી તેને હલકો પાડવાની કોશેશ કરે છે ત્યારે ખુદાતઆલા એવા લોકોની શુધ ઠેકાણે લાવવા તરેહવાર કીસમનો અઝાબ વરસાવે છે. જેમકે તે ફરમાવે છે "વમા કુન્ના મોઅઝ ઝેબીન હત્તા નબઅસ રસુલા" એટલે "અમો અઝાબ નથી કરતા જ્યાં સુધી કે અમો એક પેગમ્બરને ઝાહેર કરયે" (કોરાન પ્રકરણ ૧૭ આયત ૧૭)

કેટલાકોનું એ કહેવું છે જે એવી આફતો વરસ્યા પછીજ ખુદાનો પ્રતીનીધી ઝાહેર થશે. અગર આપણે એ બાબત વીશે ધીરજથી સાદ્દી સમજશક્તી વાપરી વીચાર કરીશું તો જણાશે કે ખરી રીતી એ છે કે અગર આપણા તાબા હેઠલના લોકોની કાંઈ ભુલ થઇ હોય તો તેઓને તે વીસે પેહલે ચેતવવું છતાં જો તેઓ પોતાની ભુલ સુધારવાની દરકાર કરે નહી બલકે સાંબા તકરારી થાય તો તે પછીજ તેઓને સઝા કરવી. એ નહી કે પેહલે તેઓને ખુબ ખોખરો કરી બલકે તેઓને મારી નાખી તે પછી તેઓની પાછળ રહેનારાઓને તેઓની ભુલ વીસે ચેતવવું! આપણે ઇનસાન હોવા છતાં આટલું સમજી શકયે છીએ તો ખુદા જે તમામ જ્ઞાનીઓથી વધુ જ્ઞાની હોવા છતાં શું એ નીયમ વીરૂદ્ધ નઉઝબીલ્લાહ એવો ઝાલીમ છે કે લોકોને તેઓની ભુલ સુધારવાની તક આપ્યા વીના પેહલે ખુબ સઝા પર સઝા કરી બલકે લાખો કરોડો જાનોની ખુવારી પછીજ પોતાનો પ્રતીનીધી મોકલી તેઓને ચેતવે! હરગીઝ નહી. તે રહેમાને રહીમ ખુદા પાસેથી એજ ખરો નીયમ છે કે જ્યારે લોકોમાં ગુમરાહી વધી ગઇ હોય અને તેઓ ખુદાની ખફગીની રાહોમાં ગીરફતાર થઈ ગયા હોય ત્યારે તેઓમાં કોઇ નેક શખસને પોતાના પ્રતીનીધી તરીકે ઝાહેર કરી તેઓને તે ખોટી રાહો તરફ કરવાની અને ખુદાની રઝામંદીની રાહો એખત્યાર કરવાની તઅલીમ આશકાર કરાવે છતાં જ્યારે લોકો ન માને અને સાંબી તે પ્રતીનીધીનીજ મજાક મશકેરી કરી તેને હસી કાહડે યા તેના વીરોધી

થાય ત્યારેજ ખુદાતઆલા લોકોની શુધ ઠેકાણે લાવવા તરેહવાર કીસમની આફતો વરસાવે.

આ ઝમાનામાં ખુદા તરફનો જે મહાન પ્રતીનીધી ઝાહેર થયો છે તે આખી દુન્યા માટે છે તેથીજ આ ઝમાનામાં તમામ દુન્યા ઉપર આફતો વરસી રહી છે. જેની શરૂઆત હીંદુસ્તાનમાં બ્યુબોનીક પલેગથી થઇ છે તે પછી દુકાલ રેલ ધરતીકંપ વગેરે અને યુરોપમાં છેલ્લી માહભારત જંગ જેના પજરણુ હજી ચાલુજ છે તે પછી ઇન્ફ્લુએંઝા હડતાલ મોંગવારી વગેરે વગેરે. જેથી લાખો કરોડો જાનોની તથા અબજો રૂા. ની ખુવારી થઈ અને થતી રહી છે. અને દુન્યાનો કોઇ ભાગ એવો ન હશે જે એવી આફતો યા તેની અસરથી બચેલો હોય છતાં અફસોસ કે લોકો હજી પોતાની ઝીદ યા બેપરવાઇ તજી સત્ય સ્વીકારતા નથી. તેથીજ જ્યાં સુધી લોકોના દીલો નરમ થશે નહી અને તેઓ પોતાની ઝીદ યા બેપરવાઈ તજી સત્ય સ્વીકારશે નહી ત્યાં સુધી અનેક કીસમની ત્રાસદાયક આફતો જારીજ રેહેશે.

ઉપલી સરવે બાબતો વીસે એઓએ વરસો આગમજ ખુદાતઆલા તરફથી ઈલમે ગયબ હાંસલ કરી દુન્યામાં એ બીના અનેક ભાષાઓમાં જગઝાહેર કરી આપી. દુન્યામાં અનેક સ્વભાવના ઇનસાનો હોય છે તેથી ખુદાતઆલાએ એઓને અનેક કીસમના ભેદોથી વાકેફ કરયા જેમાંની ઘણીખરી બાબતો દીની છે તો કેટલીક દુન્યઈ તો કેટલીક રાજદુવારી વગેરે અને તે સરવે કેવી મોજેઝા રૂપી ખરી પડી અને પડતી જાય છે તે એઓની તરફથી પ્રગટ થયલી કીતાબો તથા ચોપાન્યા વાંચ્યાથી ખાત્રી થશે. જેમાંના નમુના તરીકે કેટલાક દાખલા તથા હવે પછી દુન્યામાં શું શું ઉથલ પાથલ તથા જાણવા જોગ બનાવો તથા ફેરફારો થશે તે A Present to H. R. H. the Prince of Wales નામની કીતાબમાં પ્રગટ કર્યા છે જે ખરેજ વાંચવા, ગોર કરવા તથા નોંધી રાખવા જોગ છે.

ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે તેજ ગએબનો જાણનાર છે તે પોતાના ગએબો ઉપર કોઇને સતા આપતો નથી સીવાય તેને કે જેને તે પોતાના પ્રતીનીધીઓમાંથી પસંદ કરે. (કુરાન પ્રકરણ ૬૨×૨૭–૨૮) ખુદાતઆલાના એ પાક કલામો મુજબ હઝરત મીરઝા સાહેબ ખુદાતઆલાના પસંદ કરેલા પ્રતીનીધી હોવાથીજ ખુદાતઆલાએ એઓને પોતાની અસંખ્ય ગએબી બાબતો ઉપર સત્તા આપી અને એઓની મારફતે તે જગજાહેર કરાવી ને તે ખરી બી પાડી આપી છતાં જે કોઇ એઓને ખુદાના પ્રતીનીધી તરીકે કબુલશે નહી તે એઓનો ઈનકાર કરનાર નહી પણ ખુદ ખુદાતઆલાના ઉપલા પાક કલામોનો ઇનકાર કરનાર લેખાશે.

બીજી એક અગત્યની બાબત એ યાદ રાખવી જોઇએ કે જ્યારે હઝરત રસુલુલ્લાહ (સ) એ નબુવતનો (પેગમ્બરીનો) દાવો જાહેર કર્યો અને પોતા ઉપર નાઝીલ થતી વહી બયાન કરતા રહ્યા ત્યારે તે વખતના તેઓના વીરોધીઓ તેઓને ખોટા દાવેદાર ઠહાવતા તથા ખુદાની વહીને એઓની પોતાની તરફની બનાવટ સમજતા (નઉઝ બીલ્લાહ) જે ઉપરથી ખુદાતઆલાએ ઝાહેર કર્યું કે "અને જો તે (પેગમ્બર) અમારી ઉપર કેટલીક બનાવટી વાતો ઘડી કાહડે તો બેશક અમે તેને જમના હાથથી પકડી પછી ખચીત અમે તેના દીલની નસને કાપી નાખીએ. (કુરાન પ્રકરણ ૬૯ આયાત ૪૪-૪૬) એટલે એ પેગમ્બર પોતાના તરફથી થોડી બી બનાવટી વહી જોડી કાહડે તો અમે એને કતલ કરી નાખ્યે. તૌરેતમાં બી એજ કાયદો ફરમાવવામાં આવ્યો છે જેનો બાઈબલમાંનો અસલ ઉતારો નીચે મુજબ છે. "If there arise among you a Prophet or a dreamer of dreams and giveth thee a sign or a wonder and the sign or the wonder come to pass, whereof he spake unto thee, saying

Let us go after other gods, which thou hast not known and let us serve them.

Thou shalt not hearken unto the words of that prophet or dreamer of dreams; for the Lord your God proveth you to know whether ye love the Lord your God, with all your heart and with all your soul.

Ye shall walk after the Lord Your God and fear Him and keep His commandments, and obey His voice, and ye shall serve him and cleave unto him.

And that Prophet, or that dreamer of dreams, shall be put to death because he hath spoken to turn you away from the Lord your God.......... (Deut 13 I to 5) ટુંકમાં એની મતલબ એ કે તમારામાં કોઈ પેગમ્બર ઝાહેર થાય અને તે મોજેઝા બી દેખાડે અને તે ખરા બી પડે પછી તે તમને તમારા ખરા ખુદાને છોડી બાજા ખોટા પુજયો તરફ દોરવે તો તમે તેનું સાંભળશો નહી. અને તે પેગમ્બરે તમને ગુમરાહીનો રસ્તો દેખાડયો તેટલા માટે તેને મારી નાખવામાં આવશે.

આ કસોટીની રૂએ ઇસલામી આલીમો યાહુદીઓ તથા ઈસાઇઓ ઉપર ઈસલામના મહાન પેગમ્બર (સ) ની સચાઈની હુજત એ રીતે પુરી કરે છે કે અગર અમારા પેગમ્બર (સ) નઉઝબીલ્લાહ ખોટા હતે તો તમારી બાઇબલની રૂએ એઓ ઝરૂર કતલ થઇ જવા જોઈતા હતા તેની બદલે તેઓ ૨૩ વરસ સુધી નબુવતનો દાવો કરતા રહ્યા અને આખરે કુદરતી મોતે વફાત પામ્યા. તો તે વીરોધીઓ લાજવાબ થઈ જાય છે. પણ કેટલાકો એ જવાબ આપે છે કે તમારા કોરાન મુજબ ખરા પેગમ્બરો બી કતલ થઇ ગયા છે ( એ તેઓની સમજ ફેર છે તે આયતોની મતલબ એ છે કે કાફરો પોતાના ખ્યાલ મુજબ પેગમ્બરોને

કતલ કરી નાખ્યા સમજે છે જેમકે ઇસા (અ) વીસે ધારે છે પણ કોઇ ખરો પેગમ્બર હરગીઝ કતલ થયો નથી ) છતાં તેનો જવાબ ઈસલામી આલીમો એ આપે છે કે તકરારની ખાતર માની બી લઇએ કે સાચા પેગમ્બરો બી કતલ થયા તેથી તેઓ કાંઈ ખોટા નથી ઠડતા. જેનો એ દાખલો છે કે જે શખસ ઝેહેર ખાય તે ઝરૂર મરી જાય પણ તેથી એ નથી ઠહતું કે દરેક શખસ જે મરે છે તે બધા ઝેહર ખાવાથી મરે છે તે મુજબ સાચા પેગમ્બરો બી કતલ થયા હોય તો તેથી તેઓ ખોટા નથી ઠહતા પણ ખોટો પેગમ્બર તો ઝરૂર કતલ થવોજ જોઇએ જેવી રીતે કે જે ઝેહર ખાય તે તો ઝરૂરજ મરે ત્યારે તેઓ લાજવાબ થઈ જાય છે.

તેજ મુજબ અગર હઝરત મીરઝા સાહેબ ખોટા પેગમ્બર હતે તો ઝરૂર કતલ થઇ જતે પણ એઓ ૨૮ વરસ સુધી નબી હોવા વીશેની સાબેતીઓની વહી ઇલહામ પ્રગટ કરતા રહયા છતાં કતલ થયા નહી અને લગભગ ૮૦ વરસનાં ઉમરે પોહતા પછી કુદરતી મોતે વફાત પામ્યા. જો કે એઓ વીરૂધ વાજીબુલ કતલના ફતવા પ્રગટ થયા જેથી અનેક વખત એઓને કતલ કરવાની કોશેશ કરવામાં આવી છતાં ખુદાતઆલાએ દરેક વખતે એઓને બચાવી લઇ એઓના વીરોધીઓને ઝલીલ કરયા. અગર કોઇ એ કહે કે એમ તો ઘણા માણસો છે જેઓ જુઠી વાતો કહયા કરે છે લોકોને ગુમરાહ કરે છે છતાં માર્યા જતા નથી તો તે વીસે જાણવું કે જુઠી વાત કેહવી યા લોકોને ગુમરાહ કરવું તે જુદી બાબત છે અને ખુદાના કસમ ખાઈ નબી હોવાનો દાવો આશકાર કરવો અને ખોટી વહીઓ બયાન કરવી તે જુદી બાબત છે અને એ મુજબ કોઇએ કરયું હોય અને વધુમાં વધુ ૨૩ વરસ સુધી નબીનો દાવો કરયા છતાં તે માર્યો ન ગયો હોય એવો એક બી દાખલો કોઇ હરગીઝ દેખાડી શકનાર નથી. એવો દાખલો દેખાડવાની કોશેશ કરવી તે ગોયા કોરાને

શરીફ તથા તોરેતની એ કસોટી ખોટી પાડવા બરાબર છે. પણ કોઈ બી શખસ નબીનો ખોટો દાવો કરી ખોટી વહીઓ બયાન કરી વધુમાં વધુ ૨૩ વરસની આગમજ મારયો ન ગયો હોય એવો એક બી ખરો દાખલો કોઈ બી શખસ કહી બતાવી શકનાર નથી.

ઉપલી બાબત આસાનીથી સમજવા આપણે એક દુન્યાદારી દાખલો લઇએ. જેમકે કોઈ શખસ જુઠું બોલે યા કોઇને છેતરે અને સરકારમાં તે ન પકડાય તે બનવા જોગ છે પણ કોઇ ખોટો શખસ એ ઝાહેર કરે કે સરકારે મને આ શેહેરનો હાકમ યા કલેક્ટર બનાવ્યો છે અને જે કાંઈ ફરમાનો હું બાહેર પાડું છું તે સરકારના હુકમથી કરૂં છું માટે તે માનવા નહીંકા સખત સઝા થશે તો તે શખસ થોડાજ વખતમાં પકડાઇ જશે. કારણ કે એ ખુદ સરકારની ફરઝ છે કે તેના નામે ખોટારો ચલાવનારને પકડી સખત સઝા કરે. તેવીજ રીતે કોઈ શખસ પેગમ્બરીનો ખોટો દાવો કરી ખુદાના નામની ખોટી વહી બયાન કરી લોકોને ગુમરાહ કરે તો એ ખુદ ખુદાપર ફરઝ છે કે તેને પોતાના અઝાબમાં ગીરફતાર કરી મારી નખાવે. અને તેથીજ અનેક ખોટા પેગમ્બરો મારયા ગયા અને તેઓના સ્થાપેલા સીલસીલા બરબાદ થઈ ગયા. તેથીજ ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે "**એથી મોટો ઝાલીમ કોણ છે જે ખુદાપર જુઠુ બાંધે અથવા (એથી મોટા ઝાલીમ કોણ છે જે) તેની આયતને ખોટી પાડે. બચીત તે ઝાલીમોને કામ્યાબ કરતો નથી.**" (કુરાન પ્રકરણ ૬×૨૧) અત્રે ઝાલીમથી મુરાદ કાફર છે. અને આ આયતમાં બે શખસોને કાફર ઠેડવવામાં આવ્યા છે. એક તો તે શખસ જે ખુદાના નામપર એ જુઠુ બાંધે કે ખુદાએ મને નબી બનાવ્યો છે અને મારા ઉપર ફલાણી ફલાણી વહી તથા ઈલહામ નાઝીલ કરયા છે જ્યારે હકીકતમાં ખુદાએ તેને ન નબી બનાવ્યો હોય અને ન કોઇ વહી યા ઇલહામ

નાઝીલ કરયા હોય તો એવી રીતે ખુદા પર જે જુઠું બાં
તેનાથી મોટો કાફર બીજો કોઈજ નહી. અને બીજો શખસ જે
ખુદા મોટો કાફર ઠેહવે છે તે તે શખસ છે જે ખુદાના ખરા ના
ઉપર નાઝીલ થયલી વહી યા ઇલહામને ખોટી પાડે.

હવે આ ઝમાનામાં હઝરત મીરઝા ગુલામ આહમદ સાહે
નામના બુઝરગ ખુદાના મુકરર કરેલા વખત ઉપર ઝાહેર થયા અ
આશકાર કરયું કે ખુદાતઆલાએ મને પોતાનો પ્રતીનીધી બનાવ
છે અને મારા ઉપર ફલાણી ફલાણી વહી તથા ઇલહામ નાઝી
કરયા છે. અગર એઓનો એ દાવો ( નઉઝબીલ્લાહ ) ખોટો
તો ખુદાના ઉપર એવું જુઠું બાંધનાર જેવો મોટો કાફર કોઇ
નહી. અગર એઓનો દાવો ખરો છે અને બેશક તે ખરો
છે તો એઓને ખોટા પાડનાર જેવા મોટા કાફર બી
કોઈજ નહી. અગર કોઇ કહે અમે કેવી રીતે જાણી શકયે
એઓનો દાવો ખરો છે યા ખોટો તો તે વીસે જાણવું જે એઓ
પોતાના દાવાની અસંખ્ય સાબેતીઓ આપી છે છતાં કોઇ
ખરેખર ખાત્રી નહીજ થઈ હોય તો ખુદા સાફ ફરમાવે છે
અગર એ ખોટો છે તો એ મારૂં કામ છે કે એને કતલ કરાવ
નાખવું અને એની તરક્કીની બદલે એની બરબાદી કરવી. તમા
કામ તો તાબે થવાનું છે જેમકે સરકાર કોઇને કોઇ શહેર
હાકમ યા કલેકટર બનાવે અને તે પોતાની નેમણુંક પબલીકર
ઝાહેર કરી આપે તો પછી પ્રજાનું એ કામ નથી કે તે ખ
છે યા ખોટો તે વીસે તેની સાથે જુંબેસ ચલાવે. પ્રજાનું કામ
તાબે થવાનું છે અગર તે ખોટો શખસ હશે તો તે ફરઝ સરકાર
છે કે તેને પકડી સઝા કરવી. તેજ મુજબ ખુદા પાસે બી એવ
અંધેર નથી કે તેના નામે કોઇ ખુદાનો નબી બનવાની હીમ
કરે અને વરસો સુધી લોકોને ગુમરાહ કરે છતાં ખુદા તે
ન કતલ કરે અને ન બરબાદ કરે. દુન્યામાં એવો એક બ
દાખલો નહી મળશે જેણે ખુદાના નબી હોવાનો દાવો કરયે

હોય અને વધુમા વધુ ૨૩ વરસ સુધી ખુદાની વહી તથા ઈલહામ આશકાર કરતો રહયો હોય છતાં તે મારયો ગયો ન હોય અને બરબાદ થયો ન હોય જ્યારે હઝરત મીરઝા સાહેબે ખુદાનો નબી હોવાનો દાવો કરયો અને ૨૮ વરસ સુધી પોતા ઉપર ખુદા તરફથી નાઝીલ થયલી વહી તથા ઈલહામો બયાન કરતા રહયા અને નબીને છાજતી એવી ખુદાઈ મઅરેફત ભરેલી તઅલીમ દુન્યામા આશકાર કરતા રહયા કે જેથી લાખો લોકો પોતાના કુટુંબ કબીલા સગા વાહલા યા દુન્યાઈ લોકોની વીરૂધતાની કશી બી પરવા કરયા વગર પોતાના જાનો માલ સાથે એઓ તરફ રજુ થઈ ગયા અને તે પછી પોતે બી એઓની નેક તઅલીમ પોતાથી બને તેવી રીતે આશકાર કરવા દુન્યાના ખુણે ખુણામાં ફેલાઇ ગયા જ્યાં તેઓ હઝારો અને લાખો રૂ. ના ખરચે મસજીદો બાંધે છે મીશનો સ્થાપે છે અને તમામ દુન્યામાં ખરી સુલેહ પાથરવાના તથા લોકોને રૂહાની ભાઇબંધીમાં જોડવાના કામ ઉપર તન મન અને ધનથી મંડેલા છે. એવી રીતે એઓની સચાઈ હવે તો સુરજ જેવી રીતે પ્રકાશી રહી છે અને એઓની મારફતે સ્થાપેલો સીલસીલો દીન પરદીન દુન્યામાં વધુ અને વધુ જગઝાહેર થઇ તરકકી કરતો રહયો છે છતાં જે કોઈ છતી આંખે આંધલો બની જોશે નહીં અને ખુદાતઆલાના આ ઝાહેર થયલા પ્રતીનીધીને ખોટો પાડવાની કોશેશ કરશે તો કોરાને શરીફના ઉપર ફરમાવેલા કાયદા મુજબ તે પોતાને ઝાલીમ ( કાફર ) ઠેડવશે. ખુદા રહેમ કરે ને દરેકને સત્ય સમજવાની નેક તોફીક બક્ષે.

ખુદાતઆલા તરફથી તેના કોઈ નબી યાં પ્રતીનીધીનું ઝાહેર થવું તે ઝમાનાના લોકો માટે એક બેમુલ આશીરવાદ હોય છે. કોરાને શરીફમાં બી નબુવતને એક સૌથી ઉત્તમ નેઅમત ઠેડવવામાં આવી છે છતાં અફસોસ છે કે લોકો પોતાની જાહેલ્યતના લીધે તેને એક બલા હોય તેવી રીતે ધીકારી કાહાડે છે. પણ

તે માટે તેઓને કેવું સખત ખમવું પડશે તેનો તેમને ખ્યાલ વટીક નથી. દુન્યાનો તમામ કોમો આ ઝમાનામાં ખુદાના એક મહાન પ્રતીનીધીની પધરામણીનો વકી શખે છે છતાં જ્યારે તેના ઝાહેર થઇ જવા વીસેનો પેગામ તેઓને પોહચાડવામાં આવે છે તો તેના દાવા યા તઅલીમ વીસે કશું બી ગોર કરયા વગર તેને ખોટો દાવેદાર સમજી હશી કાહડે છે કારણ કે દરેક શખસ તેની પધરામણી વીસે પોતાના મગઝમાં જુદા જુદા ખ્યાલો બાંધી બેઠેલો હોય છે જ્યારે તે પ્રતીનીધી તેઓના ખ્યાલોની સદંતર વીરૂધ તદનજ જુદા પ્રકારમાં ઝાહેર થાય છે તેથીજ તેઓ તેને ખોટો દાવેદાર સમજી તેને હસી કાહડે છે. પણ તેમાં નવાઈ જેવું કશુંએ નથી. એ તો એવા લોકોના વંસ પરમ પરાથી ઉતરી આવેલી ખસલત હોય છે. તેથીજ ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે " અફસોસ છે મારા બદાઓ ઉપર કે તેઓની પાસે કોઈ પેગમ્બર નથી આવતો પણ તેઓ તેને હસી કાહાડે છે શું તેઓ જોતા નથી કે એઓની આગમજના કેટલા ઝમાનાના લોકોને અમોએ હલાક કરી દીધા !" ( કુરાન પ્રકરણ ૩૬×૨૯. ૩૦ )

તે મુજબ આ ઝમાનાના લોકો બી ચેતે નહીકા જેવી રીતે આગલા ઝમાનાના લોકોને હલાક કરી નાખવામાં આવ્યા તેવીજ રીતે આ ઝમાનાના લોકોને બી હલાક કરી નાખવામાં આવશે. ખુદાતઆલાનો એ કાયદો. જ્યારથી એણે એ દુન્યા પેદા કરી છે ત્યારથી તે દુન્યા ફના કરી નાખશે ત્યાં સુધી જારી રેહેશે. ભાગ્યશાલી તે જે એ સમજે અને તેનો વખતસર લાભ લે.

હઝરત મીરઝા સાહેબ આ ઈસલામી સદીની શરૂઆતમાં ઝાહેર થયા તે આગમજ ઇસલામની બહુજ નબલી હાલત હતી. ખ્રીસ્તી તથા આરયા વગેરે મીશીનરીઓ ઈસલામને અને તેના મહાન પેગમ્બર (સ)ને ખોટા પાડવા તરેહ તરેહની કોશેશો કરતા

હતા. ઈસલામીઓ ખુદ અનેક ફીરકાઓમાં વીખરાયલા તથા જાહેલ્યતમાં ફસાયલા હોવાથી હમેશા તેઓ એક બીજા સાથે બથડાતા રહેતા હતા તેમાંથીજ મોકલા થવાની તેઓને પુરસદ ન રહેતી તો ઇસલામ પર થતા હુમલાઓ દુર કરવાનુ અને ઈસલામની ખરી શાન આશકાર કરવાનું જ્ઞાન અને ભાન તેઓને ક્યાંથી હોય? જ્યારે ઇસલામની એવી દયાજનક હાલત હતી ત્યારે ખુદાતઆલાએ પોતાના વાયદા મુજબ આ ઇસલામી સદીની શરૂ-આતમાં હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબને ઈસલામની હીમાયત માટે પોતાના પ્રતીનીધી તરીકે બાહેર પાડયો. એઓએ ૧૮૮૦ થી ૧૮૮૪ માં બરહાઇને આમદયા નામની કીતાબ ચાર ભાગોમાં પ્રગટ કરી તે મારફતે ઇસલામ પર થતા હુમલાઓ રદ કરી. ઈસલામ સીવાય બાકીના તમામ મઝહબોને બાતીલ સાબીત કરી આપ્યા. અને દુન્યામાં ખરો મઝહબ ફક્ત ઈસલામ છે તેની સચાઈ માટે ૩૦૦ રોશન દલીલો પ્રગટ કરી ઝાહેર કરયું કે જે કોઇ પોતાના મઝહબની ઉત્તમત્તા એના પાંચમા ભાગ જેટલી દલીલોથી બી સાબીત કરી આપે તો તેને રૂ૧૦૦૦૦)નુ ઈનામ આપવામાં આવશે. ઉપરાંત તેઓએ બીજું એ ઝાહેર કરયું કે ઇસલામજ એક એવો ખુદા પસંદ મઝહબ છે કે તેની ખરી તઅલીમ મુજબ કોઈ બી શખસ અમલ કરે તો તે આ દુન્યામાં ખુદાને જોઈ શકે છે અને ખુદા સાથે વાતચીત કરી શકે છે એજ તો ખરા મઝહબની ખુબી છે. અગર કોઈ હકના તલબગારને એ વીશે જાતી ખાત્રી કરવી હોય તો તે કાદયાન ખાતે આવે તેને ઘટતા માન સાથે પહેરો-ણા તરીકે રાખવામાં આવશે અને વધુમાં વધુ ત્યાં ૧૨ માસ રહે તો તેવણુ આસમાની મોજેઝાઓ સાથે એ વાતની સચાઈ ની તેને ખાત્રી કરી આપશે અને અગર તેમાં તેઓ નીસફલ નીવડે તો દર માસે રૂ ૨૦૦) લેખે નુકસાની ભરી આપવા બં-ધાય છે. એ મુજબ ઇસલામની સત્યતાના લાખો ઇશતેહારો અંગ્રેજી ઉરદુ વગેરે ઝબાનોમાં પ્રગટ કરી દુન્યામાં ફેલાવી

આપ્યા જેમાંથી ૧૨૦૦૦ ઈશતેહારો જુદા જુદા મઝહબના અધીકારીઓને તથા દેશ પરદેશના રાજવંસીઓને દુન્યાના સરવે ભાગોમાં રેજીસ્ટર પોસ્ટ મારફતે મોકલી આપ્યા જેમાં આપણા મરહુમ મહારાણી વીકટોરીઆ બી શામીલ છે. એ મુજબ દુન્યાની તમામ કોમો પર ઈસલામની શ્રેષ્ઠાઈની હુજત પુરી કરી આપી જે કોઇને એ વીશે ખાત્રી કરવી હોય તો તે આસાનીથી કાદયાન ખાતેની બ્રીટીશ પોસ્ટ આપીસમાં તપાસ કરી શકે છે.

શું કોઈ ખોટો દાવેદાર જે હકીકતમાં ઈસલામીઓને ગુમરાહ કરનારો શખસ હોય તે ઈસલામની શ્રેષ્ઠાઈ સાબેત કરવા આવો મહાભારત જોખમ ખેડે અને આખી દુન્યા પર હુજત તમામ કરવાની હીમત ધરાવી શકે ખરો ? ચેતો હજી બી ચેતો અને ખુદાના ખરા પ્રતીનીધીનો ઈનકાર કરી ખુદાના ગઝબને ન ભડકાવો.

ખુદાતઆલાએ ઈસલામ મઝહબને હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાંજ સંપુરણ કરી આપ્યો હતો પણ દુન્યાની તમામ કોમો પર ઈસલામ ગાલેબ કરી તેઓ પર હુજત તમામ કરવાના સંજોગો તે વખતે ન હતા જો કે ખુદાતઆલાનો એ વીસેનો વાયદો કોરાને શરીફમાં મોજુદ છે જેમકે ખુદાતઆલા સુરે સફમાં ફરમાવે છેઃ—

**“ હોવલ્લઝી અરસલ રસૂલહૂ બીલ્હોદા વદીનીલ હક્કે લેયુઝહરેહુ અલદીને કુલ્લેહી વલવ કરેહલ મુશરેકુન ” એટલે ખુદા તેજ છે કે જેણે પોતાના પેગમ્બરને હીદાયત અને ખરા મઝહબ સાથે મોકલ્યો છે એટલા માટે કે તે બીજા સરવે મઝહબો ઉપર ગાલેબ કરે અગર જો કે મુશરેકો તેનાથી અણગમો રાખે. ( કુરાન પ્રકરણ ૬૧ : ૯ )**

હઝરત રસુલુલ્લાહ ( સ ) દુન્યાની તમામ કોમોના પેગમ્બર છે માટે એઓ મારફતેજ દુન્યાની તમામ કોમો પર ઈસલામની હુજત પુરી થવી જોઇએ. જો કે તેઓ પછી દર સો સો વરસે ખુદાતઆલા તરફના ઈમામે ઝમાન ઝાહેર થતા ગયા અને ઇસલામનો ફેલાવો કરતા ગયા. પણ કોરાને શરીફની ઉપલી આયત મુજબ ખુદ હઝરત રસુલુલ્લાહ ( સ ) મારફતેજ એ ફરજ અદા થવી જોઇએ તે વીશે સુની શીઆના તફસીર લખનારાઓ એકમત છે જે એ વાયદો હઝરત મહેદી ( અ ) મારફતે પુરો થશે. અને તેમજ થયું કારણ કે એ વખતે રેલવે, ટપાલ, તાર, છાપખાના મારફતે વરતમાનપત્રો કીતાબો વગેરેની સારી સગવડ રહેલાથી ખુદાના ફઝલથી એ પેશગોઇ હઝરત રસુલુલ્લાહ ( સ ) ની બીજીવારની પધરામણી મહેદી ( અ ) તરીકે એઓની રૂહાની ખસલતમાં ઝાહેર થયલા હઝરત મીરઝા સાહેબ મારફતે સંપુરણ રીતે પાર પડી. જુઓ જે રવેસે હઝરત મીરઝા સાહેબે ઈસલામ કબુલવાની દાવત દુન્યાના જુદા જુદા મઝહબોના ધરમ ગુરૂઓને જુદા જુદા ભાગોમાં રેજીસ્ટર પોસ્ટ મારફતે મોકલી આખી દુન્યાને ગોયા ઇસલામની દાવત હાથો હાથ પોંહચાડી દીધી તે રવેસે એવું કામ આજ ૧૩૦૦ વરસ થયા કદી બી કોઇની બી મારફતે થવા પામ્યું ન હતું તેનું કારણ ખુલ્લી રીતે સાબીત થાય છે જે ખુદાતઆલાને હઝરત રસુલુલ્લાહ ( સ ) ઉપરની એ ફરજ ફક્ત મહેદી ( અ ) મારફતેજ પાર પાડીને કોરાને શરીફની ઉપલી આયત બોલે બોલ ખરી પાડવી હતી અને અલહમદો લીલ્લાહ તેમજ થયું.

એ પછી ખુદાતઆલાએ એક બીજો સંજોગ ઉભો કરયો કે જેથી ફરી એક વાર મહેદી ( અ ) મારફતે દુન્યાની તમામ કોમો પર ઈસલામની હુજત પુરી કરવામાં આવી. સને ૧૮૯૬ ના ડીસેમ્બર માસમાં લાહોર ખાતે જુદા જુદા મઝહબોના અધીકારીઓએ એક મહાન મઝહબી કાનફરેંસ ભરવાનો ઠેરાવ

કરયો. જેમાં નીચલી પાંચ બાબતો વીશે જુદા જુદા મઝહબોના પ્રતીનીધીઓ તરફથી તેમના મઝહબની માન્યતા તથા ખુબીઓના લેખીત ભાષણો એક ઝાહેર મેલાવડામાં સાંભળવાનુ નકી કરયું.

( ૧ ) ઈનસાનની સ્વાભાવીક, અખલાકી તથા રૂહાની હાલતો.

( ૨ ) ઈનસાનની આ ઝીંદગી પછીની હાલત.

( ૩ ) ઈનસાનની ઝીંદગીની મુળ મતલબ અને તે પાર પાડવાના સાધનો.

( ૪ ) ઈનસાનની આ ઝીંદગીના આમાલો યા કરમોની અસર હવે પછીની ઝીંદગીમાં.

( ૫ ) ખુદાઇ ઈલિમ અને મારેફતના સાધનો.

હઝરત મીરઝા સાહેબ ખુદાના પ્રતીનીધી હોવાનો દાવો કરેલો હોવાથી તે કાનફરેંસના એક આગેવાન એઓને ખાસ આમંત્રણ કરવા કાદયાન ખાતે ગયા હતા જે ઉપરથી એઓએ ઘણી ખુશીથી તે કબુલ્યું હતું.

હઝરત મીરઝા સાહેબે શરૂઆતમાંજ એક અગત્યની દરખાસ્ત એ પેશ કરી કે દરેક મઝહબના પ્રતીનીધી પર એ ફરઝ હોવી જોઇએ કે તેણે પોતાના મઝહબની માન્યતા તથા ખુબીઓ તેના મઝહબની ખુદાઈ ફરમાનો વાલી કીતાબની સાબેતીઓ ટાંકીને બયાન કરવી કે જેથી તે શખસ તેના અસલ મઝહબથી વેગલો જઈ પોતાનાજ ખ્યાલોનો એક જુદોજ મઝહબ ન બયાન કરયો જાય. અને એ બંધન મુજબ તેઓએ જણાવ્યું કે હું બી ઈસલામ મઝહબની માન્યતા તથા ખુબીઓ ખુદાતઆલાના અસલ ફરમાનો વાલી કીતાબ કોરાને શરીફની આયતો ટાંકીનેજ બયાન કરીશ. એ ભાષણો માટે વખતો મુકરર કરવામાં આવ્યા હતા કે જેથી કોઈ બી ભાષણ કરતા મુકરર કરેલા વખતથી વધુ વખત ન લે. પણ હઝરત મીરઝા સાહેબનું

ભાષણ મુકરર વખતમાં અરધું બી ખતમ થવા ન પામ્યું પણ લોકો ઉપર એઓના ભાષણથી કાંઇ એવી અજબ અસર થવા પામી કે તેઓએ જ્યાં સુધી એઓનું આખું ભાષણ ખતમ થાય નહી ત્યાં સુધી બીજા ભાષણો સાંભળવાની સાફ ના પાડી. તેથી કેટલાક ભાષણ કરનારાઓને પોતાના ભાષણોનો વખત એઓના લાભમાં છોડી દેવો પડયો. આવી અસાધારણ લોક લાગણી જોઇ કોનફરેસના આગેવાનોને એક અપવાદ તરીકે હઝરત મીરઝા સાહેબનો આખો ભાષણ જ્યાં સુધી ખતમ થાય નહી ત્યાં સુધીનો વધુ વખત આપવાનો ઠેડાવ ઝાહેર કરવો પડયો કે જેથી એઓના લીધે કાનફરેંસને એક દીવસ વધુ લંબાવવી પડી. એ મુજબ એઓનુ રૂહાની વીધવતા ભરેલું અને ચમતકારીક અસર ધરાવનારૂ ભાષણ ભારે વાખવાખી સાથે ખતમ થયું એ કાંઈ સાધારણ બાબત ન હતી. એ એક મહાન મઝહબી હરીફાઇ હતી. એ ટાંકણે જુદા જુદા મઝહબોના પ્રખ્યાત પ્રતીનીધીઓને એક પલાટફારમ ઉપર હાઝર થઇ પચરંગી કોમોના એક ગંજાવર મેલાવડા સન્મુખ પોત પોતાના મઝહબની સરસાઇ દેખાડી આપવાની તક આપવામાં આવી હતી. જેમાં ઇસલામની શ્રેષ્ટાઈ હઝરત મીરઝા સાહેબ મારફતે આશકાર થનાર હતી જે વીસે ખુદાતઆલાએ આગમજથી એઓને ઈલહામ મારફતે ચેતવી આપ્યું હતું કે એ દીને તમારો ભાષણ સૌથી ઉત્તમ સાબીત થશે અને જેઓ સાંભળશે તેઓ ઉપર ચમતકારીક અસર થશે એ ખુદાઇ બશારત બી એઓએ આગમજથી ન્યુસપેપરોમાં પ્રગટ કરી આપી મોટા મોટા જડજો પ્રોફેસરો તથા વીદવાનો જુદા જુદા દીવસોના પ્રેસીડેંટો તરીકે નેમાયા હતા. દરેક શખસ પોતાના મઝહબ યા ફીરકાના ધરમગુરૂ મારફતે પોતાના મઝહબની ફતેહ ચાહતો હતો. ઘણા ખરા લોકો હઝરત મીરઝા સાહેબના વીરોધીઓ હતા પછી તેઓ ઈસલામી હોય યા ગેરઈસલામી પણ ખુદાતઆલાને તે દીને ઇસલામની એક મહાન

ફતેહ પોતાના એ ઝાહેર કરેલા પ્રતીનીધી મારફતેજ આ-શકાર કરાવવી મંઝુર હતી જેથી તેઓના દીલો અજબ ચ-મત્કારીક રીતે ફેરવી દીધા તેથીજ તેઓ પોતાનો સરવે અણ-ગમો ભુલી જઈ એક અવાઝે એઓના ભાષાણુ વખાણવા લાગ્યા. કોન્ફરેંસ કમીટીને એઓ માટે મુકરર કરેલો વખત પુરો થઇ જવા છતાં લોક લાગણીને તાબે થઈ જ્યાં સુધી એઓનો આખો ભાષણ પુરો થાય નહી ત્યાં સુધીનો વધુ વખત આપવાની ફરઝ પડી. બીજા ભાષણ કરતાઓને પોતાના ભાષણો માંડી વા-લવા પડયા કોન્ફરેંસના કારોબારીઓ તથા વીધવાન પ્રેસીડેં-ટોને પોતાના રચેલા પ્રોગ્રામની સરવે ગણત્રીઓ ઉંધી વાલવી પડી. યુરોપીઅન તથા દેશી વરતમાનપત્રો બી પોતાની હમેશની વીરૂધતા ભુલી જઈ સાંબી તારીફ ગાવા મંડી ગયા. જેમાં Civil and Military Gazette નામના યુરોપીઅન પત્રે ખુલ્લી રીતે કબુલ્યું કે ખરેજ હઝરત મીરઝા સાહેબના ભાષાણે એઓના સાંભળનારાઓ ઉપર **મેસમેરીઝમ** જેવી અસર નાખી હતી. જ્યારે Observer નામના ઈસલામી પત્રે ઈસલામીઓને સલાહ આપી કે ખરેજ એ ભાષણ એવો છે કે જેનો અંગ્રેજીમાં તરજુમો કરી યુરોપ અમેરીકામાં ફેલાવો જોઇએ ( એ ભાષણ ઉરદુ ઝબાનમાં સંભળાવવામાં આવ્યો જે પાછલથી ઈસલામી ઊસુલની ફીલોસોફીના નામે પ્રગટ થયો તે પછી એનો અંગ્રેજી તરજુમો The Teachings of Islam ના નામે તથા ફ્રેંચ તરજુમો Les Enseignements de I' Islam તથા ગુજરાતી તરજુમો "ઈસ-લામનો રૂહાની ખઝાનો" નામે પ્રગટ થયો છે જેની જાહેર ખબર આ કીતાબની આખરમાં આપવામાં આવી છે. )

હરેક શખસે એ કીતાબ ઝરૂર વાંચવી જોઈએ અને ખુદા ચાહશે તો ઝરૂર તે ખુદાઈ બશારત મુજબ પોતામાં એક ચમ-તકારીક ફેરફાર જોશે. એ રીતે હઝરત રસુલુલ્લાહ ( સ. ) ની રૂહાની ખસલતમાં ઝાહેર થયલા મહેદી ( અ ) એ તમામ કોમો

ઉપર ઇસલામ મઝહબની શ્રેસ્ટાઈ ચમતકારીક રીતે દુન્યામાં આશકાર કરી આપી.

ખુદાતઆલાએ આ આખરી ઝમાનામાં મહેદી (અ) ને હીંદુસ્તાનમાં ઝાહેર કરયા અને હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ શરીફથી બી સાબીત છે કે મહેદી (અ) હીંદમાં ઝાહેર થશે તેનું કારણ એ છે જે હીંદુસ્તાનમાં દુન્યાના સરવે મઝહબોના લોકો રહે છે કે જેથી ઈસલામની દાવત તથા હુજત જેટલી આસાનીથી અને ઝડપથી હીંદમાં પોંહચાડી શકાય તેવી સગવડ દુન્યાના બીજા કોઈબી ભાગમાં ન બની શકે. બાજું હીંદમાં પરદેશના લોકો બી રહે છે જેથી તે લોકો મારફતે દુર દુરના મુલકોમાં બી એ વીશેની ખબર આસાનીથી અને ઝડપથી પોંહચી જઈ શકે છે તેટલા માટેજ તમામ ભેદોના જાણનાર દાના ખુદાએ મહેદી (અ) ને હીંદના એવા એક મઝહબી ચરચા ધરાવનારા ભાગો વચ્ચે ઉભા કર્યા કે જેથી તેઓની ઝાહેરાત થોડાજ વખતમાં દુન્યાના સરવે ભાગોમાં આશકાર થઈ ગઈ.

હઝરત મીરઝા સાહેબ તરેહવાર રીતે ઇસલામની દાવત પોહચાડવા તથા ઈસલામની ખરી તઅલીમ કેવી ઉમદા છે તે લોકોના મગઝો પર ઠસાવવા અનેક તજવીજો કરતા. એઓએ ૮૦ થી વધારે કીતાબો ઉરદુ ફારસી અરબીમાં લખી પ્રગટ કરી છે ઉપરાંત અખબારો તથા ઉરદુ અંગ્રેજી ચોપાન્યા દુન્યાના જુદા જુદા ભાગોમાં મુફત મોકલતા રેહતા ઉપરાંત હીંદુસ્તાનના મઝહબી ચરચા ધરાવનારા મુલકોમાં સફર કરતા અને જુદી જુદી કોમોના હઝારો માણસોના ગંજાવર મેલાવડામાં જુદી જુદી કોમો કેવી રીતે ખોટી માન્યતાઓમાં ગીરફતાર થઇ ગઈ છે તે અનેક રીતે સાબેત કરતા જ્યારે ઈસલામજ એક એવો ખુદાઈ આશીરવાદ ભરયો મઝહબ છે કે જેની ખરી તઅલીમથી ગમે એવો મનોવીકારમાં ફસાયલો હેવાની ખસલતનો ઇનસાન બી કેવી રીતે નેક અખલાકવાળો બની શકે અને તે પછી એ બીજા

દરજજા ઉપરથી તે કેવી રીતે બાખુદા ઇનસાન બની શકે કે જેથી તે આ દુન્યામાં ખુદાતઆલાને જોઈ શકે યાં તેના કલામ સાંભલી શકે ટુંકમાં તેનો સંબંધ ખુદાતઆલા સાથે એવો જોડાઇ જાય કે જેથી તે આ દુન્યામાંજ બહેશતી ઝીંદગીની નેઅમતો ચાખતો થાય તે તેઓ ખુદાઈ કલામોથી એવી સરસ અને સેહેલી રીતે સમજાવતા કે એક સાધારણ સમજનો પણ અપક્ષપાત શખસ આસાનીથી સમજી શકે. દરેક અંગ્રેજી જાણનાર શખસે એઓની The Claims and Teachings of Ahmad ની ચોથી આવૃતી ઝરૂર વાંચી જોવી કે જેથી તેને ઉપલી સરવે બાબતો વીસેની પુરેપુરી. ખાત્રી થાય અને તે બંને જેહાનનું ખરૂં સુખ હાંસલ કરી શકે. બીજું જેવી રીતે ખુદાતઆલાએ હઝરત રસુલુલ્લાહ (સ) ની સત્યતા દુન્યામાં કયામત સુધી પ્રકાશતી રહે તે માટે તેઓને કોરાને શરીફનો મોજેઝો એનાયત કર્યો અને તેઓ મારફતે દુન્યાને ચેલેંજ કરાવી કે તેના જેવી કીતાબ યા તેના જેવો એક સુરો વટીક કોઈ બનાવી લાવે પણ આજદીન સુધી કોઈ બી શખસ તે બનાવીં શકયો નથી અને કયામત સુધી બી કોઈ હરગીઝ બનાવી શકનાર બી નથી તેવીજ રીતે ખુદાતઆલાએ એઓની રૂહાની ખસલતમાં મહેદી (અ) તરીકે ઝાહેર થયલા હઝરત મીરઝા સાહેબને કે જેઓની માદરી ઝબાન અરબી ન હોવા છતાં ખુદાતઆલાએ એકજ રાતમાં એઓને અરબીનુ એવું ઉત્તમ જ્ઞાન બક્ષ્યુ કે જેથી એઓએ દુન્યામાં એ ચેલેંજ આશકાર કરી કે હવે એઓના મુકાબલામાં કોરાને શરીફની તફસીર અરબી ઝબાનમાં લખવા જેનામાં તાકાત હોય તે બાહેર પડે પણ ખરેજ તાજુબની વાત છે કે કોઇ બી શખસે એઓના મુકાબલામાં બાહેર પડવાની હીમત કરીજ નહી ત્યારે તેઓએ ફરી ઝાહેર કરયું કે અગર આખા કોરાનની તફસીર તેઓ માટે અશકય છે તો કોરાને શરીફનો એક નાહનામાં

નાહનો સુરો સુરે ઇખલાસ જેમાં ખુદાતઆલાની તવહીદ યાને એકતાઇનુ બયાન છે તેની તફસીર લખવા મેદાનમાં આવવું કે જેથી ખુદાતઆલાની તવહીદ સરસમાં સરસ રીતે કોણ આશકાર કરી શકે છે તે દુન્યા જોઇ શકે પણ તેટલી વટીક કોઇએ હીમત કરી નહી. શું એ હઝરત રસુલુલ્લાહ ( સ ) ની રૂહાની ખસલતમાં ઝાહેર થયલા મહેદી ( અ ) નો મોજેઝો નથી ? તે પછી તેઓએ કેટલી એક અરબી કીતાબો લખી ઝાહેર કરયું કે તેના જેવી કીતાબો લખાં લાવો ભલે તે કામમાં હીંદ ઉપરાંત અરબ મીસર તુરક વગેરેના આલીમો એકમેકને મદદ કરે અને તે માટે તેઓએ રૂ ૫૦૦૦ ) થી રૂ ૧૦૦૦૦ ) ના ઈનામો વટીક પ્રગટ કર્યા છતાં જેવી રીતે કોરાને શરીફ જેવી કીતાબ કોઇ લખી શકયો નહિ તેવીજ રીતે એઓની લખેલી અરબી કીતાબો જેવી કીતાબ કોઈ લખી શકયો નહી. એ મુજબ મહેદી ( અ ) તરીકે ઝાહેર થયલા હઝરત મીરઝા સાહેબની સચાઇની હુજત ગેર ઈસલામીઓ ઉપરાંત ઈસલામીઓ ઉપર બી પુરી કરવામાં આવી. ઉમેદ છે જે દાનેશમંદ વાંચનારાઓને એઓના દાવાની સચાઇ બાબે જરાબી શક હવે રહ્યો ન હશે. એઓએ ઈસલામની કેવી મહાભારત સેવાઓ બજાવી છે તે માટે એઓના અંગ્રેજી યા ઉરદુ Review of Religions નામના ચોપાન્યાની થોડાક વરસોની ફાઇલો વાંચી જુવો તો એઓએ ગેરઇસલામીઓ તરફથી થતા હુમલાઓ તોડવા કેવી કેવી મહેનતો કરી છે તથા ખરો ઇસલામી ખઝાનો કેવી રીતે દુન્યા સનમુખ રજુ કરયો છે તે જાણી શકાશે. ખુદાના ખરા પ્રતીનીધીનુ એજ કામ હોય છે તે એઓએ સરસમાં સરસ રીતે બજાવી આપ્યું છે.

ઇસલામમાં અનેક ફીરકા ઉતપન થઈ પડયા છે જેમાં કેટલાકના ધરમ ગુરૂઓ યા ઈમામો યા મુરશદો ઈસલામના મુખ્ય

અરકાન જેવા કે નમાઝ રોઝા ઝકાત હજ કાહડી નાખી તેની બદલી ભલતીજ રસમો દાખલ કરી છે જ્યારે કેટલાકો ઇબાદતોમાં તથા અહકામોમાં પોતાના મનોવીકાર મુજબ ફેરફાર કરે છે અને તરેહવાર મુશરીકાના અકાયદની પેરવી કરી પોતાના પનારે પડેલી કોમની ખાના ખરાબી કરે છે તેવા ફીરકાઓમાં ગીરફતાર થયલાઓએ સૌથી મુખ્ય બાબત પર જે ધ્યાન આપવું જોઇએ તે એ છે જે ઇસલામમાં એક સીવાય બાકીના સરવે ફીરકા ખોટા છે અને ખરો ફીરકો તેજ છે કે જેમાં ઈસલામના મુખ્ય અરકાનો નમાઝ રોઝા ઝકાત હજ આબાદ હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનાની સુંનત મુજબ અમલ થતા હોય અને બીજા સરવે ઇસલામી અહકામોમાં તથા અકાયદોમાં કોરાને શરીફ મુજબની બરાબર પેરવી થતી હોય. અને એવો ફીરકો દર સદીની શરૂ-આતમાં ખુદાતઆલાના વાયદા મુજબ તેના પ્રતીનીધી મારફતે આખી ઈસલામી આલમ માટે સ્થાપાય છે. ઇસલામમાં અનેક ધરમ ગુરૂઓ યા ઈમામો યા મુરશદો યા મુજતેહદો ઉભરાઈ જાય છે પણ તેઓ માંહેલા કોઇ બી ફીરકાના વડાએ એ દાવો કરયો નથી કે તે ઇસલામના મહાન પેગમ્બર (સ)ની પેશગોઈ મુજબ આ સદીની શરૂઆતમાં ઝાહેર થયો છે અને તેણે કોરાને શરીફ મુજબનો ખરો ઇસલામ દુન્યામાં આશકાર કરી ઇસલામી તથા ગેરઈસલામી કોમો પર ખરા ઇસલામની હુજત પુરી કરી છે. એકજ શખ્સ જેણે એ દાવો કરયો છે તે હઝરત મીરઝા સાહેબ છે જેવણે ઇસલામની મહાભારત સેવાઓ અસાધારણ રીતે બજાવી પોતાના દાવાની સચાઇ સાબીત કરી આપી છે જેની વીગતવાર તફસીલ આપણે વાંચી આવ્યા છીએ તથા એઓની તઅલીમ જે એઓ પોતાના માનનારાઓને આપી છે જે બી આપણે વાંચી આવ્યા છીએ તે એજ છે કે તમો દરરોઝ પાંચે વખતની નમાઝ જમાઅત સાથે હુઝુરે દીલથી પઢો. તમારા રોઝા નીખાલસ ખુદા ખાતર પુરા કરો. દરેક જે

ઝકાતને લાયક હોય તે ઝકાત આપે. અને જેના પર હજ ફરજ થઇ ચુકી હોય અને કોઈ નડતલ ન હોય તે હજ કરે. પોતાના ગુનાહો માટે તોબા અને ઈસ્તગફાર કરો. ખરા દીલથી ખુદાત-આલાના હેસાનો યાદ કરી શુકર કરતા રહો હઝરત રસુલુલ્લાહ (સ) ના માટે ખરા દીલથી હમેશા દરૂદ પઢતા રહો. તમારી ઝીંદગી કોરાને શરીફ તથા હઝરત રસુલુલ્લાહ ( સ ) ની સુંનત મુજબ ગુજારો. ઈસલામની શ્રેષ્ટાઇ પોતાથી બને તેવી રીતે આશકાર કરતા રહો, દરેક બાબતમાં દીનને દુન્યા ઉપર મુકદમ ( સર્વોપરી ) રાખો. સારાંશ હર હાલમાં ખુદાની યાદમાં લાગેલા રહો. ખુશીમાં હો તો શુકર કરો અને દુખમાં હો તો સબર કરો વગેરે. જે શખસ ઈસલામીઓને અપાયલા વાયદા મુજબ ઝાહેર થઈ ખરો ઈસલામ દુન્યામાં આશકાર કરી એવી સરસ તઅલીમ આપે તેજ ખુદાનો ખરો પ્રતીનીધી હોવામાં શક શો રહયો ? એવા શખસના વીરોધીઓ તેને ખોટો દાવેદાર કહે તે વંસપરમપરાથી ઉતરી આવેલી ખસલત છે. એવી ખરી ઈસલામી તઅલીમ આપનાર શખસ ખોટો હોઇ શકેજ નહી તેથી એવા શખસને માનવામાં જરાએ જોખમ નથી. આપણો ગુનાહ તો ત્યારેજ લેખાય કે જ્યારે આપણે એવી સરસ તઅ-લીમ આપનાર પર બદગુમાની કરી તેને ખોટો ઠેડાવવાની સરકશી કરયે. અને જ્યારે એવો શખસ આખેરતમાં સાચો નીવડે ત્યારે જે અઝાબની ચેતવણી આપણુને હાલ એ આપે છે તેમાંથી આપણે કેવી રીતે બચી શકયે ? જેમકે ખુદાતઆલા ફરમાવે છે **" અને જો તે ખોટો છે તો તેનો ખોટારો તેના ઉપર છે અને જો તે સાચો છે તો તમને તે ( અઝાબ ) નો ભાગ પોહચશે કે જેનો તે તમને વાયદો આપે છે "** ( કુરાન પ્રકરણ ૪૦ આયત ૨૮ )

એ તો દેખીતુંજ છે કે એક બાદશાહ પોતાના તાબા હેઠ-ળના શહેરમાં પોતાનો કોઇ પ્રતીનીધી મોકલે અને તે શખસ

તેઓને બાદશાહના ઠડાવેલા કાયદા કાનુન મુજબ ચાલવા ફરમાવે તો શેહરના લોકોની ફરજ છે કે તેને તાબે થાય; ન કે તેની સાથે એ બાબે જગડવું કે તુંજ બાદશાહનો પ્રતીનીધી છે તેની અમને ખાત્રી નથી થતી માટે તને તાબે થતા નથી. અગર તે બાદશાહનો ખરો પ્રતીનીધી ન હશે તો બાદશાહનુ કામ છે કે તેને પકડી સઝા કરે અને બાદશાહ હરગોઝ પોતાની પ્રજાને સઝા નહી કરશે કે તમો ફલાણો શખસ જેણે તમને મારા કાયદા કાનુન મુજબ ચાલવા કહ્યું તેને શું કરવા તાબે થયા. લોકો પર જે ફરઝ છે તે લોકોએ બજાવવી જોઇએ અને બાદશાહની ફરઝ બાદશાહ બજાવશે. તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ (સ) માટે કાફરો ખ્યાલ રાખતા હતા કે તેઓ ખોટા અને ગુમરાહ છે (નઉઝબીલ્લાહ) તો ખુદાતઆલા કાફરોને જવાબ આપવા ફરમાવે છે કે અગર તેઓ ખોટા અથવા ગુમરાહ છે તો તેનો વબાલ તેઓ પર છે તમારાપર નથી જેમકે ખુદા ફરમાવે છે કહે તું (ઓ મહમદ. સ) અગર હું ગુમરાહ છું તો એ સીવાય બીજુ કશુંએ નથી કે હું ગુમરાહ મારા પોતાના નફસ પર છું (કુરાન પ્રકરણ ૩૪ આયત ૫૦)

આથી સાફ સાબીત થાય છે કે જે શખસ ખુદાના પ્રતીનીધી તરીકે ઝાહેર થાય અને એકજ ખરા ખુદા તરફ દોરવવાની તઅલીમ દુન્યામાં આશકાર કરતો હોય તો તેને ખરા તરીકે માની લેવામાં કશો જોખમ નથી. જોખમ તો ખોટો પાડનારાઓ માથે છે જેમકે સત્યને ખોટો પાડનારાઓ વીસે કોરાને શરીફમાં સુરે મુરસલાતમાં ખુદાતઆલા એક વખત નહી બે વખત નહી પણ દસ વખત ચેતવી આપે છે કે "આફત છે તે (કયામતના) દીને ખોટો પાડનારાઓ ઉપર" પણ આખા કોરાને શરીફમાં એકવાર બી એ નથી ફરમાવ્યું કે "આફત છે તે (કયામતના) દીને ખરો માનનારાઓ ઉપર" કારણ કે કોઇ ખોટો પ્રતીનીધી હોય તો તેને કતલ

કરાવી તેના સીલસીલાને બરબાદ કરી નાખવાની ફરજ ખુદાએ પોતા ઉપર લીધી છે અને જ્યારે તે પ્રતીનીધી સાથે ખુદા એવું ન કરે બલકે તેની તરક્કીજ કરતો રહે તો સાબીત થયું કે તે ખરો પ્રતીનીધી છે છતાં જે કોઈ એવો વગર જોખમનો રસ્તો એખત્યાર ન કરતાં આ ઝમાનામાં ઝાહેર થયલા ખુદાના ખરા પ્રતીનીધીનો ઇનકાર કરશે તે વીશે તેઓ પોતે ફરમાવે છે " ખુદાતઆલાએ મને ઝાહેર કરયું છે કે દરેક શખસ જેને મારી દાવત ( દાવાની ખબર ) પોંહચે અને તેણે મને કબુલ નથી કરયો તે મુસલમાન નથી અને ખુદાની નઝદીક સઝાને પાત્ર છે. "

" જે શખસ મને નથી માનતો તે ખુદા અને રસુલને બી નથી માનતો " જેનુ કારણ એ છે કે હઝરત રસુલુલ્લાહ ( સ ) એ ફરમાવ્યું છે કે " જેણે મારી તાબેદારી કરી તેણે બેશક અલ્લાહની તાબેદારી કરી અને જેણે મારી નાફરમાની કરી તેણે બેશક અલ્લાહની નાફરમાની કરો અને જેણે મારા અમીર ( ઇમામે ઝમાન ) ની તાબેદારી કરી તેણે બેશક મારી તાબેદારી કરી અને જેણે મારા અમીર ( ઇમામે ઝમાન ) ની નાફરમાની કરી તેણે બેશક મારી નાફરમાની કરી. "

( મુસલીમ )

" જે શખસ મને નથી માનતો તે મારો નહી પણ જેણે મારા આવવાની પેશગોઇ કીધી હતી તેનો નાફરમાન છે "

" ખુદાતઆલા ફરમાવે છે જે શખસ તારી પેરવી નહી કરશે અને તારી બઈઅતમાં દાખલ નહી થશે અને તારો વીરોધી રહેશે તે ખુદા અને રસુલની નાફરમાની કરનાર અને જંહનમી છે "

"તમને તેજ કહેવામાં આવ્યું છે જે યાહુદીઓને કહેવામાં આવ્યું હતું અને તેઓનો શું અંજામ થયો તેથી તમે સારી રીતે વાકેફ છો માટે ડરો ડરો અને મગરૂરી છોડી દેઓ અને આજીઝી એખત્યાર કરો અને પલીદી અને નાપાકીથી પોત પોતાને દુર કરો અને પાક થઈ જાઓ અને પોતાની અવલાદ પર રહેમ કરો અને ઝુલમ ન કરો અને ખુદાથી ડરો કેમકે આખરે તેની પાસે જવું છે"

ઇસલામીઓ જેઓ ખોટા અકાયદોમાં ગીરફતાર છે તે વીસે વીવેચન કરવા પછી એઓ જણાવે છે કે "સારાંશ એવી તરેહની ઘણી વાતો છે કે જે એ (ગેર આહમદી) લોકોમાં જણાય છે જેથી ખુદાતઆલા નારાઝ છે અને જે ઈસલામી રંગથી વિરૂધ છે એ કારણસર અલ્લાહતઆલા હવે એ (ગેર આહમદી) લોકોને મુસલમાન નથી સમજતો જ્યાં સુધી કે તેઓ તે ખોટા અકીદા છોડી સાચી રાહ પર ન આવી જાય અને એજ કારણસર ખુદાતઆલાએ મને નેમ્યો છે કે હું એ તમામ ખોટાઓ દુર કરીને અસલ ઈસલામ પાછો દુન્યામાં કાયમ કરૂં."

"ખુદાએ એજ ઠેરાવ કરયો છે કે મુસલમાનમાંથી જે મારાથી અલગ રહેશે તે કપાઈ જશે (એટલે એઓનો ઇનકાર કરનાર ઈસલામથી કપાઇ જઈ ખુદાના અઝાબમાં ગીરફ્તાર થશે)

જુઓ તે વખત ચાલ્યો આવે છે બલકે નઝદીક છે કે ખુદા આ સીલસીલાની દુન્યામાં મોટી માન્યતા ફેલાવશે અને એ સીલસીલો પુરવ અને પશ્ચીમ અને ઉત્તર અને દક્ષીણમાં ફેલાશે અને દુન્યામાં ઈસલામથી મુરાદ એજ સીલસીલો રહેશે એ વાતો ઇનસાની વાતો

નથી એ તે ખુદાની વહી છે કે જેની આગલ કોઇ વાત અશક્ય નથી."

પોતાના દાવાની અનેક સાબેતીઓ અને નીશાનીઓનું વીવેચન કરતાં જણાવ્યું "શું કદી બી એવી નીશાનીઓ કોઈ જુઠો દાવો કરનારા શારૂ ભેગી થઇ છે? તે દોઝખથી ડરો કે જે ગુનેહગારોને ખાઈ જવા વાલી છે અને ગુનેહગારો તેમાં ન મરશે અને જીવશે શું ખુદાતઆલાની કીતાબને પીઠ પછવાડે નાખી દેઓછો અને બીજી વાતોની પેરવી કરોછો એ આદત સરાસર ફીતુર અને ઝુલમ અને હીદાયતથી દુર થનારી છે."

એવા બી લોકો છે જેઓને એઓના દાવાની સચાઈ વીસે, ખાત્રી થવા છતાં એઓની જમાઅતમાં શરીક નથી થતાં તેનુ મુખ્ય કારણ એ છે જે તેઓને પોતાના વડવાઓથી ઉતરી આવેલો ફીરકો છોડી દેતાં બહુ ભારી લાગે છે કેમકે તેથી તેઓ એમ સમજે છે કે કુટુંબમાં સગાવહાલાઓમાં તથા કોમમાં ખમવું પડશે. એ મુજબ જયારે ઈસલામીઓને પોતાનાજ મઝહબનો ખરો ફીરકો એખત્યાર કરતાં ભારી લાગે તો ગેર ઇસલામીઓને ઈસલામ એખત્યાર કરતાં કેટલું ભારી લાગે? પણ ખુદાતઆલાએ જયારથી આ દુન્યા શરૂ કરી છે ત્યારથી હરેક ઈનસાન પર એ અઝમાઇશમાંથી પસાર થવાની ફરઝ નાખી છે જે આપણે આગળ વીગતવાર વાંચી આવ્યા છીએ ત્યારે આ ઝમાનાના લોકોને ખુદા કેવી રીતે છોડી આપે? જેવી અઝમાઈશ આગલા ઝમાનાવાલાઓ ઉપર હતી તેવીજ ગેર ઈસલામીઓ પર છે અને તેવીજ ઈસલામીઓ પર છે પછી તે ગરીબ હોય યા તવંગર, મરદ હોય યા ઓરત કયામત સુધી હરેકને ખુદાતઆલાની એ અઝમાઇશમાંથી પસાર થવું છે. જેમકે ખુદાતઆલા ફરમાવે છે જે "શું

માણુસો એમ સમજે છે કે તેઓને એમજ છોડી દેવામાં આવશે એ કહેવાથી જે "અમે ઈમાન લાવ્યા છૈએ" અને જ્યારે અમોએ એઓથી જેઓ આગળ હતા તેઓની અઝમાઈશ લીધી છે" ( કુરાન પ્રકરણ ૨૯ આયત ૧-૨ )

ઈનસાનોને એ અઝમાઈશમાંથી પસાર થતાં કારી જખમ જેવું લાગે છે તે માટે ખુદા જણાવે છે "અગર તમોને જખમ જેવું લાગે છે તો ( તમારી આગાઉ ) એવા જખમો લોકોને એ આગમજ લાગી ચુકા છે અને અમો આ દહાડાઓ ઈનસાનોમાં ફેરવતા રહીએ છીએ. ( કુરાન પ્રકરણ ૩ આયત ૧૩૪ )

જુઓ હઝરત રસુલુલ્લાહ ( સ ) ના ઝમાનામાં જેઓ ઇસલામ કબુલતા હતા તેઓને પોતાના વડવાઓના મઝહબ તજવો પડતો હતો સગાવહાલાઓથી જુદા થવું પડતું હતું ઘરબાર છોડી હીજરત કરવી પડતી હતી કાફરોનો ઝુલમ ખમવો પડતો હતો વલી ઈસલામ પર થતા હુમલાના બચાવ શારૂ લડવું બી પડતું હતું અને શહીદ બી થતા હતા એ સરવે દુખો ખમવા છતાં લોકો ઈસલામ કબુલતાજ ગયા. શુકર કરો જે આપણને ખુદાત આલાએ એક એવી આદીલ અને અપક્ષપાત સરકારના હકુમત હેઠળ મેલ્યા છે જે આપણે આપણો મન ગમતો મઝહબ એખત્યાર કરયે તો કોઇ આપણને આંગલી વટીક લગાડવાની હીમત કરી શકતો નથી કે જેવું સુખ ઇસલામી કહેવાતા કાબુલ યા તુરકના રાજયમાં બી નથી. આટલી બધી સગવડ છતાં જે કોઇ ખુદાનો ખરો મઝહબ અને ખરો ફીરકો એખત્યાર કરવાની ગફલતી કરશે તે પોતાને તથા પોતાના કુટુંબ કબીલાને આ ખેતરના અઝાબમાં ગીરફતાર કરાવનારો ગુનેહગાર ઠેડવશે.

વળી કેટલાકો એ કહે છે કે "અમો ખરા દીલથી હઝરત મીરઝા સાહેબના સરવે દાવાઓ પર ઈમાન લાવીએ છીએ પણ

ઝાહેરમાં બઈઅત કરી તેઓના ફીરકામાં શામીલ થવાની શી ઝ-રૂર ? ” એવીજ રીતે અગર કોઇ ગેરઇસલામી કહે કે હું તમારા હઝરત મહમદ (સ) ને ખરા દીલથી સાચા પેગમ્બર માનું છું પણ ઝાહેરમાં ઇસ્લામ મઝહબમાં શામીલ થવાની શો ઝરૂર ? તો શું તેની નજાત થઇ જશે ? ખુદાતઆલાને એવી મોહડેની વાતો નથી જોઇતી. જેવી રીતે ખુદાતઆલાએ ગેરઈ-સલામીઓ પર એ અઝમાઇશ મુકી છે કે તેઓએ સાચો મઝ-હબ એખત્યાર કરવો તેવીજ રીતે ખુદાતઆલાએ ઇસલામીઓ પર એ અઝમાઇશ મુકી છે કે તેઓએ સાચો ફીરકો એખત્યાર કરવો. પણ સરવેને એ બાબત બહુ ભારી લાગે છે. પણ જેને ખુદાનો ખોફ હોય છે તે ગમે તે ભોગે હક કબુલે છે. કારણ કે ખુદાતઆલા સાફ ફરમાવે છે કે **અએ મોઅમીનો ખુદાથી ડરો અને સાચાંઓની જમાઅતમાં શામીલ થાઓ** ( કુરાન પ્રકરણ ૯: ૧૨૦ ) ખુદાના આવા ખુલ્લા ફરમાન છતાં લોકોનો ખોફ કરવો તે ગોયા ખુદા કરતાં લોકોને મોટો સમજવા બરાબર છે. જે શીરકનો ઝબુન ગુનાહ છે, ખુદાતઆલા એવા કમઝોર ઇમાનવાળાઓને હીંમત અને દ્રઢતા બક્ષે. આમીન.

હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં મકાવાલાઓની અઝમાયશ લેવા બેતુલ મુકદ્દસ તરફ કીબલો કરવામાં આવતો હતો અને ત્યાંવાળાઓની અઝમાઇસ લેવા મકા તરફ કીબલો કરવામાં આવતો હતો. જે કોરાને શરીફથી સાબીત છે. તે મુજબ હઝરત મીરઝા સાહેબને માનનારા આહમદીઓ અને એઓનો ઇનકાર કરનારા ગેરઆહમદીઓમાં ઝાહેર ફરક એ છે જે આહમદીઓ હરગીઝ ગેરઆહમદીઓ પછવાડે નમાઝ ન પઢે. નવા થનારા આહમદીઓને એ અઝમાઇશ ભારી પડે છે કેમકે આથી ગેરઆહમદીઓથી સદંતર છુટા પડી જવાય છે. પણ જેને ખુદાનો ડર હોય છે અને હક વાતની ખાત્રી થઇ ગયા પછી તેઓ બીજા લોકોની પરવાહ કરતા નથી. એજ તો મોઅમીનની નીશાની છે. અને

ખુદાના હક ફીરકામાં એવા મોઅમીનોજ જોઇએ. કે જેથી બાકીના તમામ ફીરકાઓ પર ખુદાની હુજ્જત પુરી થાય જે માટે હઝરત મીરઝા સાહેબ ફરમાવે છે " **માટે યાદ રાખો કે જ્યારે ખુદાતઆલાએ મને ચેતાવ્યું છે કે તમારા પર હરામ અને સદંતર હરામ છે કે (તમે) કોઇ મુકફીર (એઓને કાફર કહેનાર) મુકઝીબ (એઓને ખોટા સમજનાર) યા મુતરદીદ (એઓ વીસે શક રાખનાર) ના પાછલ નમાઝ પઢો બલકે જોઈએ કે તમારો તેજ ઇમામ થાય જે તમારામાંથી હોય** " (એટલે કોઈ આહમદી કદી બી કોઈ ગેર મદી પાછલ નમાઝ ન પઢે પણ આહમદીજ પછવાડે પઢે) અગર કોઈ ઠેકાણે આહમદીઓની જમાઅત ન હોય તો તેણે એકલાએજ મસજીદમાં યા ઘરમાં નમાઝ પઢી લેવી. અગર એક કરતાં વધુ આહમદી હોય તો જમાઅત બનાવી લેવી કે જેથી જમાઅતની નમાઝનો સવાબ મલે. તેવીજ રીતે કોઈ ગેર આહમદીના જનાઝાની બી નમાઝ ન પઢવી જોઇએ પછી મરનાર પોતાનો દોસ્ત યા સગો કાંય નથી હોતો તેવીજ રીતે કોઇ આહમદીએ પોતાની દીકરી ગેરઆહમદીને ન આપવી જોઇએ.

કારણ કે હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું છે કે " જે શખસ ઇમામે ઝમાનને ઓલખ્યા વગર મુઓ તે જાહેલ્યતની મોતે મુઓ " તે મુજબ જે શખસે પોતાની હયાતી દરમ્યાન ઇમામે ઝમાનને ઓલખવાની દરકાર ન કરી તે હઝરત રસુલુલ્લાહ (સ) નો નાફરમાન અને તેઓનાજ ફતવા મુજબ જાહેલ ઠર્યો જાહેલ થવું એવું બુરૂં છે કે કોરાને શરીફમાં અનેક નબીએ તેથી પનાહ માંગી છે એટલુંજ નહી પણ ગેર આહમદીઓ તરફથી તેઓના આલીમોએ હઝરત મીરઝા સાહેબ પર અને તેઓના માનનારાઓ પર કુફરનો ફતવો આપ્યો છે જેથી હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ મુજબ જે કોઈ બીજાને કાફર કહેશે અને અગર તે કાફર નથી તો તે કહેનાર કાફર

ઠડસે. તે મુજબ જ્યારે હઝરત મીરઝા સાહેબ યા તેઓને માનનારા આહમદીઓ કાફર નથી તો તેઓ પર તમામ ગેર આહમદીઓ તરફથી જે કુફરનો ફતવો લગાડવામાં આવ્યો તેના તેઓ પોતેજ ભોગ થયા. એ ઉપરાંત ઇસલામમાં એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે અને ખરો ફીરકો તેજ છે જે હઝરત રસુલુલ્લાહ (સ) ના સરવે હુકમો પર અમલ કરનારો છે અને જે તેઓના ફરમાન મુજબ ઈમામે ઝમાનને માનનારો ફીરકો છે જ્યારે બાકીના ફીરકા ઈમામે ઝમાનનો ઈનકાર કરનારા તથા તેઓને કાફર કહેનારા છે અને ખુદાએ જેને પોતાની સેંકડો વરસોથી ચાલતી આવેલી સુંનત મુજબ આખી ઈસલામી ઉમતનો દીન તાઝો કરવા પોતાનો પ્રતીનીધી તરીકે પસંદ કરયો તેવા ખુદાના વલીનો ઈનકાર કરનારા હઝરત રસુલુલ્લાહ (સ)ની હદીસ શરીફ મુજબ ખુદા સાથે જંગ કરનારા ઠરયા ત્યારે જે ગેર આહમદીઓ ખુદાનો એવો ગઝબ પોતાપર ઓઢી લે તેવાઓની પાછલ નમાઝ કેમ પઢાય તેઓને પોતાની દીકરીઓ કેમ અપાય અને તેઓ સારૂ જનાઝાની નમાઝ પઢી દુઆ કેમ માંગી શકાય ? કોરાને શરીફમાં તો એવા શખસોની કબરો પાસે ઉભા રહેવાની બી મના છે.

એટલુંજ નહીં પણ ગેરઆહમદી આલીમોમાં બીજી એ બુરાઈ છે કે તેઓ નમાઝ જેવી સૌથી અગત્યની બાબતને એક કમાઈ હાંસલ કરવાનો ધંધો બનાવી બેઠા છે. કેમકે તેઓની મસજીદોમાં ઘણાખરા પગારદાર પેશનમાઝો મુકરર થયા છે જ્યારે હઝરત રસુલુલ્લાહ (સ)ના ઝમાનામાં કોઈ ઉજરત યા પગાર લઇ નમાઝ પઢાવતો ન હતો. નમાઝ પઢનારને પોતાની નમાઝ તો પઢવીજ હોય છે તેની સાથે બીજાઓ બી નમાઝ પઢે તેમાં તેને કાંઈ ખાસ તકલીફ લેવી પડતી નથી ત્યારે પગાર શામાટે જોઇએ ? એવી ઝરૂરી નથી કે એક ચોકસજ માણુસ હમેશા નમાઝ પઢાવ્યા કરે નમાઝ પઢવા આવનારાઓમાં જે દીનદાર લાયક જણાય તે નમાઝ પઢાવે હઝરત રસુલુલ્લાહ (સ) નો ખુલ્લો ફરમાન છે કે

તમારામાં જે બહેતર હોય તે ઈમામત કરે. અને ખાસ ખુદાના વાસ્તે લીલ્લાહ નમાઝ પઢાવવી એ સુન્નત હતી જ્યારે હાલના ઝમાનાના આલીમોએ તેનો એક ધંધો બનાવી બેઠા છે બલકે તે શારૂ કોરટમાં મુકદમા બી માંડે છે અને અપીલપર અપીલ કરે છે જે પેશનમાઝની નોકરી મને અપાવવી ! અફસોસ એ કેવી બીદઅત છે આગલા ઝમાનામાં લીલ્લાહ નમાઝ પઢાવવાનું તો શું પણ મસજીદમાં જાડુ કહાડવામાં પણ સવાબ સમજતા હતા જ્યારે હાલ તેથી ઉલટોજ મામલો છે. ઇસલામીઓ પર તો હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનાની સુંનત મુજબજ અમલ કરવાની ફરઝ છે અને તેજ ફીરકાની નજાત થનાર છે. પણ ઘણાખરા ઇસલામીઓ મઝહબથી નાવાકેફ હોવાથી આલીમો તેનો ઠીક લાભ લે છે તેઓ પોતાની થોડી કમાઇ શારૂ અસંખ્ય લોકોની નમાઝ બરબાદ કરી નાખે છે. કેમકે એ એક બીદઅતી રીવાજ છે. ત્યારે બીદઅતી પાછલની નમાઝ કેવી રીતે કબુલ થાય ? બીદઅતીને દીનના મામલામાં ઉતેજન આપવો એ હઝ-રત રસુલુલ્લાહ (સ) ની હદીસ શરીફ મુજબ સખત ગુનાહ છે. જ્યારે શીઆઓનો એથી બદતર હાલ છે. બીજા ફીરકાવાલાઓ મસજીદમાંજ પગારદાર પેશનમાઝ રાખે છે જ્યારે શીઆ આલીમોએ એ ધારો કાહડયો છે જે મસજીદ ઉપરાંત કોઈ બી ઠેકાણે શીઆઓ જમાઅતની નમાઝ ન પઢી શકે જ્યાં સુધી તેઓમાં સરટીફેકેટ પામેલો (ઇજાઝો ધરાવનાર) પેશનમાઝ ન હોય ! એ કેવો ઝુલમ ! હઝરત રસુલુલ્લાહ (સ) એ જમાઅતની નમાઝની સખત તાકીદ ફરમાવી છે. કોઈ (નાબીના) આંધલાને વટીક જમાઅતની નમાઝમાંથી મુક્ત નથી કરયો. અને જમાઅતની નમાઝનો સવાબ એકલા પઢવા કરતાં ૨૭ ઘણો વધારે ફરમાવ્યો છે. અને એક કરતાં વધારે માણસ હોય તો જમાઅત બનાવી નમાઝ પઢવાનો હુકમ છે જ્યારે શીઆઓ પોતાના આલીમોના ફતવાના લીધે કોઇ ઠેકાણે ૨ થી ૨૦૦૦ માણસો બી હાઝર હોય છતાં અગર તેઓમાં સરટીફીકેટ ધરાવનાર પેશનમાઝ ન

હોય તો તેઓ સરવેએ પોતપોતાની નમાઝ જુદી જુદી પઢી લેવી પણ જમાઅત ન બનાવવી. અફસોસ એ કાંઇ જેવો તેવો ગઝબ છે. પોતાની થોડી કમાઇ શારૂ આખી કોમનો કેવો ખરાબો કરી નાખે છે અને તેઓને સવાબથી કેવા બેનસીબ રાખે છે. જ્યારે ખુદ શીઆઓની મશહુર હદીસોની કીતાબ કુલેનીમાં એ ખુલી હદીસ છે કે "તે શખસની પાછલ નમાઝ ન પઢવી જોઇએ જે અઝાન કહેવા તથા નમાઝ પઢાવવાની ઉજરત માંગે" આ હદીસ હઝરતે ઈમામે બાકર (અ) ની રીવાયત છે. ઓ શીઆ કોમ ! જુઓ તમોને શું ફરમાવવામાં આવ્યું છે જ્યારે તમારા આલીમો તમોને કેવી સરાસર ખોટી અને પોતાના મતલબની તઅલીમ આપી કેવે આડે મારગે દોરવી તમારી ખરાબી કરી નાખે છે. જેની પાછલ મના ફરમાવવામાં આવી છે તેનીજ પાછલ એઓ વાજીબ ઠડાવે છે. તે વગર જમાઅતની નમાઝ પઢી શકોજ નહી. એ તમારી કેવી કમનસીબી ! ખુદા તમારા હાલ પર રહેમ કરે. અને તમોને પેહલેથી છેલ્લે સુધી દરેક બાબતમાં અંધારામાં રાખી આડે મારગે દોરવી લઈ જનારા આલીમોના હાથમાંથી બચાવે એ મારા ખરા અંતઃકરણની દુઆ છે જે ખુદાતઆલા કબુલ કરે. આમીન સુમ્મ આમીન યા રબ્બીલ આલમીન.

ઇસલામ સીવાય બાકીના સરવે મઝહબો રદબાતલ છે અને ઇસલામમાં એક સીવાય બાકીના સરવે ફીરકા ખોટા છે અને ખરો ફીરકો તેજ કે જે ખુદાના પ્રતીનીધીને માની તેની તઅલીમ મુજબની પેરવી કરે અને તેનીજ મારફતે સ્થાપાયલા સીલસીલાની ખુદાતઆલા તરક્કી કરે છે જેમકે તે વીસે આ ઝમાનાનો પ્રતીનીધી બાપુકાર ઝાહેર કરે છે કે

"આખી દુન્યા શાક્ષી રહે કે હું તેના નામથી પેશગોઈ કરૂં છું જે આસમાન અને ઝમીનનો પાદશાહ છે કે તે મારી પેરવી કરનારા (આહમદીઓ) ને તમામ

મુલકોમાં ફેલાવી નાખશે અને તેઓને બીજા દરેક લોકો પર વાદવીવાદમાં દાખલા દલીલ સાથે ફતેહમંદ કરશે. તે દહાડાઓ આવી પોહચે છે અને ઘણાં નઝદીક છે જ્યારે મેં ઉપદેશ કરેલો મઝહબ દુન્યાના સપાટી પર એકલોજ મઝહબ રહેસે કે જે માનની નઝરથી જોવામાં આવશે. તે મહાશકતીવાન ખુદા આ મઝહબ પર અને આ સીલસીલા પર ચમતકારીક રીતે આશીરવાદ વરસાવશે. અને દરેક જે એને તોડવાનો ખ્યાલ કરશે તેને તે તબાહ કરશે. આ ( આહમદી સીલસીલો ) જે ફતેહમંદી હાંસલ કરશે તે જાથુકની ફતેહ રહેસે અને તેની સંતાપરી (દુન્યાના) છેલ્લા દાહાડાઓ સુધી જારી રહેશે. "

એવીજ એક બીજી પેશગોઈ ૧૮૮૦ ની સાલમાં એઓની બરહાઇને આહુમદયામાં પ્રગટ થઈ હતી તે વીષે એવણુ જણાવે છે જે " આ જમાઅતના લોકો પોતાની સંખ્યા અને મઝહબી કુવતની રૂએ તમામ પર ફતેહ પામશે એ પેશગોઇ ચમતકારીક રીતે ખરી પડતી જાય છે કેમકે બરહાઇને આહમદીઆમાં જ્યારે એ પેશગોઈ પ્રગટ થઇ તે વખતે તો મારી એવી ગુમનામ હાલત હતી કે એક બી શખસ એ કહી ન શકે કે તે મારો મુરીદ હતો ( જ્યારે ) હમણા ખુદાતઆલાના ફઝલથી આ જમાઅતના સંખ્યા કેટલાક લાખ સુધીની પોંહચી ગઈ છે. "

ખરેખર કાદયાન જેવા ગામડામાં એક નીરાધાર શખસ એવો મોટો દાવો કરે અને તેને તોડી પાડવા આખી ઇસ્લામી આલમ તથા બીજા મઝહબવાલાઓ કોશેશ કરે છતાં લાખો લોકો પોતાના જાનમાલ યા કુટુંબ કબીલાની પરવા કરવા વગર તેને તાબે થાય તે શું ખુદાનો મોજેઝો નથી ?

ખુદાના કરમો ફઝલથી એઓની જમાઅતના લોકો હીંદુસ્તાન ઉપરાંત એશીઆના બીજા ભાગોમાં તથા યુરોપ આફ્રીકા

અમેરીકા વગેરેમાં ફેલાયલા છે. અને રાત દાહડો ખુદાનો ખરો ઈસલામ ફેલાવા પર મંડયા છે. કાદયાન ખાતે જુદા જુદા મઝહબના લોકોને દીની તઅલીમ શીખવવામાં આવે છે. લાયક શખસોને ખરી ઈસલામી તઅલીમથી વાકેફગાર કરી જુદી જુદી કોમોના ખોટા અકાયદોથી માહીતગાર બનાવી દુન્યાના જુદા જુદા ભાગોમાં ખરો ઈસલામ ફેલાવા મોકલે છે. ઉપરાંત કાદયાનમાં યુનીવરસીટીની ઢપ મુજબની હાઈસ્કુલ સ્થાપવામાં આવી છે જ્યાં અંગ્રેજી કેલવણી ઉપરાંત અરબી ફારસી ઉરદુ તથા કોરાને શરીફ તથા હદીસ શરીફની દીની તઅલીમ બી આપવામાં આવે છે. થોડા વખતમાં એક કાલેજ સ્થાપવામાં આવશે. તેટલાં કાલેજમાં શીખવા ચાહતા વીદ્યારથીઓ શારૂ લાહોર ખાતે આહમદી હારટેલ ઉઘાડવામાં આવ્યુ છે. તે ઉપરાંત કાદયાન ખાતે બોરડીંગ હાઉસો આરફનેજો મોહતાજખાંનાઓ વગેરે નીભાવવામાં આવે છે. કોઈબી શખસને એ વીસે પોતાની ખાત્રી કરવી હોય યા મઝહબ બાબે કશા ખુલાસા પુછવા હોય તો ખુશી સાથે ત્યાં જાય તેને ત્યાં ઘટતા માન સાથે મહેમાન તરીકે રાખવામાં આવશે અને દીનને લગતો જે કાંઈ ખુલાસો પુછવામાં આવશે તે ખુશીથી સમજાવવામાં આવશે. પછી તેની ખાત્રી થાય તો બઈઅત કરી તે ફીરકામાં શામીલ થાય યા નહી તો એમજ પાછો આવી જાય. તેની પાસેથી એક પૈસો બી માંગવામાં ન આવશે પછી ગમે તેટલા દાહડા તે કાંય નહી રહ્યો હોય. ઉપલા સરવે જુદા જુદા ખાતાઓનો ખરચ એ જમાઅતનાજ લોકો ઉપાડે છે કેમકે કોરાને શરીફમાં તથા હદીસ શરીફમાં તાકીદ છે જે ખુદાના પ્રતીનીધીને જાનો માલથી મદદ કરવી. હઝરત રસુલુલ્લાહ (સ) ના તથા તેઓ પછી તેઓના ખલીફાઓના ઝમાનામાં ચંદો તથા ઝકાત અપાતી હતી બલકે તે વસુલ કરવા શારૂ ખાસ માણસો જતા હતા પણ અત્રે એઓએ કોઇ પર બી એટલી ચોકસ રકમ આપવીએવી કોઈ ફરઝ રાખી નથી પણ ઉપલા

વે ખાતાઓના નીભાવ શારૂ તથા પોતાને જાનોમાલ ખરચ-
ા મોઅમીન બનવા શારૂ જે કાંઈ પોતાથી બને તે દર માસે
પતો રહેવા ફરમાવ્યું છે પછી તે રકમ એક પૈસો બી કાંય
ા હોતી તે તેઓની શક્તી તથા દીલની મુનસફી પર છોડયું
જેનો માસીક હીસાબ ત્યાંની અનજુમન તરફથી દર માસે
ડેર પાડવામાં આવે છે. એ ખુદાઈ સીલસીલો છે અને તેજ
નીભાવે છે. આ વાંચ્યા પછી કોઈ બી શખસને ઉપલી
મતોની સચાઇની ખાત્રી કરવી હોય તે બેલાશક કાદયાન જ-
સરવે રાહગાટ નઝરો નઝર જોઇ પોતાની ખાત્રી કરી લે
રેજ તેને ખબર પડશે કે ખુદાનો ખરો ઇસલામ એજ છે
ી બીજા લોકોની પાસેનો ઈસલામ ફકત નામનો તથા ખોટી
મોનો ભરેલો છે જેમાં નાહક પોતાની ઝીંદગી બરબાદ કરી
ના ગુનેહગાર થાય છે. કેમકે ખુદાને પોતાના એકજ મઝ-
ના અસંખ્ય ફીરકા જોઈતા નથી તેને તો એકજ મઝહ-
ા એકજ ફીરકો જોઇએ છે ત્યારે નાહક ખોટા ફીરકાઓમાં
ને પોતાની ઝીંદગી બરબાદ કરવામાં તથા આખેરતની સઝાને
ાક થવામાં કાંઈ દાનેશમંદી છે ?

હઝરત મીરઝા સાહેબ છેક ૭૫ થી ૭૬ વરસની લાંબી
ગી ભોગવી ૧૯૦૮ માં ખુદાની રહેમતે પોહતા. ખુદાતઆ-
મે એઓને ૩૦ વરસ આગમજ ઝાહેર કરયું હતું જે તારી
ર લગભગ ૮૦ વરસની થશે. જે વખતે એઓને જાથુકની
બીમારીઓ બી હતી. ઉપરાંત ઈસલામના કહેવાતા આલીમો-
એઓ વીરૂદ્ધ વાજીબુલ કતલનો ફતવો બી પ્રગટ કરી આ-
હતો જેના જવાબમાં એઓએ સાફ ઝાહેર કરી આપ્યું કે
ાતઆલાએ મને બચાવવાનો વાયદો કરયો છે જેથી તમો
હરગીઝ કતલ કરી શકશો નહી બલકે જયાંસુધી હું લ-
ાગ ૮૦ વરસની ઉમર પામું નહી ત્યાં સુધી હું વફાત બી
નાર નથી. શું કોઇ ખોટો અને બીમાર શખસ જેની બી-

રૂદ્ધ તમામ દુન્યા દુશમન થઈ હોય અને તેને કતલ કરી ના-
ખવું ઘણું સવાબનુ કામ સમજતી હોય તે એવી હીમત ઝાહેર કરી
શકે ? જ્યારે ગમે એવો બાહદુર શખસ બી પોતાની ઝીંદગીનો
એક પલવારનો બી ભરોસો કરી શકતો નથી ? શું એ બીના
બી એઓની સત્યતાનો એક વધુ પુરાવો નથી ? વલી એઓની
વફાતનો વખત નઝદીક આવ્યો ત્યારે ખુદાતઆલાએ એઓને
આગમજથી ઈલહામ મારફતે ચેતવ્યા જેથી એઓએ એ બીના
બી ઝાહેર કરી પોતાની જમાઅતને નસીહત આપનારો એક
વસ્યતનામો લખી પ્રગટ કરી આપ્યો. અને તે પછી તેઓ બ-
હેસ્તનશીન થયા. અને પોતા પાછલ લગભગ ૪ લાખ ચુસ્ત
મોઅમીનોની જમાઅત મુકી ગયા. જે સંખ્યા વધીને લગભગ
૫ થી ૬ લાખની થવા આવી છે.

હઝરત મીરઝા સાહેબની વફાત વીસે એઓના વીરોધીઓ
કેટલીક ખોટી અફવાઓ ઉડાવે છે અને હજી સુધી કોમને ગુ-
મરાહ કરતા રહ્યા છે તે વીસે બી કેટલોક ખુલાસો કરવાની
અગત્ય ધારૂં છું.

હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં બી તે વખતના એ-
હલેકીતાબવાલા વીરોધીઓ એઓ વીરૂધ કોમને ગુમરાહ કરતા
કે તેઓ ( નઉઝબીલ્લાહ ) પેગમ્બરીનો ખોટો દાવો કરનારા શ-
ખસ છે. એવાઓ ઉપર હઝરત રસુલુલ્લાહ (સ) પોતાની સચા-
ઈની હુજત તમામ કરવા કે જેથી લોકો ખરા ખોટાનો તોલ
કરી શકે તે માટે તેઓ મુબાહેલાનો ચેલેંજ કરતા કે જેથી
બેઉ પક્ષ એક બીજા વીરૂધ ખુદાતઆલાથી દુઆ કરે કે અમારા
બેમાંથી જે ખોટો હોય તેને ખુદાતઆલા સાચાની હયાતીમાં
એક વરસની અંદર ગઝબનાક મોતથી હલાક કરી નાંખે. તેવીજ
રીતે આ ઝમાનામાં બી હઝરત રસુલુલ્લાહ ( સ ) ની રૂહાની
ખસલતમાં ઝાહેર થયલા મહેદી ( અ ) એઓનેજ પગલે ચાલી
ખ્રીસ્તી આરયા તથા ઇસલામી વીરોધીઓ જેઓ એઓને ખોટા

દાવેદાર સમજતા હતા તેઓને મુબાહેલાની ચેલેંજ કરતા હતા અને જેઓ તે ચેલેંજ કબુલતા તેઓ ગઝબનાક મોતથી હલાક થઇ જતા તેના સંખ્યાબંધ દાખલાઓ માટે જુઓ એઓની કીતાબ હકીકતુલ વહી.

છેલ્લે વાહબી ફીરકાનો એક આલીમ નામે મોલવી સનાઉલ્લાહ જે હઝરત મીરઝા સાહેબનો સખત વીરોધી હતો અને તે પોતે એહલે હદીસ પત્રનો માલેક અને અધીપતી હોવાથી પોતાના અખબાર મારફતે એઓ વીરૂધ તરહેવાર કીસમની ખોટી બાબતો જોડી કાહડી કોમને ગુમરાહ કરતો હતો જેથી હઝરત મીરઝા સાહેબે એને બી મુબાહેલાની ચેલેંજ કરી પણ તે આગલા ચેલેંજ કબુલ કરનારાઓના અંજામથી સારી રીતે વાકેફ હોવાથી કાંઇને કાંઇ બાહનો કાહડી ઉડાવ્યા કરતો હતો. જેની વધારે ખાત્રી નીચલી બીનાથી થશે.

હઝરત મીરઝા સાહેબે મોલવી સનાઉલ્લાને તા ૧૫ મી એપ્રેલ ૧૯૦૭ ના દીને એક પત્ર લખ્યો જેમાં એક દુઆ બી લખી જેનો ટુંક સાર એ હતો કે અગર હું ખોટો દાવેદાર છું અને કોમને ગુમરાહ કરનારો છું તો ખુદાતઆલા મને તમારી હયાતીમાં હલાક કરે જેથી બીજા લોકો ગુમરાહ થતા બચે અને અગર હું ખરો છું અને તમો મારી વીરૂધ નાહક કોમને ગુમરાહ કરો છો તો ખુદાતઆલા મારી હયાતીમાં તમને પલેગ યા કાલેરાથી હલાક કરે અને એજ પત્રની નીચે ઉમેર્યું કે **"છેલ્લે મોલવી સાહેબને એ એલતેમાસ છે કે મારા આ મઝમુનને તમારા અખબારમાં છાપજો અને જે ચાહો એની નીચે લખજો હવે ફેસલો ખુદાના હાથમાં છે."** એના જવાબમાં મઝકુર મોલવી સાહેબ પોતાના તા. ૨૬ મી એપ્રેલ ૧૯૦૭ ના અખબારમાં કેવી રીતે ખોટા બાહના ઉભા કરી ખરા ખોટાનો ફેંસલો કરવાનો એ હક વાજબી તરીકા કબુલ કરવાનો ઇનકાર કરે છે તે જુઓઃ—

(૧) ખરા ખોટાનો ફેસલો એવી રીતે કરવા બાબત તમોએ મારી મંજુરી લીધી નથી.

(૨) એ તમારી લખાવટ મને મંજુર નથી અને ન કોઇ દાના એ મંજુર કરી શકે છે.

(૩) તમોએ એ આગમજ લખ્યું હતું જે "ખુદાના રસુલો રહીમ અને કરીમ હોય છે અને તેઓની એજ ખાહેશ હોય છે કે કોઈ શખસ હલાકત અને મુસીબતમાં ન પડે" પણ હવે તમો શા માટે મારી હલાકતની દુઆ કરો છો ?

(૪) તમારી આ દુઆ કોઇ તરેહથી ફેસલો કરનારી થઈ નથી શકતી કારણ કે હદીસ મુજબ પલેગથી મરણ પામે તે શાહીદ લેખાય છે માટે તમારી દુઆ મુજબ મરનાર શાહીદ લેખાશે ન કે ખોટો શખસ (મોલવી સનાઉલ્લાહના આ અકીદા મુજબ જેટલા કાફર ને મુશરીક પલેગથી મરે છે તે સર્વે શહાદતનો દરજ્જો પામતા હશે ! જ્યારે હદીસ શરીફ મુજબ ખુદાના પ્રતીનીધીને માનનારા મોઅમીનોજ અગર પલેગથી મરણ પામે તો તેઓજ શહીદ લેખાય.)

(૫) આ આગમજ તમારી ચેલેંજ મુજબ મોલવી ગુલામ દસ્તગીર કસુરી, મોલવી ઇસમાઇલ અલીગઢી અને અમેરીકન દાકટર દુવી એવી રીતે મુઆ (તથા આર્યસમાજના લીડર પંડીત લેખરામ મારયા ગયા) તો શું લોકોએ તમોને સાચો માની લીધો ? તેવીજ રીતે મારા બાબમાં બી થયું તો શું લોકો તમને સાચો માની લેશે ?

(૬) ખુદાતઆલા જુઠા દગાબાઝ મુફસદ અને નાફરમાન લોકોને લાંબી ઉમર આપે છે.

(૭) મારા મરવાથી મને શો ફાયદો ? હું તો એવો ફેસલો માંગુ છું કે હું જીવતો રહી મીરઝા સાહેબની સચાઈ જોઇ શકું (અખબાર વતનમાં લખનાર મોલવી સનાઉલ્લાહ)

એ ઉપરાંત બીજા કેટલાક વાંધા કાહડી મોલવી સનાઉલ્લાહે ખરા ખોટાનો ફેસલાનો એ તરીકો કબુલ કરવાનો સાફ ઇનકાર કરતાં જણાવ્યું કે હું ઉમેદ રાખું છું કે મીરઝા સાહેબ આ મારો જવાબ પોતાના તાબે હેઠલના અખબારોમાં પ્રગટ કરવાનો હુકમ કરશે. ( એહલે હદીસ તા. ૨૬ મી એપ્રેલ ૧૯૦૭ )

ઉપર મુજબ હઝરત મીરઝા સાહેબની તરફથી ઝાહેર કરવામાં આવેલો ખરા ખોટાનો ફેસલો કરવાનો હક વાજબી તરીકાનો મોલવી સનાઉલ્લાહે અનેક વાંધાઓ પ્રગટ કરી તે કબુલ કરવાનો ઇનકાર કરી એ બાબત રદ કરી નાખી, જેથી તેનુ એ હીચકારાપણું તેજ વખતે ઝાહેર થઇ ગયું.

તે પછી હઝરત મીરઝા સાહેબ ખુદાતઆલા તરફથી પામેલા ઇલહામો મુજબ લાહોર ખાતે તા. ૨૬ મી મે ૧૯૦૮ના દીને વફાત પામ્યા. ( ખુદાતઆલાના બેશુમાર આશીરવાદ આ હઝરત રસુલુલ્લાહ ( સ ) ની રૂહાની ખસલતમાં ઝાહેર થયલા મહેદી (અ) ઉપર હોજો ) જયાંથી એઓની લાશ મુબારકને કાદયાન ખાતે લાવી દફનાવવામાં આવી.

ઉપલા બનાવ પછી મોલવી સનાઉલ્લાહે કેવી રીતે આખી ઇસ્લામી આલમને ધોકો આપનારૂ પરાક્રમ રચ્યું તે જુઓ. હઝરત મીરઝા સાહેબે ખરા ખોટાનો ફેસલો કરવાનો તરીકા બાબતનો તા. ૧૫ મી એપ્રેલ ૧૯૦૭ ના દીને એને જે પત્ર લખ્યો હતો ( અને જેનો એણે ઉપર મુજબ તા. ૨૬ મી એપ્રેલ ૧૯૦૭ ના દીને પોતાના અખબાર મારફતે ઇનકાર કરી રદ કરી દીધો હતો ) તે એણે ચોપડીના આકારમાં છપાવ્યો અને એ ચાલાકી વાપરી જે પોતાના ઉભા કરેલા અનેક વાંધાઓથી ઉપલી બાબત રદ કરી દીધી હતી તે વીસે જાણે પોતે કશું જાણુતોજ ન હોય તેમ તે પ્રગટ ન કરતાં ફકત એઓનોજ પત્ર પ્રગટ

કરી ઝાહેર કરયું કે જુઓ મીરઝા સાહેબે પોતાના તથા મારા વચે ખરા ખોટાનો ફેસલો કરવા એક દુઆ સાથેનો પત્ર લખી મોકલ્યો હતો જેમાં તેઓએ જણાવ્યું છે કે જે ખોટો હશે તે સાચાની હયાતીમાં વફાત પામશે તે મુજબ તેઓ ખોટા ઠરી મારી હયાતીમાં વફાત પામ્યા છે !

અફસોસ ખુદાના એક મહાન પ્રતીનીધી વીરૂધ આખી ઈસલામી આલમને ગુમરાહ કરવાનુ આ કેવું કરપીણુ કાવત્રું રચવામાં આવ્યું ! અને વધારે અફસોસ એ માટે છે કે મોલવી સનાઉલ્લાહના એ કારસતાનથી જે લોકો વાકેફગાર હતા ખાસ કરીને ઇસલામના કહેવાતા આલીમો એ તરકટ પર આંખ મીચામણા કરી પોત પોતાના ફીરકાઓમાં એ બાબત જાણે ખરેખરી હોય તેમ પોતાના અખબારો તથા ચોપાન્યામાં પ્રગટ કરી કોમને વધારે અને વધારે ગુમરાહ કરવામાં એક બીજાને મદદ કરે છે. શું તેઓને આ દુન્યામાં અમ્મર રહેવું છે ? શું તેઓને કદી મરવું નથી અને આખેરતમાં ખુદાને જવાબ દેવો નથી કે અસલ બાબત છુપાવી આવી રીતે હજી સુધી લાખો ઇસલામીઓને ગુમરાહ કરવામાં આવે છે ?

અગર મોલવી સનાઉલ્લાહ હઝરત મીરઝા સાહેબની મઝકુર દુઆ મુજબ એઓની હયાતીમાં પલેગ યા કાલેરાથી વફાત પામતે અને હઝરત મીરઝા સાહેબ જીવતા રહી પોતાની સચાઈ ઝાહેર કરતે તો આખી ઇસલામી આલમના આલીમો તેઓને ખોટા પાડવા બહાર ઉલટી પડતે કે " મોલવી સનાઉલ્લાહે તો તેજ વખતે એ બાબતનો પોતાના એહલે હદીસ પત્રના તા. ૨૬ મી એપ્રેલ ૧૯૦૭ ના અંકમાં ઈનકાર કરયો હતો અને ખુલ્લું ઝાહેર કરયું હતું કે જે શખસ એવા મોતથી મરણ પામશે તે ખોટો શખસ ન લેખાશે બલકે શહીદ લેખાશે એટલું જ નહિ પણ તેણે એ બી ઝાહેર કરયું હતું કે જે જુઠો દગા-

બાઝ મુફ્સદ અને નાફરમાન હશે તેનેજ ખુદાતઆલા લાંબી ઉમર આપશે એ મુજબ મોલવી સનાઉલ્લાહ તો શહીદ થયો છે અને મીરઝા સાહેબ જુઠા વગેરે ઠડયા છે" ( નઉઝબીલ્લાહ ) પણ ખુદાતઆલા પોતાના ખરા પ્રતીનીધી પર એવો કલંક કેવી રીતે ચોટવા દે તેથીજ તેણે મોલવી સનાઉલ્લાહને તેના પોતાના પ્રગટ કરેલા અકીદા મુજબ ( કે જે જુઠો દગાબાઝ મુફ્સદ અને નાફરમાન હશે તે વધારે હયાતી પામશે ) ખુદાતઆલાએ એનાજ ઓચરેલા ફતવા એની ઉપર સાબીત કરી આપવા એને વધારે ઉમર આપી અને સાચાને એની હયાતીમાં ઉપાડી લીધો. બીજુ મોલવી સનાઉલ્લાહે એ બી પ્રગટ કરયું હતું કે તે જીવતો રહીને મીરઝા સાહેબની સચાઈ જોઇ શકે એવો ફેસલો ચાહે છે અને ખુદાતઆલાએ એ રવેસે એની એ મુરાદ બી પુરી પાડી આપી છતાં અફસોસ છે કે એ શખસ પોતે હક ન કબુલતાં આખી કોમને ગુમરાહ કરે છે અને આ ઝમાનાના કેહવાતા આલીમો એની એવી દગાઈમાં સાંખી તેની મદદ કરે છે.

એવોજ બનાવ હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં બી બન્યો હતો. એઓ વીરૂધ મુસલેમા કઝાબ નામે એક ખોટો શખસ ઝાહેર થઈ હઝારો લોકોને ગુમરાહ કરતો હતો તે ઉપરથી ખુદાતઆલાએ હઝરત રસુલુલ્લાહ (સ) ઉપર એના હલાક થઇ જવા વીસે દુઆ કરવા વહી કીધી જેથી એઓએ ખુદાતઆલાથી દુઆ કરી કે એને હલાક કરી નાખે. અને આ બાબત હઝરત રસુલુલ્લાહ સ) એ લોકોમાં ઝાહેર બી કરી આપી છતાં ઉપલા બનાવ મુજબ ખુદાતઆલાએ પૈલા જુઠા મુસલમા કઝાબને વધારે હયાતી બક્ષી હઝરત રસુલુલ્લાહ (સ) ને એની હયાતીમાં ઉપાડી લીધા. એ ખુદાતઆલાની અઝમાઇશ છે કે લોકો તેના પ્રતીનીધીની સચાઇનો તોલ એવી બાબતોથી કરે છે યા તેની રૂહાની તઅલીમથી કરે છે અને ગુમરાહ કરનારા આસામીઓના બેહકાવાથી ઈમાન ખોઇ બેસે છે યા ખરૂં ખોટું પારખી ઈમાનપર

સાબીત રહે છે. (એ બાબે વધુ વીગત જાણુવા આ કીતાબમાં હદીસોવાલાં ભાગમાં (પાને ૧૩૩–૧૩૪ જુઓ.) આ ઉપરથી આ ઝમાનાના લોકોએ ધડો લેવો જોઇએ અને ખુદાના પ્રતીનીધી વીરૂધ પોત પોતાના ફીરકાના ગુમરાહીનો રસ્તો દેખાડનારા આલીમોથી ચેતવું જોઇએ.

એ ઉપરાંત બીજો એક બોહતાન કેટલાકો હઝરત મીરઝા સાહેબની વફાત વાસે જોડે છે કે તેઓ પલેગથી યા કાલેરાથી ગુજરયા છે. અગર એઓ પલેગ યા કાલેરા જેવા ઉડતા ચેપી રોગથી ગુજરયા હતે તો શું સત્તાવાલાઓ એઓની લાશ મુબારકને લાહોર જેવા શેહરમાંથી તે કાદયાન સુધી લઈ જવાની રજા આપતે? બલકે એઓના વીરોધીઓ એવી બાબત હતે તો તેજ વખતે એઓના મરણુને લગતી આફીશીઅલ સરટીફીકેટ હાંસલ કરી ખુલ્લી રીતે પોત પોતાના અખબારો યા ચોપાન્યામાં હજી સુધી પ્રગટ કરયા કરતે હજી બી શું મોડું થયું છે અગર એઓ કોલેરા યા પલેગથી ગુજરયા છે તો કાંય નહી તેઓ એઓના મરણુની સરટીફીકેટ હાંસલ કરી એ બીના જગજાહેર કરતા? એવા બોહતાનો જોડનારાઓ ઉપર લઅનતે અલ્લાહ અલલ મુફતરીન કહી હવે એ બાબત અત્રે ખતમ કરીશું.

જેવી રીતે આગલા ઝમાનામાં હઝરત રસુલુલ્લાહ (સ) બાદ ઈસ્લામનો ચોતરફ ફેલાવો કરવા ખલીફાઓનો સીલસીલો શરૂ થયો તેવીજ રીતે એઓની મહેદી (અ) તરીકે થયલી બીજીવારની પધરામણી બાદ બી તેજ સુનત ખુદાતઆલાએ જારી રાખી. અને એઓની જમાઅતના વડા તરીકે ઇસલામીઓમાં એક મહા વીદ્વાન તરીકે મશહુર થયલા બુઝરગ મૌલાના મોલવી હાજી નુરૂદીન સાહેબ જેઓ હઝરત મીરઝા સાહેબની ખીદમતમાં જાનમાલથી ફીદા થયા હતા તેઓને ખુદાતઆલાએ પહેલા ખલીફા તરીકે નેમ્યા. એઓ ૧૯૧૪ માં ખુદાતઆલાની રહેમતે

પોહતા બાદ હઝરત મીરઝા સાહેબના સાહેબઝાદા હઝરત હાજી મીરઝા બશીરૂદીન માહમુદ આહમદ સાહેબ ખુદાના કરમો ફઝ-લથી આહમદી જમાતના બીજા ખલીફા થયા. એઓ રગેરગ પોતાના રૂહાની પીદરના જેવા નેક અખલાકના ખુદાના પ્યારા બંદા છે જે એઓના નુરાની ચેહરા પર ફક્ત એકવાર નઝર નાખ્યાથીજ કોઈ આસાનીથી સમજી શકે છે. એઓ ભારે મઝ-હબી જ્ઞાન ધરાવનારા કાબેલ શખસ છે એઓ કલાકોના કલાકો સુધી ઉભા રહીને એવાં અસરકારક અને ખુદાની મારેફત ભરેલા રૂહાની ભાષણો આપે છે જે કોઈ એકવારબી સાંભળે તો તેની ખાત્રી થઈ જાય કે તે ખુદાની ખાસ ગેબી બક્ષેશનેજ આભારી છે તેવીજ રીતે તેઓ ઘણું કરીને દરરોઝ સાંજના કાદયાન ખાતે રહેનારી આખી જમાઅતને એકઠી કરી કોરાને શરીફનો દરસ આપે છે જ્યારે તેઓનું પઢવું અર્થ સમજાવવું તફસીર બ્યાન કરવું ખરેજ સાંભળનારને માટે ખુદા તરફની એક નેઅમત હોય છે. એઓને ખાવાની તથા સુવાની બી ભાગ્યેજ પુરસદ થતી હશે હમેશા પાંચો વખતની નમાઝ પોતે જમાઅતને પઢાવે. તે પછી દીની મસલા મસાએલના લોકો તરફથી સવાલ થાય તે સમજાવે. દેશ પરદેશ ખાતે રહેનારા આહમદીઓ તથા અનજુ-મનો તરફથી દરરોઝ ૧૦૦-૧૨૫ કાગળ પત્રો આવે તે પોતે વાંચે પછી તેના જવાબો લખે યા લખાવે જાત પરજાતના લોકો પોતાના શારૂ દુઆ કરવાની અરઝ કરે કેમકે એઓ મારફતે કરાવેલી દુઆઓ ચમતકારીક રીતે કબુલ થઈ જાય છે તેની ખાસો આમને ખાત્રી થઈ ગઈ છે. દુઆ કરવાનુ કામ કાંઇ આસાન નથી ખરા અંતકરણથી હુઝુરે દીલથી જેણે દુઆ કરી હોય તેજ સમજી શકે કે તેમાં કેવી ઝહેમત છે. ઉપરાંત બીજુ મહાભારત કામ એઓએ ઉપાડયું છે તે એ છે જે કોરાને શ-રીફનો અંગ્રેજી તરજુમો પોતાની દેખરેખ હેઠળ બાહોશ ઉલ-માઓ મારફતે એવી ઉમદા કીસમે તૈયાર કરાવે છે જે તેવું કામ આજ ૧૩૦૦ વરસ દરમ્યાન કોઈએ નથી કરયું. કોરાને

શરીફનો અંગ્રેજી તરજુમો એમ તો કેટલાક યુરોપીઅનોએ કરયો છે પણ તેની તફસીર કરતી વખતે ઈસલામ તથા તેના માનવંતા પેગમ્બરને તદન ખોટા તરીકે ચીતારયા છે. જેથી કોઈ બી વાંચનારના મનપર ઇસલામ વીસે તદન ખોટી અસર ઉતપન થાય કેમકે તેમાંજ તેઓના મઝહબની સલામતી છે. ઈસલામમાં બાહોશ ઉલમાઓએ અરબી ફારસી ઉરદુની મોટી મોટી તફસીરો લખી છે તેમજ અંગ્રેજીમાં બી એક બે શખસોએ તરજુમો કરયો છે પણ કોઇએ બી એઓના જેવી રીતે યુરોપીઅનોના ખોટારા ભરેલી તફસીર રદ કરી ખરો અર્થ અને ખરો તફસીર કે જેથી ઇસલામની ખરી ખુબી આશકાર થાય તેવું કામ આજદીન સુધી કોઇએ અંગ્રેજી ભાશામાં કરયું નથી કે જેથી અંગ્રેજી જાણનાર ગેરઇસલામી કોમ પર ખુદાની હુજત પુરી થાય તે કામ ખુદાના ફજલથી એઓ મારફતે જારી થયું છે. એ કામ બહુ મહાભારત છે. આખું કોરાને શરીફ ૩૦ ભાગોમાં તૈયાર થશે. જેનાં સારૂ ખાસ સુંદર અરબી ટાઇપો બનાવ્યા છે અને ઉચાર અંગ્રેજીમાં આપ્યા છે કે જેથી અંગ્રેજી જાણનાર શખસ અરબી શીખી બી શકે. એનો પહેલો ભાગ થયું થયું બાહેર પડી ચુકો છે જે મંગાવી જોવાથી ખાત્રી થશે કે કેવું ભારે કામ કેવી સફાઇથી કેટલા મોટા ખરચે અને ઝહેમત સાથે તૈયાર કરવામાં આવે છે શું આખી ઇસલામી આલમમાં કોઇ બી એવો ફીરકો છે જે તન મન અને ધનથી રાત દહાડો ઈસલામાં ખીદમત કરવામાંજ રોકાયલો હોય ? જ્યારે આહમદી ફીરકા સીવાય બીજો કોઇએ નથી તો એજ ઇસલામનો સાચો ફીરકો છે તે માનવામાં શું કોઇને હજી બી આંચકી લાગસે ?

એ સરવે કારોબાર એઓની દેખરેખ હેઠળ ત્યાંની સદર અનજુમને આહમદીઆ તથા બીજા અનેક જુદા જુદા ખાતાઓ મારફતે ચલાવવામાં આવે છે. આ જમાઅતના ગણુત્રીના થોડાક શખસો મતફેરના લીધે આ જમાઅતથી અલગ થઈ ગયા તેથી

આ ફીરકાના વીરોધીઓ મશકેરી કરે છે અને કહે છે
અગર હઝરત મીરઝા સાહેબનો આ ફીરકો ખરો હતે તો
ઓની જમાઅતમાં મતફેર ન થતે. શું હઝરત રસુલુલ્લાહ (સ
બેહસ્તનશીન થયા બાદ ઇસલામીઓમાં મતફેર ન થયો ? શું રફ્
રફ્તે તેઓ જુદા જુદા ફીરકામાં વેહચાઇ ન ગયા ? શું તેથી હઝર
રસુલુલ્લાહ (સ) યા તેઓએ સ્થાપેલો મઝહબ ખોટો ઠડયો ? હ
ગીઝ નહીં બલકે આથી આ ફીરકાની ઓર બી વધારે સચા
સાબેત થઇ કે જેવી રીતે આગલા ઝમાનામાં બન્યું તેવી રીત
દરેક મલતાપણું આ ઝમાનામાં બી બનતું રહ્યું છે. આહમદીએ
માંથી મતફેરથી જુદા થયલા લોકો જેઓનુ મુખ્ય મથક લાહો
છે હઝરત મીરઝા સાહેબને મસીહ તથા મહેદી તથા રૂહા
નબી તરીકે માને છે. એઓના પેહલેથી છેલ્લે સુધીના સરવે
રમાનો ઉપર અમલ કરવાને બંધાયલા સમજે છે મુખ્ય ફર
એટલોજ છે કે તેઓ હઝરત મીરઝા સાહેબ પછી કોઇ ખલી
ફાની ઝરૂરત નથી ધારતા. અગર લાહોરી આહમદીઓનો એ વાંધે
ખરો હતે તો તેઓની ફરઝ હતી કે જ્યારે પેહલા ખલીફા નેમાય
ત્યારેજ વાંધો લેવો હતો પણ તેઓ છ વરસ સુધી પેહલા ખ
લીફાને તાબે રહ્યા અને તેઓની વફાત પછીજ પોતાના અંગ
કારણોસર જુદા પડયા. અગર હઝરત મીરઝા સાહેબ પછી ખીલ
ફતનો સીલસીલો જારી રાખવાનુ ન હતે તો હઝરત નુરૂદ્દી
સાહેબ જેવા બાહોશ બુઝરગ પોતે હરગીઝ ખલીફા તરીકે
ઓધો ન સ્વીકારતે પણ એઓએ અનેક વખત ફરમાવ્યું છે
" હું ખલીફતુલ મસીહ છું અને ખુદાએ મને ખલીફો બનાવ્યો
છે." " હું હઝરત મીરઝા સાહેબનો ખલીફએ અવલ છું અ
હમદીઆ જમાતનો લીડર છું " કોરાને શરીફથી સાબીત છે
ખલીફો ખુદાની પસંદગીથીજ નેમાય છે અને કયામત સુધ
ખીલાફતનો સીલસીલો જારી રહેસે. તેવીજ રીતે હઝરત મીરઝ
બશીરૂદ્દીન મહેમુદ આહમદ સાહેબે સાફ ફરમાવી આપ્યું છે
તેઓને ખુદાના ફરમાનથીજ ખલીફતુલ મસીહ સાની (એટ

હઝરત મીરઝા સાહેબના બીજા ખલીફા ) તરીકેની જોખમદારી સ્વીકારવાની ફરજ પડી છે અને વધુ જણાવ્યું કે "હવે દુન્યાના તમામ લોકો મને ખલીફા તરીકે માને યા ઇનકાર કરે છતાં ખુદાતઆલાએ મારી કરેલી નેમણુકના દરજ્જામાં કશો બી વધારો યા ગટાડો થનાર નથી." બીજું એઓએ એ બી ચેતવી આપ્યું છે કે "જ્યારે કોરાને શરીફથી સાબીત છે કે ખલીફો ખુદા નેમે છે છતાં જે કોઈ મારો ઇનકાર કરશે તે ખુદા સાથે જંગ કરનારો ઠડશે." શું ખલીફા તરીકેની જોખમદારી સ્વીકારવી કાંઈ આસાન કામ છે ? જેટલી જંજાલ ફીકર જોખમદારી ખલીફાને માથે હોય છે તેટલી બીજા કોઇ પર નથી હોતી. જેઓએ ખીલાફતનો કારોબાર નઝરો નઝર જોયો હોય તેજ સમજી શકે કે એ કેવો જંજાલભરયો અને જોખમભરયો ઓધો છે.

ગેરઆહમદી મુસલમાનો તુરકીના સુલતાનને ઇસલામનો ખલીફો ધારે છે તે તેઓની ભુલ છે ખલીફો એટલે જાનશીન. Successor તે મુજબ નબીનો ખલીફો યા જાનશીન એવો શખસ હોવો જોઇએ કે જે નબી જેવા કામો કરે. અગર તુરકીના સુલતાન ખરેખર ઈસલામના મહાન પેગમ્બર (સ) ના જાનશીન હતે તો તેઓ કામો બી તેવાજ કરતે. જ્યારે ખુદાતઆલાએ એઓને પોતાના ફઝલથી યુરોપ જેવા ઇસાઇઓથી ભરેલા મુલકોમાં ઇસલામી સલતનતનો સુલતાન બનાવ્યો તો તેઓ પોતાની હકુમતના પ્રતાપે ઇસલામની ઘણી સારી ખીદમત કરી શકતે. પોતાના ભાઈબંધ બાદશાહોને ઈસલામ કેવો ખુદાઈ આશીરવાદ ભરયો મઝહબ છે તેને લગતી કીતાબો લખી ભેટ મોકલી ઇસલામની દાવત પુગાડતે. યુરોપ અમેરીકામાં શાનદાર મસજીદો બાંધતે અને જગેજગ ઇસલામી મીશનો સ્થાપતે અને એ મુજબ આખી દુન્યામાં જ્યાં જુઓ ત્યાં ઇસલામી વાવટા બહુ આસાનીથી ઉડાડી શકતે. પણ અફસોસ તેઓએ એવું કશું ન

કરશુ. બીજે ઠેકાણે ઇસલામનો ફેલાવો કરવાનુ તો ઠેકાણે રહ્યુ પણ ખુદ પોતાના મુલકમાં ઈસાઇઓની બીકથી ઈસલામ ફેલાવી ન શકયા બલકે દરેક બાબતમાં ઇસાઇઓની નકલ કરતા રહ્યા. એ મુજબ જ્યારે તુરકો પોતે ઇસલામ તરક કરતા ગયા તો ઇસલામે બી એઓમે તરક કરી દીધો. અને હાલની એઓ ઉ-પર વરસતી આફતો બી એઓનાજ એવા અમલોનો પરીણામ છે. નહીકા ખુદાતઆલાનો એ કાયદોજ નથી કે જે કોમપર તે ફઝલ કરે તે વીના કારણે છીનવી લે જેમકે તે કોરાને શરીફમાં ફરમાવે છે ખુદા જે કોમ ઉપર ફઝલ કરે છે તે નથી બદલતો જ્યાં સુધી કે લોકો પોતે પોતામાં ફેરફાર કરે ( કુરાન પ્રકરણ ૮×૫૫ ) તુરકો માટે બેશક અમોને હમદરદી છે. અને તેથી દુઆ કરયે છીએ કે ખુદાતઆલા એઓપર રહેમ કરે અને એ આફતોથી તેઓને ધડો આપે અને ઈસલામના ખરા સેવક બનાવે કે જેથી તેઓ ફરી આગલી જાહોજલાલી હાસલ કરે. યુરોપનો એક મુલક તો શું પણ દુન્યાંના અનેક મુલકોની સલતનત મલી શકે.

આ ઝમાનામાં હઝરત રસુલુલ્લાહ (સ) ની બીજી વારની પધરામણી તરીકે મહેદી (અ) ને ઝાહેર કરયા પછી તેઓની વફાત બાદ આગળ મુજબ ખુદાતઆલાએ ફરી ઈસલામમાં ખીલાફતનો સીલસીલો જારી કરયો છે. હાલ તેઓના બીજા ખલીફા તરીકે હઝરત મીરઝા બશીરૂદીન માહમુદ આહમદ સાહેબ અનેક રીતે ઇસલામની ખુબીઓ આશકાર કરે છે મોટા મોટા બાદશાહોને ઝમાનાને અનુસરતી શીખામણો સાથે ઇસલામ સ્વીકારવાની ફરઝના મોટા મોટા લેખો પોતે લખી સુંદર પુસ્ત-કોના આકારમાં પ્રગટ કરીને તેઓને ભેટ મોકલે છે. એશીઆ ઉપરાંત યુરોપ અમેરીકા આફ્રીકા આસ્ટ્રેલીઆમાં આહમદી મી-શીનરીઓ મોકલી ત્યાં ઈસલામનો ફેલાવો કરવા મસજીદો બાંધે છે મીશનો સ્થાપે છે. ટુંકમાં રાતદાહડો ઇસલામની ખીદમતમાં

રોકાયલા રહે છે. નબીના ખલીફાનું કામ એજ હોય છે અને તેજ તેઓ બજાવે છે. ખુદાતઆલા તમામ ઇસલામી ભાઇઓને એ ખરી હકીકત સમજવાની નેક તોફીક બક્ષે. આમીન.

લાહોરી આહમદીઓને બીજા ગેરઆહમદી મુસલમાનોથી સદંતર જુદા થઇ પડવાની અઝમાઈશ ભારી લાગે છે તેથી તેઓ આહમદી તથા ગેરઆહમદી બેઉમાં ભેલાયલા રેહવા ચાહે છે. પણ હઝરત મીરઝા સાહેબે સાફ ફરમાવી આપ્યું છે કે ગેરઆહમદીઓ તેઓનો ઇનકાર કરવાથી ઇસલામથી ખારીજ છે માટે દીની મામલામાં તેઓમાં ભેલાવું નહી. કારણ કે જેવી રીતે યાહુદીઓ બની ઈસરાઈલના ઈસા ઇબને મરયમનો ઈનકાર કરયાથી મગઝુબે અલયહીમ બની કાફ્ર ઠડયા તેવીજ રીતે ગેર આહમદી મુસલમાનો ઇસલામના ઇસા ઈબને મરયમનો ઇનકાર કરયાથી મગઝુબે અલયહીમ બની કાફ્ર ઠડયા છે અને સુની તથા શીઆ હદીસોથી સાબીત છે કે મસીહ તથા મહેદીનો જે ઈનકાર કરે તે કાફ્ર છે અને ઈસલામથી ખારીજ છે (જુઓ આ કીતાબપાને ૧૫૬) અને જ્યારે લાહોરી આહમદીઓ હઝરત મીરઝા સાહેબને ખરા મસીહ તથા મહેદી માને છે તો ગેરઆહમદીઓ જેઓ તેઓને ખોટા માને છે તે લાહોરી આહમદીની નઝરમાં બી ઇસલામથી ખારીજ તથા કાફ્ર છે છતા ઝાહેરમાં તેઓમાં ભેલાવાની મતલબે તેઓને કહે છે જે અમો તમોને ઈસલામથી ખારીજ યા કાફ્ર નથી સમજતા એ મુજબ હક વાત છુપાવી તેઓને ધોકો આપે છે. જ્યારે ખુદા તથા તેના રસુલના ફરમાનો મુજબ મસીહ તથા મહેદીનો ઇનકાર કરનાર ઈસલામથી ખારીજ તથા કાફ્ર ઠડે છે ખુદ ગેરઆહમદીઓનો પોતાનો બી એજ અકીદો છે કે જ્યારે મસીહ તથા મહેદી ઝાહેર થશે ત્યારે તેઓનો ઈનકાર કરનારા ઈસલામથી ખારીજ તથા કાફ્ર ઠડશે છતાં લાહોરીઓ તેઓમાં ભેલાવા એવો ધોકો આપે છે.

એ તો દેખીતુંજ છે કે મસીહ તથા મહેદીનો ઇનકાર કરવો તે ગોયા ખુદા તથા તેના રસુલનો ઇનિકાર કરવા બરાબર છે કારણ કે તેના ઝાહેર થવાથી ઇસલામીઓમાં પેવસ થયલા અનેક તથા ખોટા અકાયદ દુર થઈ કોરાને શરીફ તથા સહી હદીસો મુજબનો ખરો ઇસલામ દુન્યામાં કાયમ થાય છે. માટેજ તેને માનવાની સખત તાકીદ ફરમાવવામાં આવી છે. દાખલા તરીકે ઈસલામના મસીહ મેહદીએ ઝાહેર થઈ કોરાને શરીફની અનેક આયાતો તથા હદીસોથી સાબીત કરી આપ્યું કે ઇસા (અ) વફાત પામ્યા છે અને તે વીસે હઝરત રસુલુલ્લાહ (સ) એ શાક્ષી આપી છે કે તેઓએ શબે મેઅરાજમાં ઈસા (અ) ની રૂહને બીજા વફાત પામેલા નબીઓની અરવાહ સાથે જોઇ અને તેના શરીરનો આકાર બી બયાન કર્યો. તથા ઇસલામના ઈસાઇબને મરયમ જુદા શખસ છે અને તેનો આકાર જુદો છે તે બી બયાન કર્યો. વલી કોરાને શરીફના સુરે માએદાની આખરી આયતોથી સાબીત છે કે આગલા ઇસા (અ) હરગીઝ આ દુન્યામાં બીજીવાર આવનાર નથી. અને સહી બુખારી તથા બીજી અનેક સહી હદીસોથી સાબીત છે કે ઇસલામનો ઈસા ઇબને મરયમ ઈસલામીઓમાંથી ઝાહેર થશે અને તેજ તે ઝમાનાનો ઇમામ થશે અને મહેદી બી તેજ થશે. અને મહેદી તલવારથી જેહાદ ન કરશે બલકે તલવારનો જેહાદ કાહડી નાખશે તે સહી બુખારીથી સાબીત છે અને કોરાને શરીફની અનેક આયતોથી સાબીત છે કે દીનમાં જબરદસ્તી હરગીઝ નહીં જોઇએ છતાં ગેરઆહમદી મુસલમાનો એ સરવે બાબતોની વીરૂધ અકાયદ રાખે તો તેઓ ખુદા તથા તેના રસુલના નાફરમાન ઠડયા કે નહિ ? જ્યારે તેઓપર એ ફરઝ મુકવામાં આવી છે કે જ્યારે મસીહ મેહદી ઝાહેર થાય તો તેની બઈઅતમાં દાખલ થવા અગર બરફ ઉપર પેટથી ચાલી જવું પડે તો બી જવું છતાં તેનો ઇનકાર થયો એટલુંજ નહી પણ તેના ઉપર કુફરનો ફતવો ઠોકવામાં આવ્યો તેની તરેહવાર રીતે મ-

જાક મશકેરી કરવામાં આવી તેથીજ તમામ ગેર આહમદી મુસલમાનો મગઝુબે અલયહીમ બની ઈસ્લામથી ખારીજ થઇ ગયા.

તેથીજ હઝરત મીરઝા સાહેબ ગેરઆહમદીઓ વીસે ફરમાવે છે "સારાંશ એવી તરેહની ઘણી વાતો છે કે જે (ગેરઆહમદી) લોકોમાં જણાય છે જેથી ખુદાતઆલા નારાઝ છે અને જે ઈસલામી રંગથી વિરૂધ છે એ કારણસર અલ્લાહતઆલા હવે એ લોકોને મુસલમાન નથી સમજતો જયાંસુધી કે તેઓ તે ખોટા અકીદા છોડી સાચી રાહ પર ન આવી જાય અને એજ કારણસર ખુદાતઆલાએ મને નેમ્યો છે કે હું એ તમામ ખોટારા દુર કરીને અસલ ઈસલામ દુન્યામાં કાયમ કરૂં."

વલી તેવણ ફરમાવે છે "ખુદાતઆલાએ મને ઝાહેર કરયું છે કે દરેક શખસ જેને મારી દાવત (દાવાની ખબર) પોંહચે અને તેણે મને કબુલ નથી કરયો તે મુસલમાન નથી."

એ મુજબ હઝરત મીરઝા સાહેબે ખુદ ખુદાતલાઆના ફરમાન મુજબ ગેર આહમદીઓને ઇસલામથી ખારીજ કરયા છે એટલુંજ નહી પણ ગેરઆહમદીઓથી દુન્યાદારી લાલચ યા બીકના લીધે દીનને લગતા ખરા અકાયદ છુપાવી મીલતા જુલતા રેહવાની બી મનાઇ ફરમાવી છે જેમકે તેઓ ફરમાવે છે "તમો (એ આહમદી જમાઅત) અગર ગેર આહમદીઓમાં મીલતા જુલતા રેહશો તો ખુદાતઆલા જે ખાસ નઝર તમારીપર રાખે છે તે નહીં રાખશે. પાક જમાઅત અલગ થાય તેમાંજ તરક્કી થાય છે."

આ ઉપરથી સાફ જણાશે કે લાહોરીઓ હઝરત મીરઝા સાહેબને માનવા છતાં તેઓની તઅલીમ વીરૂધ વરતનારા છે. એ ઉપરાંત વધારે ગંભીર રૂપ તેઓએ હઝરત મીરઝા સાહેબની નબુવત બાબેના

સવાલમાં આણ્યું છે. શરૂઆતમાં ખુદાતઆલાએ જ્યારે હઝરત મીરઝા સાહેબને નબીનો ખેતાબ બક્ષ્યો ત્યારે તેવણુ તેની તાવીલ કરતા હતા કે તેવણુ જુઝવી યા ઝીલ્લી નબી છે જેવી રીતે કે ખુદાત આલાએ એઓને ઇસા ઈબ્ને મરયમને ખેતાબ આપ્યો તો એઓએ તાવીલ કરયા કીધી હતી કારણુ કે એઓનો પોતાનો બી શરૂઆતમાં એજ અકીદો હતો કે ઇસા (અ) આસમાનથી આવશે જેમકે એ બાબેના ખુલાસામાં તેઓ પોતાની કીતાબ હકીકતુલ વહ્યી પાને ૧૪૮ માં ફરમાવે છે "જેવી રીતે બરહાઇને આહમદયામા મેં એ લખ્યું હતું કે મસીહ ઈબ્ને મરયમ આસમાનથી નાઝીલ થશે તે પછી મેં એ લખ્યું હતું કે આવનાર મસીહ હું પોતે જ છું એ તનાકઝનો બી એજ સબબ હતો કે અગરચે ખુદાતઆલાએ બરહાઇને આહમદયામાં મારૂં નામ ઈસા રાખ્યુ અને એ બી મને ફરમાવ્યું કે તારા આવવાની ખબર ખુદા અને રસુલે આપી હતી પણ ચુંકે મુસલમાનોની એક જમાઅત એજ અકીદા પર જમેલી હતી અને મારો બી એજ અકીદો હતો કે હઝરત ઈસા આસમાનપરથી નાઝીલ થશે એટલા માટે મેં ખુદાની વહીને ઝાહેર પર હમલ કરવા ન ચાહ્યું બલકે તે વહીની તાવીલ કીધી અને મારો અકીદો તેજ રાખ્યો જે સામાન્ય મુસલમાનોનો હતો, અને તેજ મેં બરહાઇને આહમદયામાં પ્રગટ કર્યો. પણ તે પછી એ બાબે વરસાદની માફક વહી નાઝીલ થઈ કે તે મસીહ મોઉદ જે આવનાર હતો તે તુંજ છે" એવીજ રીતે પોતાની નબુવત બાબેના સવાલમાં એજ હકીકતુલ વહી પાને ૧૪૯ માં એઓ ફરમાવે છે "એવીજ રીતે શરૂઆતથી મારો એ અકીદો હતો જે મસીહ ઇબ્ને મરયમથી મને શું નીસબત છે તે નબી છે અને ખુદાના બુઝરગ મુકરબએનમાંથી છે અને અગર કોઈ અમર મારી ફઝીલતની નીસબત ઝાહેર થતો તો હું તેને જુઝવી ફઝીલત સમજતો હતો પણ તે પછી ખુદાતઆલાની વહી વરસાદની માફક મારા ઉપર નાઝીલ થઈ જેને મને તે અકીદા

ઉપર કાયમ રહેવા ન આપ્યો અને ખુલ્લી તોરપર નબીનો એ-લાબ મને બક્ષવામાં આવ્યો" આવી ખુલ્લી બાબત છતાં લાહોરીઓ પોતાની ભુલ કબુલ કરતા નથી અને હઝરત મીરઝા સાહેબના શરૂઆતના અકીદા પ્રગટ કરી લોકોને ધોકો આપે છે કે હઝરત મીરઝા સાહેબે નબીનો દાવો કર્યો નથી અને કર્યો છે તો જુઝવી નબીનો દાવો કર્યો છે. પણ હઝરત મીરઝા સાહેબે લોકોમાં એ વીશે કશો ગુચવાડો ન ઉપજે તે માટે "એક ગલતીકા ઇઝાલા" નામનો એક ઈશતેહાર પ્રગટ કરી ઝાહેર કર્યું કે "જે જે જગાએ મેં નબુવત અથવા રીસાલતનો ઈનકાર કર્યો છે તે ફકત એ અર્થે છે કે હું મુસ્તકીલ તોર પર કોઈ શરીઅત લાવનાર નથી ન હું મુસ્તકીલ તોર પર નબી છું પણ એ અરથે કે હું મારા રસુલે મુકતેદાથી બાતેની ફએઝ હાંસલ કરી અને મારા માટે એ નામ પામી તેના વાસ્તાથી ખુદાની તરફથી ઈલમે ગએબ પામ્યો છું રસુલ અને નબી છુ પણ જુદી શરીઅત વગરનો. એ તરેહનો નબી કહેવાડવા મેં કદી બી ઇનકાર કર્યો નથી બલકે એજ અર્થથી ખુદાએ મને નબી અને રસુલ પુકાર્યો છે તેથી હું હમણા બી એજ અર્થે નબી અથવા રસુલ હોવામાં ઈનકાર કરતો નથી" હઝરત મીરઝા સાહેબ કેવી રીતના નબી છે તે વીસેનો લંબાણ ખુલાસો આ કીતાબના આગલા પાનાઓમાં વીગતવાર દરશાવી આપવામાં આવ્યું છે તે પરથી જણાશે કે એઓની નબુવત તે ખુદ હઝરત રસુલુલ્લાહ (સ) ની નબુવત છે કારણ કે એઓ હઝરત રસુલુલ્લાહ (સ) ની રૂહાની ખાસ્યતમાં ઝાહેર થયાછે માટે જે કોઈ એઓની નબુવતનો ઈનકાર કરશે તે ખુદ હઝરત રસુલુલ્લાહ (સ) ની નબુવતનો ઈનકાર કરનારો લેખાશે. ખાસ કરીને લાહોરીઓ જેઓ હઝરત મીરઝા સાહેબને ખુદાના ખરા પ્રતીનીધી અને મસીહ મેહદી માને છે તેઓ એઓની નબુવતનો કેવી રીતે ઈનકાર કરી શકે? હઝરત મીરઝા સાહેબે અનેક ઠેકાણે નબુવતનો દાવો ભાર સાથે ઝાહેર કર્યો છે તેના

સંખ્યાબંધ દાખલા The Claims and Teachings of Ahmad નામની કીતાબના The Promised Messiah is a Prophet of God ના પ્રકરણમાં આપવામાં આવ્યા છે. જેના થોડાક દાખલા નીચે મુજબ છે.

(૧) હું તે ખુદાની કસમ ખાઇને કહું છું જેના હાથમાં મારી જાન છે કે તેણેજ મને મોકલ્યો છે અને તેણેજ મારો નામ નબી રાખ્યો છે ( તતીમાં હકીકતુલ વહી પાને ૬૮ )

(૨) હું મસીહ મોઉદ છું જેનો નામ સરવરે અંબીઆ ( હઝરત મહમદ મુસ્તફા (સ) ) એ નબી અલ્લાહ રાખ્યો છે. નુઝુલે મસીહ પાને ૪૮ )

(૩) તેવીજ રીતે ખુદાતઆલાએ અને તેના પાક રસુલે બી મસીહ મોઉદનું નામ નબી અને રસુલ રાખ્યું છે ( નુઝુલે મસીહ પાને ૪૮ )

(૪) મહા શકતીવાન ખુદા મને ફરમાવે છે એ આહમદ મેં તને નબી બનાવ્યો છે.

(૫) હું ખુદાના હુકમ મુજબ નબી છું અને એનો ઈનકાર કરવો ગુનાહ થશે હું કેવી રીતે એનો ઇનકાર કરી શકું જયારે ખુદાતઆલાએ પોતે મને નબીનો ખેતાબ બક્ષ્યો છે હું એ અકીદાને આ દુન્યા છોડી જવસ ત્યાંસુધી વલગી રહીશ.

(૬) હું નવી શરીઅત યા નવા દાવા યા નવા નામનો નબી તથા રસુલ નથી પણ હું કામીલ રૂહાની શખસીઅત ધરાવનાર નબી અને રસુલ છું.

(૭) ઇસા ઈબને મરયમ મુસા (અ) ના છેલ્લા ખલીફા હતા ( તેમજ નબી પણ હતા ) અને હું તમામ નબીઓના અફ્ઝલ નબીનો છેલ્લો ખલીફો છું તેથી ખુદાતઆલાએ એ ચાહયું કે મારો દરજ્જો તેનાથી ઉતરતો ન રહે (તેથી મને નબી બનાવવામાં આવ્યો )

(૮) મને નબી તથા રસુલ પુકારવામાં કશુંએ ખોટું નથી તેમજ એથી ખાતમુન નબીઇનની મોહર તુટતી નથી કારણ કે મે અનેકવાર બતાવી આપ્યું છે કે કોરાને શરીફમાં ફરમાવ્યા મુજબ " આખરીન મીન હુમ લમ્મા યલ હકુ બેહીમ" મુજબ હું રૂહાની તોરથી તેજ ખાતમુન નબીઇન છુ.

(૯) જે શખસ સરસરી તોરથી રસુલને તાબે થયો અને તેને ઓલખ્યો નહી અને તેના અનવારથી જાણીતો થયો નહી તેનો ઇમાન કોઇ ચીઝ નથી અને આખરે તે ઝરૂર મુરતદ થશે જેવોકે રૂસલેમા કઝાબ ( હકીકતુલ વહી પાને ૧૫૯)

એ મુજબ લાહોરીઓ હઝરત મીરઝા સાહેબને સરસરી તોરથી તાબે તો થઇ ગયા પણ તેઓના અનવારથી જાણીતા થયા નહી જેનો પરીણામ હઝરત મીરઝા સાહેબની પેશગોઇ મુજબ તેઓની ખરી પેરવી કરનારી કાદયાન સાથે તાલુક રાખનારી આહમદી જમાઅતથી મુરતદ થઇ ગયા. અને એ મુજબ એઓ બેઉ ઠેકાણે હાથ રાખવા જતાં બેઉ ઠેકાણેથી લપસી ગયા છે. કારણ કે હઝરત મીરઝા સાહેબે પોતાને માનનારા આહમદીઓને તેઓના ઈનકાર કરનારા ગેરઆહમદીઓ સાથે કશો બી દીની સંબંધ રાખવાની મનાઇ ફરમાવી છે કારણ કે એ લોકો ખુદા તથા તેના રસુલના નાફરમાન થવાથી મગઝુબે અલયહીમ ઠડી ચુકા છે એ ઉપરાંત કાફરનો ફતવો ઠોકી પોતે કાફર બની ચુકા છે. તેથી તેઓ પાછલ કદી બી નમાઝ પડવાની સખત મનાઇ ફરમાવી છે જેમકે તેઓ ફરમાવે છે " ખુદાના કલામથી ઝાહેર છે કે કાફર કહેનારાઓ તથા ખોટા પાડનારાઓની પેરવી કરનારાઓ હલાક થયલી કોમ છે તેથી તેઓ એ લાયકના નથી કે મારી જમાઅતમાંથી કોઈ શખસ તેઓ પછવાડે નમાઝ પઢે. શું ઝીંદો ( મોઅમીન ) મુરદાની (કાફરની) પછવાડે નમાઝ પઢી શકે છે ? માટે યાદ રાખો કે જ્યારે ખુદાએ મને ચેતવ્યું છે કે તમારાપર હરામ છે

અને સદંતર હરામ છે કે (તમે) કોઇ મુકફીર (કાફર કહેનાર) મુકઝીબ (ખોટો સમજનાર) યા મુતરદીદ (એઓના દાવા વીસે ઢચુપચુ હોનાર)ના પાછળ નમાઝ પઢો બલકે જોઇએ કે તમારો તેજ ઇમામ થાય જે તમારામાંથી હોય એનીજ તરફ બુખારીની હદીસના એક ભાગમાં ઈશારો છે જે ઈમામ કુમ મીન કુમ એટલે મસીહ નાઝીલ થાય ત્યારે તમોને બીજા ફીરકાઓને જેઓ ઈસલામના દાવો કરે છે (તેઓને) સદંતર છોડી દેવા પડશે ”

હવે લાહોરીઓ જેઓ ગેરઆહમદીઓને કહે છે જે અમો તમોને ઇસલામથી ખારીજ નથી સમજંતા તો તેઓને જોઇએ કે તેઓ ગેરઆહમદીઓ પાછલ નમાઝ પઢે પણ લાહોરીઓ હઝરત મીરઝા સાહેબના આ ખુલ્લા ફરમાનનો અનાદર કરવાની હિમત હજી સુધી ઝાહેરમાં કરી નથી અને અગર ભવીશમાં કરે તો તેઓ પછી આહમદી બી ન રહયા. એ મુજબ લાહોરીઓની હાલત સુડી વચે સોપારી જેવી થઇ રહી છે. શુકર છે ખુદાના કે ઘણાઓએ પોતાની ભુલ જોઈ માફી ચાહી પાછા આ જમાઅતમાં શામીલ થઇ ગયા છે. ખુદાતઆલા બીજાઓને બી એવીજ નેક તવફીક બક્ષે. આમીન.

---

# છેલ્લા થોડાક શબ્દો.

આ કીતાબમાં જે બાબતો દરશાવવામાં આવી છે તેનો ટુંક સાર એટલોજ છે કે ખુદાતઆલાએ આસમાન અને ઝમીન દરમ્યાનની તમામ પેદાયશો ઈનસાનના સુખ સગવડ અને તાબેદારી માટે સરજી છે તેવીજ રીતે ઈનસાન ને એ માટે સરજવામાં આવ્યો છે કે તે પોતાના સુખ સગવડના ભોગે ખુદાતઆલાની તાબેદારી બજાવે. અને એ ફરઝ ઇનસાન કેવી રીતે અદા કરી શકે તે માટે ખુદાતઆલાએ દુન્યાની સરવે કોમોમાં પોતાના પેગમ્બરો મોકલી ઈનસાન ઉપરની ફરઝ બાબે તેને ચેતવી આપવામાં આવ્યો છે. એ એક બહુ ગંભીર અજમાદશ છે જેમાંથી હરેક ઇનસાનને પસાર થવું છે. આ પાણીના પરપોટા જેવી ફાની ઝીંદગી સુખમાં ગુઝારવા ઈનસાન મહા મહેનત કરે છે અને તે માટે હરેક ભોગ આપવા તૈયાર થાય છે ત્યારે તે મીનોઇ જેહાનની અમ્મર ઝીંદગી સુખમાં ગુઝારવા માટે શું તેણે એથી બી વધુ મહેનત અને ભોગો આપવા તૈયાર થવું ન જોઇએ ? પણ દુન્યાના મોટા ભાગને આખેરતના સુખ દુખ વીસે પુરેપુરો એકીન ન હોવાથી તેઓ તે માટે તેવી મહેનત કરવા યા ભોગો આપવાને તૈયાર થતા નથી બલકે રાત દાહડો આ ટુંક ઝીંદગી કેવી રીતે મોજ મજાહમાં ગુઝરે તેનાજ ખ્યાલોમાં ચકચુર રહે છે જેના પરીણામમાં હરેક કોમ પોતાના પેગમ્બર તરફથી મેલવેલી ખુદાતઆલાની તાબેદારી બજાવવાની ખરી તઅલીમ વીસરી જઈ ખોટી માન્યતા અને ખોટા રીવાજોની તાબેદારી બજાવા મંડી ગઇ. જો કે હરેક કોમના દાનેશમંદો તેનું પોકળ પણું સારી રીતે સમજે છે છતાં તેને જડમુળથી ઉખેડી કાહડવા યા તેથી અલગ થવાની હીંમત ભાગ્યેજ કોઇ કરે છે. એ રવેસે ઇનસાન પોતાની ઝીંદગીની મુળ નેમ ચુકી જાય છે જેથી ખુદાનો ગુનેહગાર બની તેનો લાયક બદલો મેલવવા બીજી જહાનમાં રવાન થઇ જાય છે.

દાખલા તરીકે ખ્રીસ્તી કોમ દુન્યામાં સૌથી મોટી કોમ છે કે ં
ઇલમ હુનર શોધ ખોળ વગેરે બાબતોમાં પેહેલીપંકતી ધરાવેછે છત
મઝહબની બાબતમાં પોતાના પેગમ્બર જીસસ ક્રાઈસ્ટ ( ઈસ
અ. ) ને ખુદા તથા ખુદાનો છોકરો બનાવી તેની પરસ્તીશ ક
છે જો કે એ કોમના દાનેશમંદો સારી રીતે સમજે છે કે એ
ઓરતના પેટે જન્મેલા શખસને આસમાન અને ઝમીનના ખાલી
અને માલીક સમજવું સદંતર ખોટું છે છતાં વંસપરમપરાથ
ઉતરી આવેલી માન્યતા અને રીવાજને તાબે થઇ તેજ મુશરીકાન
પરસ્તીશમાં પોતાની ઝીંદગી ખતમ કરે છે. તેવીજ રીતે હીંદુએ
તરેહવાર કીસમની મુરતીઓ પોતાના હાથે બનાવે છે અને ં
પછી તેનીજ પરસ્તીશ કરવા મંડી જાય છે. મઝહબી બાબતોમ
ખરા ખોટાનું તોલ કરી હક કબુલવા બહુ જુજ લોકો દરકા
કરે છે જ્યારે તેઓ દુન્યાદારી કામકાજ યા અંગત સુખ સગવ
જેમકે પેહરવાના પોશાક રેહવાના મકાન ફરવા હરવાની સવા
વગેરે માટે સરસમાં સરસ સુધારા કરવા પાછલ રાત દાહ
મંડે છે. તેમાં તેઓને વંસપરમપરાથી ચાલતા આવેલા રીવાજન
બાધ મુદલ નડતી નથી !

તેવીજ રીતે પારસી કોમને જુઓ કે તે કેવી કેલવાયલ
અને ચાલાક કોમ છે છતાં જે શેહર યા ગામડામાં તે રેહતી હ
ત્યાં સદાકાળ રાત દાહડો આતસ બાલવા અને તેને જાલવ
રાખવાનો બંદોબસ્ત પેહલે કરશે કે જેથી તેઓ તેનો સેજદ
કરી શકે તથા માનતાઓ ચડાવી શકે. અને તે માટે સુખ
વગેરે ઉંચી કીસમનું બળતણ વાપરવાને નેક કામ સમજશે અ
એ રવેસે આજ કાંઇ હજારો વરસો થયા લાખો રૂપીયાનો ધુમાર
કરી રહ્યા છે. અને જ્યારે એઓને કોઇ પુછે કે આતસ ક
ખુદાના ગઝબનો એક નીશાની છે તેને જાલવી રાખવા શા મા
નાણાની બરબાદી કરો છો તો ખુલ્લું કબુલે છે કે શું કરે
અમારા વડવાઓથી એ રીવાજ જારી થયો છે તેથી તેને તાબે
થવું પડે છે.

એ મુજબ દુન્યાની સરવે કોમો ખોટા રીવાજોથી મુશરીક બની જવાથી અને શીરકનો ગુનાહ ખુદાની નઝરમાં સૌથી ઝબુન હોવાથી ખુદાતઆલાએ ત સરવે મઝહબો રદ બાતલ કરી દુન્યાની તમામ પ્રજા માટે ઇસલામ મઝહબ સ્થાપ્યો અને ફરમાવ્યું કે **"જે કોઇ ઇસલામ સીવાય બીજા કોઈ મઝહબ પ્રમાણે ચાલશે તો તેની પાસેથી કબુલ કરવામાં ન આવશે અને તે આખેરતની ઝીંદગીમાં નુકસાન ખમનારાઓ-માંનો થશે"** ( કુરાન પ્રકરણ ૩: ૭૯ ) ઇસલામ એવો ખુદાઈ આશીરવાદ ભરેલો મઝહબ છે કે એની તઅલીમ મુજબ અમલ કરનાર શખસ ખુદાને આ ઝીંદગીમાં જોઈ શકે છે અથવા તેના મુબારક કલામો સાંભલી તથા તેના લખાણુ નઝરો નઝર જોઇ શકે છે જેથી ગોયા તે આ દુન્યામાંજ બહેસ્ત જેવું સુખ હાસલ કરી શકે છે એ માટે વધુ વીગતો જાણવા વાંચો "ઈ-સલામનો રૂહાની ખઝાનો" તથા the Claims ond Teachings of Ahmed. ખરા મઝહબમાં એવીજ ખુબીઓ હોવી જોઇએ અને જ્યારે ઇસલામની એવી ખુબીઓથી જેમ જેમ જુદી જુદી પ્રજા વાકેફ થતી ગઈ તેમ તેમ તેઓ પોત પોતાની કોમોમાંથી છુટા થઇ ઇસલામમાં શામીલ થવા લાગ્યા જેથી આજે એ મઝહબને માનનારાઓની સંખ્યા ૪૦ કરોડ સુધી વધવા પામી છે અને દીનપર દીન તેમાં વધારો થતોજ જાય છે. છતાં જેવી રીતે આગલી કોમો દુન્યાની મોહેનીમાં ફસાવવાથી પોતાના પેગમ્બરોની અ-સલ તઅલીમથી વેગલી જઇ ખોટી માન્યતા અને ખોટા રીવા-જોમાં ગીરફતાર થઈ ગઇ તેજ હાલ ઇસલામીઓનો બી થયો. આજે મોટા મોટા શેહરોથી નાહનામાં નાહના ગામડાઓમાં જ્યાં કંઇ ઈસલામીઓની વસ્તી હશે ત્યાં ઇસલામમાં આગલા થઈ ગ-યલા બુઝરગોની કબરોને પકડી લોકો બેઠા છે જ્યાં કોઇ એવા બુઝરગોની કબરો નથી મલતી ત્યાં ખોટી કબરો બનાવવામાં આવે છે ત્યાં સીજદા* થાય છે તવાફ થાય છે વારસીક ઉરસો ભરાય

* કોરાને શરીફમાં ખુદાએતઆલા ફીરેશતાઓને આદમ (અ) વીસે ફરમાવે છે કે "વઈઝ કુલના લિલ મલાએકતીસ જુદુ લે આદમા" એટલે

છે નાચરંગ ગાન તાન વગેરેના જલસા કરવામાં આવે છે. શીઆઓમાં ઘરેઘર પંજા અલમ બેસાડવાની રસમ દાખલ થવા પામી છે જ્યાં કબરો મુજબ તેની સાંબે સીજદા થાય છે મુરાદો મંગાય છે તરેહવાર કીસમની માનતાઓ તથા નઝર ન્યાઝ કરવામાં આવે છે તેઓ એમ ધારે છે કે એમ કરવાથી મરહુમ બુઝરગોની અરવાહ ખુશ થશે જેથી તેઓ ખુદા પાસે તેઓ માટે સીફારશ કરશે, જેથી તેઓની મુરાદો બર આવશે. શું કોઈ પ્રજા પોતાના પાદશાહની રૂબરૂ તેના વઝીરને યા તેના દરબારીઓને પાદશાહ જેવું માન અકરામ આપી એ અરજ કરી શકે કે તમે અમારૂં ફલાણું કામ કરો યા કરાવી આપો અમો તમોને નઝરાણું મોકલીશું ? મુરાદો માગનારાઓની આબાદ એજ સ્થીતી છે કે તેઓ ખુદાતઆલાની રૂબરૂ વફાત પામેલા બુઝરગોની એવી હલકી નીશાનીઓ ઉભી કરી તેઓ સાંબે આજીઝીથી દુઆ ગુજારે છે કે અમારૂં ફલાણું કામ કરી યા કરાવી આપો અમો તમારા શારૂ નઝર ન્યાઝ કરીશું ! એ કાંઇ જેવું તેવું મુશરીકપણું છે ?

---

" જ્યારે અમોએ ફીરેશતાઓને કહ્યું કે સીજદામાં પડો આદમના માટે તેની એ મતલબ નથી કે ખુદાતઆલાએ આદમનો સીજદો કરવાને ફીરેશતાઓને હુકમ કરયો બલકે ખુદાએ આદમ જેવી શ્રેષ્ટ મખલુક પેદા કર તે માટે ખુદાનો સીજદો કરો. અને ઉપલી આયતમાં અરબી શબ્દ " [illegible] આદમા " નો અર્થ એ છે કે આદમના માટે નહી કે આદમનો [illegible] મુજબ ફીરેશતાઓએ આદમના માટે ખુદાનો સીજદો કરયો ન કે આદમનો

ખુદા સીવાય ગમે એવા મોટા પેગમ્બર યા ઇમામ યા વલી યા કોઇ બી મખલુકનો સીજદો કરવો હરગીઝ જાયઝ નથી તેથીજ ઇસલામન મહાન પેગમ્બર (સ) ફરમાવે છે " અગર ખુદા સીવાય બીજા કોઇ નો સીજદો કરવે [illegible] હોત તો હું ઓરતોને ઝરૂર હુકમ કરતે કે તેઓ પોતાના ખાવીંદાનો સીજદો કરે " ઉપલી આયતને બીજો ભાવાર્થ એ છે કે ઇનસાનને સરવે મખલુક કરતાં શ્રેષ્ટ બનાવવામ આવ્યો છે એટલા માટે ફીરેશતાઓ એની તાબેદારી કરે તેથીજ ફીરશતાએ મારફતે વહી નાઝીલ થાય છે ઉપરાંત ઇનસાનને લગતા અનેક કાર્યો બજાવવા માટે ફીરેશતાઓ રાત દહાડો રોકાયલા રહે છે.

જ્યારે ખુદાતઆલાએ ઇસલામીઓને આગલી કોમો મુજબ મુશરીક થતાં બચાવવા માટે પાંચ વખતની નમાઝ કાયમ કરી છે. નમાઝ એક એવી અમુલ્ય ચીઝ છે કે જેથી ઇનસાન પોતાના ખાલીકની હુઝુર હાઝર થઈ પોતાની હાજતો બયાન કરી મદદ માંગી શકે છે. આપણે નમાઝમાં સુરેફાતેહા પઢીએ છીએ તેમાં બી એજ તઅલીમ છે કે ઈયાકા નઅબુદો વ ઈયાકા નસતઈન એટલે એ ખુદા અમો તારીજ બંદગી કરયે અને તારાથીજ મદદ માંગીએ. આપણા મહાન પેગમ્બર સાહેબ (સ) ની બી એજ સુંનત હતી કે જ્યારે બી તેઓને કાંઈ હાજત થતી તો તુરત વઝુ કરી બે રકઅત નફલ નમાઝ પઢતા એ રીતે ખુદાતઆલાની હુઝુર હાઝર થઈ મદદ માટે દુઆ ગુઝારતા. દરેક ખરા ઇસલામીને એઓનીજ સુંનત મુજબ અમલ કરવું જોઇએ પણ લોકો અસલ તઅલીમથી નાવાકેફ હોવાના લીધે કબર પરસ્તીશ તથા તાઝયા પરસતીશની દેખાદેખીની ખોટી રસમોમાં પોતાની ઝીંદગી બરબાદ કરે છે.

દરેક કોમની ખરાબી તે કોમના કહેવાતા ધરમગુરૂઓને આભારી હોય છે. તેઓ ખોટી રસમોને ઉતેજન આપી મઝહબને બાહને પોતાની કમાઇનો એક ધંધો બનાવી લીધો છે. અને લોકો વંસપરંપરાનો એવી રસમોને ધરમગુરૂઓ તરફથી મળતા ઉતેજનના લીધે ખરો મઝહબ સમજી બેઠા છે જેના થોડાક દાખલા આપણે ઉપર વાંચી ગયા છએ. તેવોજ દાખલો ઈસલામમાં શીઆ ફીરકાના ધરમ ગુરૂઓનો બી છે. તેઓએ હઝરત ઈમામ હુસેન (અ) ની શહાદતના બનાવને એક કમાઇનો ધંધો બનાવી લીધો છે. ગોયા ઈસલામમાં હઝરત ઈમામ હુસેન (અ) એકલાજ શહીદ થયા હોય તેમ એઓ માટે ખાસ રસમો શોધી કાહડી છે. શું હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં સેંકડો મોઅમીનો શહીદ થયા ન હતા? શું તેઓમાં હઝરત રસુલુલ્લાહ (સ) ના અતલઝના સગાઓને વટીક ઘાતકી રીતે શહીદ કર-

વામાં ન આવ્યા હતા ? ત્યારે શું તે ઝમાનામાં હઝરત રસુલુ-લ્લાહ ( સ ) એ તે શહીદોની યાદગારી કયામત સુધી કાયમ રા-ખવા માટે માતમની મજલીસો કરવા યા તાબુતો તથા અલમ બનાવવાની સુંનતો જારી કરી હતી ? જ્યારે તેઓના ઝમાનામાં એવી સુંનત ન હતી તો તેઓ પછી એવી ખોટી બીદઅતો ઈસલામમાં દાખલ કરી શા માટે ખુદાના ગુનેહગાર થાઓ છો અને અજ્ઞાન કોમની તથા તેની આલ અવલાદની વંસપરમપરા ખાના ખરાબી થતી રહે એવો પાયો શા માટે રચો છો ? જે નેક બખતો શહીદ થયા તેઓ તો ખુદા પાસે શહાદતનો એવો સરસ દરજ્જો જોય છે કે તેઓ ફરીને દુન્યામાં આવી ફરી તેવી રીતે શહીદ થવાની આરજુ રાખે છે જે સુની તથા શીઆ હ-દીસોથી સાબીત છે જેમ કે હઝરત રસુલુલ્લાહ ( સ ) ફરમાવે છે **કોઇ જીવ મરી જાય અને તેને માટે અલ્લાહને ત્યાં બહે-તરી હોય તેને દુન્યામાં પાછો આવવાને સારૂં લાગતું નથી ફક્ત શહીદ શહાદતના ઉમદા મરતબો જોવાથી ખાહેશ કરે છે કે તે દુન્યામાં પાછો જાય અને દસવાર કતલ થાય."** જુઓ શહીદો તો પાછા દસ વાર શહીદ થવાની ફરી ખાહેશ કરે છે એટલા તેઓ શહીદ થવા માટે ખુશ છે જ્યારે શીઆઓ સાંબો અફસોસ અને માતમ કરે છે. એ તે-ઓની ખેરખાહી થઈ કે બદખાહી ? હઝરત ઈમામ હુસેન (અ) ની ખુશી અને ભલાઈમાં એઓના દુશમનો હોય તેઓનેજ અ-ફસોસ થાય. અરબના પાક મુકામો જેવા કે મકકે મોઅઝઝમા તથા મદીને મુનવરા જ્યાં ઇસલામની સ્થાપના થઇ તથા ઇસલામ કાયમ થયો ત્યાં હમણા સુધી મોહરમની મજલીસો તથા તા-ઝયા પરસ્તીશની ખોટી રસમો મુદલ છેજ નહી. ખુદાતઆલાના ફઝલો કરમથી ગયે વરસે હજ ટાંકણે તથા મોહરમ માસમાં હું ત્યાંજ હતો અને એ વીસે મેં ખાસ તપાસ કરી તો ત્યાંના લોકો એ બીદઅત વીસે કશું જાણતાજ નથી. એ બદી હીંદુસ્તાનમાંજ તથા શીઆ મુલકોમાંજ છે. અરે શીઆ કોમના દાનેશમંદો

જરા તો વીચાર કરો અને હજી બી ચેતો કે તમારા આલીમો તમોને કેવે આડે રસ્તે દોરવે છે! તેનું કારણ દેખીતુંજ છે કે માતમની મજલીસો થવાથી તેઓને ખુબ કમાઇ થાય છે રૂ. ૧) થી તે રૂ. ૫૦૦૦) સુધીનો તેઓને ફી મલે છે. એવી એવી ખોટી રસમો ઈસલામમાં ફેલ.ઇ ગઇ છે તેથીજ ખુદાતઆલા દર ૧૦૦–૧૦૦ વરસે પોતાનો પ્રતીનીધી ઝાહેર કરી કોરાને શરીફ મુજબનો અસલ ઈસલામ તેની મારફતે આશકાર કરાવે છે. તેથીજ ઈસલામના સરવે ફીરકાના ધરમ ગુરૂઓ તથા આલીમો તેને તોડી પાડવા તથા તેની વીરૂધ ખોટા ખ્યાલ પોતાના ફીરકામાં ફસાયલા ઇસલામીઓના મગઝ પર બેસાડવા બનતું કરે છે. પણ સત્ય સુરજના માફક પ્રકાશી નીકલવા વગર રેહતું નથી. જેથી તેના દાવાની સચાઇ તથા તેની મારફતે આશકાર થયલા ખરા ઈસલામની ખુબીઓની ચમતકારીક અસર આખેરતનો ડર રાખનારા ઇસલામીઓમાં એવી તો ફરી વળે છે કે જેથી લાખો લોકો દુન્યાની પરવા કરયા વગર પોત પોતાના ખોટા ફીરકાઓમાંથી જુદા થઇ તેની મારફતે સ્થાપાયલા ખરા ઈસલામી ફીરકામાં શામીલ થઇ જાય છે.

બીજું આ ઝમાનામાં ખુદાતઆલાના બે પવિત્ર પેગમ્બરો વીસે બેહદ ઇફરાત તફરીત થાય છે. એક તો ખ્રીસ્તીઓના પેગમ્બર જીસસ ક્રાઈસ્ટ ઇસા (અ) વીસે તથા બીજા ઈસલામીઓના મહાન પેગમ્બર હઝરત મહમદ (સ) વીસે. ઇસા (અ) જેઓ એક ઓરતની પેટે જન્મ પામેલા ઈનસાન હોવા છતાં કરોડો લોકો તેઓને એટલા વધાર્યાં છે કે તેઓને ખુદા તથા ખુદાનો દીકરો માની બેઠા છે અને એજ ખોટો અકીદો આખી દુન્યામાં ફેલાવવા માટે તેઓના મરદો તથા ઓરતો લાખો કરોડો રૂ. ની મદદ સાથે દીન રાત રોકાયલા છે. જયારે ખુદાતઆલા એ બુરી માન્યતા વીસે ફરમાવે છે કે "નઝદીક છે કે આસમાન ફાટી જાય, ઝમીન ચીરાઈ જાય અને પાહાડ ચુરેચુરા થઈ

જાય એટલા માટે કે તે રહેમાન (ખુદા) માટે દીકરો ઠેરવવામાં આવે" ( કુરાન પ્રકરણ ૧૪ આયત ૯૧-૯૨ )

જયારે હઝરત મહમદ (સ) દુન્યાની તમામ કોમો માટેના એક મહાન પેગમ્બર હોવા છતાં તેઓને એવા ઉતારી નાખવામાં આવે છે કે નઉઝબીલ્લાહ એઓ તદ્દન ખોટા શખસ હતા અને તલવારના ઝોરે લોકો ઉપર ઝબરદસ્તી વાપરી ઇસલામ ફેલાવ્યો હતો અને એઓ વીરૂધ બીજા એવા એવા ખોટા બોહતાનો જોડી પ્રગટ કરવામાં આવે છે કે નઉઝબીલ્લાહ દુન્યામાં એઓ જેવા કોઇ ઝાલીમ અને બદકાર શખસ હોયજ નહી. જયારે ખુદાતઆલા એઓ માટે ફરમાવે છે કે "અને અમે તને નથી મોકલ્યો પણ એટલા માટે કે તું તમામ દુન્યા માટે રહેમત થાય" ( કુરાન પ્રકરણ ૨૧: ૧૦૭ ) વલી ફરમાવે છે "કહે અગર તમો ખુદાની રઝામંદી ચાહતા હો તો મારી પેરવી કરો ખુદા તમને ચાહશે અને તમારા ગુનાહો માફ કરશે" ( કુરાન પ્રકરણ ૩: ૨૯ )

એ મુજબ દુન્યામાં જે કોઇ શખસ ખુદાની રઝામંદી ચાહતો હોય તેને ખુદા ત્યારેજ ચાહશે કે જયારે તે ઇસલામના મહાન પેગમ્બર (સ) ની તઅલીમની પુરેપુરી પેરવી કરશે. તેથીજ ખુદાતઆલાએ આ ઝમાનામાં હઝરત મીરઝા આહમદ (અ) ને એટલા માટે ઝાહેર કરયો કે તેઓ ઉપલા બે પેગમ્બરોની ખરી શાન દુન્યામાં આશકાર કરે.

તેથીજ હઝરત મીરઝા આહમદ (અ) નુ મુખ્ય કામ એ હતું કે ઇસા (અ) વીસે સાબીત કરવું કે તેઓ ન ખુદા હતા ન ખુદાના દીકરા પણ માત્ર ખુદાના એક પેગમ્બર અને જેવી રીતે દુન્યાના બીજા સરવે પેગમ્બરો ઇનસાન હોવાથીજ વફાત પામ્યા અને તેઓ દુન્યામાં બીજીવાર હરગીઝ પાછા ન આવશે તેવીજ રીતે ઇસા (અ) બી એક ઇનસાન હોવાથીજ વફાત

પાગ્યા છે એઓ બી દુન્યામાં બીજીવાર હરગીઝ પાછા ન આવશે.

બીજુ હઝરત મહમદ (સ) દુન્યાની તમામ કોમો માટેના એક મહાન અને ખરા પેગમ્બર હતા અને એઓએ હરગીઝ ઈસિલામ મઝહબ તલવારના ઝોરથી ન ફેલાવ્યો હતો અને બીજા જે જે બોહતાનો એઓપર જોડવામાં આવતા હતા તે સરવેને ખોટા સાબીત કરી એઓની તઅલીમ તથા અખલાક કેવા શ્રેષ્ઠ હતા કે જેથી અરબ જેવા જાહેલ વહેશી લોકો બી પોતાની અનેક બદકારીઓ સદંતર તજી દઈ કેવા અખલાકવાળા ઇનસાનો બની ગયા તે પછી તેઓ કેવા બાખુદા ઈનસાન બની ગયા તે જગઝાહેર કરી આપ્યું અને હજી બી એઓની તઅલીમમાં એવી તાસીર છે કે જે કોઈ પોતાથી બને તેવી રીતે એઓની તઅલીમ મુજબ અમલ કરશે તો તેના પ્રમાણ મુજબ તે બી ઉમદા અખલાકવાળો શખસ બની બાખુદા ઇનસાન બની જશે એટલુંજ નહી પણ ખુદાતઆલાના ઉપલા કલામો મુજબ તે ખુદાની રઝામંદી હાંસલ કરી લોકો માટે રહેમત સમાન થઇ પડશે. તેની સાબેતી આપવા માટે તથા તેનો જીવતો જાગતો દાખલો નમુનો બતાવવા માટે જ્યારે આ ઝમાનામાં હઝરત મીરઝા આહમદ ( સ ) એ ઈસલામના મહાન પેગમ્બર ( સ ) ની પુરેપુરી પેરવી કરી પોતાને ફનાફીર રસુલ કરી દીધા તો ખુદાતઆલા એઓ ઉપર રાઝી થઇ એઓ ઉપર બી ઉપલાજ કલામો નાઝીલ કરી દીધા કે “ અને અમે તને નથી મોકલ્યો પણ એટલા માટે કે તું તમામ દુન્યા માટે રહેમત થાય ” અને “ કહે અગર તમો ખુદાની રઝામંદી ચાહતા હો તો મારી પેરવી કરો ખુદા તમને ચાહશે અને તમારા ગુનાહ માફ કરશે ” એઓની તઅલીમની પેરવી કરવી તે ઐન ઇસિલામના મહાન પેગમ્બર (સ) ની તઅલીમની પેરવી કરવા બરાબર છે. ઇસલામના એ મહાન પેગમ્બર (સ) ની એ ખરી શાન પુરેપુરી રીતે સાબીત કરવા માટેજ ખુદાતઆલાએ પોતાના ફઝલો કરમથી આ ઝમાનાના લોકો માટે પોતાના પ્રતીનીધીને

એક જીવતો જાગતો નમુનો Model તરીકે મોકલ્યો છે કે લોકો તેને જોઇ યા તેની તઅલીમ વાંચી તેવા નેક બની જાય કે જેથી તેઓ પોતે બી ખુદાની રઝામંદી હાસલ કરી તેવા નેક નમુના બની લોકો માટે રહેમત સમાન થઈ પડે. ખુદાતઆલા પોતાના પ્રતીનીધીઓને એજ મુખ્ય કારણસર દુન્યામાં ઝાહેર કરે છે.

એ મુજબ દરેક ઇસલામી પર ફરઝ છે કે આ ઝમાનામાં ઉપલા બે પેગમ્બરો વીસે થતી બેહદ અફરા તફરીની ખરી હકીકત પોતે સમજી બીજાઓને સમજાવે કે જેથી જે કારણસર ખુદાનો ગઝબ ભડકે છે તે દુર થાય અને ખુદાની રઝામંદીની રાહ આશકાર થાય ત્યારેજ દુન્યામાં ખરી સુલેહ કાયમ થશે.

ખુદાતઆલાએ કોરાને શરીફમાં ફરમાવ્યું છે કે "તમો સૌથી ઉત્તમ ઉમત છો કે જે લોકોના ભલા માટે પેદા કરવામાં આવ્યા છો એટલા માટે કે તમો લોકોને ભલાઈ તરફ બોલાવો અને બુરાઇથી બચાવો ( કુરાન પ્રકરણ ૩: ૧૦૫ ) તેમ સુરે અસરમાં ખુદાતઆલાએ કસમ ખાઇને ચેતવી આપ્યું છે કે દરેક ઇનસાનની ખરાબી છે સીવાય તેની કે જે મોઅમીન બને અને નેક અમલ કરે અને સત્યતા બીજાઓને પોંહચાડે.

હવે દેખાડો ઇસલામમાં કયો ફીરકો છે જે ખ્રીસ્તીઓને તેઓની ગુમરાહી દેખાડી તેઓને ખુદાની ગઝબનાક રાહથી છોડાવવા તથા ખુદાની રઝામંદીની રાહ તરફ દોરવવાની કોશેશ કરે છે જે વીસે ખુદાની એવી ખફગી છે કે જેથી નઝદીક છે કે આસમાન ફાટી જાય ઝમીન ચીરાઇ જાય અને પાહાડ રેઝા રેઝા થઈ જાય. ઇસલામનો દરેક ફીરકો પોતપોતાની રસમોમાંજ ગીરફ્તાર છે બલકે તેઓના પોતાના બી અકીદા કેટલીક બાબતોમાં ખ્રીસ્તીઓને મળતા છે તો તેઓ કેવી રીતે તેઓની રાહનુમાઈ કરી શકે ?

અફસોસ તો એટલા માટે છે કે એ કહેવાતા ઈસલામીઓ પોતે ઈસલામની ઉપલી ફરજ અદા કરી શકતા નથી પણ જેઓ એ ફરજ અદા કરે છે તેઓના વીરોધી બની તેઓના કામમાં નડતલ સમાન થઈ પડે છે તેથીજ આ ઝમાનામાં ઝાહેર થયલા હઝરત આહમદ ( અ ) ને માનનારા આહમદીઓ એઓની તઅલીમ મુજબ લોકોને ખુદાની રઝામંદીની રાહ બતાવવા તથા ગઝબનાંક રાહથી બચાવવાની ઉપલી અમ્ર-બિલ મઅરૂફ તથા નેહી અનીલ મુનકરની ફરજ અદા કરવા દુન્યાના જુદા જુદા ભાગોમાં ફરી વલી હઝારો અને લાખોના ખરચે દીન રાત કોશેશ કરે છે તો તેઓની વીરૂધ એ કહેવાતા ઇસલામીઓ આહમદીઓને ઇસલામના દુશમન હોય એવી રીતે તોડી પાડવાની કોશેશ કરે છે. ગોયા એમાંજ તેઓની નજાત સમાયલી હોય !

દાખલા તરીકે કોઇ બાદશાહના મુલકમાં લશકરી સીપા-ઇઓના ફોજ હોય. જેમાંનો એક ભાગ ફક્ત નામના સીપાઇઓ હોય જે કોઈ લશકરી કામ કરે નહી. જ્યારે બીજો ભાગ કાંઈક લશકરી કામ કરે પણ દુશમન ચહડી આવે તો તેના હુમલા-ઓનો જવાબ ન આપે ન પોતાનો બચાવ કરી પોતાનો ઝોર દેખાડે જ્યારે ત્રીજો ભાગ મુકરર કરેલા કામો ઉપરાંત દુશમનોના હુમલાઓનો જવાબ આપી પોતાનો બચાવ કરી પોતાનો ઝોર દેખાડે. તેઓના એ કામમાંઉપલી બે કીસમના ભાઈબંધોની ફરજ છે કે મદદ કરવી તેની બદલે અગર તેઓ સાંઝા એઓનેજ તોડી પાડવાની કોશેશ કરેતો તે મુલકના શું હાલ થાય અને તે પાદશાહ પોતાના નીમક હરામ સીપાઇઓ ઉપર કેવો કોપાયમાન થાય !

આબાદ તેવોજ હાલ ઈસલામમાં છે. ઈસલામમાં એક ભાગ નામના ઈસલામીઓ છે તેઓ નથી નમાઝ પડતા નથી રોઝા રાખતા ન બીજુ કાંઈ દીની કામ કરતા જ્યારે બીજો એક ભાગ થોડા ઘણી નમાઝ પડી યા થોડા ઘણા રોઝા રાખ્યા તો ઘણું ઘણું કીધું સમજે છે. પણ ઈસલામના દુશમનો જેઓ

ઈસલામ પર તથા ઇસ્લામના મહાન પેગમ્બર ( સ ) પર અનેક કીસમના હુમલાઓ કરે છે તેનો જવાબ આપવા યા તેનો બચાવ કરવા યા ઈસલામની ખુબીઓ દુન્યામાં આશકાર કરવા બાહેર પડતા નથી. જ્યારે ત્રીજો ભાગ જે ખરા ઇસલામી તરીકે બરાબર નમાઝ રોઝા વગેરે દીની અહકામો બજાવવા ઉપરાંત ઈસલામ તથા ઈસલામના મહાન પેગમ્બર ( સ ) ઉપર થતા હુમલાઓ દુર કરવા તથા ઇસલામનો બચાવ કરવા તથા ઈસલામની શ્રેષ્ટાઈ સાબેત કરવા દુન્યાના અનેક ખુણામાં ફરી વલ્યા છે તો તેઓના તે કામમાં ઉપલી બે કીસમના ભાઇબંધ ઈસલામીઓ ઉપર ફરઝ છે કે તેઓની મદદ કરે તેની બદલે તેઓના વીરોધી બની અનેક રીતે તેઓને તોડી પાડવાની સાંબી ઉલટી કોશેશ કરે છે. પણ અફસોસ છે કે તેઓને સ્વપને વટીક ખ્યાલ ન હશે કે તેઓની એવી વર્તણુકના લીધે આખેરતમાં તેઓને ખુદાતઆલાના કેવા ગઝબનાક અઝાબોનો ભોગ થવું પડશે. હજી બી એઓ ચેતે અને સુધરે કે જેથી આખેરતમાં બી અમ્મર સુખ નસીબ થાય.

હવે જે લોકો જાઝું મઝહબી જ્ઞાન ધરાવતા નથી તેઓ એ કહે છે જે જ્યારે આહમદીઓ ખરા ઇસલામી તરીકે ઇસલામની ખીદમત બજાવે છે તો ઈસલામનો મોટો ભાગ શા કારણસર એ સત્યતા કબુલી એઓ સાથે શામીલ થતો નથી ? તેના અનેક કારણો એ કીતાબમાં દરશાવવામાં આવેલા છે ટુંકમાં ઈસલામનો મોટો ભાગ દુન્યાદારી કામોમાં ચકચુર છે. જે થોડા ઘણા મઝહબના પાબંદ જણાય છે તેઓ બી પોત પોતાના ફીરકાઓની બંધણુમાં ગીરફતાર છે. ખરા ઇસલામી તરીકે શું શું ફરઝો બજાવવી જોઇએ તે વીસે અજ્ઞાન છે અને જેઓ જાણે છે તેઓ બી પોતાના ફીરકાના બંધણુના લીધે સત્ય કબુલી તે મુજબ અમલ કરવા બીહે છે તેથીજ ખુદાતઆલાંએ કોરાને શરીફમાં ફરમાવ્યું છે કે “ અને જેઓ પૃથ્વી ઉપર છે તેઓમાંના ઘણાખરા

**પ્રમાણે જો તું ચાલીશ તો તેઓ તને ખુદાના રસ્તાથી આડે મારગે લઈ જશે** (કુરાન પ્રકરણ ૬ઃ ૧૧૬)

અને તેથીજ ઈસલામના મહાન પેગમ્બર (સ) એ બી ચેતવી આપ્યું છે કે ઈસલામમાં ૭૩ ફીરકા થશે જેમાંથી એક સીવાય બાકીના તમામ જહનમી થશે. એટલે ઈસલામીઓનો મોટો ભાગ ખોટે રસ્તે હશે.

વલી એક બીજી આયતમાં ખુદાએતઆલા ફરમાવે છે **"બેશક અમે દોઝખ માટે ઘણાખરા જીન્નાત તથા ઈનસાનો પેદા કરયા છે તેઓને એવા દીલ છે કે તે વડે તેઓ સમજતા નથી અને તેઓને એવી આંખો છે કે તે વડે તેઓ જોતા નથી અને તેઓને એવા કાન છે કે તે વડે તેઓ સાંભળતા નથી તેઓ ઢોર જેવા છે બલકે તે કરતાં વધારે ખોટે રસ્તે ગયલા છે તેઓ ગાફેલ લોકો છે"** (કુરાન પ્રકરણ ૭ આયત ૧૭૮)

કારણ કે એક હેવાનને બી એટલો તો ખોફ હોય છે કે તે કદી બી કોઈ ભય ભરેલી જગામાં જવાની હીમત કરશે નહી. દાખલા તરીકે એક ઉંદર કદી બી બીલાડી સનમુખ જવાની હીમત કરશે નહી. તેમજ એક ગાય યા ગેટુ કદી બી એક વાઘની સામે જવાની હીમત કરશે નહી તેમજ એક વાઘ કદી બી સળગતી આગ સાંખે ધસવાની હીમત કરશે નહીં. પણ ઈનસાનોનો મોટો ભાગ પોતાને આખેરતની આગથી બચાવવાની જરાએ ફીકર યા ખોફ રાખતો નથી એટલો તે આ ચાર દાહડાની ફાની દુન્યામાં ચકચુર છે. તેથીજ ગેર ઇસલામીઓ પોતાના ખોટા મઝહબો તજી ખરો ઇસલામ મઝહબ એખત્યાર કરવાથી ગાફેલ છે તેવીજ રીતે ઇસલામીઓ પોતાના ખોટા ફીરકાઓ તજી ઇસલામનો ખરો ફીરકો એખત્યાર કરવાથી

ગાફેલ છે પણ ખુદાતઆલાએ દરેક ઇનસાન ઉપર એ એક એવી ફરજ મુકી છે કે જેથી તેને કોઈ બી ભોગે પોતાના ખાલીકના ફરમાનને તાબે થવુંજ જોઇએ તોજ તે આખેરતનો અમ્મર સુખ હાંસલ કરી શકશે, નહી તો તેને આખેરતમાં દુખદાયક અઝાબ ભોગવવા વગર છુટકો નથીજ. એ વીસે આ ઝમાનાના ખુદાતઆલાના મહાન પ્રતીનીધી હઝરત આહમદ (અ) ફરમાવે છેઃ—

"હવે પછીની દુન્યાના સુખ અને દુખથી આ દુન્યાના મોટા ભાગના લોકો અજાણ છે. અને તે ભેદ ઘણા જુજ ને ઝાહેર કરવામાં આવે છે જેઓ પોતાને આ દુન્યામાં પોતાપર ઝાહેરી મોત આવે તે આગમજ મરેલા સમજે છે."

"ખુદા તમારી આ દુન્યાદારી ઝીંદગીનો સ્વરૂપ પુરેપુરો બદલવા ચાહે છે અને તમારાથી આ દુન્યામાં તમોને ઝાહેરી મોત આવે તે આગમજ એક મોત માંગે છે કે જે પછી તમોને આજ દુન્યામાં એક નવી ઝીંદગી બખશશે."

"મુબારક છે તે શખસ કે જે ખુદા ખાતર પોતાના નફસ સાથે જંગ કરે છે અને અભાગ્યો છે તે શખસ કે જે પોતાના નફસ ખાતર ખુદા સાથે જંગ કરે છે."

માટે ઓ ઇસલામી તથા ગેર ઇસલામી ભાઇઓ તથા બેનો આ ઝમાનાના આ મહાન પ્રતીનીધીના ગંભીર કલામો તરફ ગંભીરાઈથી ધ્યાન આપો અને તેઓને માની તેઓની તઅલીમ મુજબ અમલ કરો અને બંને જેહાંન માટેનું ખરૂં અને અમ્મર સુખ હાંસલ કરો.

છેલ્લે હું ફરી એકવાર ચેતવી આપું છું કે કોરાને શરીફમાં

ખુદાએતઆલાએ ઝાહેર કરેલા વાયદા મુજબ તથા ઈસલામના મહાન પેગમ્બર સાહેબ (સ) ની પેશગોઈ મુજબ તથા ઈસલામના મહાન ઉલમાઓના અકાયદ મુજબ તથા ગેર ઈસલામી ધરમ ગુરૂઓ તથા પ્રોફેસરોના લેખીત એકરાર મુજબ દર ઈસલામી સદીની શરૂઆતમાં ખુદાએતઆલા તરફનો એક પ્રતીનીધી ઝાહેર થઈ ખરો ઇસલામ દુન્યામાં આશકાર કરે છે* તે મુજબ આ સદીની શરૂઆતમાં ખુદાએતઆલાએ પોતાના પ્રતીનીધી તરીકે હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબને ઝાહેર કરયા. એઓએ ૧૮૮૦ થી ૧૮૮૪ માં બરહાઇને આહમદીઆ નામની એક મહાભારત કીતાબ ચાર ભાગોમાં પ્રગટ કરી જેમાં ખરો ઈસ્લામ કેવો રૂહાની ખઝાનો ધરાવે છે તે સાબેત કરી તે વીસે રૂ. ૧૦૦૦૦) નો ઈનામ ઝાહેર કરી લાખો ઇશતેહારો મારફતે જેમાંથી ૧૨૦૦૦ ઇશતેહારો જુદા જુદા મઝહબોના અધીકારીઓને દુન્યાના જુદા જુદા ભાગોમાં રજીસ્ટર પોસ્ટ મારફતે મોકલી તેઓ ઉપર ઈસલામની હુજત પુરી કરનાર તરીકે પોતાનો દાવો જગ આશકાર કરયો જેની સાબેતી માટે કાદયાન ખાતે આવેલી બ્રીટીશ પોસ્ટ આફીસ શાક્ષી તરીકે મોજુદ છે.

એ ઉપરાંત ગેરઈસલામી કોમોના મીશીનરીઓ તરફથી ઈસલામ ઉપર થતા હુમલા દુર કરવા તથા તેઓના મઝહબોનું બાતીલપણું સાબીત કરવા તથા ઈસલામમાં પેવસ થયલા અનેક ખોટા અકાયદોનો રદ ઝાહેર કરવા એઓએ ૮૦ થી વધુ કીતાબો

---

* ઇસલામની મઝકુર અસાધારણ ખસુસ્યત આવી મોતેબર સાબેતીઓ ધરાવતી હોવાથી ઇસલામનો ગમે એવો દુશ્મન બી તેની એ સચાઇનો ઇનકાર કરી શકે નહીં. પણ જે કોઇ ઇસલામી કહેવાઇ એ સત્યનો ઇનકાર કરશે તે યાદ રાખે જે તેની તેવી વર્તણુકથી તે ખુદા તથા તેના રસુલના કલામો રદ કરનારો તથા ઇસલામમાં આગલી સદીઓમાં ઝાહેર થયલા મહાન બુઝરગો જેઓને લાખો ઇસલામીઓ સરોચશમથી માને છે તે સરવેને જુઠા દાવેદારો ઠરાવવાના ગંભીર વાંકનો ગુનેહગાર ઠરશે.

તથા ન્યુસપેપરો તથા ચોપાન્યા અનેક ભાષાઓમાં પ્રગટ કરયા તથા મઝહબી કાનફરેંસોમાં તથા પચરંગી કોમોના હજારો માણસોના ઝાહેર મેળાવડાઓમાં અનેક ભાષણો આપ્યા તથા ઇસલામી તથા ગેર ઈસલામી કોમોના આગેવાનો સાંમે પોતાની સચાઈની સાબેતીમાં અનેક રીતના ચેલેંજો બાહેર પાડયા જેની વીગતવાર તફસીલ આપણે આ કીતાબમાં વાંચી આવ્યા છૈએ. એ મુજબ એઓએ ખુદાનો ખરો ઈસલામ દુન્યામાં આશકાર કરયો જેની ખાત્રી ઈસલામી તથા ગેરઈસલામી કોમના જુદા જુદા ફીરકાઓ માંહેલા ખુદાનો ખોફ રાખનારા લાખો ઇનસાનોને થઈ જવાથી તેઓ દુન્યાના ખુણે ખુણામાંથી બાહેર નીકલી એઓને ખુદાના ખરા પ્રતીનીધી તરીકે સ્વીકારી એઓના સ્થાપેલા ખરા ઇસલામી ફીરકામાં શામીલ થઇ ગયા.

આવી જગજાહેર સાબેતીઓ છતાં જેઓ એઓનો ઇનકાર કરશે તેઓપર તથા દુન્યાના તમામ લોકો જેઓને એઓના દાવાની ખબર પોંહચી ગઇ છે છતાં તેઓ એઓને ખુદાના ખરા પ્રતીનીધી તરીકે સ્વીકારી એઓના સ્થાપેલા ફીરકામાં શામીલ થયા નથી તેઓ ઉપર ખુદાની હુજત પુરી કરવા અમો આ ચેલેંજ ઝાહેર કરયે છીએ કે અગર હઝરત મીરઝા ગુલામ આ-હમદ સાહેબનો આ ઈસલામી સદીની શરૂઆતમાં ઝાહેર થનાર ખુદાના પ્રતીનીધી તરીકેનો દાવો ખરો નથી તો દેખાડો એઓની બદલે બીજા કયા મહાન શખસે આ ઇસલામી સદીની શરૂઆ-તમાં ખુદાના પ્રતીનીધી તરીકે ઝાહેર થઈ પોતાના દાવાની સ-ચાઈ સાબેત કરી હઝરત મીરઝા સાહેબના દાવાની સાબેતીઓ ખોટી ઠરાવી છે, ગેરઇસલામીઓ (ખાસ કરીને ખ્રીસ્તી આરયા વગેરે મીશીનરીઓ) તરફથી ઇસલામ ઉપર થતા હુમલા દુર કરી તેઓના મઝહબોનુ બાતીલપણુ સાબેત કરયું છે તેમજ

ઈસલામમાં ઉતપન થયલા અનેક ખોટા ફીરકાઓના ખોટારા ઉઘાડા પાડી ખરો ઇસલામ દુન્યામાં આશકાર કરયો છે અને જેને ઇસલામી તથા ગેરઈસલામી ફીરકાઓના લાખો ઇનસાનોએ ખુદાના ખરા પ્રતીનીધી તરીકે સ્વીકારી તેના સ્થાપેલા ફીરકામાં શામીલ થઇ ગયા છે અને તેની એ સરવે કારકીર્દીની સાબેતીઓ તેણે પોતે લખી પ્રગટ કરેલી કીતાબો ઈશતેહારો વગેરેથી પુરનાર કરી આપનારને પછી તે શખસ ખુદાના ખરા પ્રતીનીધી તરીકેનો દાવો કરનાર ખુદ પોતે હોય યા તેનો જાનશીન હોય યા તેને ખુદાના ખરા પ્રતીનીધી તરીકે માનનારો કોઇબી શખસ હોય તેને અમો રૂ. ૧૦૦૦૦) અંકે દસહજાર રૂપીઆ ઇનામ તરીકે આપવાને બંધાઇએ છીએ.

પણ અમો ખુદાના ફઝલથી ખાત્રીથી માન્યે છીએ કે કોઇબી શખસ અમારી આ ચેલેંજ સ્વીકારી અમોને શીકસ્ત આપી શકનાર નથી સબબ હઝરત મીરઝા સાહેબ સીવાય દુન્યામાં બીજો કોઈબી શખસ આ ઈસલામી સદીમાં ખુદાના પ્રતીનીધી તરીકે ઝાહેર થયોજ નથી અગર બીજો કોઇ ખરો દાવેદાર હતે તો તેનુ નામ દુન્યામાં આશકાર થઈ ગયું હતે અને તે પોતે યા તેને માનનારાઓ તેની સચાઇની સાબેતીમાં હઝારો રૂ. ની અનેક ચેલેંજો બાહેર પાડી ચુકા હતે આ ઉપરથી કોઈબી સાધારણ સમજશક્તીના માણસને બી હઝરત મીરઝા સાહેબની સચાઈની ખાત્રી થયા વગર રહેસે નહી. છતાં જેઓ આવી ગંભીર બાબતપર ધ્યાન આપતા નથી અને ખુદાએતઆલા તરફથી ચેતવણી આપનાર તરીકે ઝાહેર થતા તેના પ્રતીનીધીનો નિકાર કરે છે તેઓનો મુઆ બાદ કેવો હાલ થશે તેનો ચીતાર ખુદાએતઆલાએ કોરાને શરીફમાં ઝાહેર કરી આપ્યું છે તે અત્રે રજુ કરયે છીએ. ખુદાએતઆલા ફરમાવે છે "જે વખતે ઈનકાર કરનારાઓનુ) ટોલું (દોઝખમાં) નખાશે

તેઓને તેનો દારોગો પુછશે શું તમારી પાસે કોઈ ચેતવણી આપનારો ન આવ્યો હતો ? તેઓ કહેશે બેશક અમારી પાસે ચેતવણી આપનારો આવ્યો હતો પણ અમોએ તેને ખોટો પાડયો અને અમોએ કહ્યું " ખુદાએ કાંઇ ચીઝ નાઝીલ કરી નથી ( તમોને ખુદાએ નથી મોકલ્યા ) અને તમો મોટી ગુમરાહીમાં છો. " અને તેઓ ( ઇનકાર કરનારાઓ ) કહેશે અગર અમે તેનુ ( ચેતવણી આપનારનુ ) સાંભલતે ને સમજતે તો આજે અમો આગમાં રહેનારા ન થતે પછી તેઓ પોતાના ગુનાહોનો એકરાર કરશે ( છતાં માફી ન મલશે ) અને દોઝખીઓ સાથે દુર કરવામાં આવશે.

( કુરાન પ્રકરણ ૬૭ આયત ૮ – ૧૧ )

વળી ખુદા ફરમાવે છે " અને જે લોકોએ ઇનકાર કરયો છે તેઓ વાસ્તે જહનમની આગ છે ( ત્યાં તેઓને ) મોત નથી કે તેઓ મરી જાય અને તેઓ પરથી અઝાબ ઓછો કરવામાં ન આવશે. અમો દરેક ઈનકાર કરનારાને એવોજ બદલો આપ્યે છીએ. અને તેઓ રડીને પુકારશે કે અએ અમારા પરવરદીગાર તુ અમોને બાહેર કાઢ કે અમે નેક અમલ કરયે ( જેવા આગલ ) અમે અમલ કરયા હતા તેવા નહી (કરશું ) ( ખુદાતઆલા ફરમાવશે ) શું મેં તમોને પુરતી ઉમર ન આપી હતી કે જે કોઇ નસીહત લેવા ચાહતે તો લઇ સકતે ને તમારી પાસે ચેતવણી આપનાર આવ્યો ( તેને માની લેતે ) માટે તમે હવે અઝાબ ચાખો. "

( કુરાન પ્રકરણ ૩૫ આયત ૩૫–૩૬ )

ખુદાતઆલાના આવા ખુલ્લા કલામો ઉપરાંત શું દાનેશમંદ વાંચનારને એથી વધુ સમજાવવાની હજી બી કાંઈ ઝરૂર છે ?

જેઓને ખુદાના કલામ પર ઇતિમાર હોય અને આખેરતના અઝાબનો ડર હોય તો આ સાથે જોડેલા બઈઅતના ફારમો ભરી ખુદાતઆલાના પ્રતીનીધીએ સ્થાપેલી જમાઅતના વડાને કાદવાન ખાતે મોકલી આપે. એક ફારમ તમારા તથા તમારા કુટુંબ શારૂ છે બીજો ફારમ તમારા સગાવાહલા યા દોસ્તોને હક મઝહબ અને હક ફીરકાનો અહેવાલ સમજાવી તેઓ મારફતે ભરાવો કે જેથી તેઓની બી આખેરત સુધરે અને તેનો સવાબ તમને બી મલે.

છેલ્લે દરેક વાંચનારની ખીદમતમાં આ આજીઝ ખાકસારની નમનતાઇ ભરી અરજ એ છે જે એ કીતાબ એક નહી પણ અનેકવાર ગોરથી વાંચો. અને ખુદાનો હક મઝહબ અને હક ફીરકો હાંસલ કરયા વગર નચીંત ન રહો. જે કોઇ ખરા દીલથી હકનો તલબગાર હશે તેને ખુદાતઆલા હક રસ્તો ઝરૂર દેખાડશે માટે હમેશા આજીઝીથી ખરા અંતઃકરણથી ખુદાતઆલા સન્મુખ ગીરયાઝારીથી દુઆ ચાહો તો ઇનશા અલ્લાહ ઝરૂર સત્ય ખુલી જશે. હઝારો લોકો એજ રવેસે એ ખુદાઇ સીલસીલામાં દાખલ થયા છે તે મુજબ તમો બી દાખલ થઇ શકસો.

છેલ્લે ઓ સરવે આલમોના રબ્બીલ આલમીન ઓ રહમાનો રહીમ સરવે ખરી તારીફ તનેજ લાયક છે તુંજ આખેરતમાં તારી તમામ મખલુકાતનો ઇનસાફ કરનાર પાદશાહ છે એ કીતાબ લખવાની તારા ખાકસાર આજીઝ બંદાને તારાજ ફઝલો કરમથી તવફીક મલી છે અને તારાજ ફઝલથી તે પુરી થઈ છે. જે માટે તે તારા કરોડો શુકર અદા કરે છે અને ખરા અંતકરણથી

તારી ખીદમતમાં દુઆ ગુઝારે છે જે તારા નાચીઝ બંદાની કોશેશને કબુલ ફરમાવ અને ઈસલામી તથા ગેરઈસલામી આલમના હકમાં એ તારી રહેમત થઈ પડે એવા એહસાનથી સરફરાઝ ફરમાવ. ઓ અમારા માલીક અમારા દીલોમાંથી દુન્યાના લોકોનો ડર દુર કર અને ફક્ત તારા એકલાનોજ ડર અમારા જીગરમાં મકમ રીતે ઠસાવ કે જેથી અમો તારા તથા તારા તમામ દુન્યા માટેના મહાન પેગમ્બર (હઝરત મહમદ મુસતફા (સ. અ સ) જેઓ પર બેશુમાર દરૂદ હોજો) ના ફરમાનોને અમારી ગરદન નમાવી તાબે થઇએ.

રબ્બના ત કબ્બલ મિન્ના ઈન્નકા અન્તસ સમીઉલ આલીમ. આમીન સુમ્મ આમીન યા રબ્બીલ આલમીન.

ખાકસાર,

અબદુલ્લાહ અલાદીનભાઇ આહમદી.



# આહમદી જમાઅતમાં દાખલ થનારાઓ સારૂ બઈઅતનો ફારમ.

આલી જનાબ હઝરત ખલીફતુલ મસીહ સાની હઝરત મીરઝા બશીરૂદીન મહમુદ આહમદ સાહેબ અસલામો અલયકુમ વ રહમતુલ્લાહે વબરકાતોહુ

મે / અમોએ આહમદયા જમાઅતની શરતો અકીદા જરૂરી હીદાયત અને રસમો વાંચી કબુલ કીધા છે ( એના છુટા ફારમો અરબી-ઉરદુ-અંગ્રેજીમાં મળી સકસે ગુજરાતીમાં જેની ઘણુંખરી વીગત આ કીતાબમાં આવી ગઇ છે).

હું / અમે આ બઇઅતનો ફારમ ભરી સહી કરી આપ સાહેબની ખીદમતમાં મોકલી અરજ કરૂં છું / કરીયે છીએ કે મારી / અમારી બઇઅત કબુલ રાખશોજી "હું શાક્ષી આપું છું કે અલ્લાહ સીવાય કોઇ પુજ્ય નથી તે એકજ છે અને તેનો કોઇ ભાગીદાર નથી અને હું શાક્ષી આપું છું જે મહમદ (સ) અલ્લાહના બંદા અને રસુલ છે" (આ કલમો બે વાર પઢવો.)

હું / અમો ____________ દીકરા / દીકરી ____________ના આજ દીને મહમુદના હાથ પર બઇઅત કરી આહમદયા સીલસીલામાં દાખલ થાઉં છું / થઇએ છીએ અને પોતાના તમામ થઇ ગયેલા ગુનાહોની તોબા કરૂં છું / કરીયે છીએ અને ભવીશમાં બી હર કીસમના ગુનાહોથી બચવાની કોશીશ કરતો / કરતી / કરતા } રહેવસ / રહીશું શીરક ન કરીશ / કરીશું દીનને દુનયા પર સર્વોપરી રાખીશ / રાખીશું ઇસલામના તમામ હુકમો પર અમલ કરવાની કોશેશ કરીશ / કરીશું કોરાને

શરીફ તથા અહાદીસ શીખવા–શીખવવા સાંભળવાની કોશીશ કરીશ/કરીશું ઇસલામનો ફેલાવો કરવા પોતાની પહેલી ફરજ સમજીશ/સમજીશું જે નેક કામ આપ મને/અમને બતાવશો તેમાં આપને બરાબર તાબે થઈશ/થઈશું હઝરત મહમદ મુસતફા (સ) ને ખાતમુન નબીઇન સમજીશ/સમજીશું અને હઝરત મસીહ મ-ઉદના સરવે દાવા પર ઇમાન રાખીશ/રાખીશું

હું મારા તમામ ગુનાહોના મારા પરવરદીગાર અલ્લાહથી માફી માગુ છું અને તોબા કરૂં છું. ઓ મારા રબ મે મારા જાન પર ઝુલમ કીધો અને હું મારા ગુનાહનો એકરાર કરૂં છું. તુ મારા ગુનાહો બખશ કેમકે તારા સીવાય કોઇ બખશવાવાળો નથી. આમીન ”–(ત્રણ વાર પઢવું.)

ઠેકાણું　　　　　　સહી

# આહમદી જમાઅતમાં દાખલ થનારાઓ શારૂ બઈઅતનો ફારમ.

આલી જનાબ હઝરત ખલીફતુલ મસીહ સાની હઝરત મીરઝા બશીરૂદીન મહમુદ આહમદ સાહેબ અસલામો અલયકુમ વ રહમતુલ્લાહે વબરકાતોહૂ.

મે/અમોએ આહમદયા જમાઅતની શરતો અકીદા ઝરૂરી હીદાયત અને ફરઝો વાંચી કબુલ કીધા છે ( એના છુટા ફારમો અરબી–ઉરદુ–અંગ્રેજીમાં મળી સકસે ગુજરાતીમાં જેની ઘણીખરી વીગત આ કીતાબમાં આવી ગઈ છે ).

હું/અમે આ બઈઅતનો ફારમ ભરી સહી કરી આપ સાહેબની ખીદમતમાં મોકલી અરઝ કરૂં છું/કરીયે છીએ કે મારી/અમારી બઈઅત કબુલ રાખશોજી "હું શાક્ષી આપું છું કે અલ્લાહ સીવાય કોઈ પુજ્ય નથી તે એકજ છે અને તેનો કોઇ ભાગીદાર નથી અને હું સાક્ષી આપું છું જે મહમદ (સ) અલ્લાહના બંદા અને રસુલ છે" (આ કલમો બે વાર પઢવો)

હું/અમો ______ દીકરા/દીકરી ______ના આજ દીને મહમુદના હાથ પર બઈઅત કરી આહમદયા સીલસીલામાં દાખલ થાઉં/થઈએ છીએ અને પોતાના તમામ થઇ ગયલા ગુનાહોની તોબા કરૂં છું/કરીયે છીએ અને ભવીશમાં બી હર કીસમના ગુનાહોથી બચવાની કોશીશ કરતો/કરતી/કરતા } રહેવશ/રહીશું શીરક ન કરીશ/કરીશું દીનને દુનયા પર સર્વોપરી રાખીશ/રાખીશું ઇસલામના તમામ હુકમો પર અમલ કરવાની કોશીશ કરીશ/કરીશું કોરાને

શરીફ તથા અહાદીસ શીખવા-શીખવવા સાંભળવાની કોશીશ કરીશ/કરીશું ઇસલામનો ફેલાવો કરવા પોતાની પહેલી ફરજ સમજીશ/સમજીશું જે નેક કામ આપ મને/અમને બતાવશો તેમાં આપને બરાબર તાબે થઇશ/થઇશું હઝરત મહમદ મુસતફા (સ) ને ખાતમુન નબીઇન સમજીશ/સમજીશું અને હઝરત મસીહ મઉદના સરવે દાવા પર ઇમાન રાખીશ/રાખીશું

હું મારા તમામ ગુનાહોના મારા પરવરદીગાર અલ્લાહથી માફી માગું છું અને તોબા કરૂં છું. ઓ મારા રબ મે મારા જાન પર ઝુલમ કીધો અને હું મારા ગુનાહનો એકરાર કરૂં છું. તું મારા ગુનાહો બખશ કેમકે તારા શીવાય કોઇ બખશવાવાળો નથી. આમીન "–( ત્રણ વાર પઢવું. )

ઠેકાણું                    સહી

# આ કીતાબમાં આવેલી મુખ્ય બાબતો વીસેની કોરાને શરીફની આયતો તેના અરબી શબ્દો તથા અર્થો સાથે.

---

## ( ૧ )

### ઈનસાનને શા માટે પેદા કરવામાં આવ્યો છે ?

ખુદાતઆલા પોતાના પાક કલામોની કીતાબ કોરાને શરીફમાં ફરમાવે છે વમા ખલકતુલ જીન્ના વલ ઇન્સા ઇલ્લા લેયઅ બોદુન એટલે "અમે નથી પેદા કર્યા જીન્નાત તથા ઇનસાનોને પણ એટલા માટે કે તેઓ મારી ઈબાદત ( તાબેદારી ) બજાવે" ( કુરાન સુરે ૫૧ આયત ૫૬ )

એ હકીકત દુન્યાની તમામ કોમોને આશકાર કરવા ખુદાતઆલા ફરમાવે છે વઇન મિન ઉમ્મતિન ઇલ્લા ખલા ફીહા નઝીર એટલે "અને નથી કોઇ ઉમ્મત પણ તેમાં નઝીર ( ચેતવણી આપનાર પેગમ્બર ) પસાર થયો છે" ( ૩૫×૨૪ ) વલી તે ફરમાવે છે વમા અર સલના મિર રસૂલિન ઇલ્લા બેલેસાને કવમેહી લેયો બય્યે ન લહુમ એટલે "અને અમોએ નથી મોકલ્યો કોઈ રસુલ ( પેગમ્બર ) પણ તે કોમની ભાષા સાથે એટલા માટે કે તે તેઓને ખુલ્લું સમજાવી આપે" ( ૧૪×૪ )

---

## ( ૨ )

### ઇસ્લામ તથા તેની આગમજના સરવે મઝહબો ખરા છે અને તે ખુદાના ખરા પેગમ્બરો મારફતે સ્થાપવામાં આવ્યા છે.

---

જ્યારે ઉપલી આયતોથી સાબીત થયું કે ખુદાતઆલાએ દરેક કોમમાં પોતાનો પેગમ્બર તે કોમની ભાષા સાથે મોકલ્યો

હતો તો હવે એ વીસે કશો શક ન રહ્યો કે જુદી જુદી ભાષાઓ બોલનારી સરવે કોમોના મઝહબો તથા તેઓના પેગમ્બરો ખરા છે. પછી તે જરથોસ્તી હોય યા હીંદુ, બુધીસ્ટ હોય યા યાહુદી, ઈસાઈ હોય યા ઇસલામી. કદાચ કોઈ એ કહે કે તેમાં કેટલીક કોમો આતસ, મુરતી વગેરે પુજે છે તો તેનો જવાબ એ છે કે એ તે કોમોની ગુમરાહી છે ન કે તેઓના પેગબરોએ તેવી તઅલીમ તેમને આપી હતી. જેવી રીતે ઈસાઈ કોમ પોતાના પેગમ્બર ઈસા (અ) ની તઅલીમ વીરૂધ તેઓને ખુદા તથા ખુદાના દીકરા તરીકે પુજે છે ! ખુદાતઆલાએ દરેક કોમમાં પોતાના પેગમ્બરો તો મોકલ્યા પણ તે સરવેને એકજ ખુદાને માનવાની એક સરખી તઅલીમ અપાવી હતી જેમકે ખુદા ફરમાવે છે લકદ બઅસ્ના ફ્રી કુલ્લે ઉમ્મતિર રસૂલન અને અબોદુલ્લાહ વજ તને બુત તાગુત " એટલે અલબત ખચીત અમોએ દરેક કોમમાં રસુલ ઝાહેર કરયો એ ચેતવવા કે તમો અલ્લાહનીજ બંદગી કરો અને શેતાનથી બચો " (૧૬×૩૮) વલી તે ફરમાવે છે વમા અરસલના મિન કબ્લેકા મિર રસુલિન ઇલ્લા નૂહી એલયહે અન્નહુ લા એલાહા ઇલ્લા અનાફઅબોદૂન એટલે " અને અમે નથી મોકલ્યો તારેથી પેહલે કોઈ રસુલ પણ વહી કરવામાં આવતી હતી તેની તરફ કે ખચીત મારા સીવાય તમારો કોઈ પુજ્ય નથી માટે તમો ઈબાદત કરો મારી ( અલ્લાહની ) " ( ૨૧×૨૧ )

કદાચ કોઈ એ કહે કે જરથોસ્તી હીંદુ બુધીસ્ટ વગેરે કોમોના પેગમ્બરો ખરા કે તો તેઓના નામો કોરાને શરીફમાં કેમ નથી ? એનો જવાબ ખુદ ખુદાતઆલા ઈસલામના મહાન પેગમ્બર ( સ ) ને જણાવે છે કે લકદ અર સલના રોસોલમ મિન કબ્લેકા મિન હુમ મન કસસ ના અલયકા વમિન હુમ મલ લમ નક સુસ અલયકા એટલે " અલબત ખચીત અમોએ તારાથી પેહલે પેગમ્બરો મોકલ્યા તેઓમાંથી કે-

ટલાકનો કીસ્સો તારી ઉપર બયાન કરયો છે અને તેઓમાંથી કેટલાકનો કીસ્સો તારી તારી ઉપર બયાન કરયો નથી." (૪૦x૭૮) તેથીજ ઇસલામીઓ ૧૨૪૦૦૦ પેગમ્બરોને ખરા તરીકે માને છે જ્યારે ભાગ્યેજ કોરાને શરીફમાં ૨૫ થી ૩૦ પેગમ્બરોના નામો હશે.

---

## (૩)

## શીરક.

**ખુદાની ઝાત સીફાત તથા ઇબાદતમાં કશું બી જોડવું તે શીરકનો કદી ન માફ થઈ શકે એવો ગુનાહ છે.**

હરેક શખસે યાદ રાખવું કે ઇનસાન, હેવાન, સુરજ, ચંદ્ર, તારા, આતસ, પાણી, બુઝરગોની ખરી ખોટી કબરો યા તાઝયા વગેરેની પરસ્તીશ કરવી યા સેજદો કરવો યા તેઓથી યા તેઓના મારફતે મુરાદો ચાહવી અને તેઓના ઉરૂસો કરવા યા કોઇને બી ખુદા જેવી શકતી યા સીફત ધરાવતો સમજવો યા ખુદાતઆલાના કલામોની વીરૂધ્ધ વડવાઓથી ઉતરી આવેલી માન્યતા યા રસમ રીવાજની પેરવી કરવી વગેરે તે સરવે શીરક છે જે વીસે ખુદાતઆલા ફરમાવે છે ઇન નલ લા હ લા યગફેરો અંય યુશ ર ક બેહી વયગ ફેરો માદૂ ન ઝાલે ક લેમંય યશાઓ. વમંય યુશ રિક બિલ્લાહે ફ કદિફ તરા ઈસ મન અઝીમા. એટલે " ખચીત અલ્લાહ નથી બક્ષતો એને કે જે તેની સાથે શીરક કરે અને માફ કરે છે એ સીવાય જેને માટે તે ચાહે. અને જે કોઈ અલ્લાહ સાથે શરીક કરે તો ખચીત તેણે ઘણો મોટો ગુનોહ બાંધી લીધો." ૪x૪૮

---

(૪)

## આગલા ઝમાનાઓમાં ઝાહેર થયલા પેગમ્બરો.

—:o:—

આગલા ઝમાનાના લોકો જ્યારે પોતાની પેદાયશની અસલ નેમ તથા પોતાના પેગમ્બરની અસલ તઅલીમ ભુલી જઈ મુશરીકોના પરસ્તીશ તથા મુશરીકોના રસમોમાં ગીરફ્તાર થઈ જતા ત્યારે તે રહેમાનો રહીમ પરવર દીગાર પોતાના બંદાઓ ઉપર રહેમ કરી ફરી ફરી તેઓમાં પોતાના પેગમ્બરો ઝાહેર કરતો. પણ લોકો પોતાની જેહાલતના લીધે પોતાનેજ હક ઉપર સમજી તે નવા ઝાહેર થતા પેગમ્બરને ખોટો દાવેદાર ઠેરવી તેની મશકેરી કરતા જેમકે ખુદાતઆલા ફરમાવે છે. સુમ્મ અરસલ્ના રોસોલના તતરા કુલ્લમા જાઅ ઉમ્મ તન રસૂલોહા કઝ્ઝબૂહો એટલે "પછી અમે અમારા રસુલો એક પછી એક મોકલતા રહ્યા પણ જ્યારે બી કોઇ બી ઉમ્મત પાસે તેઓનો રસુલ આવતો તો તેઓ તેને ખોટો પાડતા" ૨૩×૪૪ વલી તે ફરમાવે છે લકદ અર સલ્ના મિન કબ્લેકા ફી શેયઇલ અવ્વ લીન વમા યઅતી હિમ મિર રસૂલિન ઈલ્લા કાનુ બેહી યસ તહઝેઉન એટલે અલબત ખચીત અમે તારી આગમજ અવ્વલની કોમોમાં રસુલો મોકલ્યા અને નહી આવતો તેઓ પાસે કોઇ રસુલ પણ તેઓ તેની મશકેરી કરતા." (૧૫×૧૦–૧૧)

———

(૫)

## ઇસલામ.

———

ઇસલામની આગમજના સરવે પેગમ્બરો ચોક્કસ કોમો માટે હતા જ્યારે ઇસલામના પેગમ્બર (સ) દુન્યાની તમામ કોમો માટેના એક સામાન્ય પેગમ્બર હતા જેમકે એઓ વીસે ખુદાત-

આલા ફરમાવે છે કુલ યા અય્યો હન્નાસો ઈન્ની રસૂલુલ્લાહે એલયકુમ જમીઆ એટલે "કહે તું ઓ લોકો ખચીત હું તમો સરવે માટે અલ્લાહનો રસુલ છું" ૭×૧૫૮ વલી તે ફરમાવે છે ઇન્નમા અન્ત મુનઝેરૂવ વલે કુલ્લે કવમિન હાદ "તું માત્ર નઝીર (ચેતવણી આપનારો પેગમ્બર) છે અને દરેક કોમ માટેનો હીદાયત કરનાર છે." (૧૩×૮) તેથીજ ઈસલામના મહાન પેગમ્બર (સ) ફરમાવે છે "હું તમામ દુન્યા માટે મોકલવામાં આવ્યો છું જ્યારે આગલા પેગમ્બરો ખાસ કોમો માટે મોકલવામાં આવ્યા હતા"

જ્યારે ખ્રીસ્તી જેવા સૌથી મોટા ગેર ઇસલામી કોમના પેગમ્બર જીસસ ક્રાઈસ્ટ ઇસા (અ) ફરમાવે છે I am not sent but unto the lost sheep of House of Israel Matt 15 : 24.

ઈસલામ સૌથી છેલ્લો મઝહબ હોવાથી ખુદાતઆલાએ એનેજ એક સંપુરણ મઝહબ બનાવ્યો છે તેથી એમાંજ તેની તમામ નેઅમતો તથા પસંદગી સમાયલી છે જેમકે તે ફરમાવે છે અલ યવમા અકમલ તો લકુમ દી નકુમ વઅત મમતો અલય કુમ નેઅમતી વ રઝીતો લકોમુલ ઇસલામ એટલે "મેં આજ દીવસે તમારા માટે તમારો મઝહબ સંપુરણ કરયો અને તમારી ઉપર મેં મારી નેઅમતો સંપુરણ કરી અને હું તમારા માટે ઇસલામ પસંદ કરૂં છું" (૫×૩) જ્યારે ખીસ્તીઓના પેગમ્બર કબુલ કરે છે કે તેઓ અપુરણ હોવાથી જ્યારે સંપુરણ આવશે ત્યારે તેઓનો અપુરણ મઝહબ રદ બાતલ થઈ જશે જેમકે તેઓ બાઈબલમાં ફરમાવે છે "For we know in a part and we prophesy in part but when that which is Perfect is come then that which is in part shall be done away". (1 Corinthians 13-9, 10) તેથીજ ખુદાતઆલાએ ફરમાવ્યું છે કે વમંય યબ તગે ગય રલ ઈસલામે

દીન ન ફલંય યુકબ લ મિન્હો વહો વફિલ આખે રતે મેનલ ખાસેરીન એટલે "અને જે કોઈ ઈસલામ સીવાય બીજો કોઈ મઝહબ ચાહશે તો હરગીઝ તેની પાસેથી તે કબુલવામાં આવશે નહી. અને તે આખેરતમાં નુકસાન પામનારો થશે (૩×૮૫) તેના કારણમાં ખુદાતઆલા ફરમાવે છે ઈન નદ દી ન ઈન દલ લાહિલ ઈસલામ એટલે "ખચીત અલ્લાહની નઝદીક ખરો મઝહબ ઈસલામ છે" (૩×૧૮)

## (૬)

## કોરાને શરીફ.

——:o:——

દુન્યામાં ખુદાતઆલાના પાક કલામોવાલી કોઈબી આસમાની કીતાબ તેના અસલ ભાષા સાથે એક બો હરફના વધારા ગટાડા યા ફેરફાર વગર સહી સલામત રહી હોય તો તે ફકત ઇસલામીઓની કીતાબ કોરાને શરીફ છે. જે વીસે ખુદાતઆલા ફરમાવે છે ઝાલેકલ કેતાબો લા રય બફીહ એટલે "આ તે કીતાબ છે જેમાં કોઇ તરેહના શક નથી." (૨×૧) શીઆ ફીરકાના નાહાનો જેઓ એમાંના ૧૦ પારા ગુમ થવાનો શક રાખે છે તેઓ ઉપલી આયતથી ચેતે. એ વીસે બીજી એક આયતમાં ખુદાતઆલા ફરમાવે છે ઈન્ના નહનો નઝ ઝલ નઝ ઝિકરા વ ઇન્ના લહૂ લહાફેઝૂન. એટલે "ખચીત અમે આ ઝીકર (કોરાન) નાઝીલ કરયું છે અને ખચીત અમો તેના માટે હીફાઝત રાખનારા છીએ." (૧૫×૯) એવો વાયદો કોરાને શરીફ સીવાય બીજી કોઈ કીતાબ માટે નથી. કારણ કે ખુદાતઆલાને એજ એક કીતાબને સંપુરણ બનાવી કયામત સુધી કાયમ રાખવી મંઝુર હતી. તેથી એક તો તેણે એવા હાફીઝો ઉત્પન કરયા કે જેઓના દીલો તથા મોંહ ઉપર આખુ કોરાને શરીફ કાયમ રહે. બીજું તેના અરથો તથા રૂહાની તઆલીમ આશકાર કરનારા રબ્બાની ઈમામો ઝાહેર

કરયા. પણ અફસોસ કે ઇસલામના કહેવાતા આલીમોની તઅ-લીમના લીધે ઇસલામીઓનો મોટો ભાગ એને ઘણી ભારી અથવા મુશકીલ કીતાબ સમજી એનો અર્થ કાઢવો ગુનાહ સમજે છે જેના રદમાં ખુદાતઆલા ફરમાવે છે લકદ યસ સર નલ કુર-આના લિઝ ઝીકરે ફહલ મિમ મુદ દકેર એટલે "અલબત ખચીત અમોએ કોરાન નસીહત લેવા માટે સહેલું કરયુ છે પણ શું છે કોઈ નસીહત લેનાર ?" (૫૪×૧૭) જ્યારે એની વીરૂધ લોકો એને મુશકીલ કીતાબ સમજી એનુ અર્થ સાથે પઢવું તજી દીધુ તો તેઓના દીલો સખત થઈ ગયા તેથીજ તેઓ ખરો ઇસલામ શું છે તે વીસે ધ્યાન પુગાડી શકતા નથી એવા લોકો માટે ખુદાતઆલા ફરમાવે છે અ ફલા યત દબ્બરૂ નલ કુરઆ ન. અમ અલા કોલૂબિન અક ફાલોહા "શા માટે તેઓ કોરાન વીસે ધ્યાન નથી કરતા શું તેઓના દીલ ઉપર તાલાં છે ?" (૪૭×૨૫) તેથીજ ઇસલામીઓ અનેક ખોટા ફીરકાઓમાં વેંહચાઇ ગયા છે અને પોતાની ગમે એવી દીની બેદરકારી તથા ખોટી વર્તણુક છતાં એ કહે છે જે અમો ઇસલામી ઉમ્મતના છેએ એટલે ઇસલામના પેગમ્બર (સ) અમારા માટે શફાઅત કરી અમને બચાવી લેશે પણ એ લોકો જાણતા નથી કે એઓએ કોરાને શરીફનુ પઢવું સમજવું તથા અમલ કરવું તજી દેવાથી ઇસલામના મહાન પેગમ્બર (સ) ખુદાતઆલા આગળ સાંબી એઓની શીકાયત કરશે કે યા રબ્બે ઈન્ન કવમિત્ત ખઝુહાઝલ કુરઆ ન મહજૂરા "અએ મારા પરવરદીગાર મારી કોમે આ કુરઆનને નકામી ચીઝ સમજી લીધી." (૨૫-૩૦) હજી બી ઇસલામીઓ ચેતે અને કોરાને શરીફ તેના અર્થો સાથે સમજીને પઢે અને તે મુજબ અમલ કરે કે જેથી આખેરતમાં ખુદાના ગઝબના બોઝ થતા બચે.

---

## ( ૭ )

## ઈમામત ખુદાતઆલા તરફથી મળે છે.

——:૦:——

જેમકે ખુદાતઆલા હઝરત ઇબરાહીમ ( અ ) ને ફરમાવે છે ઇન્ની જાએલોકા લિન્નાસે ઇમામન એટલે ખચીત હું તને લોકો માટે ઈમામ બનાવનારો છું. તો ઇબરાહીમ ( અ ) એ તુરત અરજ કરી કે વમીન ઝુર રિયતી એટલે " મારી અવલાદમાંથી " ( પણ ઈમામત જારી રાખ ) તો ખુદાતઆલાએ બી તુરત જવાબ દીધો કે લા યનાલો અહદિઝ ઝાલેમીન એટલે " ઝાલીમો ( ના ફરમાનો ) ને મારો એ અહદ પોંહચશે નહી. " એટલે અવલાદ નાફરમાન થઇ તો તેઓને ઇમામ બનાવીશ નહી. ( ૨×૧૨૪ )

આ ઉપરથી સાબીત થયું કે ઈમામ ખુદાતઆલા તરફથી નેમાય છે પણ એ બાબત કબુલ કરવામાં ન આવી કે ઈમામત હમેશા વંસપરમપરા એકજ ખાનદાનમાંથી જારી રેહશે જેમકે શીઆઓ સમજી બેઠા છે. તેઓ કહે છે જે રસુલુલ્લાહ ( સ ) ની આલમાંથીજ ઇમામ થઈ શકે તે ખરૂં પણ " આલ " નો અર્થ તેઓ " અવલાદ " કરે છે પણ " આલ " નો ખરો અર્થ " તાબેદારો " " પેરવી કરનારી કોમ " થાય છે જેમકે ખુદા ફરમાવે છે અગરકના આ લ ફિરઅવના એટલે " અમોએ આલે ફીરોનને ગરક કરી દીધા " ( ૨×૫૦ ) તેની એ મતલબ નથી કે ફીરોનની અવલાદને ગરક કરી દીધી પણ ફીરોનની કોમ જે તેની પેરવી કરતી હતી તેને ગરક કરી દીધી. બીજો એક દાખલો નુહ ( અ ) ના દીકરાનો છે જ્યારે તે ડુબવા લાગો ત્યારે નુહ ( અ ) એ અરજ કરી કે રબ્બે ઇન નબની મિન અહલી એટલે " ઓ મારા પરવરદીગાર ખચીત એ મારો દીકરો મારી અહલમાંથી છે " માટે એને તું તારા વાયદા મુજબ બચાવ. તેના જવાબમાં ખુદાતઆલા ફરમાવે છે યા નૂહો ઈન્નહૂ લય

સમિન અહલેકા ઈન્નહૂ અ મલૂન ગયરો સાલેહિન. એટલે એ નુહ ખચીત તે તારી અહલમાંથી નથી કારણ ખચીત તેના અમલ નેક નથી. ( ૧૧: ૪૬ ) જુઓ નુહ ( અ ) નો દીકરો ખરેખર તેઓની એહલેબેતમાંથી હતો છતાં તેના અમલ નેક ન હોવાથી ખુદાતઆલાએ તેઓના દીકરાને વટીક અહેલેબેત-માંનો ગણવાની ના પાડી. ખુદાતઆલાને ખાનદાનની પરવા નથી તે પરહેઝગારી માંગે છે જેમકે ખુદાતઆલા ફરમાવે છે ઇન્ન અક ર મકુમ ઇન્દલ લાહે અત્કા કુમ " ખચીત તમારામાં-થી સૌથી માનવંત અલ્લાહની નઝદીક તમારા માંહેલો સૌથી પ-રહેઝગાર છે " ( ૪૯–૧૩ ) અગર કોઈ શખસ ખરેખર હઝરત રસુલુલ્લાહ ( સ ) ના ખાનદાનનો આલ યા અહેલેબેતમાંનો કોરેશી સૈયદ હોય છતાં અગર તે ઈસલામની સત્યતાનો ઇનકાર કરે તો તે કાફર છે જ્યારે એક કાફર યા ગેરઇસલામી શખસ ઇસલામની સત્યતા કબુલી પુરેપુરી પેરવી કરે તો તે હઝ-રત રસુલુલ્લાહ ( સ ) ની આલ યા અહેલેબેતમાંનો કેહેવાશે જેમકે હઝરત સલમાન ફારસીને હઝરત રસુલુલ્લાહ ( સ ) એ પોતાની એહલેબેતમાંના ઠેરવ્યા હતા. આ ઉપરથી યાદ રાખવું કે ખુદાતઆલાની નઝરમાં જે સૌથી વધારે પરહેઝગાર હોય તેને તે ઇમામ બનાવવાનો એખત્યાર રાખે છે પછી તે શખસ શેખ હોય યા ઇરાની હોય યા મોગલ હોય.

બીજું શીઆ ઇસના અશરી ફીરકાનો એ અકીદો છે કે ઇમામો ફક્ત ૧૨ થઈ શકે તેથી વધુ નહી. એ અકીદો બી ખોટો છે. કારણ એની એ મતલબ થઈ કે આગળ થયલા ૧૨ ઇમામો પછી તેવા ઈમામતને લાયક કોઈ બી પરહેઝગાર બુઝ-રગ ઈસલામમાં ન આગલા ઝમાનામાં થયા ન હવે પછી કયા-મત સુધી કોઇ થશે. જ્યારે ખુદાતઆલા કોરાને શરીફના પેહે-લાજ સુરામાં ઈસલામીઓને એ દુઆ કરવાની તઅલીમ શીખવે છે કે એહ દેનસ સેરાતલ મુસ્તકીમ સેરાતલ લઝીના અન અમતા અલયહિમ એટલે ઓ અલ્લાહ તું અમોને સીધા ર-

સ્તાની હીદાયત કર જે એઓનો રસ્તો છે જેઓ પર તેં ફઝલ કીધો " હવે ફઝલ કીધેલા લોકોથી મુરાદ નબી શહીદ સીદીક સાલેહ લોકો છે. એટલે ખુદાતઆલા પોતે આપણને શીખવે છે કે આપણે એની પાસેથી એવી હીદાયત માગીએ કે જેથી ઉપલા ફઝલ પામેલા લોકો જેવા મરતબા પામ્યે. છતાં એ કેહવું કે ઈસલામમાં આગળ થએલા ૧૨ ઈમામો જેવા તેઓ પછી આજ દીન સુધી ન કોઈ થયો ન હવે પછી કયામત સુધી ૪૦ કરોડ ઇસલામીઓમાંથી કોઈ થઇ શકે એવો અકીદો ઈસલામને કલંક લગાડનારો તથા ખુદાના ઉપલા કલામોને ખોટો પાડનારો લેખાશે.

---

## ( ૮ )

## દરેક ઇસલામી પર ખુદા તરફના ઈમામને માનવાની ફેરઝ.

ઇસલામની આગમજના લોકો જ્યારે પોતાના પેગમ્બરની અસલ તઅલીમ ભુલી જતા ત્યારે તેઓને ફરી ખરી રાહ ઉપર લઈ આવવા માટે ખુદાતઆલાએ તેઓમાં પોતાના પેગમબરો ફરી ફરી ઝાહેર કરવાનો નીયમ રાખ્યો હતો તેવી રીતે ઇસલામીઓ માટે ખુદાતઆલા ફરમાવે છે વઅદલ્લાહુલ લઝીના આ મનૂ મિન્કુમ વ અમેલુસ સાલેહાતે લ યસ તખલે ફન્ન હુમ ફિલ અરઝે કમસ તખ લ ફલ્લઝીના મિન કબલેહિમ વ લયો મકકે નન્ના લહુમ દી નહોમુલ લઝિર તઝા લહુમ એટલે " અલ્લાહે વાયદો આપ્યો છે તેઓને કે જેઓ ઈમાન લાવ્યા છે અને નેક અમલ કરવા છે કે ખચીત તેઓમાંથી પૃથ્વી પર ખલીફાઓ બનાવશે કે જેવી રીતે કે તેણે આગલ ખલીફાઓ બનાવ્યા હતા અને ખચીત તે તેઓને તેઓના ( ઇસલામ ) મઝહબમાં કે જેણે તેઓ માટે પસંદ કરયો છે મઝબુત કરશે " ( ૨૪×૫૫ ) હવે એવા શખસો ક્યારે ઝાહેર થતા રેહશે તે વીસે ઈસલામના મહાન પેગમ્બર (સ) ફરમાવે છે

ઈન્નલ લાહા યબઅસો લે હાઝેહિલ ઉમ્મતે અલા રાસે કુલ્લે મેયતે સે નતીન મ ય યોજ્જેદ દેદો લહા દી નહા એટલે " અચ્ચીત અલ્લાહતઆલા આ ઉમ્મતના માટે દર સદીની શરૂઆતમાં એક એવો શખસ ઉભો કરશે કે જે તેઓ માટે તેઓનો ( ઇસલામ ) મઝહબ તાઝો કરશે." એવા શખસો ઇસલામી આલમમાં ઇમામે ઝમાન અથવા રબ્બાની ઈમામ યા મુજદ્દિદ તરીકે મશહુર થતા.

ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે યવ મ નદઉ કુલ્લ ઓનાસિન બે એમામેહિમ એટલે " કયામતના દીને અમો બોલાવીશું તમામ ઇનસાનોને તેઓના ઈમામોની સાથે " (૧૭x૭૦) તેથીજ ઇસલામના મહાન પેગમ્બર (સ) ફરમાવે છે મન લમ યઅરેફ ઈમામે ઝમાનેહિ ફકદ માતા મયતતન જાહેલીઆ એટલે " જે કોઇએ પોતાના ઝમાનાના ઇમામને ઓળખ્યો નહી તે જાહેલ્યતની મોતે મુઓ એટલે ઇસલામની પેહેલે-ના જાહેલ્યતના ઝમાનાના કાફરોની મોતે મુઓ." વલી ફરમાવ્યું જેનો કોઈ ઇમામ નથી તેનો ઈમામ શેતાન છે" કારણ કે જેવી રીતે દુન્યાના કોઇ બી ઇલમ યા હુનર યા કામ માટે એક વાકેફગાર રાહનુમાની ઝરૂરત હોય છે તેવીજ રીતે દીની કામ માટે ઇમામના વસીલાની ઝરૂરત હોય છે તેથીજ ખુદાતઆલા ફરમાવે છે યા અય્યોહલ લઝીના આ મનુત તકુલ લાહા વબ તગૂ એલયહિલ વસી લ ત વજાહેદૂ ફી સબીલેહી લ અલ્લકુમ તુફલેહુન એટલે " ઓ ઇમાનવાલાઓ ખુદાથી ડરો અને તેની તરફનો વસીલો શોધો અને તેની રાહમાં કોશેશ કરો કે જેથી તમો કામ્યાબ થાઓ " ( ૫x૩૫ ) પણ જેઓ ખુદાનો ખોફ નથી કરતા પણ લોકોનો ખોફ કરે છે અને થોડું ઘણું ઇલમ હાંસલ કરી મગરૂર બનેલા હોય છે તેઓને ઈમામનો વસીલો શોધી તેને તાબે થવા બહુ ભારી લાગે છે તેથી તેઓ કહે છે કે અમને ખુદા તથા તેના રસુલ બસ છે કોઈ બીજાને માનવાની શી ઝરૂરત ? તેવાઓ ચેતે કેમકે ખુદાતઆલા ફરમાવે

છે યા અય્યો હલ લઝીના આ મનૂ અતી ઉલ્લાહ વઅતી ઉર રસુલા વ ઓલિલ અમ્રેમિન કુમ એટલે " ઓ ઇમાન વાલાઓ તાબેદારી કરો અલ્લાહની તથા તાબેદારી કરો રસુલની અને તમારામાંના અમીર યા હાકમની " ( ૪×૫૯ ) અમીરથી મુરાદ દીની મામલામાં અમીરૂલ મોઅમનીનની અથવા ઝમાનાના ઈમામની તાબેદારી કરવી તથા દુન્યાઈ મામલામાં હાકમની તાબેદારી કરવી પછી તે ઈસલામી હોય યા ગેર ઈસલામી. ગોરે સરદાર હોય યા હબશી ગુલામ હોય. અગર તે હાકમ ઝાલીમ છે તો તેના રાજ્યમાં ન રહેવું બીજા કોઈ મુલકમાં હીજરત કરી જવું પણ કોઈબી રાજ્યમાં તેની પ્રજા તરીકે રહી તેની વીરૂધ ફીતુર ન ચલાવવું.

ઉપલી આયતના ટેકામાં ઇસલામના મહાન પેગમ્બર (સ) ફરમાવે છે જેણે મારી તાબેદારી કરી તેણે બેશક અલ્લાહની તાબેદારી કરી અને જેણે મારી નાફરમાની કરી તેણે બેશક અલ્લાહની નાફરમાની કરી અને જેણે મારા અમીર ( ઈમામે ઝમાન )ની તાબેદારી કરી તેણે બેશક મારી તાબેદારી કરી અને જેણે મારા અમીર ( ઈમામે ઝમાન )ની નાફરમાની કરી તેણે બેશક મારી નાફરમાની કરી.

આ ઉપરથી સાબીત થયું કે ઈમામે ઝમાનને માનવું તે ખુદા તથા તેના રસુલને માનવા બરાબર છે અને તેનો ઈનકાર કરવું તે ખુદા તથા તેના રસુલનો ઇનકાર કરવા બરાબર છે.

અગર એ કહેવાતા ઈસલામીઓના કહેવા મુજબ તેઓને ખુદા રસુલ બસ છે તો શા માટે તેઓ ખીલાફત માટે આટલી ધાંધલ કરી રહ્યા છે ? એ તેઓની વર્તણુકથીજ સાફ ઝાહેર થાય છે કે ઇસલામમાં ખીલાફત યા ઇમામતની બેશક ઝરૂરત છેજ. પણ ખરો ખલીફો યા ઈમામ કોણ તેને ઓળખવું જોઇએ. જે ઉપર આપેલી આયતો તથા હદીસોથી સાબીત થાય છે કે

તે ખુદા તરફથી મુકરર વખતે ઝાહેર થાય અને ખરો ઈસલામ દીન સર્વ દુન્યામા આશકાર કરવા મશગુલ રહે. એવા ખુદાના વલીનો જે કોઈ ઇનકાર કરે યા તેનો વીરોધી બને તે માટે ખુદા ફરમાવે છે મન આદા લી વલીયન ફકદ આઝન તહુ લિલ હરબે એટલે જે મારા વલીનો વીરોધી થયો તે ખચીત મારી સાથે લડવા નીકલ્યો.

( હદીસે કુદસી )

—:o:—

( ૯ )

## આ ઝમાનામાં ખુદાતઆલાના બે પવીત્ર પેગમ્બરો વીસે થતી ઇફરાત તફરીત.



એક તો ખ્રીસ્તીઓના પેગમ્બર જીસસ ક્રાઈસ્ટ ઈસા (અ) જેઓ એક ઓરતના પેટે જન્મ પામેલા ઇનસાન હોવા છતાં તેઓ-ને તમામ દુન્યામાં ખુદા તથા ખુદાના દીકરા તરીકે વધારી મુકવામાં આવે છે જ્યારે ખુદાતઆલાને એ ખોટા અકીદા વીસે એવી ખફગી છે કે તકાદુસ સમાવાતો ય ત ફ્ત તર ન મિન્હો. વતન શાખ ખુલ અરઝો. વ તખિર રુલ જેબાલો હદદા. અન દઅવ લિર રહમાને વ લદા, એટલે " નઝદીક છે કે આ-સમાનો ફાટી જાય અને ઝમીન ચીરાઈ જાય અને પાહાડ ટુકડે ટુકડા થઈ જાય એ બોલવાથી કે રહેમાન ( ખુદા ) ને દીકરો છે " ૧૯x૯૦: ૯૧.

જ્યારે બીજી તરફ તમામ દુન્યા માટેના મહાન પેગમ્બર ( સ ) ને એવા ઉતારી નાખવામાં આવે છે કે નઉઝબીલ્લાહ એઓ ખોટા પેગમ્બર હતા અને તલવારના ઝોરે ઝબરદસ્તીથી ઇસલામ ફેલાવ્યો છે તથા બીજા એવા ખોટા બોહતાનો જોડવામાં આવે છે કે નઉઝબીલ્લાહ દુન્યામાં એઓ જેવા બદકાર કોઈ હોયજ નહી. જ્યારે એઓ વીસે ખુદાતઆલા ફરમાવે છે ઈન્નકા લ

અલા ખોલોકિન અઝીમ એટલે ખચાત તું મહાન ઉત્તમ અખલાક ધરાવે છે ( ૬૮: ૪ ) કુલ ઈન કુન તુમ તોહિબ્બુનલ્લાહા ફન્ત બેઊની યોહબિબ કોમુલ લાહો એટલે કહે અગર તમો ખુદાને ચાહો છો તો મારી તાબેદારી કરે તોજ ખુદા તમને ચાહશે ૩×૨૯ વમા અર સલ નાકા ઇલ્લા રહ મતલ લિલ આ લમીન એટલે અમે તને નથી મોકલ્યો પણ એટલા માટે કે તું તમામ જેહાંન માટે રહેમત થાય" (૨૧×૧૦.)

એઓ મકામાં ઝાહેર થયા તે આગમજ ત્યાંના અરબો કેવા બદકાર હતા તથા એઓની તઅલીમના પ્રતાપે તે પછી તેઓ કેવા નેકોકાર બની ગયા તે વીસે ખુદ એક ખ્રીસ્તી પ્રોફેસર Doctor Marcus Dods પોતાની પ્રગટ કરેલી કીતાબ Mahammad Buddha & Christમાં તે બનાવ વીસે લખે છે કે જ્યારે કેટલાક અરબો ઇસલામ એખત્યાર કરવાથી બીજા વીરોધી અરબોના ઝુલમથી એબીસીનીઆના ખ્રીસ્તી પાદશાહના મુલકમાં આશરો લેવા ગયા ત્યારે તે પાદશાહે તેઓને કહ્યું કે મારા મુલકમાંથી તમોને પાછા તમારે મુલક મકામાં કાંય નહી મોકલવામાં આવે? તેના જવાબમાં તે અરબોએ કહ્યું કે "O King, we were plunged in ignorance and barbarism; we worshipped idols; we ate dead bodies; we committed lewdness; desregarded family ties and the duties of neighbourhood and hospitality; we knew no law but that of the strong, when God sent among us a Messenger of whose truthfulness, integrity and innocence we were aware; and he called us to the unity of God, and taught us not to associate any god with Him; he forbade us the worship of idols, and enjoined upon us to speak the truth, to be faithful to our trusts, to be merciful, and to regard the right of others; to love our relatives and

to protect the weak; to flee vice and avoid all evil. He taught us to offer prayers, to give alms, and to fast. And because we believed in him and obeyed him, therefore are we presecuted and driven from our country to seek thy protection." એટલે એ બાદશાહ! અમો અજ્ઞાનતા અને વેહેમીપણામાં ડુબેલા હતા, અમો મુરતીઓ પુજતા હતા, અમો મુરદાંઓ ખાતા હતા અમો ઝીનાની બદફેલી કરતા હતા. અમો સગાવાહલા યા પાડોસીઓ યા મેહમાનોની દરકાર કરતા ન હતા. અમો ઝુલમ સીવાય બીજો કશો કાયદો જાણતા ન હતા. એવે વખત ખુદાતઆલાએ અમારી દરમ્યાન એક પેગમ્બરને ઝાહેર કરયો જેની સત્યતા તથા અમાનતદારી માસુમ્યત વીસે અમો વાકેફ હતા. એણે અમને ખુદાની વાહદાની-યત (એકતાઈ) તરફ રજુ થવા બોલાવ્યો. અને ખુદા સાથે બીજા પુજયો જોડવાની મના કરી. મુરતીઓ પુજવાની મના કરી અને અમને એ બોધ ફરમાવ્યો કે અમો સાચું બોલ્યે. અમાનતમાં વફાદાર રહયે. રહેમદીલ થઈએ બીજાના હકો સંભાલ્યે. સગાઓ સાથે મોહબત કરયે. અશકતોનો રક્ષણ કરયે ગુનાહોથી દુર નાહસીએ. દરેક કીસમની બદી તજયે. નમાઝ પઢયે. ઝકાત આપ્યે. રોઝા રાખ્યે. અમે એની ઉપર ઇમાન લાવ્યા અને તાબે થયા તેટલા માટે અમારા ઉપર ઝુલમ ગુઝારવામાં આવે છે જેથી અમો અમારો મુલક તજી તારો આશરો શોધવા નાહસી આવ્યા છૈએ.

---

## ( ૧૦ )

## આ ઝમાનાના ઈસલામીઓ ઉપર ગંભીર ફરજ.

—:o:—

જ્યારે આ ઝમાનામાં ઉપલા બે પવીત્ર પેગમ્બરો વીરૂધ એવી ઇફરાત તફરીત થાય છે કે જેથી ખુદાની ખફગી વધે છે ત્યારે દરેક ઈસલામી પર ફરજ છે કે તેને દુર કરવા પોતાના જાનો

માલથી કોશેશ કરવી કારણ કે ખુદાતઆલાએ કોરાને શરીફ્મ ફરમાવી આપ્યું છે કે વલ તકુન મિન કુમ ઉમ્મ તું યદ ઊના એલલ ખયરે વયઅ મોરૂના બિલ મઅરૂફે યન હવના અનિલ મુનકરે વ ઓલાએકા હોમુલ મુફ્લે હૂન. અને તમારામાંથી એવા લોકો ઉભા થાય જે લોકો ભલાઈ તરફ બોલાવે. નેકીનો હુકમ કરે અને બદી મના કરે અને એજ લોકો છે જેઓ કામ્યાબ થશે. ૩×૧૦૪

કુન તુમ ખયર ઉમ્મતિન ઉખરે જત લિન્નારે તઅમોરૂના બિલ મઅરૂફે વતન હવના અનિલ મુનકરે તમો સૌથી અફ્ઝલ ઉમત છો જે લોકોના માટે પેદા કરવામ આવ્યા છો. તમો નેકીનો હુકમ કરો અને બદી મના કરો ઇસ્લામી તરીકે જે પેદા થાય છે તેના પર ફરઝ છે કે ખુદાન હુકમ મુજબ સત્ય આશકાર કરે અને ખોટારૂં દુર કરે. અ એ કામ જે નહી બજાવે તેની આખેરતમાં ખરાબી છે જે વી ખુદાતઆલાએ સુરે અસરમાં કસમ સાથે ચેતવી આપ્યું છે બીજું એ બી યાદ રાખવું કે એ ફરઝ ઘણી દાનાઇ તથા ભલ રીતે બજાવવી અને એ વીસે તકરાર બી કરવી પડે તો બ નરમ શબ્દોમાં કરવી જોઇએ જેમકે ખુદા ફરમાવે છે ઉદ એ એલા સબીલે રબ્બેકા બિલ હિકમતે વલ મવએ ઝતિ હ સ નતે વજાદિલ હુમ બિલ લતી હેય અહસનો એટ લોકોને બોલાવ તારા રબના રસ્તા તરફ દાનાઈથી અને ને નસીહતે અને તેઓ સાથે વાદવીવાદ કર બહુજ નેક રીતે.

(૧૬×૧૨૫)

---

## ( ૨૧ )

## ઈસા (અ) ની વફાત.

—:o:—

જ્યારે આ ઝમાનામાં ઈસા (અ) વીસે ઈસાઈ મુલકો ઉપરાં

હીંદુસ્તાનમાં લાખો અને કરોડોના ખરચે એ અકીદો ફેલાવવામાં આવે છે કે તેઓ ખુદા છે તથા ખુદાના દીકરા છે અને જ્યારે એવા અકીદા વીસે ખુદા ફરમાવે છે કે નઝદીક છે કે આસમાન ફાટી જાય તો દરેક ઈસલામી પર ફરઝ છે કે પોતાથી બને તેવી રીતે એ ગઝબનાક અકીદો દુર કરી ખરી હકીકત ફેલાવવી; જેનો સૌથી આસાન તરીકો એ છે જે ઈસા (અ) ની વફાત સાબીત કરવી. વફાત સાબીત કરવાથી તેઓનો એ અકીદો સદંતર રદ થઇ જાય છે. કારણ કે જે વફાત પામે તે કાંઇ ખુદા યા ખુદાનો દીકરો હોઈ શકેજ નહી. વફાત પામવું ઈનસાન માટે છે. અને ઇસા ( અ ) ફકત ઈનસાન હતા તેઓએ પેગમ્બરીનો દરજ્જો પામ્યા તેજ ફઝીલત તેઓમાં હતી તેથી વધુ કાંઈ નહી. અને એવી પેગમ્બરીની ફઝીલત હઝારો શખસોને મલી અને તે સરવે વફાત બી પામી ચુકા તેમ એઓ બી વફાત પામી ચુકા. પણ અફસોસ છે કે ઇસલામીઓ ઇસા (અ) ની વફાત માનતા નથી. અને એ ગઝબનાક અકીદો દુર કરવાના કામમાં મદદ કરતા નથી બલકે સાંબા વીરોધી થાય છે. જ્યારે કોરાને શરીફની અનેક આયતોથી ઈસા (અ) ની વફાત સાબીત છે જેમાંની થોડીક નીચે મુજબ છે.

(૧) યા ઇસા ઇન્ની મો તવફ ફીકા વ રાફેઓકા એલય્યા ખુદા ફરમાવે છે "ઓ ઇસા હું ખચીત તને વફાત આપીશ અને તારી બુલંદી મારી તરફ કરીશ." (૩×૫૪)

(૨) વલ લઝીના યદ ઊના મિન્દૂ નિલ્લાહે લા યખ્લોકૂના શયઅંવ વહુમ યુખ લકૂન. અમ્વાતુન ગયરો અહ-યાઇન. વમા યશ ઓરૂના અય્યા ન યુબ અસૂન. એટલે "અને જે લોકો અલ્લાહ સીવાય બીજાને પુકારે છે નથી પેદા કરી શકતા કોઇ ચીઝ અને તેઓજ પેદા થયલા છે. મુરદા છે જાન વગરના. અને તેઓ નથી જાણુતા કે તેઓને કયારે ઉઠાડવામાં આવશે." ( ૧૬×૨૦-૨૧ )

(૩) મલ મસી હુઅ્નો મરયમા ઇલ્લા રસૂલુન કદ ખલત મિન કબ્લે હિર રોસોલો એટલે "નથી ઇસા ઇબને મરયમ પણ પેગમ્બર ખચીત એની આગમજના સરવે પેગમ્બરો ગુઝરી ગયા છે." (૫×૭૫.)

(૪) વમા મોહમ્મદુન ઇલ્લા રસૂલુન. કદ ખલત મિન કબ્લે હિર રોસોલો. અ ફઇમિ મા ત અવકોતેલન અન કલબ તુમ અલા અઅકા બેકુમ "અને નથી મહમદ (સ) પણ પૈગમ્બર ખચીત એની આગમજના સરવે પેગમ્બરો ગુઝરી ગયા છે (તેવીજ રીતે) જો એ બી મરી જાય અથવા મારો જાય તો તમારી એડીઓ ઉપર ફરી જશો." (૩×૧૪૪)

(૫) લકુમ ફિલ અરઝે મુસ તકર વરૂવ વ મતાઉન એલાહીન. ફીહા તહ યવના વફીહા તમૂતૂન વમિન્હા તુખ રજૂન એટલે ઝમીન તમારા શારૂ રેહેવાની જગા તથા (ઝીંદગીની) મુદત સુધી ફાયદો છે. ત્યાંજ (ઝમીનપરજ) તમે ઝીંદગી ગુજારશો તથા ત્યાંજ તમો મરશો અને ત્યાંથીજ તમને બાહેર કાઢવામાં આવશે. (૭×૨૩-૨૪)

(૬) વઅવ સાની બિસ સલાતે વઝ ઝકાતે મા દુમ્તો હય્યા. એટલે ખુદાએ મને નસીહત કરી કે જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી નમાઝ પઢું અને ઝકાત આપું (૧૯×૩૧)

(૭) ફલમ્મા તવફ્ફયતની કુન્ત અન્તર રકી બ અલયહિમ એટલે પછી જ્યારે તેં મને વફાત આપી તુંજ તેઓની ઉપર નીગેહબાન હતો (૫×૧૧૭)

ઉપલી આયતોની વીગતવાર તફસીલ માટે જુઓ આ કીતાબને પાને ૮૬. ઉપરાંત બાઈબલમાં ઇસા (અ) પોતા વીસે કહે છે "For as Jonas was three days and three nights in the Whale's belly; shall so be the son of man be in the heart of the earth (Mathew 12 : 60. એની

મતલબ એ છે કે જેવી રીતે યુનુસ ( અ ) ને માછલીના પેટમાં ત્રણ દીવસ રેહવું પડયું હતું છતાં તેઓ તેમાં મરયા નહી પણ સલામત બાહેર નીકલ્યા તેવીજ રીતે એઓને સલેબ પરથી ઉ-તારી કબરમાં મુકવામાં આવશે જ્યાં એઓને ત્રણ દીવસ રહેવું પડશે છતાં તેઓ તેમાં મરશે નહી પણ યુનુસ ( અ ) મુજબ સલામત બાહેર નીકલશે. યાહુદીઓ માને છે કે એઓ સલેબપર મારયા ગયા અને કબરમાં દફન થઈ ગયા. ખીસ્તીઓ માને છે કે એઓ સલેબપર મારયા ગયા અને કબરમાં દફન થયા પછી ત્યાંથી જીવતા થઈ આસમાનપર ઉડી ગયા. મુસલમાનો માને છે કે એઓ સલેબપર ચડયાજ નહી અને એકદમ આસમાનપર ઉડી ગયા. જ્યારે ખરી હકીકત એ છે કે એઓને સલેબપર ચઢાવવામાં આવ્યા હતા ખરા પણ તેઓ ત્યાં મરી ન ગયા પણ બેહોશ થયા અને તેજ હાલતમાં દફન થયા અને ત્યાંથી તેઓ સલામત બા-હેર નીકલી ગયા. એજ હકીકત ખુદ ઈસા ( અ ) ના ઉપર જણાવેલા બાઇબલમાંના કલામોને અનુસરતી છે.

---

## ( ૧૨ )

## મુસાઈ તથા ઇસલામી સીલસીલાની સરખામણી.

—:૦:—

ખુદાતઆલા ફરમાવે છે ઇન્ના અર સલના એલય કુમ રસૂલન શાહેદન એલય કુમ કમા અર સલના એલા ફિર અવના રસૂલા. એટલે "ખચીત અમોએ તમો ( ઇસલામીઓ ) તરફ એક પેગમ્બર ( હઝરત મહમદ ( સ ) ને ) મોકલ્યો તમારી ઉપર શાક્ષી તરીકે જેવી રીતે કે અમોએ એક પેગ-મ્બર ( મુસા ( અ ) ને ફીરોન તરફ મોકલ્યો." ( ૭૩×૧૫ )

એ ઉપરાંત બીજી અનેક સરખામણીઓ માટે જુઓ આ કીતાબને પાને ૧૦૫.

---

## ( ૧૩ )
## ઈસલામ તલવારથી ફેલાયો નથી.

——:૦:——

ઇસલામના દુશમનોનુ એ કેહેવું છે કે ઇસલામના પેગમ્બરે ઇસલામને તલવારના ઝોરે ફેલાવ્યો છે જ્યારે કોરાને શરીફમાં ખુદાતઆલા સાફ ફરમાવે છે લા ઇકરાહ ફીદ દીન એટલે ( ઇસલામ ) મઝહબમાં કાંઇ બી ઝબરદસ્તી નથી. આગલા ઝમાનામાં મઝહબી જંગો થઇ હતી તે ઇસલામના ફેલાવા માટે નહી પણ ઇસલામ વીરૂધ જે લડવા આવે તેઓજ સાથે બચાવ કરવા માટે હતી. જેમકે ખુદા ફરમાવે છે વકાતેલુ ફી સબી લિલ્લાહિલ લઝીના યોકાતેલુ નકુમ વલા તઅ તદૂઈન નલ લાહા લા યોહિબ બુલ મોઅતદીન એટલે તમો ખુદાની રાહમાં લડો એ લોકો સાથે જેઓ તમારી સાંબે લડવા આવે પણ હદથી ન વધો, ખચીત અલ્લાહ હદથી વધનારાને ચાહતો નથી ( ૨x૧૯૦ ) એને લગતી વધુ વીગત માટે જુઓ એ કીતાબને પાને ૧૨૮.

એ ઉપરાંત બીજા જે જે બોહતાનો ઈસલામના મહાન પેગમ્બર ( સ ) ઉપર લગાડવામાં આવ્યા છે તે દુર કરી તેઓની ખરી શાન દુન્યામાં આશકાર કરવાની હરેક ઇસલામી ઉપર ફરઝ છે. તે બોહતાનો શું છે અને તે કેવી રીતે દુર કરવામાં આવે તે વીસે આ ઝમાનામાં ઝાહેર થયલા હઝરત આહમદ ( અ ) ની અનેક ભાષામાં લખી પ્રગટ કરેલી કીતાબો, તથા ચોપાન્યા તથા ન્યુસપેપરોની ફાઇલો જુઓ જે કાદયાન ખાતેથી મલી શકશે.

---

## ( ૧૪ )
## દુન્યાનો મોટો ભાગ દીન બાબે ગુમરાહીમાં છે.

——:૦:——

દુન્યાનો મોટો ભાગ દીન રાત દુન્યાદારી કામોમાં તથા

મોજશોખમાં ચકચુર હોવાથી દીનની ખરી હકીકતથી નાવાકેફ છે તેથીજ ખુદાતઆલા ફરમાવે છે **વઇન તોતેઅ અક સ ર મન ફિલ અરઝે યોઝિલ્લૂક અન સબીલિલ્લાહે.** એટલે "અને અગર તું પૃથ્વીમાંના અકસર લોકોની પેરવી કરશે તો તેઓ તને અલ્લાહના રસ્તાથી ગુમરાહ કરશે" (૬×૧૧૭) વલી ફરમાવે છે **અમ તહ સબો અન્ન અક સ ર હુમ યસ મઊન અવ યઅકેલૂન. ઈન હુમ ઇલ્લા અન-આમે બલ હુમ અઝલ લો સબીલા** એટલે "શું ગુમાન કરે છે તું કે ઘણા ખરા તેઓમાંના કાંઈ સાંભલે છે યા સમજે છે? નહી. તેઓ હેવાન જેવા છે બલકે તેથી બી વધારે તેઓ (સત્ય) રાહથી ગુમરાહ છે" (૨૫×૪૪)

ઉપલા ખુદાઇ કલામોની સત્યતા સાફ ઝાહેર છે. જુઓ કરોડો ગેરઇસલામીઓ ખુલ્લી રીતે શીરકમાં ગીરફતાર છે. તેવીજ રીતે કરોડો ઇસલામીઓ અનેક ફીરકામાં વેંહચાઈ જઈ તાઝયા પરસ્તીશ કબર પરસ્તીશ તથા બીજી અનેક મુશરીકાના રસમો તથા માન્યતામાં ગીરફતાર છે.

---

## (૧૫)

## ખુદાના પ્રતીનીધીનું ઝાહેર થવું તેના માનનારાઓ માટે રહેમત છે અને ઇનકાર કરનારાઓ માટે આફત છે.

—:૦:—

ખુદાતઆલાએ દુન્યા પેદા કરતી વેળાએજ ઝાહેર કરી આપ્યું કે **યા બની આ દમા ઇમ્મા યઅતે યન્ન કુમ રોસોલૂન મિન કુમ યકુસ સૂ ન અલય કુમ આયાતી ફ મનિત તકા વઅસ લહા ફલા ખવફુન અલય હિમ વલા હુમ યહ ઝનુન. વલ્લ ઝીના કઝ ઝબૂ બે આયાતેના**

વસ તક બરૂ અન્હા ઓલાએકા અસ્હાબુન નારે હુમ ફીહા ખાલેદૂન. એટલે એ આદમના ફરઝંદો જ્યારે બી તમારી પાસે તમારામાંથી રસુલો આવે જેઓ તમારી ઉપર અમારી આયતો (ફરમાનો યા નીશાનીઓ) બયાન કરે ત્યારે જેણે ખોફ કરયો (પરહેઝગારી કરી) અને પોતાને સુધારયો તો તેઓ ઉપર કાંઈ ખોફ નથી અને તેઓ દલગીર થશે નહી. અને જેઓ અમારી આયતોને ખોટી પાડી અને મગરૂરી કરી તેઓ આગમાં રેહનારા છે જેમાં તેઓ હમેશા (લાંબી મુદત) રહેનારા છે." (૭×૩૫) આ ઉપરથી સાબીત થયું કે ખુદાતઆલા રબબિલ આલમીન અને રહેમાનો રહીમ હોવાથીજ તેણે એ નીરમાણ કરયું છે કે તે જ્યારે બી અને જ્યાં બી અને જેને બી પોતાનો પેગમ્બર બનાવે તો લોકો તેને તાબે થાય અને પોતાને સુધારે તોજ તેઓ સુખી થશે નહીકા દુખી થશે. તેથીજ તેણે ચેતવી આપ્યું છે કે વમા અર સલના મિર રસૂલિન ઈલ્લા લે યોતાઅ બેઇઝનિલ્લાહે એટલે "અમે નથી મોકલ્યો કોઇ પેગમ્બર પણ એટલા માટે કે ખુદાના હુકમથી તેને તાબે થવામાં આવે." (૪×૬૪) કારણ કે મંય યોતે ઈર રસૂ લ ફકદ અતા અલ્લાહા. એટલે "જેણે પેગમ્બરની તાબેદારી કીધી તો તેણે ખચીત ખુદાની તાબેદારી કરી." (૪×૮૦.) તેથીજ જ્યારે બી ખુદા તરફથી નેમાયલો કોઇ બી નબી યા રસુલ યા પેગમ્બર યા પ્રતીનીધી યા ચેતવણી આપનાર નઝીર ઝાહેર થાય છે તો તે એજ ચેતવે છે કે યા કવમે ઈન્ની લકુમ નઝીરૂમ મોબીન અનેઅબોદુલ્લાહા વત્તકૂહો વ અતી ઊન. એટલે એ મારી કોમ ખચીત હું તમારા માટે એક ઝાહેર નઝીર (ચેતવણી આપનાર પેગમ્બર) છું તમો અલ્લાહની ઈબાદત કરો અને તેનાથી ડરો અને મારી તાબેદારી કરો (૭૧×૨, ૩) છતાં જ્યારે બી ખુદા તરફનો કોઇ પ્રતીનીધી ઝાહેર થતો તો ગુમરાહીમાં પડેલા લોકો પોતાની જાહેલ્યતના લીધે તથા જેઓ થોડું ઘણું જાણતા હોય

તેઓ પોતાના ઈલમની તકોબરીના લીધે તેને ખોટો પાડી તેની હસી મશકેરી કરતા જે માટે ખુદાતઆલા ફરમાવે છે યા હસરતન અલલ એબાદે, મા યઅતીહિમ મિર રસૂલિન ઈલ્લા કાનુ બેહી યસ્તહઝેઊન. એટલે "અએ અફસોસ છે બંદાઓ ઉપર નથી આવતો તેઓ પાસે કોઇ રસુલ પણ તેઓ તેની સાથે મશકેરી કરતા" (૩૬×૩૦) કારણ કે લોકો પોતામાંહેલા એક સાધારણ માણસને ખુદાના પેગમ્બર હોવાનો દાવો કરતાં સાંભલતા તો તેઓ તાજુબ થતા ત્યારે ખુદા તેઓની તાજુબી ભાંગવા ફરમાવતો અવ અજિબ તુમ અન જાઅકુમ ઝિકરુન મિર રબ્બે કુમ અલા રજોલિન મિન કુમ લેયુનઝેર કુમ વલે તત્તકુ વ લઅલ લકુમ તુર હમૂન એટલે શું તમો અજબ થાઓ છો કે તમારા પરવરદીગાર તરફથી તમારામાંના એક શખસ ઉપર હીદાયત આવી કે તમને તે ચેતવણી આપે અને એટલા માટે કે તમો પરહેઝગાર થાઓ અને કદાચ તમારી ઉપર રહેમ થાય? (૭×૬૨) પણ એમાં અજબ થવા જેવું કશું છેજ નહી કારણ કે એ તો ખુદાતઆલાનો નીરમાણ કરેલો નીયમજ છે કે જ્યારે ધરતીપર ગુમરાહી ફેલાઇ જાય અને બદકારી વધી જાય તો તે ઝમાનાના લોકોમાંથીજ જેને તે લાયક ધારે તેને ચુંટી કાહડી પોતાનો પ્રતીનીધી બનાવે અને ખુદાના એવો નીરમાણ કરેલા નીયમોમાં કદી બી કશી તબદીલી યા ફેરફાર થતાજ નથી જેમ કે તે ફરમાવે છે ફલન તજેદા લેસુન નતિલ્લાહે તબ્દીલા વલન તજેદા લે સુન નતિલ્લાહે તહવીલા. એટલે "હરગીઝ નહી પામીશ તું અલ્લાહના નીયમમાં તબદીલી અને હરગીઝ નહી પામીશ તું અલ્લાહના નીયમમાં ફેરફાર" (૩૫×૪૩). છતાં જ્યારે લોકો ખુદાના નીયમને સમજે નહી ત્યારે તે પોતાના પ્રતીનીધીની સચાઈની સાબેતી માટે તેની મારફતે ભવીશમાં બનનારી અનેક ખાસ ખાસ ગેબી બાબતોની પેશગોઈ ઝાહેર કરાવે કારણ કે નબીનો અર્થજ એ છે કે તે ખુદા તરફથી

ખાસ ગએબી બાબતો હાંસલ કરી લોકોને જાહેર કરે. જેમકે ખુદાતઆલા ફરમાવે છે **આલેમુલ ગયબે ફલા યુઝ હેરો અલા ગયબેહી અહદા ઈલ્લા મનિર તઝામિર રસૂલિન** એટલે ખુદા તે છે જે "જાણનારો ગયબનો છે. નથી સતા આપતો કોઇને બી પોતાના ગયબ ઉપર પણ તેને જેને તે રસુલ તરીકે પસંદ કરે" (૭૨×૨૬–૨૭) છતાં દુન્યાદારીમાં ચકચુર થયલા લોકો એ બાબતની બી દરકાર કરે નહી બલકે ખુદા તરફથી જે ગયબની બાબતો વીસે તેને વહી યા ઇલહામ થાય તેને તેઓ તેની પોતાની બનાવટ સમજે. ત્યારે એ વીસેબી ખુદાતઆલાએ એ નીયમ નીરમાણ કરયો છે કે જે ખુદાનો નબી યા રસુલ હોવાનો દાવો કરી ખોટી વહી યા ઈલહામ બયાન કરે તો તેને તે કતલ કરાવી નાખે. જેમકે તે ફરમાવે છે **વલવ તકવ્વલ અલયના બઅઝલ અકાવીલ લ અખઝના મિન્હો બિલ યમીન સુમ્મ લ કતઅના મિન હુલ વતીન.** એટલે "અગર તે (પેગમ્બર) અમારી ઉપર કેટલીક વાતો ઘડી કાહડે તો અલબત અમે તેને જમણા હાથે પકડયે પછી અમો અલબત તેના દીલની રગ કાપી નાખ્યે" (૬૯–૪૪ થી ૪૬) બાઈબલમાં બી ખુલ્લુ ફરમાવ્યું છે કે ખોટો પેગમ્બર કતલ થઇ જાય Any prophet who shows miracles but invites to unknown gods is a false prophet and shall be killed (Deut 13 1 to 5) જ્યારે લોકો ખુદાનો એ નીયમ બી ન સમજે તો પછી તેઓની સરકશી તોડવા અને તેઓની શુધ ઠેકાણે લાવવા તેનો નીરમાણ કરેલો નીયમ એ છે કે તેના પ્રતીનીધી મારફતે જાહેર કરાવ્યા મુજબ તરેહવાર કીસમની આફતો વરસાવવી શરૂ કરે જેમ કે તે ફરમાવે છે **મા કુન્ના મોઅઝ ઝેબી ન હત્તા નબ અસા રસૂલા** એટલે "અમો અઝાબ નથી કરતા જ્યાંસુધી કે એક રસુલને ઉભો કરયે" (૧૭×૧૫) હવે આ ઝમાનામાં હરેક કોમ ફરયાદ કરી રહી છે કે દીનદારી ઘટી ગઇ છે અને બદકારી વધી ગઈ છે અને હરેક કોમ પોતાના

પેગમ્બરની બીજીવારની પધરામણીની વકી રાખે છે. પણ તે સરવે પેગમ્બરો વફાત પામી ચુકા છે એટલે તેઓ પોતે તો પાછા આવી શકેજ નહી. પણ ઈસલામના મહાન પેગમ્બર (સ) દુન્યાની તમામ કોમોના પેગમ્બરોની સામટી સીફાતો ધરાવતા હોવાથી ખુદાતઆલાએ એઓની સીફાતો ધરાવનારા હઝરત મહેદી (અ) ને આ ઝમાનામાં ઝાહેર કરયો. એટલે એઓ આવ્યા તો ગોયા ઇસલામના મહાન પેગમ્બર (સ) પોતે આવ્યા. એ મુજબ દુન્યાની તમામ કોમોના પેગમ્બરોનો આવવાનો વાયદો પુરો થઈ ગયો. પછી મુશરીક લોકો માને યા ન માને. જેમકે ખુદાતઆલા ફરમાવે છે હોવલ્લ લઝી અર સલ રસૂલહૂ બીલ્લ હોદા વદીનીલ હકકે લેયુઝહ રેહુ અલ્લ દીને કુલ્લેહી વલવ કરેહલ્લ મુશરેકુન. એટલે "ખુદા તે છે કે જેણે પોતાના રસુલને હીદાયત અને ખરા મઝહબ સાથે મોકલ્યો એટલા માટે કે તે બીજા સરવે મઝહબો ઉપર ગાલેબ કરે અગર જો કે મુશરીક લોકો તેનાથી અણગમો રાખે" (૬૧×૯)

હવે આબાદ આગલા ઝમાનાના લોકોની ખસલત મુજબ આ ઝમાનાના લોકોએ બી એ પ્રતીનીધીનો ઇનકાર કરયો તેને ખોટો પાડયો અને તેની હશી મશકેરી કીધી અને તેને કતલ કરવાની અનેક કોશેશો બી કીધી. અગર એઓ ખોટા પેગમ્બર હતે તો કોરાને શરીફ તથા બાઈબલમાં નીરમાણુ કરેલા નીયમ મુજબ એઓ ઝરૂર કતલ થઇ જતે. પણ એઓ ખરા પેગમ્બર હોવાથી ખુદાતઆલાના ફ઼ઝલથી એઓનો એક વાલ વટીક વાંકો ન થયો અને એઓ આખી દુન્યા પર પોતાની સચાઇની અસંખ્ય સાબેતીઓ ઝાહેર કરી લગભગ ૮૦ વરસની ઉમરે આગમજથી જણાવેલા વખતે વફાત પામ્યા. ખુદાતઆલાએ પોતાના પસંદ કરેલા પ્રતીનીધી સાથે વરતવાના નીયમ મુજબ ભવીશમાં બનનારી અનેક કીસમની ગએબી પેશગોઇઓ એઓ મારફતે ઝાહેર કરાવી અને તે સરવે ખરી પડતી ગઇ છતાં જ્યારે લોકો

સમજ્યા નહી ત્યારે એઓ મારફતે જાહેર કરાવેલી અનેક કી-સમની આફતો વરસાવવી શરૂ કરી તે હજી ચાલુજ છે અને તે ચાલુજ રહેશે જ્યાં સુધી કે લોકો સત્યને કબુલ કરવા તૈયાર થશે નહી.

ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે વમન અઝલમો મિમ મનિફ તરા અલલ લાહે કઝે બન અવ કઝ્ઝ બ બેઆયાતેહી. ઈન્નહૂ લાયુફ લે હુઝ ઝાલેમૂન. એટલે "કોણ શખસ વધારે ઝાલીમ છે એ શખસથી જે અલ્લાહ ઉપર ખોટું બાંધે અથવા (કોણ શખસ વધારે ઝાલીમ છે) જે તેની (ખુદાની) નીશાનીઓને ખોટી પાડે. ખચીત તે ઝાલીમોને કામ્યાબ નથી કરતો" (૬×૨૧)

અત્રે ઝાલીમથી મુરાદ કાફર છે. ખુદાની નઝરમાં સૌથી મોટા કાફરો બે કીસમના શખસો છે. એક તો મોટો કાફર તે જે ખુદાના પ્રતીનીધી હોવાનો ખોટો દાવો કરે અને બીજી કી-સમનો મોટો કાફર તે જે ખુદાના ખરા પ્રતીનીધીને ખોટો પાડે. ખોટા પ્રતીનીધીની નીશાની એ કે તેની તઅલીમ ખુદા તરફ દોરવનારી ન હોય અને તે થોડીજ મુદતમાં કતલ થઇ જાય. જ્યારે ખુદાના ખરા પ્રતીનીધીની નીશાની એ કે તે પોતાનો દાવો પબલીકમાં જાહેર કરે. તેની તઅલીમ ખુદા તરફ દોરવ-નારી હોય. તે લોકોને પોતાને તાબે થવા ફરમાવે અને જ્યારે લોકો તેનો ઇનકાર કરે અને તેને હશી કાહડે ત્યારે તે પોતાની સત્યતા સાબેત કરનારી ભવીશમાં બનનારી ગયબી પેશગોઇ જા-હેર કરે અને તે ખરી પડે અને દીન પર દીન તેની તરકકી થતીજ જાય અને તેના જાહેર કરવા મુજબ લોકો ઉપર ખુદાનો અઝાબ વરસવો શરૂ થઈ જાય તો તેને વગર શકે ખુદાના ખરા પ્રતીનીધી તરીકે સ્વીકારી લેવો. એવો શખસ કદી બી ગુમરાહ યા ખોટો હોઇ શકેજ નહી. છતાં ફરઝે મહાલ તકરારની ખા-તર માનો કે તે ગુમરાહ યા ખોટો છે તો ખુદાતઆલા તેની

મારફતે ઝાહેર કરાવે છે કે કુલ ઇન ઝલલ તો ફ ઈન્નમા અઝિલ્લો અલા નફસી એટલે "તું કહે અગર હું ગુમરાહ છું તો બીજું કાંઈ નથી પણ એ કે હું ગુમરાહ મારા પોતાના નફસ ઉપર છું" (૩૪×૫૦) વલી ખુદાતઆલા ચેતવે છે કે વઈય્યકો કાઝેબન ફ અલયહે કઝેબોહુ વઈયકો સાદે કય યોસિબ કુમ બઅઝુલ લઝી યએદો કુમ એટલે "અને અગર તે ખોટો છે તો તેની ઉપર છે તેનો ખોટારો અગર તે સાચો છે તો તમોને કેટલોક તે (અઝાબ) પોહચશે જેનો કે તમોને વાયદો કરે છે (૪૦×૨૮)

આવી ખુલ્લી અને વગર જોખમની બાબત હોવા છતાં જે કોઈ ખુદાના પ્રતીનીધીને માનશે નહી અને ખુદાની રાહમાં એક નડતલ સમાન થઈ પડશે તેના વીસે ખુદાતઆલા ફરમાવે છે અલ લઝીના કફરૂ વ સદદૂ અન સબીલિલ્લાહે અ ઝલ્લ અઅમા લહુમ એટલે જે લોકોએ ઈનકાર કરયો અને અલ્લાહની રાહમાં નડતલ થયા તેઓના (નેક) આમાલ રદ જશે (૪૭×૧)

ખુદાતઆલા રબ્બિલ આલમીન હોવાથી આગલા ઝમાના ઓમાં હરેક કોમમાં પોતાના પ્રતીનીધીઓ મોકલી તેઓ ઉપર રૂહાની નેઅમતની નવાજેશ કરી હતી તેવીજ રીતે આ ઝમાના- માં બી તે રહેમાનો રહીમે કુલ જેહાંન ઉપર ફરી તેવી નેઅ- મત ઈનામ કરી છે. ખુદાતઆલા પોતાની ઇનામ કરેલી નેઅમત કદી બદલી નાખતો નથી જ્યાં સુધી કે લોકો પોતે પોતાની વર્તણુકથી તેને બદલી નાખે જેમકે તે ફરમાવે છે અન નલ લાહા લમ યકો મોગય્યેરન નેઅમતન અન અ મહા કવમિન હત્તા યોગય્યેરૂ માબે અનફોસેહિમ. એટલે ખ- ચીત અલ્લાહ નથી બદલતો એ નેઅમત જે તે કોઇ કોમ ઉ-

પર ઈનામ કરે છે જ્યાં સુધી કે તેઓ પોતાના નફ્સોમાં જે છે તે સાથે બદલી નાખે ( ૮×૫૩ )

કેટલાકોને ખુદાના પ્રતીનીધીની સત્યતાની ખાત્રી થવા છતાં દુન્યાદારી સંબંધોના લીધે તેને કબુલવા અને તેના સ્થાપેલા સીલસીલામાં શામેલ થવા બીહે છે તેવાઓને માટે ખુદાતઆલા ફરમાવે છે કે યા અય્યો હલ લઝીના આ મનૂત તકુલ લાહા વકૂનુ મઅસ સાદેકીન. એટલે "ઓ મોઅમીનો અલ્લાહનો ખોફ રાખો અને સાચાઓની જમાઅતમાં શામીલ થાઓ" ( ૯×૧૨૦ ) છતાં જેઓ માનશે નહી તેઓને મુઆ બાદ દોઝખમાં નાખવામાં આવશે ત્યારે તેઓ પસ્તાઈને ઘણા અફસોસ સાથે કેહશે કે વકાલૂ લવ કુન્ના નસ્મઓ અવ નઅકેલો મા કુન્ના ફી અસ્હાબિસ સઇર એટલે "અને તેઓ કહેશે અગર અમે સાંભલતે અથવા સમજતે તો અમો આગમાં બલનારાઓ માંહેલા ન થતે" ( ૬૭×૧૦ ) વલી ખુદા ફરમાવે છે વય લુંય યવ મએઝિલ લિલ મોકઝ ઝેબીન એટલે "તે દીને આફત છે ખોટો પાડનારાઓ માટે." ( ૭૭×૧૫ ) દોઝખમાં જ્યારે તેઓ ન મરશે અને ન અઝાબ ઓછો થશે ત્યારે તેઓ ગીરયા ઝારીથી પોતાને દોઝખમાંથી બાહેર કાઢવા પુકારશે તો ખુદાતઆલા તેઓને જવાબ દેશે અ વ લમ નોઅમ મિરકુમ મા યા તઝક્કરો ફીહે મન તઝક્ક ર વજાઅ કોમુન નઝીરો. ફઝૂખૂ એટલે "શું અમોએ તમોને (પુરતી) ઉમર ન આપી હતી કે જે કોઇ તેમાં નસીહત લેવા ચાહતે તો નસીહત લેતે? અને તમારી પાસે ચેતવણી આપનાર આવ્યો હતો (તેનો માની લેતે) માટે (હવે અઝાબ) ચાખો." (૩૫×૩૫–૩૬).

છેલ્લે એ દુઆ છે કે વસ્સલામો અલા મનિત્ત બ અલ હોદા. એટલે "સલામતી હોજો તેના ઉપર કે જે હીદાયતની પેરવી કરે."

સમાપ્ત.

# ભાગ ૧ લો.

## શુદ્ધીપત્ર.

| પાને | લાઇન | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૬૦ | ૯ | ઇસલામી | ઇમલામી |
| ૬૪ | ૮ | તરફનો | તરફને |
| ૭૬ | ૨૨ | જેનો | જેને |
| ૭૮ | ૩ | તેથી | તેથા |
| ૭૯ | ૨ | તેઓને | તેઆને |
| ૭૯ | ૧૫ | ૧૯૧૬ | ૧૦૧૬ |
| ૮૬ | ૧૫ | ઇસા (અ) | સા (અ) |
| ૯૧ | ૨૮ | એ અથ | એર્થ |
| ૯૨ | ૨ | અર્થ | એ અથ |
| ૧૧૬ | ૧૧ | યહીમ | યહીન |
| ૧૨૬ | ૨૫ | ઉલટી સુલટી | ઉલટા સુલટા |
| ૧૨૯ | ૮ | થવું | થલું |
| ૧૩૨ | ૪ | મુજબના | મુજબમાં |
| ૧૩૭ | ૧૩૬ માં પાનાનું લખાણ | | પાને ૧૩૭ માં છે |
| ૧૫૩ | ૧૭ | જેવી | વી |
| ૧૬૪ | ૨ | જરમન | જમન |
| ૧૭૮ | ૧ | ખૈરૂલ | ખરૂલ |
| ૧૮૯ | ૧૬ | બીજા | બાજા |
| ૨૧૦ | ૧૫ | આખેરતના | આખેતરના |
| ૨૪૧ | ૧૪ | and | ond |
| ૨૪૫ | ૧૯ | ઇશરાત | ઇફ્રાન |
| ૨૪૭ | ૨૫ | તઅલીમ | તઅલમ |
| ૨૫૨ | ૧૩ | બદલવા ચાહે છે | બદલવા |

# ભાગ ૨ જો.

## શુદ્ધીપત્ર.

| પાને | લાઇન | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૨૧ | ૮ | ઉજરત | ઉઝરત |
| ૨૯ | ૧ | એ દહીકાનો | એદ હીકાનો |
| ૨૯ | ૨૪ | દોઝખની | દાઝખની |
| ૩૪ | ૧૬ | ( લોકોને ) | ( લોકોને |
| ૩૬ | ૨૧ | બખશીશ | બખશાશ |
| ૩૯ | ૨ | ફેલાયલો | ફેસાયલો |
| ૩૯ | ૧૦ | રાખનારાઓ | કરનારાઓ |
| ૫૧ | ૮ | કરે તો | કરે |
| ૫૨ | ૧૪ | સવાબ | સબાબ |
| ૫૪ | ૬ | ઇજ્બને | ઇજાને |
| ૫૪ | ૧૮ | જવાબ | હીસાબ |
| ૫૬ | ૪ | મોઅમીનોનો | મોઅમીનનોનો |
| ૬૧ | ૧ | સારી સારી | સારીસા |
| ૮૦ | ૩ | ખુદાના | ખુદના |
| ૮૮ | ૧૯ | માર્ગ | માગ |
| ૯૮ | ૧૭ | જેને | જને |
| ૧૫૨ | ૨ | હકકે | હક્ક |
| ૧૫૭ | ૯ | પુનત | પુનત |

# ભાગ બીજો.

## હદીસોનુ સાંકળ્યું.

# ભાગ બીજો.

તમામ દુન્યા માટેના

મહાન

# પેગમ્બરના મુબારક ફરમાનો.

બિસમિલ્લાહ હિર રહમા નિર રહીમ

નહમદહુ નુસલ્લી અલારસુલહિલ કરીમ

## ઈસલામ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

"ઈસલામ આ છે કે તું શાક્ષી આપે કે અલ્લાહ સીવાય કોઇ પુજ્ય નથી. અને મોહમદ (સ) અલ્લાહના રસુલ છે. અને નમાઝને કાયમ રાખે. અને ઝકાત આપે, અને રમઝાનમા રોઝા રાખે. અને બૈતુલ્લાહની હજ કરે જો તને તેના માર્ગની શકતી હોય તો" આ હઝરતે (સ) જીબરઈલ (અલે) ને ફરમાવ્યું જ્યારે તેવણુ એક ઈનસાનના રૂપમાં આવ્યા ત્યારે. ફરી જીબરઈલે જવાબ આપ્યો સાચું કહ્યું. જીબરઈલે પુછ્યું હવે મને ઇમાન વીસે ખબર કરો. હઝરત (સ) ફરમાવ્યું કે તે આ છે કે તું ઇમાન લાવે અલ્લાહ પર તથા તેના ફીરેશતાઓ પર તથા તેની કીતાબો પર તથા તેના પેગમ્બરો પર તથા પાછલા દીવસ (કયામત) પર અને તું ઇમાન

લાવે ભલી ને બુરી તકદીર પર. જીબરઈલે જવાબ આપ્યો તેં સાચું કહ્યું. જીબરઈલે પુછયું હવે મને એહસાનની ખબર કરો. હઝરતે (સ) ફરમાવ્યું તે આ છે કે તું તેના બંદગી એવી રીતે કરે જાણે કે તેને (અલ્લાહને) જુએ છે પણ જો તું તેને એવી રીતે જોઈ નથી શકતો તો એમ જાણ કે તે તને જુએ છે. જીબરઈલે પુછયું હવે મને કયામતની ખબર કરો. હઝરતે (સ) ફરમાવ્યું કે સવાલ થયલો તેના વીસે સવાલ કરનારથી વધારે જાણકાર નથી. (પણ કેટલીક નીશાનીઓ જણાવી. (બુખારી અને મુસલીમ)

શું તેં જાણ્યું નથી કે જે ઈસલામ કબુલે છે તેના આગલા ગુનાહ માફ થાય છે અને હીજરતથી તેના આગલા ગુનાહ માફ થાય છે અને હજથી તેના આગલા ગુનાહ માફ થાય છે. (મુસલીમ.)

જે કોઇ સારી રીતે ઈસલામમાં આવ્યો તો જે તેણે કુફ્રમાં (ગુનાહ) કર્યા તે ઉપર તે પકડાશે નહી. અને જેણે ઇસલામમાં બુરાઈ કરી તો આગલા પાછલા બંને ગુનાહોની પકડ થશે. (બુખારી મુસલીમ)

જ્યારે તમારામાંના કોઇએ પોતાના ઇસલામને સણગાર્યું તો જે નેકી કરશે તે દસથી તે સાતસો ઘણી લખાશે. અને જે બદી કરશે તે તેટલીજ લખાશે તે આટલા સુધી કે ખુદાની મુલાકાત કરે. (બુખારી મુસલીમ)

## ઈમાન.

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

ત્રણ ચીઝો જેનામાં હશે તે ઈમાનનો મીઠાશ મેલવશે. (૧) આ કે જેની નઝદીક અલ્લાહ તથા રસુલ સરવે જહાનથી વધારે પ્યારા હોય (એટલે દુન્યાની કોઇ ચીઝ કરતાં ખુદા અને તેના રસુલના ફરમાનોને વધારે પ્યારા જાણે) (૨) આ કે કોઈ શખસની સાથે મોહબત કરે તો તે અલ્લાહનેજ માટે કરે (એટલે

મોહબ્બતમાં દુન્યાનો લગાવ રાખે નહી ) ( ૩ ) આ કે અલ્લાહે કુફ્રથી છોડાવ્યા પછી તેમાં પાછું જવાને જેમ આગમાં પડવું નાપસંદ કરે છે તેવી રીતે નાપસંદ જાણે ( એટલે આગની જેમ કુફ્રથી દુર રહે. ) ( બુખારી મુસલીમ )

તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે તમારામાનો કોઇ પુરા ઇમાનદાર થતો નથી જ્યાં સુધી કે હું તેની નઝદીક તેના બાપથી અને તેના છોકરાથી વધારે વાહલો નહિ હોઉં ( એટલે માબાપ તથા અવલાદ કરતાં ખુદાના રસુલના ફરમાનોને વધારે પ્યારૂં જાણવું ). ( બુખારી )

જેણે દોસ્તી રાખી કોઈ સાથે વાસ્તે અલ્લાહને અને જેણે દુશમની રાખી કોઇ સાથે વાસ્તે અલ્લાહને અને જેણે આપ્યું અલ્લાહને વાસ્તે અને જેણે ન આપ્યું અલ્લાહને વાસ્તે તો અલબત્તા તેણે પોતાનો ઇમાન બરાબર સાચવ્યો. ( અબુ દાઉદ )

એક ઇમાનદાર બીજા ઇમાનદાર માટે ઇમારત સરખો છે કે તેનું એક બીજાને પુસ્ટી આપે છે. ( બુખારી મુસલીમ )

ઇમાનવાલો ઇમાનવાલાનો ભાઈ છે. ( મુસલીમ )

તમારામાંથી કોઇનું બી ઇમાન કામીલ ન થશે જ્યાં સુધી પોતાના મુસલમાન ભાઈ શારૂ તે ચીઝને પસંદ ન કરો જે પોતાના શારૂ પસંદ કરો છો. ( મીશકત )

જ્યારે નેકી કરવાથી તારૂં દીલ ખુશ થાય અને ગુનાહ કરવાથી નાખુશ થાય ત્યારે તું ( એમ સમજ કે તું ) ઇમાનવાલો છે. ( મીશકાત )

તમારામાંનો કોઈ બુરી વાત ( શરીઅત વિરૂદ્ધ ) જુએ તો તેને જોઇએ કે તે તેને પોતાના હાથથી બગાડે ફરી જો શકતી ન હોય તો ઝબાનથી ( તેની બુરાઈ લોકોને બયાન કરે ) ફરી જો શકતી ન હોય તો તેને દીલથી ( બુરૂં જાણે ) અને આ ( ત્રીજી બાબત ) ઘણો ઝઇફ ( નબલો ) ઈમાન છે ( શરીઅત

વીરૂદ્ધ કામને દીલથી બુરૂં ન જાણે તો તેનામાં કાંઈ પણ ઇમાન નથી. ) ( મુસલીમ )

નીરબલ ઈમાનદાર કરતાં મઝબુત ઈમાનદાર અલ્લાહની નઝદીક ઘણો બહેતર તથા પ્યારો છે અને દરેક ઇમાનદારમાં બહેતરી છે. જે વસ્તુ તને લાભ આપે તેમાં લોભ કર અને અલ્લાહની મદદ માંગ અને ન થાક અને જો કોઈ વસ્તુ ( દુખ મુસીબત ) પોંહચે તો એમ ન કહે જો હું ફલાણું કરતે તો આવું આવું થાતે પણ એમ કહે કે ખુદાએ એમ ઠેરવ્યું હતું તથા તેણે ચાહ્યું તે થયું કારણ કે જો નો શબ્દ શેતાની કામનો દરવાજો ખોલે છે. ( મુસલીમ )

ઇમાનદારને ( ગુનેહગાર ઠરાવવા ) આટલું જુઠું બસ છે કે તે જે સાંભલે તે બયાન કરે ( એટલે કોઇ જુઠી વાત વગર તપાસ કરે બયાન ન કરવી જોઇએ ) ( બુખારી )

ઈમાનદાર એક સુરાખથી બેવાર દંખ ખાતો નથી. (એટલે મોઅમીન તે કે જે દીનના કામમાં બીજીવાર ભુલાવો ખાતો નથી ) ( બુખારી મુસલીમ )

ઓ ખતાબના દીકરા ! જા લોકોમાં પુકાર કર કે બેશક મોઅમીન સીવાય કોઈ જંનતમાં જશે નહી. ( એટલે ખરો ઈસલામ સ્વીકારનારાઓ સીવાય કોઇ જંનતમાં દાખલ થશે નહી. ( મુસલીમ )

ખચીત જ્યારે કાફ્ર સારૂં કામ કરે છે તો તેને લીધે દુન્યામાં તેને રોઝી વધે છે પણ ઈમાનદાર માટે ખચીત અલ્લાહ તેની નેકીઓને આખેરતમાં જમા રાખે છે. અને તેની બંદગી ઉપર તેને દુન્યામાં પણ રોઝી આપે છે. ( મુસલીમ )

ઈમાનવાલાનો અજબ મામલો છે તેના તો દરેક કામમાં લાભ છે અને ઈમાનવાલા સીવાય બીજા કોઇને એ નથી. જો તેને ખુશી પોંહચે તો શુકર કરે તો તેના માટે બહેતર છે અને

જો તેને દુઃખ પોહચે તો તે સબર કરે તો તે તેના માટે બહેતર છે. (મુસલીમ)

કોઈ પણ ( મોઅમીન ) મુસલમાનને દરદ, મહેનત, મશકત, બીમારી, ઈઝા અને ગમ પોંહચે તે એટલા સુધી કે તે કંઈ ફીકરમાં પડે તો તેથી અલ્લાહ તેના ગુનાહોને દુર કરે છે. ( મુસલીમ )

મોઅમીનોનો આપસમાં મોહબત કરવાનો તથા દયા કરવાનો દાખલો એક શરીર સરખો છે. જ્યારે શરીરનો કોઇ ભાગ બીમાર પડે છે તો બાકીના ભાગો ઉજાગરામાં તથા તાપમાં ભેગા થાય છે. ( એવી રીતે મોઅમીનોએ આપસમાં સુખ દુખમાં ભાગ લેવું. ) ( મુસલીમ )

આખેરતમાં એવા દરજ્જા છે કે ઇનસાન જે વખતે તેને જોશે તો આરઝુ કરશે કે કાશ મારૂં બદન કાતરથી રેઝા રેઝા થતે કે તેથી આ મને મલતે અને એ દરજ્જા બંદો પોતાના આમાલના સબબથી પામી શકતો નથી પણ જે લોક કે દુન્યામાં બલાની અંદર મુબતેલા થાય છે તેઓના માટે એ દરજ્જા છે.

મારી ઉમતમાં દસ માણુસ એવા છે કે ઈમાનનો દાવો કરે છે ( પોતાને મોઅમીન કહે છે ) પણ હકીકતમાં તેઓ ઇમાન નથી રાખતા. (૧) તારકુસ સલાત ( એટલે નમાઝ ન પઢનાર ) (૨) માનેઉઝ ઝકાત ( ઝકાત ન આપનાર ) (૩) વ્યાજ ખાનાર (૪) ઝીના કરનાર (૫) શરાબ પીનાર (૬) ચુગલી ખાનાર (૭) લોકોમાં ફીતનો નાખનાર (૮) ગીબત કરનાર (૯) પાડોસીને દુખ આપનાર (૧૦) ઝાલીમોને ઉસકેરનાર.

" જે કોઇ મોઅમીન અથવા મોઅમેનાને તેની મુફલસી અને નાદારીના સબબથી તેઓને ખ્વાર તથા હકીર ( હલકા ) રાખે અને તેને કદર કરવા લાયક ન સમજે તો હક તઆલા કયામતના દીને

તેને તમામ ભેગા થયલા લોકોની દરમ્યાન રૂસ્વા અને ખ્વાર કરશે,"

"ખુદા પાસે મુકર્રબ ફીરેશતા કરતા મોઅમીનની બુઝરગી વધારે છે. અને કોઈ ચીઝ એવી નથી કે તેને ખુદાએ તઆલા તોબા કરેલા મોઅમીન કરતાં વધારે દોસ્ત રાખતો હોય. અને આસમાનવાલાઓ મોઅમીનને એવી રીતે ઓલખે છે કે જેમ કોઈ પોતાના ફરઝંદ અને ઘરના માણસોને ઓલખે છે.

## નમાઝ.

### હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

બંદા અને કુફ્રમાં નમાઝનું છોડવું છે (નમાઝ છોડવાથી મુસ્લમાન અને કાફરમાં ફરક રહેતો નથી.) (મુસલીમ)

હુકમ કરો પોતાની અવલાદને નમાઝ શારૂ જ્યારે સાત વરસનો થાય અને દસમે વરસે નમાઝ છોડે તો તેઓને મારો. અને તેઓના બીછાના જુદા કરો (એ ઉમર પછી ભાઈ બેન તથા છોકરા છોકરીને સાથે સુવાડો નહી.)

કયામતના દીને સૌથી પેહલે બંદા પાસેથી નમાઝનો હિસાબ લેવામાં આવશે.

વારૂં તમો બતાઓ જો તમારા કોઇના દરવાજા પર નહેર હોય ને તેમાં દરરોઝ પાંચ વખત ગુસલ કરે તો શું તેનો મેલ કંઈ રહેવાનો? અસહાબોએ અરઝ કરી કે નહી. ત્યારે હઝરતે (સ) ફરમાવ્યું કે નમાઝની એવીજ મીસાલ છે. (જેવી રીતે દરરોઝ પાંચ વખત નહાવાથી બદન ઉપર મેલ રહેતો નથી તેવી જ રીતે પાંચ વખતની નમાઝથી ગુનાહ રહેતા નથી પણ જેમ ફકત પાણી નાખી દેવાથી મેલ છુટતો નથી બદનને મસલવું જોઇએ તેવીજ રીતે નમાઝ પણ સમજીને અદબથી આજીઝીથી હુઝુર દીલથી પરવરદીગારની સાંબે હાઝર થઈ અરઝ કરતાં હોઇએ તેવી રીતે પઢીએ તોજ દીલમાંથી ગુનાહનો મેલ દુર થાય).

(બુખારી મુસલીમ)

જ્યાને ઇમામ આમીન કહે તો તમો પણ આમીન કહો કારણ કે જેનું આમીન કહેવું ફીરેશતાઓના આમીન કહેવા માફક થશે તો તેના આગલા ગુનાહ બખશાઇ જશે.

( બુખારી મુસલીમ )

શું તમારામાંનો કોઇ ડરતો નથી કે જ્યારે ઇમામથી પ્રથમ ( નમાઝમાં ) માથું ઉઠાવશે તો અલ્લાહ એના માથાને ગધેડાના માથા સરખું બનાવશે ( નમાઝમાં નમાઝ પઢાવનાર ઇમામથી કોઇબી કામ પહેલે ન કરવું જોઇએ. ) ( બુખારી મુસલીમ )

જ્યારે તમો તકબીર સાંભલો તો આસ્તેથી બોજની સાથે નમાઝ માટે ચાલો અને દોડો નહી. ફરી જેટલી રકઅત મલે તે પઢો અને જેટલી ગઇ હોય તે પુરી કરો. ( બુખારી મુસલીમ )

જ્યારે તમારામાંનો કોઇ મસજીદમાં જાય તો કહો "અલ્લાહુમ્મ ફતહલી અબવાબ રહમતેક" ( ઓ અલ્લાહ તું મારે માટે રહેમતના દરવાઝા ખોલ ) અને જ્યારે નીકલે તો કહે "અલ્લાહુમ્મ ઇન્ની અસઅલોક મીન ફ્દલેક" ( ઓ અલ્લાહ ખચીત હું તારેથી તારો ફઝલ માગું છુ. ( મુસલીમ )

જ્યારે તમારામાંનો કોઈ મસજીદમાં દાખલ થાય તો તે બેસવા પહેલાં બે રકાત નમાઝ ( તહીયતુલ મસજીદની ) પઢે.

જે કોઈ અલ્લાહને માટે મસજીદ બનાવે અલ્લાહની રઝામંદી ચાહવાને માટે તો અલ્લાહતઆલા તેને માટે તેવું ઘર જંનતમાં બનાવશે. ( બુખારી મસલીમ )

મસજીદમાં થુકવું ગુનાહ છે અને તેને માટીમાં ઢાંકવું તે ગુનાહનો ઉતાર છે. ( બુખારી મુસલીમ )

જે કોઇએ પોતાના ઘરમાં વઝુ કે ગુસલ કરયું ફરી અલ્લાહની ફરઝ અદા કરવા માટે અલ્લાહના ઘરોમાંથી કોઇ મસજીદમાં ગયો તો તેના ડંગા આવી રીતે થશે કે એક પગલાથી ગુનાહ મટશે અને બીજાથી મરતબો વધરો. ( મુસલીમ )

જે કોઈ સવાર સાંજ મસ્જીદમાં આવ્યા કરશે તો અલ્લાહ તેને માટે જંનતમાં સવાર સાંજ મહેમાની તૈયાર કરશે.

( બુખારી મુસલીમ )

સરવે ઝમીન મસજીદ છે ( દરેક જગાએ નમાઝ પઢી શકાય છે ) સીવાય કબ્રસ્તાન તથા હમામખાનું.

( તીરમઝી અબુ દાઉદ )

અઝાન દેનારા ( ખુદા ખાતર જે લોકો અઝાન આપે છે તે ) કયામતના દીને ( બીજા ) લોકો કરતાં લાંબી ગરદન વાલા ( ઈઝતવાલા ) થશે. ( મુસલીમ )

અઝાનમાં તથા પેહલી સફ્મા જે સવાબ છે તેને જો લોકો જાણી લે ફરી તે ચીઠી નાખવા વગર નહી મળે તો તેઓ ચીઠી નાખતે. અને ઝોહરના પેહલા વખતમાં નમાઝ પઢવાનો જે સવાબ છે તેને જો જાણતે તો દોડાદોડી કરતે અને ઈશા અને સુબોહની ( જમાઅતની ) નમાઝમાં જે સવાબ છે તેને જો જાણી લે તો ઢગરા ઘસતા પણ આવતે. ( બુખારી મુસલીમ )

જયારે તમે અઝાન દેનારનો અવાઝ સાંભલો તો જેમ તે તે કહે છે તેમ કહો ફરી મારી પર દરૂદ પઢો કેમકે જે શખસ મારા પર એક વાર દરૂદ પઢે છે તેનાપર અલ્લાહ દસવાર રહેમત મોકલે છે ફરી તમો મારે માટે અલ્લાહથી વસીલો માગો ખચીત તે એક ઉમદા ઠેકાણું છે જંનતમાં અને ખુદાના બંદાઓ માંથી એકજ બંદાને યોગ્ય છે અને હું આશા રાખું છું કે તે હુંજ થઈશ તો જે મારે માટે ( અઝાન પછી ) વસીલો માંગશે તેને માટે મારી શફાઅત ઝરૂર થશે. ( મુસલીમ )

જે કોઇ અઝાન સાંભલીને કહેશે " અલ્લા હુમ્મ રબ્બ હાઝેહિદ દઆવતીત તામ્મતે વસ્સલા તીલ કાએમતં આતે મોહમ્મ દનીલ વસી લ ત વલ ફઝી લ ત વબઅસહો મકામે મહમુદની લ્લઝી વઅદ ત હુ " તો તેને માટે કયામતમાં મારી શફાઅત પોહચશે. ( બુખારી )

નમાઝમાં તમો સફ સીધી રાખો કારણ કે સફ સીધી કરવી નમાઝને સંપુરણ કરે છે. (બુખારી મુસલીમ)

ઝરૂર તમો તમારી સફો બરાબર કરો (વચમાં જગા ન રાખો) નહી તો ખુદા તમારા દીલોમાં પુટ નાખશે.
(બુખારી મુસલીમ)

શું છે મને કે હું તમને જોઉં છું તમોએ ઘણી તાલીઓ વગાડી. જે કોઇને કોઇ ચીઝ નમાઝમાં ઝરૂરત જેવી ઝાહેર થાય (એટલે ઇમામને નમાઝમાં કાંઇ ચેતવણી આપવાની ઝરૂર પડે) તો જોઇએ કે તસબીહ (સુબહાન અલ્લાહ) કહે કારણ કે જ્યારે સુબહાન અલ્લાહ કહ્યું તો તેના તરફ ધ્યાન અપાશે. અને તાલીઓ વગાડવી તો ઓરતો માટે છે. (બુખારી મુસલીમ)

જ્યારે કોઇ નમાઝમાં ઉંઘે તો તેનો જોઇએ કે સુઇ જાય ત્યાં સુધી કે તે (શું પઢે છે) તે જાણે. (ઊંઘણસી હાલતમાં નમાઝ ન પઢવી જોઇએ. (બુખારી)

જ્યારે ખાનું તૈયાર હોય અને નમાઝની તકબીર થઇ હોય તો તમો ખાનાની પેહેલ કરો (પેહલે ખાઇ ને ફરાગત થઇ પછી ચેનથી નમાઝ પઢો.) (બુખારી મુસલીમ)

ખાનું હાઝર હોય તો નમાઝ (પેહલે પઢવી) નહી અને જાય ઝરૂર (એટલે પાયખાનઃ પેશાબની) ઝરૂરત હોય તો (પેહલે નમાઝ પઢવી) નહી. (મુસલીમ)

જો નમાઝ પઢનારની આગલથી ચાલી જનાર જાણી લે કે તેના પર (કેટલો અઝાબ) છે તો તેની આગલથી ચાલી જવા કરતાં ત્યાં થોભવું ચાલીસ (વરસ કે મહીના કે ઘડી) બહેતર થાત. (તેની આગલ જો લાકડી વગેરેની આડ હોય તો ગુનાહ નથી) (બુખારી મુસલીમ)

જુમાના દીવસે ગોસલ કરવું દરેક બાલેગ શખસ ઉપર વાજીબ છે અને મીસવાક (દાતણ) કરવું તથા ખુશબો લગાડવી જો મલી આવે. (બુખારી મુસલીમ)

જ્યારે જુમાના દીવસે ઇમામ ખુતબો પઢતો હોય અને તું તારા સાથીને કહે "તું ચુપ રહે" તો તેં નકામી વાત કરી.

ખચીત જુમા (ની નમાઝ) ને છોડવાથી લોકો બાઝ રહે નહી તો ઝરૂર અલ્લાહ તેઓના દીલો પર ગોહર કરશે ફરી ઝરૂર તેઓ ગફલત કરનારાઓમાંના થશે. (મુસલીમ)

જેણે વગર કારણે ત્રણ જુમા (ની નમાઝ) છોડી તે મુનાફેક છે.

જે કોઈ જુમાના દીવસે ગોસલ કર્યું અને તેનાથી બની આવે તેટલી સફાઈ કરી ફરી તેલ લગાડયું અથવા ખુશબો લગાડી ફરી તે સુરજ નમતા (મસજીદે) ચાલ્યો અને બેઠેલામાં જુદાઈ પાડી નહી (એટલે સફ ચીરી નહી) ફરી તેના નસીબમાં હતી તેટલી નમાઝ પઢી ફરી જ્યારે ઇમામ નીકલ્યો ત્યારે ચુપ રહ્યો તો તે જુમાથી બીજી જુમા સુધી તેની બખશીશ થઈ. (બુખારી)

જ્યારે જુમાને દીવસ હોય છે તો મસજીદના સરવે દરવાઝા ઉપર ફીરેશતા હોય છે તેઓ પેહલે આવનારને લખે છે ફરી બીજાને ફરી જ્યારે ઇમામ બેસે છે તો તેઓ કાગલ્યા વાલી ને ખુતબો સાંભલવા આવે છે. (બુખારી મુસલીમ)

નમાઝમાં દોઆ વખતે આસમાન તરફ આંખ ઉઠાવ્યાથી લોકો ઝરૂર અટકે, નહી તો ઝરૂર તેઓની આંખો છીણવાઇ જશે. (મુસલીમ)

આ સદકો છે (સફરમાં અમન હોવા છતાં કસર નમાઝ પઢવી તે) અલ્લાહે તમારા પર એનો સદકો કર્યો માટે તમે તેના સદકાંને કબુલ કરો. (મુસલીમ)

જ્યારે તું સીજદો કરે તો તારી હથેલીઓને ઝમીન ઉપર રાખ અને કોણીઓને (ઝમીનથી) ઉંચે રાખ. (મુસલીમ)

તમે સીજદામાં ઠીક બરાબર થાઓ ( એટલે ઝડપમાં માથું મારી ઉચકી ન લેઓ ) અને તમારામાંનો કોઈ પોતાના હાથ ને કુતરાના બીછાવવા પ્રમાણે બીછાવે નહી ( સીજદામાં કોણી ઝમીનથી અને પેટ ને રાનથી જુદા રાખે ). ( બુખારી મુસલીમ )

ખુના મરકીના વખતમાં ઇબાદત કરવી તે મારા તરફ હીજરત કરવા સરખી છે. ( મુસલીમ )

તું ઉભો રહીને નમાઝ પઢ, ફરી જો શક્તિ ન હોય તો બેસીને પઢ, ફરી જો બેસવાની શક્તિ ન હોય તો લેટીને પઢ. ( નમાઝ વીસે દરેક મુસલમાન મરદ યા ઓરતને એવી સખત તાકીદ ફરમાવવામાં આવી છે કે તે તંદરોસ્ત હોય યા બીમાર ઘરમાં હોય યા સફરમાં સુલેહની જગામાં હોય યા જંગના મેદાનમાં છતાં એ ફરઝ બરાબર અદા કરવી. આપણે ખુદા તરફની એ ફરઝ અદા કરયે યા નહી તેથી ખુદાને કશોએ લાભ યા નુકશાન નથી. લાભ યા નુકશાન આપણને પોતાનેજ છે. બલકે આપણાપર ખુદાતઆલાએ આ ફરઝ મુકરર કરી તે માટે આપણે સાંબો તેનો આભાર માનવો જોઇએ કારણ કે નમાઝ ખુદાતઆલા સાથે એક મુલાકાત છે. અને એ દરમ્યાન આપણને આપણા ગુનાહોની માફી ચાહવા તથા દીન દુન્યાની ભલાઈ ચાહવા માટેની તક બક્ષવામાં આવે છે. એ કાંઈ જેવી તેવી નેઅમત છે? ઘણાખરા લોકો નમાઝનો અર્થ તથા તેનું કારણ સમજતા નથી જેથી તેઓને નમાઝ પઢવા ભારી લાગે છે અને પઢે છે તો જલદી જલદી પઢી જાણે મોટો ભાર ઉતારવો હોય તેમ એ ફરઝ પતાવા કાહડે છે પણ જેઓ નમાઝનું અર્થ તથા તેનું કારણ સમજે છે તેઓને માટે એ એક બેમુલ દીન દુન્યાનો ખઝાનો છે. થોડા થોડા કલાકે ખુદાતઆલાની હુઝુરમાં હાઝર થવું છે એવો પુરેપુરો એકીન રાખ્યાથી દીલ નરમ થાય છે જેથી તે ગુનાહ કરતાં અટકે છે. આખેરતનો ખોફ તથા બહેતરીની ઉમેદ દીલમાં ઉત્પન થાય છે તેથીજ ખુદાતઆલાએ ઈનસાનની બહેતરી માટે

એ ફરજ તેનાપર મુકરર કરી છે. બીમારીમાં સફરમાં તથા જંગના મેદાનમાં યા કોઈબી ભયના વખતમાં બી એ ફરજ તરક કરવાનો હુકમ નથી કારણ તે વખતે તો ખુદાતઆલાની મદદની ખાસ વધારે ઝરૂર હોય છે. ઈનસાન એવે ટાંકણે ખાવા પીવાને તો ચુકતો નથી તો નમાઝ ઉભા રહી ને યા બેસીને યા સુઇને બજાવવામાં શું હરકત છે ? પણ જે શખસ નમાઝનું મુળ કારણ સમજી લે છે તે કોઈ બી ટાંકણે કોઈ બી જોગ કરીને બી એ ફરજ બજાવી લે છે કારણ કે તે સારી પેઠે એકીન રાખે છે જે એમાં તેની પોતાનીજ બહેતરી છે. પણ જેઓ નમાઝનું અસલ કારણ સમજતા નથી તેઓ નમાઝ પઢવાની દરકાર કરતા નથી અને પઢે છે તો બેધ્યાનપણે ઉતાવલે. કે જે નમાઝ ખુદાને કબુલ નથી જેથી પોતાનુંજ દીન દુન્યામાં નુકસાન કરી બેસે છે. ખુદાતઆલાએ ઈનસાનને ખાસ તેની ઈબાદત માટેજ પેદા કર્યો છે માટે જે કોઈ એ ફરજ બજાવશે નહી તે આખેતરમાં સખત ગુનેહગાર ઠરસે. ) ( બુખારી )

જ્યારે સુરજની કોર નીકલે તો નમાઝ પઢો નહી સુરજ નીકલી આવે ત્યાં સુધી થોભો અને જ્યારે સુરજની કોર ડુબે તો તમો નમાઝ પઢો નહી અને ડુબવા સુધી થોભો ( સુરજ ઉગતી વેલા તથા અસ્ત પામતી વેલાએ નમાઝ પઢવી હરામ છે) ( બુખારી મુસલીમ )

જ્યારે તમારામાંનો કોઈ પોતાની નમાઝમાં શક કરે ( રકાત વગેરેમાં ભુલની ) તો તે ઠીક વાતની અટકલ કરે ફેરી તે પર આધાર રાખી ને બે સીજદા ( સહોના ) કરે.

તમારામાંનો કોઈ લોકોને નમાઝ પઢાવે તો તે હલકી ( ટુંકી ) નમાઝ પઢે કારણ કે તેઓમાં નીરબલ માંદા અને ઝઈફ લોકો હોય છે અને જ્યારે એકલો પોતાને માટે નમાઝ પઢે તો ગમે તેટલી લંબાવે. ( મુસલીમ )

ખચીત હું નમાઝમાં દાખલ થાઉં છું અને તેને લંબાવ-વાનો વીચાર કરૂં છું ફરી બચ્ચાંના રડવાનો અવાઝ સાંભલું છું ફરી તેના રડવાથી તેની માના રંજ થવાને હું જાણું છું તેથી તેને ટુંકા કરૂં છું. (બુખારી મુસલીમ)

અફઝલ નમાઝ તે છે કે જેમાં લાંબું કેયામ ( ઉભુ રહેવું ) હોય. ( મુસલીમ )

કોઈ પણ મુસલમાન બંદો દરરોજ ફરઝ સીવાય બાર રકાત નફલ નમાઝ અલ્લાહને માટે પઢશે તો તેને માટે જનંતમાં ઘર બંધાસે ( એ બાર રકાત સુનત નમાઝ છે. બે સુબ્હની, છ ઝોહરની બે મગરીબની અને બે ઈશાની )

ઓ અબદુલ્લાહ ! તું ફલાણા જેવો નહી થા કે તે રાતના ( તહજુદની નમાઝ શારૂ ) ઉઠતો હતો ફરી તેણે રાતનું ઉઠવું તજ્યું. ( બુખારી મુસલીમ )

વધારે પસંદ અમલો અલ્લાહ પાસે તે છે જે હમેશા થનાર છે અગર જો તે ( ભલે ) થોડા હોય. ( મીશકાત )

અબદુલ્લાહ સારો માણુસ છે જો તે તહજુદની નમાઝ પણ પઢતો હોય. ( બુખારી મુસલીમ )

શું હું તમને એવી ચીઝ નહી બતાવું કે જે તમારેથી આગળ થયા તેઓના મરતબાને મેલવો અને જે તમારેથી પાછલ છે તેઓથી તમો વધી જાઓ અને જે તમે કર્યું તેવું જે કરે તેના સીવાય કોઈ તમારેથી અફઝલ થશે નહી ? સહાબાએ કહ્યું કેમ નહી ? ( એટલે અમને બતાવો ) હઝરતે ( સ ) ફરમાવ્યું કે દરેક નમાઝ પછી ૩૩-૩૩ વાર સુબહાન અલ્લાહ અલ હમ્દો લીલ્લાહ અલ્લાહો અકબર કહો. ( બુખારી મુસલીમ )

જ્યારે તમો ફજરની નમાઝ પઢો તો સુરયની ઉપલી કોર નીકલે ત્યાં સુધી તેનો વખત છે ફરી જ્યારે ઝોહરની નમાઝ

પઢો તો અસર આવે ત્યાં સુધી તેનો વખત છે અને જ્યારે અસરની નમાઝ પઢો તો સુરજ ડુબવા માટે જુકે ત્યાં સુધી તેનો વખત છે. અને જ્યારે મગરીબની નમાઝ પઢો તો શફક ડુબવા સુધી તેનો વખત છે. અને જ્યારે ઈશાની નમાઝ પઢો તો અડધી રાત સુધી તેનો વખત છે. (મુસલીમ)

જે કોઈ અસરની નમાઝ છોડશે તો તેનું કરેલું બરબાદ થશે (આ વખતે ફીરેશતાઓ આમાલનામુ આસમાન પર લઇ જાય છે.) (બુખારી મુસલીમ)

જે કોઇએ ઉભા રહીને નમાઝ પઢી તો એ અફઝલ છે અને જેણે બેસીને નમાઝ પઢી તેને ઉભા રહેનારનો અરધો સવાબ છે અને જેણે સુઇને નમાઝ પઢી તેને બેસનારનો અરધો સવાબ છે. (બુખારી)

જે કોઇને પાછલી રાતમાં ન ઉઠવાનો ડર હોય તો તેને જોઇએ કે પ્રથમ રાતના વીત્ર પઢે અને પાછલા રાતમાં ઉઠવાની આશા હોય તો તેને જોઇએ કે તે પાછલી રાતના વીત્ર પઢે. કેમકે પાછલી રાતની નમાઝમાં ફીરેશતા હાઝર હોય છે. (વીત્રની નમાઝ ૩ રકાતની છે) (મુસલીમ)

જે કોઇએ ઈશાની નમાઝ જમાઅતથી પઢી અને જે કોઇએ સુબોહની નમાઝ જમાઅતથી પઢી તેણે જાણે પુરી રાતની તહજ્જુદ પડી. (મુસલીમ)

જે કોઇએ એવી નમાઝ પઢી કે તેમાં અલહમ્દો પઢી નહી તો તે (નમાઝ) અધુરી છે અધુરી છે. અધુરી છે. (મુસલીમ)

જે કોઈ (નમાઝમાં) અલહમ્દોની સુરા ન પઢે તેની નમાઝ (કબુલ) નથી. (બુખારી મુસલીમ)

ખચીત સુરજ તથા ચાંદ બંને અલ્લાહની નીશાનીઓમાંની નીશાનીઓ છે તે કોઈના મરવાથી કે જીવ્યાથી ગ્રહણ થતા

નથી ફરી જયારે તમે ગ્રહણ જુઓ તો તે છુટે ત્યાંસુધી અલ્લાહથી દુઆ કરો અને નમાઝ પઢો. ( બુખારી મુસલીમ )

જે માણસ કવખતે નમાઝ પઢે અને વઝુ સારી પેઠે ન કરે અને મન લગાડી ન પઢે અને રૂકુ સીજદો સારી રીતે ન કરે તો તે નમાઝ કાલી નુર વગરની થઇ જાય છે. અને એમ કહે છે છે કે ખુદા તને બરબાદ કરે જેવી રીતે તેં મને બરબાદ કરી એટલે સુધી કે જયારે તે ખાસ જગાએ પોંહચે છે જ્યાં અલ્લા-હને મંઝુર હોય તો જુના લુગડાની પેઠે લપટાઇને તે નમાઝીના મોંપર મારવામાં આવે છે. ( મીશકાત )

જે માણસ નમાઝમાં ઉભો રહી આમ તેમ જુએ અલ્લાહ તેની નમાઝને તેની ઉપર ઉલટી ફેંકે છે. ( મીશકાત )

તું પાછો જા ને નમાઝ પઢ કારણ કે તારી નમાઝ થઇ નથી ( આ હઝરત રસુલુલ્લાહ ( સ ) એ એક શખસને ફરમાવ્યું જ્યારે તે શખસ નમાઝ પઢી સલામ કરી ચાલતો થયો ) તે શ-ખસે ફરી જલદી જલદી નમાઝ પઢી અને સલામ કરીને ચાલ્યો તો ફરી રસુલુલ્લાહ ( સ ) એ ફરમાવ્યું નમાઝ પઢ તારી નમાઝ થઈ નથી. એવીજ રીતે ત્રણ વાર તેણે નમાઝ પઢી. ફરી તેણે કહ્યું ખુદાની કસમ મને એથી સારી નમાઝ પઢતાં આવડતી નથી ત્યારે હઝરત રસુલુલ્લાહ ( સ ) એ ફરમાવ્યું જ્યારે નમાઝ માટે ઉભો રહે તો અલ્લાહો અકબર કહ્યા કર. ફરી કુરાનમાંથી જે તને આ-વડે તે પઢયા કર અને શાંતીથી તથા આરામથી રૂકુ કરયા કર ફરી સીધો ઉભો થાય. ફરી ચેનથી સીજદો કરયા કર ફરી ચેનથી માથું ઉપાડયા કર ફરી બેસ્યા કર. એવીજ રીતે દરેક રકઅતમાં કરયા કર. ( આ હદીસથી સાબીત થયું કે જે લોકો નમાઝને એક બોજો સમજી જલદી જલદી પઢી જાણે એક મોટો ભાર ઉતારી નાખ્યો હોય એમ સમજે છે તેઓની એવી નકામી ઉઠ બેસ ખુદાને કબુલ નથી કા-

રણુ કે હઝરત રસુલુલ્લાહ (સ) એક બીજી હદીસમાં ફરમાવે છે કે ખુદાતઆલા તેનો બંદો કેટલી રકઅત નમાઝ પઢે છે તેની ગણત્રી રાખતો નથી પણ તેમાંનો કેટલો ભાગ હુઝુરે દીલથી પઢે છે તેજ કબુલે છે) (મુસલીમ)

તમારામાં રાતના ફીરેશતા અને દીવસના ફીરેશતા આગળ પાછલ આવજા કરે છે. અને અસરની નમાઝમાં તથા ફજરની નમાઝમાં ભેગા થાય છે. ફરી જે (ફીરેશતા) તમારામાં રાત કાઢે છે તે ઉપર ચઢે છે તો અલ્લાહ તેઓને પુછે છે અને જો કે તે તમને સારી રીતે જાણે છે, કેવી રીતે તમે મારા બંદાઓને છોડયા છે? તો તેઓ કહે છે અમે તેઓને છોડયા અને તેઓ નમાઝ પઢતા હતા અને અમો તેઓની પાસે આવ્યા અને તેઓ નમાઝ પઢતા હતા. (બુખારી મુસલીમ)

અલ્લાહતઆલા ફરમાવે છે હમેશા મારો બંદો નફલ ઈબાદતોના લીધે મારાથી નઝદીક થાય છે. તે એટલા સુધી કે હું તેને મારો માહબુબ કરૂ છું ફરી હું તેનો કાન થાઉં છું જેનાથી તે સાંભલે છે અને આંખ થાઉં છું તેનાથી તે જુએ છે. અને હાથ થાઉં છું જેનાથી તે પકડે છે અને પગ થાઉં છું જેનાથી તે ચાલે છે અને જો તે મારાથી માંગે તો ઝરૂર તેને હું આપું અને જો મારી પનાહમાં આવે તો ઝરૂર હું તેને પોતાની પનાહમાં લઉં. (બુખારી)

જે ઘરમાં અલ્લાહની યાદ થાય છે અને જે ઘરમાં અલ્લાહની યાદ થતી નથી તેનો દાખલો જીવતા તથા મુરદા સરખો છે. (મુસલીમ)

બેચીત મોઅમીન જ્યારે નમાઝમાં હોય છે તો તે પોતાના પરવરદીગારથી વાતચીત કરેછે તો તે પોતાની આગલ તથા પોતાની જમણી બાજુ થુકે નહિ પણ તે પોતાના ડાબી તરફ પગની નીચે થુકે. (બુખારી મુસલીમ).

દરેક રાત્રે પેહલા આસમાન તરફ અમારો પરવરદીગાર ઉતરે છે જ્યારે ત્રીજો ભાગ પાછલી રાતનો રહે છે તે કહે છે કોઈ મને પુકારે છે કે હું તેની દોઆ કબુલ કરૂં ( પાછલી રાતનાં ખુદાને પુકારવું એટલે તાહજ્જુદની નમાઝ પઢવી ને તેમાં દોઆ માંગવી તેમાં ખાસ ઘણી બરકત છે પણ અફસોસ તે ટાંકણું ઘણાખરા ઉંઘણુસી લોકો ગફલતમાં પસાર કરી નાંખે છે ) કોઈ મારેથી માંગનાર છે કે હું તેને આપું કોઈ મારેથી બખશીશ માંગે છે કે હું તેની બખશીશ કરૂં. ( બુખારી મુસલીમ )

પાછલી રાતના ( તહજ્જુદની ) બે રકાત નમાઝ પઢવી તમામ દુન્યા અને તમામ દુન્યાની ચીઝ કરતાં બહેતર છે. અને નમાઝે શબ ( તહજ્જુદ ) મારી ઉમત ઉપર ભારી ન હતે તો હુ તેઓ ઉપર વાજીબ કરતે.

હું મારા બંદાના ગુમાનની નઝદીક છું અને જ્યારે તે મને યાદ કરે છે તો હું તેની સાથે છું.

નમાઝનું મગઝ દુઆ છે. ( મીશકાત )

ખબરદાર રહો કે રૂકુ અને સીજદામાં કુરાન ( ની આયતો) પઢવું મના કરવામાં આવ્યું છે. રૂકુમાં ખુદાની બુઝરગી બયાન કરો અને સીજદામા દુઆ કરવાની કોશેશ કરો અને એ લાયક અમર છે કે જેથી તમારી દુઆ કબુલ થાય.

( બુખારી મુસલીમ )

સીજદાની હાલતમાં બંદો પોતાના પરવરદીગારથી ઘણોજ નઝદીક થાય છે માટે સીજદામાં ઘણી દોઆ કરયા કરો.

( મુસલીમ )

નમાઝ મોઅમીનની મેઅરાજ છે ( ખુદાતઆલા પાસે પોહચવું છે ).

પોતાની હાજતોમાં ખુદાતઆલાની તરફ રૂજુ કરો અને

ગીરયા ઝારીથી દુઆ કરે કે દુઆના સબબથી ઇબાદત કાયમ રહી શકે છે અને કોઇ મોઅમીન દુઆ નથી માંગતો પણ એ કે તેની દુઆ દુન્યા વીસે અથવા આખેરત વીસે કબુલ થાય છે. અને અગર મસલેહતના કારણથી તેની દુઆ કબુલ ન થાય અને તેની હાજત બર ન આવે તો તે તેના ગુનાહનો કફારો થઈ જશે. એટલે સુધી કે તેનામાં ગુનાહની કોઈ બાબત ન રહે. ( આ હદીસના રાવી હઝરત અલી (અ) છે. )

બેશક મોઅમીન જ્યારે નમાઝમાં હોય છે તો તે પોતાના પરવરદીગારથી વાતચીત કરે છે. ( બુખારી મુસલીમ )

( નમાઝમાં ખુદાતઆલાથી દુઆ માંગવી ઘણી ફઝીલત છે જેમકે રૂકુમાં 'સુબહાન રબીઅલ અઝીમ' ત્રણ યા તેથી વધુવાર કહીને આપણને જે દુઆ માગવી હોય તે અરબી ન જાણતા હોઇએ તો આપણી માદરી ઝબાનમાં દુઆ માંગવી તેવીજ રીતે સીજદામાં 'સુબહાન રબીઅલ આલા' ત્રણ યા તેથી વધુવાર કહીને પછી જે દુઆ માંગવી હોય તે માગે. ) હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) નમાઝ શરૂ કરતી વખતે તથા રૂકુમાં તથા સીજદામાં ઘણી દુઆઓ કરતા હતા જેમાંના થોડાક નમુના નીચે મુજબ છે.

"ખુદાવંદા તુ મારામાં અને મારા ગુનાહોમાં આટલી દુરી નાખી દે જેટલી પુરવ અને પશચીમમાં નાખી છે. ખુદાવંદા મને ગુનાહોથી એવી રીતે પાક કરી દે જેવી રીતે સફેદ કપડો મેલથી પાક સાફ કરવામાં આવે છે. ખુદાવંદા મને ગુનાહોથી પાણી, બરફ, ઓલા સાથે ધોઇ નાખ." (બુખારી મુસલીમ)

ખુદાવંદા મારા સરવે ગુનાહ નાહના અથવા મોટા શરૂના તથા આખરના ખાનગી તથા ઝાહેર તમામ બખશી આપ.

( મુસલીમ )

ખુદાવંદા મેં તારા શારૂ રૂકુ કરયો અને તારાપર ઇમાન લાવ્યો અને તારી આગલ ગરદન જુકાવી અને તારાપર ભરોસો કરયો તુજ મારો પરવર દીગાર છે. મારા કાન મારી આંખો

મારો ગોશત મારો લોહી મારા હાડકાં સરવે પરવરદીગારે આલમની આગલ ઝુકેલા છે. (મુસલીમ)

એ અલ્લાહ તારે માટે મેં સીજદો કરયો અને તારા પર ઈમાન લાવ્યો અને તારો તાબેદાર થયો. મારા મોંહે તેને સીજદો કરયો જેણે તેને પેદા કર્યું અને રૂપ આપ્યું અને તેના કાન તથા આંખ ચીરીને બનાવ્યા તો અલ્લાહ બરકત વાલો છે. સારો પેદા કરનાર છે. ( મુસલીમ )

નમાઝ પઢાવનાર પેશ ઇમામ કેવો હોવો જોઇએ તે વિસે હઝરત ( સ ) ફરમાવે છે કે " અલ્લાહની કિતાબને વધુ પઢનાર તમારામાનો ઈમામત કરાવે ફરી જો તેઓ કીરાઅત ( પઢવા )માં સરખા હોય તો સુનતને વધારે જાણનાર ( ઈમામત કરે ) ફરી જો તેઓ સુનતમાં સરખા હોય તો હીજરતમાં પ્રથમ જનાર ( એટલે બદી મુકેલે છોડનાર ) ( ઇમામત કરે ) ફરી જો તેઓ હીજરતમાં બરાબર હોય તો વધારે ઉમરવાલો ( ઇમામત કરે ) અને કોઇ શખસની હકુમતની જગ્યામાં કોઇ શખસ તેના હુકમ વગર ઈમામત કરે નહી. અને તેના ઘરમાં તેની માનની જગ્યામાં વગર હુકમે બેસે નહી. ( મુસલીમ )

એકલા નમાઝ પઢવાથી જમાઅતની નમાઝ સતાવીસ દરજે અફ્ઝલ છે. ( બુખારી મુસલીમ )

જ્યારે નમાઝનો વખત આવે તો અઝાન આપતા રહો ફરી તકબીર ( ઇકામત ) કહ્યા કરો અને તમો એમાંનો વડો ઇમામ થયા કરે. ( બુખારી મુસલીમ )

જ્યારે ત્રણ માણસો હોય તો એક તેઓનો ઇમામ બને અને તેઓમાં ઈમામ બનવાને લાયક કોરાન વધારે જાણનાર છે. ( મુસ્લીમ )

અગર તમો ચાહો છો કે તમારી નમાઝ કબુલ કરવામાં આવે તો એ ઝરૂર છે કે તમોને ઇમામત કરાવે તમારામાંથી બહેતર કેમકે બેશક તે વચમાં કાસીદ છે દરમ્યાન તે ચીઝ કે જે તમારી અને તમારા રબની વચે છે. ( હાકમ )

( એક આંધલા શખસે જમાઅતની નમાઝથી પોતાને મુક્ત કરવાને હઝરત રસુલુલ્લાહ ( સ ) ને અરઝ કરી કારણ કે તેને મસજીદમાં દોરી લઇ જનાર કોઇ નહોતો તો આપે પેહલે તેને રઝા આપી પછી પાછો બોલાવી પુછયું ) શું તું નમાઝ માટે અઝાન સાંભલે છે ? તે શખસે કહ્યું હા. હઝરત ( સ ) એ ફરમાવ્યું ત્યારે મસજીદમાં હાઝર થયા કર.

( જમાઅતની નમાઝ માટે એવી સખત તાકીદ છે કે એક આંધલા શખસને બી મુક્તી મલતી નથી ત્યારે તે લોકો જેઓ દરેક વાતે તંદરૂસ્ત છે છતાં નમાઝ પઢતા નથી યા પઢે છે તો જમાઅતમાં શરીક થતાં નથી તેઓનો આખેરતમાં કેવો હાલ થશે અફસોસ તેનો તેઓને ખોફ નથી. ( મુસલીમ )

તે શખસની પાછલ નમાઝ ન પઢવી જોઇએ જે અઝાન કહેવા તથા નમાઝ પઢાવવાની ઉજરત માંગે ( કુલેની )

નમાઝ જમાઅત સાથે પઢવા બાબે સખત તાકીદ છે. અને જમાઅત આસાનીથી બની શકે તેટલા માટે ઓછામાં ઓછી બે માણસોની હદ ઠહાવી છે કે જેથી જમાઅતનો લાભ લઈ શકાય. અને નમાઝ પઢવા આવનારા મોઅમીનોમાં જે લાયક હોય તે

ઈમામ બને. આટલી સગવડ હઝરત (સ) એ કરી આપ્યા છતાં ઘણાખરા લોકો જમાઅત સાથે નમાઝ પઢતા નથી. એ અફસોસકારક છે. અને વલી જેઓ જમાઅત સાથે નમાઝ પઢે છે તેઓ નમાઝ પઢાવવા એક શખસને મુકરર કરી તેને પગારદાર પેશ ઈમામ બનાવે છે. અને તેથી ઇસલામીઓની લગભગ બધી મસજીદોમાં પગારદાર પેશઇમામો મુકરર થયલા છે. એ બીદઅત છે. કેમકે હઝરત રસુલુલ્લાહ (સ) તથા સહાબાના ઝમાનામાં કોઇ ઉઝરત લઈ નમાઝ પઢાવતો નહતો. તેઓના ઝમાનામાં એ સુનંત ન હતી ત્યારે આ ઝમાનાના આલીમો પોતાની કમાઈ શારૂ આ બીદઅત ઇસલામમાં દાખલ કરી છે. જ્યારે નમાઝ તો ખુદાતઆલાની હુઝુરમાં આપણી મુલાકાત છે. તેથી જે શખસ નમાઝ પઢાવે છે તે તમામ નમાઝીઓ તરફથી ખુદાની હુઝુરમાં તેઓનો પ્રતિનિધી બને છે. માટે તે શખસ એવો હોવો જોઈએ કે જે ખુદાતઅલાના તથા હઝરત રસુલુલ્લાહ (સ) ના ફરમાનો મુજબ અમલ કરનારો હોય એવોજ શખસ પેશઈમામ થવો જોઇએ કે જેથી આપણો નમાઝ તથા દુઆઓ કબુલ થાય. જેવી રીતે પ્રજાને સરકારમાં કાંઈ કામ હોય તો તે પોતા માંહેલા કોઈ એવા લાયક શખસને ચુંટશે કે જેથી પ્રજાનું કામ થઈ જાય ન કે કોઈ એવા શખસને પોતાનો પ્રતિનિધિ બનાવી મોકલશે કે જે સરકારનો નાફરમાન હોય. તે મુજબ નમાઝીઓએ ખુદાતઆલાની હુઝુરમાં લાયક શખસને ઇમામ બનાવવો જોઇએ. એકજ શખસે હમેશા નમાઝ પઢાવવી એ કાંઇ ફરઝ નથી. હાઝર થયેલા નમાઝીઓમાં કોઇ બી એક લાયક શખસ નમાઝ પઢાવે તો બસ છે. જ્યારે પગારદાર પેશઈમામ તો એક બીદઅતી શખસ થયો તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ સાફ ફરમાવ્યું છે કે એવા ઉજરત લેનાર શખસ પાછલ નમાઝ ન પઢવી જોઇએ. ઇસલામીઓ ચેતો. અને સુધરો. આગળ જાણુ યા અંજાણુપણામાં ભુલ થઈ ગઇ તો ખેર ખુદા ગફુર રહીમ છે પણ હવે જાણી બુજીને એવા શખસ પાછલ નમાઝ પઢશો તો

ખુદાના ગુનેહગાર ઠડશો. એહલે સુંનત જમાતવાલાઓને ત્યાં ઘણી ખરી મસજીદોમાં સરવે પગારદાર પેશઈમામ છે જો કે ખાનગી જગોએ કોઈ બી લાયક શખસને પેશઇમામ બનાવી લે છે પણ શીઆઓમાં તો મસજીદો ઉપરાંત કોઇ બી ઠેકાણે ગમે તેટલી મોટી સંખ્યા હાજર હોય છતાં જ્યાં સુધી તેઓમાં ઇજાઝો (સરટીફીકેટ) ધરાવનારો પેશઈમામ ન હોય તેઓથી જમાઅતની નમાઝ ન પઢાવાય. અગર તેઓનો નમાઝનો વખત જતો હોય તો ભલે તેઓ જુદી જુદી પઢી લે પણ જમાઅત ન બનાવવી! અફસોસ એ લોકોના ઉલમાઓએ પોતાની કમાઇ શારૂ કેવો સખત કાયદો કાઢયો છે? શું રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં એવીજ સુંનત હતી? તેઓએ જમાઅતની નમાઝનો સરવેને લાભ મલે માટે ઓછામાં ઓછા બે માણસો હોય તો બી જમાઅત બનાવી નમાઝ પઢવાનો હુકમ ફરમાવ્યો જ્યારે શીઆ આલીમોના એ કાયદાથી બે હજાર માણસો ભેગા હોય છતાં જમાઅતની નમાઝ ન પઢી શકે જ્યાં સુધી તેઓનો સરટીફીકેટ ધરાવનારો શખસ ઈમામ ન બને. જેથી જેઓને જમાઅતની નમાઝ પઢવી હોય તેઓએ એવા એક શખસને પગાર આપી રાખે તોજ તેઓથી જમાઅતની નમાઝ પઢાઈ શકાય! પણ તેઓની મશહુર હદીસ એ છે જે હઝરત બાકર (અ) થી રીવાયત છે જે "તે શખસની પાછલ નમાઝ ન પઢવી જોઇએ જે અઝાન કહેવા તથા નમાઝ પઢાવાની ઉજરત માંગે(કુલેની)હવે શીઆઓ શું કરે? હઝરત રસુલુલ્લાહ (સ) તથા હઝરત ઇમામે બાકર (અ) ના ફરમાનોને માન આપે કે તેઓના વીરૂધ મુજતેહદોના ફતવાઓને માન આપે? એટલુંજ નહી પણ એ મુજતેહદોને પાંચ વખત નમાઝ જુદી જુદી પઢાવવી ભારી પડે છે તેથી ઝોહર અને અસર તથા મગરીબ અને ઈશાની ભેગી પઢવાનો ધારો કહાડયો. જેથી નમાઝ તેના જુદા જુદા મુકરર વખતે પઢી શકાતીજ નથી. જ્યારે કોરાને શરીફ તથા હદીસ શરીફ મુજબ કવખતે નમાઝ પઢનાર સખત ગુનેહગાર છે. એટલુંજ નહી પણ શીઆઓની ઘણો ખરી મસજીદોમાં અઝાન બી

ત્રણુજ વખત દેવાય છે. એ કેટલું ખોટું ! નમાઝ જેવી ઈસ્લામની મુખ્ય બાબતનો કેવો ખરાબો કરી દેવામાં આવ્યો છે. જ્યારે હઝરત ઈમામે હુસેન (અ) ખુનખાર જંગના મેદાનમાં બી નમાઝ બરાબર વખતસર પઢતા રહયા જ્યારે શીઆઓ તેઓની મોહબતનો દાવો કરે છે અને અમલ તેઓથી સદંતર ઉંધા ! કે એવા અમનના વખતમાં નમાઝના પાંચ મુકરર વખતોના ત્રણ હીસા કરી દીધા. મસજીદમાં અઝાનતો પાંચ વખત આપો પછી જેને ન બને તે ન આવે પણ તમો સુંનતને શું કામ તોડી બીદઅતી થાઓછો. પણ નમાઝ પઢાવનારા તેઓ પોતેજ એટલે પોતાને જેમ આસાન થાય તેમ કાયદા ઘડયા છે પછી લોકોનો ગમે તે થાય. અફસોસ એ કેવા ગુમરાહી !

# રોઝા.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

જ્યારે તમો માહે રમઝાનનો ચાંદ જુઓ તો રોઝા રાખો અને જ્યારે તમો તેને (ઈદના ચાંદને) જુઓ તો રોઝા છોડો અને વાદલાં હોય તો ૩૦ રોઝા રાખો. (મુસલીમ)

( શરીઅતમાં ખુલ્લો ફરમાન છે કે ચાંદ જોવા પછીજ રોઝા શરૂ કરવા તથા છોડવા છતાં હોરા ભાઈઓ હીંદુઓના મહીના મુજબ રોઝા રાખે છે તથા છોડે છે એ બીદઅતી રીવાજ છે તેઓએ ચેતવું જોઈએ ).

જે કોઈ માહે રમઝાનના રોઝા રાખે ફરી ( ઈદ પછી ) છ રોઝા શવવાલના રાખે તો જાણે આખા વરસના રોઝા રાખ્યા. (મુસલીમ)

માહે રમઝાન પછી અફઝલ રોઝા અલ્લાહના મોહરમના

મહીનાના છે. અને ફરઝ પછી અફઝલ નમાઝ તે રાતની નમાઝ (તહજ્જુદની) છે. (મુસલીમ)

દરેક મહીનાના ત્રણ રોઝા અને માહે રમઝાનના રોઝા બીજી રમઝાન સુધા આ આખા વરસના રોઝા છે. અને અરફાના દીવસનો રોઝો હું ધારૂં છું અલ્લાહથી કે એ એક વરસ આગલનો તથા એક વરસ પાછલાનો કફારો છે. અને આશુરા (દસમી મોહરમ) નો રોઝો હું ધારૂં છું અલ્લાહથી કે તે એક વરસ આગલાનો કફારો છે. (મુસલીમ)

આ દીવસ આશુરો છે. અલ્લાહે એનો રોઝો તમને ફરઝ કરયો નથી. પણ હું રોઝદાર છું. માટે જેને રોઝો રાખવો પસંદ હોય તો તે રોઝો રાખે અને જેને રોઝો રાખવો નહી પસંદ હોય તે રોઝો ન રાખે. ( બુખારી મુસલીમ)

રોઝાઓમાં વધારે પસંદ અલ્લાહની નઝદીક દાઉદ (અ) ના રોઝા છે. તેવણ એક દીવસ રોઝો રાખતા હતા અને એક દીવસ રોઝો તોડતા હતા. અને નમાઝમાં વધારે પ્યારી નમાઝ દાઉદ (અ) ની નમાઝ છે. તેવણ અરધી રાત સુતા હતા અને તેહાઇ રાત નમાઝ પઢતા હતા અને છઠો ભાગ સુતા હતા. (બુખારી)

જેણે ફકત અલ્લાહતઆલાનાજ વાસ્તે રમઝાનના રોઝા સવાબ સમજીને રાખ્યા તો તેના આગલા તમામ ગુનાહો બક્ષી દેવામાં આવશે.

રોઝદાર માણુસના મોની વાસ અલ્લાહતઆલા આગલ કસ્તુરીની સુંગધી કરતાં પણ પ્યારી છે.

ખચીત રોઝદાર માટે બે ખુશી છે. જ્યારે તે રોઝો ખોલસે ખુશી થશે અને જ્યારે તે અલ્લાહની મુલાકાત કરશે ખુશી થશે. (મુસલીમ)

ખચીત જંનતમાં એક દરવાજો છે જેને રૈયાન કહે છે તેઓ ( રોઝદારો ) સીવાય કોઈ તેમાંથી દાખલ થશે નહી. (તેઓ માટે) કહેવાશે કયાં છે રોઝદારો ! ફરી તેઓ ઉભા થશે. તેઓ સીવાય કોઇ તેમાં દાખલ થશે નહી.

(બુખારી મુસલીમ)

તમે સહેરી ખાઓ કે સહેરી ખાવામાં બરકત છે (એટલે રોઝાનો સવાબ તથા સહેરીની શકતી ) (બુખારી મુસલીમ)

જયાં સુધી લોકો રોઝાને જલદી ખોલ્યા કરશે ત્યાં સુધી એરમાં રહેશે. (બુખારી)

જે કોઇ રોઝદાર હોય અને ભુલથી ખાય અથવા પીએ તો તેને જોઇએ કે તે પોતાનો રોઝો પુરો કરે (એટલે તેનો રોઝો તુટયો નહી ) કેમકે તેને તો ખુદાએજ ખવાડયું અને પીવાડયું છે. (બુખારી મુસલીમ)

જે કોઇ ( રોઝામાં ) બોહતાન આપવાને જુઠી વાહી તબાહી વાતોને તથા તે પર અમલ કરવાને નહી છોડે તો તેના ખાણાપીણાના છોડવાની અલ્લાહને કશી પરવા નથી ( એ-ટલે રોઝો કબુલ નથી. ) ( બુખારી )

બે દીવસો બકરી ઇદના દીવસે તથા રમઝાન ઇદના દીવસે રોઝો દુરૂસ્ત નથી. (મુસલીમ)

જુમાના દીવસથી એક દીવસ આગલ અથવા પાછલ રોઝો રાખવા સીવાય જુમાને દીવસે તમારામાંનો કોઇ રોઝો રાખે નહી. ( બુખારી )

સફરમાં રોઝો રાખવો કંઈ નેક કામ નથી.

(બુખારી મુસલીસ)

એક પછી એક વગર ખોલે ( વચમાં વગર ખાધે ) રોઝા રાખવાથી તમે બચતા રહો. ( બુખારી મુસલીમ )

શું મને ખબર થઇ નથી કે તું રોઝો રાખ્યા કરે છે અને ઇફ્તાર કરતો નથી અને આખી રાત નમાઝમાં રહે છે ? તેમ તું ન કર. કારણ કે તારી બંને આંખોનો પણ હીસ્સો છે. અને તારા જાનનો પણ હીસ્સો છે. માટે રોઝો રાખ અને ન પણ રાખ. રાતના નમાઝ પઢ અને સૂ પણ. અને હર દસ દીવસમાં એક રોઝો રાખ. અને તને તે દીન સીવાય બાકી નવ દીવસનો સવાબ મળશે. (બુખારી મુસલીમ)

જે વખતે તમારામાંનો એક (સવારની નમાઝની) અઝાન સાંભલે ને તેના હાથમાં વાસણ હોય ( ખાવા પીવાનો ) ન મુકી દે વાસણને જયાં સુધી કે પોતાની હાજત બર લાવે (સહેરી છોડી ન દે ) (અબુ દાઉદ )

મોઅમીનની સારી સહેરી ખજુર છે. (અબુ દાઉદ)

જ્યારે તમારામાંનો એક ઇફ્તાર કરે તો તેણે ખજુરથી ઇફ્તાર કરવું જોઈએ બેશક ખજુર બસબબ બરકત છે. અગર ખજુર ન મલે તો પછી પાણીથી ઇફ્તાર કરે અને બેશક તે પાણી પાક કરનારૂં છે. ( તીરમઝી અબુ દાઉદ)

હમેશાં દીન ગાલીબ રેહશે જ્યાં સુધી કે લોકો ઇફ્તાર કરવામાં જલદી કરશે એ માટે કે યાહુદી અને નસારા ઇફ્તાર કરવામાં મોડુ કરતા હતા.

(અબુ દાઉદ—ઇબને માજા)

જ્યારે રસુલુલ્લાહ (સ. અ. સ.) ઇફ્તાર કરતા ત્યારે ફરમાવતા ' યા ઇલાહી તારાજ શારૂ મેં રોઝો રાખ્યો અને તારાજ રીઝખ પર મેં ઇફ્તાર કરયો (અબુ દાઉદ)

જે શખસ રોઝાની નીયત ન કરે ફજરની પેહલે, તો તેના શારૂ રોઝો નથી (એટલે રોઝો લેખાશે નહી)

(તીરમઝી અબુ દાઉદ ઇબને માજા)

ખચીત તમારામાંના કેટલાકની ધારણા એ છે કે લૈલેતુલ કદર ( શબે કદર ) પેહલી સાત રાતોમાં છે (૨૦ મા રોઝા પછી ) અને કેટલાકનો ગુમાન પાછલી સાત રાતોમાં છે ( ૨૦ મા રોઝા પછી ) તો તમો તેને પાછલી દસ રાતોમાં ( ૨૧ થી ૩૦ સુધીમાં ) શોધો. ( બુખારી મુસલીમ )

બે શખસો જેઓ રોઝદાર હતા એક વખત નમાઝ પઢી ચુકયા પછી તેઓને રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કે તમો પાછો વઝુ કરો ને પાછી નમાઝ પઢો અને એ રોઝો તો કાયમ રાખો પણ એની બદલે બીજો રોઝો રાખી લેજો. બેઉએ સબબ પુછયું તો ફરમાવ્યું કે તમોએ ફલાણાની ગીબત કરી ( એ હદીસથી જણાયું જે ગીબત કરવાથી વઝુ નમાઝ ને રોઝો તુટી જાય છે )

જેણે માહે રમઝાનમાં રોઝા રાખ્યા ઇમાનથી સવાબની ગરઝ શારૂ ( ન કે લોકોના ડરથી યા ન લોકોને દેખાડવા શારૂ )તો તેના આગલા કીધેલા ગુનાહો બખશાઇ જશે અને જે કોઇ ( તરાવીહ વગેરે ઇબાદત શારૂ ) ઉભો રહ્યો માહે રમઝાનમાં ઇમાનથી સવાબની ગરઝ શારૂ તો તે આગલા ગુનાહોથી માફી પામશે અને જે કોઇ ઉભો રહ્યો ઇમાનથી શબે કદરે સવાબની ગરજ શારૂ તો તે આગલા કીધેલા ગુનાહોથી બખશાઇ જશે.

(બુખારી મુસલીમ)

ખચીત મેં પેહેલા દાયકામાં આ ( શબે કદરની ) રાત શોધી હતી ફરી હું દરમ્યાનની દસ રાતોમાં એતેકાફે બેઠો. ફરી હુકમ થયો કે શબે કદર પાછલી દસ રાતોમાં છે. તો જે કોઇ તમારામાંથી એતેકાફ કરવા પસંદ કરતો હોય તે ( છેલ્લા ૧૦ દીવસોમાં ) એતેકાફ કરે. ( બુખારી મુસલીમ )

# ઝકાત

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

કોઇ પણ સોના ચાંદી વાલો જે તેની ઝકાત ન આપતો હશે તો તેને માટે કયામતના દીવસે તે આગમાં ગાલીને પતરૂ બનવાશે ફરી તે જહનમની આગમાં તાતવાસે ને તેનો દામ તેની પાંસલીપર કપાલપર અને પીઠપર દેવાશે. જ્યારે તે પતરાં ઠંડા થશે તો ફરી તાતવાશે. આ અઝાબ તે દીવસમાં થશે જેનો અંદાઝો પચાસ હજાર વરસનો છે. તે એટલા સુધી કે બંદાઓમાં ફેસલો થશે. ફરી તેને તેનો માર્ગ દેખાડાશે કાંતો જંનત તરફ કાંતો દોઝખ તરફ (પોતાના બીજા અમલોના બદલે) (મુસલીમ)

તમારો ખઝાનો ( જે પર ઝકાત ન અપાતી હતી તે ) કયામતના દીને ગંજો અઝદાહ થશે. (મુસલીમ)

જ્યારે તમારી પાસે ઝકાત વસુલ કરનાર આવે તો તે તમારથી રાઝી ખુશી થઈને પાછો ફરે. (મુસલીમ)

# હજ

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

ઓ લોકો ખચીત અલ્લાહે તમારાપર હજ ફરઝ કરી છે માટે તમો હજ કરો. ( મુસલીમ )

જે શખસે ( શકતી હોવા છતાં અને મારગમાં કોઇ બી નડતર ન હોવા છતાં ) હજ ન કરી અને મરી ગયો તો તેની મોત યાહુદ અને નસારા જેવી છે.

જ્યારે તમો ઝીલહજનો ચંદ્ર જુઓ અને તમારામાંનો કોઇ કુરબાની કરવાનો વિચાર રાખતો હોય તો પોતાના વાલ અને નખ ( કુરબાનીના દિવસ સુધી ) ન ઉતારે ( મુસલીમ )

આ દિવસોમાં ( એટલે ઝીલહજના દસ દીવસોમાં ) નેકી કરવા કરતાં બીજા કોઇ દીવસોમાં નેકી ઉતમ નથી. ( બુખારી )

એદ હીકાનો ( એટલે ઝીલહજના શરૂઆતના દસ દિવસોમાં ) એક દહાડાના રોઝો એક વરસના રોઝા બરાબર છે. અને એક રાતની ઇબાદત શબેકદરની ઈબાદતના જેવી છે.

અરફાના ( ઝીલહજ તા. ૯ મીના ) દીવસ સીવાય કોઈ દીવસ એવો નથી કે જેમાં અલ્લાહ ઘણા બંદાઓને આગથી છુટકારો આપે. ખચીત તે દીવસે અલ્લાહ ( ની રેહમત ) નઝદીક થાય છે અને તે ફીરેશતાઓ આગલ હજ કરનારાથી ફખર કરે છે ફરી તે ફરમાવે છે આ લોકો શું ઇચ્છે છે ( એટલે જે ઇચ્છે તે આપવા તૈયાર છે. ) ( મુસલીમ )

જે હજ ગુનાહો અને બુરાઈઓથી પાક ( રહીને અદા કરી) હોય તેનો બદલો જંનત વગર બીજું કંઈજ નથી હજ અને ઉમરો બંને ગુનાહોને એવા દુર કરે છે કે જેવી રીતે ભઠી લોઢાના મેલને દુર કરે છે.

જેણે અલ્લાહના માટે હજ કરી ફરી ન ઓરતથી સોહબત કરી અને ન ગુનાહ કરયો ( રસ્તામાં કોઈ સાથેજગડયો નહી ) તો માના પેટથી પેદા થયલાના જેવો ( ગુનાહોથી પાક થઈને ) પોતાને ઘેર આવે છે. ( બુખારી )

## વ્યાજ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કે—

લાઅનત છે વ્યાજ લેનારને અને દેનારને તથા લખનારને અને શાક્ષી થનારને અને ફરમાવ્યું ( ગુનાહમાં ) બરાબર છે ( સબબ સરવે એક બીજાને એ કામમાં મદદ કરી ) ( મુસલીમ )

જે શખસ વ્યાજ ખાનાર છે તેણે જેટલું વ્યાજ ખાધું હશે એટલું તેનું પેટ દાઝખની આગથી ભરશે અને તે વ્યાજથી કાંઇ માલ કમાવ્યો હશે તો ખુદાએતઆલા એના અમલને કબુલ નહી કરે અને તે શખસ હમેશા ખુદાના અને ફીરેશતાઓની

લાઅનતમાં રહેશે જ્યાં સુધી કે વ્યાજમાંથી તેની પાસે કાંઇપણ બાકી રહેશે.

શબે મેઅરાજમાં એક કોમ પાસેથી હું પસાર થયો જેઓના પેટ ઘડા જેવા હતા તેમાં સાંપ હતા જે તેઓના પેટની બાહેરથી દેખાતા હતા ત્યારે મેં કહ્યું એ લોક કોણ છે, અએ જીબરઇલ? (તો) કહ્યું એ વ્યાજ ખાનારાઓ છે. (ઈબને માજા. અહમદ)

(ખુદા કોરાને શરીફમાં વ્યાજ ખાનારાઓ વીસે ફરમાવે છે જે તેઓ ખુદા તથા તેના રસુલ સાથે જંગ કરનારા છે.)

## કોરાને શરીફ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કે—

આ કોરાનને હમેશા પઢયા કરો કારણ કે તેની કસમ કે જેના હાથમાં મહમદનો જાન છે રસીમાં બધાયલા ઉંટ કરતાં બચીત એ ઘણું નાસનારૂં છે. (ચાલુ ન પઢયાથી ભુલી જવાસે) (બુખારી મુસલીમ)

તમારામાં બહેતર તે છે કે જે કોરાનને શીખે અને તેને (લોકોને) શીખવે. (બુખારી)

જ્યાં કોરાન પઢવામાં આવે ત્યાં ફીરેશતા નાઝીલ થાય છે.

કોરાન સમજયા પછી દુન્યાથી તથા શેઅર સુખનથી બે પરવાહ નહી થાય તે અમારામાંથી નથી. (બુખારી)

જે લોકો કોરાનની આયતોને એક બીજાથી ઉલટી સાબેત કરવા જગડો કરતા હતા તેઓને હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કે તેઓ સીવાય કોઇ લોકો હલાક નહી થયા જેઓ તમારી પેહલે ખુદાની કીતાબને એક બીજા પર મારતા હતા (એટલે ઉલટી ઠડાવતા હતા) જ્યારે ખુદાની કીતાબ એ સીવાય નાઝીલ થઈ નથી કે સાચી ઠેડવે એક ને બીજા પર. માટે તમે એક (આયતને) બીજાથી જુઠલાવો નહી

અગર તમો જાણુતા હો તો, અગર ન જાણુતા હો તો સોંપો તે જાણુનારાં પર. ( મુસલીમ ઈબને માજા )

ખચીત આ કોરાનના લીધે કેટલાક લોકોને વધારે છે ( ઉંચો દરજ્જો આપે છે ) અને એના લીધે કેટલાકને ગટાડે છે ( નીચા કરે છે ) ( મુસલીમ )

કોરાનનો માહોતગાર પવીત્ર લખનાર ફીરેશતાઓની સાથે છે. અને જે કોરાન પઢે છે અને તેમાં ઝબાન અટકે છે અને તેના પર ઘણું કઠણુ છે તો તેનો બેવડો સવાબ છે. ( એટલે એક તો પઢવાનો સવાબ અને બીજો તકલીફ ઉઠાવવાનો સવાબ )

( બુખારી મુસલીમ )

જે શખસ કોરાન પઢે અને જે તેમાં છે તે સાથે અમલ કરે તો કયામતના દીને તેના માબાપને તાજ પેહરાવવામાં આવશે જેની રોશની ઘણી સરસ હશે જેવી કે આફતાબની રોશની દુન્યાના તમારા ઘરોની અંદર હોય ત્યારે તમો શું ધારો છો તે શખસ ( નો પોતાનો શું દરજ્જો હશે ) જેણે કોરાન સાથે અમલ કીધો. ( અબુ દાઉદ )

## શીરક ( કદી ન માફ થનારો ગુનાહ )

( ખુદાની ઝાતમાં યા ઇબાદતમા યા સીફાતમાં બીજા કોઇને જોડવો એ કદી ન માફ થનારો ગુનાહ છે. )

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

તું કોઇ પણ વસ્તુને ખુદાનો ભાગ્યો ન બનાવ અગર જો તું મરાયો જાય અને બાળ્યો જાય.

એક શખસે કહ્યું ઓ રસુલુલ્લાહ ( સ ) કયો ગુનાહ અ-

લ્લાહની નઝદીક ઘણો મોટો છે. હઝરતે ( સ ) ફરમાવ્યું કે તું કોઈને અલ્લાહના જેવો ( શક્તી ધરાવનારો હાઝર નાઝર ) ઠેરવીને પુકારે અને જુઓ તો અલ્લાહેજ તેને પેદા કરયો છે. ( મુસીબતની વખતે પેગમ્બર યા ઈમામ યા પીર યા બુઝરગને હાઝર નાઝર ખુદાના જેવી જોવા તથા સાંભલવાવાળી શક્તી ધરાવનારા સમજવું તેને શીરક કહે છે. ) બુખારી મુસલીમ )

અલ્લાહની કસમ હું અલ્લાહનો રસુલ હોવા છતાં જાણુતો નથી કે મારી સાથે અને તમારી સાથે શો મામલો બનવાનો ( જ્યારે એવા મહાન પેગમ્બરનો એ હાલ છે તો બીજો કોણ છે જે ગૈબ જાણી શકે ) ( બુખારી )

ઈબને અબાસ ( રદી ) થી રીવાયત છે તેવણે કહ્યું કે "હું એક દિવસ રસુલુલ્લુલાહ (સ) ની પાછલ હતો તો તેવણે ફરમાવ્યું એ છોકરા અલ્લાહને યાદ રાખ તે તને યાદ રાખશે. તું અલ્લાહને યાદ રાખ તે તને તારી સામે મલશે અને જ્યારે તું માગણી કરે તો અલ્લાહથી માંગ અને જ્યારે તું મદદ ચાહે તો અલ્લાહથી મદદ ચાહ અને તું જાણ બેશક જો સઘલા લોકો તને કોઈ વસ્તુનો લાભ આપવા ભેગા થાય તો અલ્લાહે તારે માટે લખ્યું છે તેટલોજ લાભ આપશે અને જો તેઓ તને નુકશાની પુગાડવા ભેગા થાય તો અલ્લાહે જો લખ્યું છે તેટલીજ નુકશાની પોંહચવશે. ( તીરમઝી )

આદમીના દીલનો દરેક મેદાન માટે માટે એક માર્ગ છે. તો જે શખસ પોતાના દીલને દરેક માર્ગ ઉપર નાખશે તો અલ્લાહને પરવા નથી કે કયા મેદાનમાં તેને હલાક કરે અને જે શખસ અલ્લાહ ઉપર ભરોસો કરે તો તે સઘલા માર્ગોથી તેને બસ થશે. ( ઇબને માજા )

જ્યારે "વ અનઝેર અશીરતકલ અકરબીન" (તારા સગાઓને ડરાવ)ની આયત ઉતરી તો નબી સાહેબ (સ) આવી

રીતે ખાસ ખાસ ટોલાનું નામ લઇને પુકારયા. " ઓ બની કઅબ બીન લોવૈ તમો પોતાના જાનોને આગથી બચાવો કારણુ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી. અને ઓ બની મુરે બીન કઅબ તમો તમારા જાનોને આગથી બચાવો કારણુ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી અને ઓ બની અબ્દે મનાફ તમો તમારા જાનોને આગથી બચાવો કારણુ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી. અને ઓ બની અબ્દે શમસ તમો તમારા જાનોને આગથી બચાવો કારણુ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી. અને ઓ બની હાશમ તમો તમારા જાનોને આગથી બચાવો કારણુ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી. અને ઓ બની અબ્દુલ મુત્તલીબ તમો તમારા જાનોને આગથી બચાવો કારણુ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી. અને ઓ ફાતેમા તું તારા જાનને આગથી બચાવ તું મારા માલમાંથી ( અત્રે આ દુન્યામાં ) જે જોઇએ તે માંગ કારણુ કે હું અલ્લાહને ત્યાં તને જરાએ કામ આવીશ નહી. " ( બુખારી મુસલીમ )

જે શખસને સારૂં લાગે કે લોકો તેની આગળ તસવીરની તરેહ ( હાથ બાંધીને વગર હીલચાલે ને વગર અહીં તહીં જુએ અદબથી ઉભા રહે જેવી રીતે નમાઝમાં અલ્લાહની સાંમે ઉભું રહેવાય છે. ) તો તેને જોઇએ કે પોતાનું ઠેકાણું આગમાં ઠેહવે. ( તીરમઝી )

જે (શખસ) અલ્લાહ સીવાય બીજા કોઇ માટે (કુરબાની) ઝબાહ કરે તો તેને ખુદાએ લઅનત કરી છે. ( મુસલીમ )

જ્યાં સુધી મારી ઉમતના કેટલાક કબીલા મુશરીકોની સાથે મલશે નહી તથા મારી ઉમતના કેટલાક કબીલા સ્થાનો પુજશે નહી ત્યાં સુધી કયામત થશે નહી. ( તીરમઝી )

જે કોઈ (શખસ) ખબર બતાવનાર ( એટલે નજુમી–રમલ વાળો ફાલ જોનારા વગેરે ગૈબ જાણવાનો દાવો કરનારા લોકો ) પાસે જાય તો તેની ચાલીસ દીવસની નમાઝ કબુલ થશે નહી.

( મુસલીમ )

તમો નહી કહો "જે અલ્લાહ ચાહે ને મોહમદ ચાહે" પણ તમે ફકત કહો "જે અલ્લાહ ચાહે."

ખચીત હઝરત રસુલ્લાહ (સ) મોહાજેર તથા અનસારના કેટલાક લોકોમાં બેઠા હતા એવામાં એક ઉંટ આવ્યું ને તેણે પેગમ્બર (સ) ને સીજદો કરયો. તો સાહાબાએ કહ્યું ઓ રસુલુલ્લાહ (સ) તમને મુગા પ્રાણીઓ તથા ઝાડ સીજદો કરે છે. તો અમને ઝરૂર છે કે તમને સીજદો કરયે તો હઝરત (સ) ફરમાવ્યું કે તમારા પરવરદીગારની તમો બંદગી કરો ને તમારા ભાઇની (મારી) તાઝીમ કરો.

કૈસ બીન સઅદ (રદી) થી રીવાયત છે કે હું "હીરા" માં આવ્યો તો તેઓને (લોકોને જોયા કે પોતાના મરઝબાનને સીજદો કરે છે તો મેં કહ્યું બેશક રસુલુલ્લાહ (સ) સીજદો કરવાને વધુ લાયક છે. ફરી હું રસુલુલ્લાહ ( સ ) પાસે આવ્યો ને મેં કહ્યું કે મેં 'હીરા' જોયું છે ફરી તેઓને જોયા જેઓ પોતાના મરઝબાનને સીજદા કરે છે. તો આપને હું સીજદો કરૂં એ વધુ લાયક છે. ત્યારે હઝરતે ( સ ) ફરમાવ્યું કે વારૂ વિચાર કર જો તું મારી કબર ઉપર ગુજરે તો તું શું તેને સીજદો કરશે? મેં કહ્યું નહી. હઝરતે ફરમાવ્યું તો ( હમણાં બી સીજદો ) નહી કરો.

(અબુદાઉદ)

અલ્લાહે ફરમાવ્યું કે તમારામાંનો કોઇ કહે નહી "મારો બંદો" અને "મારી બંદી" તમો સઘલા અલ્લાહના બંદા

છો અને તમારી ઓરતો સઘલી અલ્લાહની બંદી છે. અને ગુલામ પોતાના શેઠને મૌલા કહે નહી કારણ કે તમારો મૌલા અલ્લાહ છે. ( મુસલીમ )

મોતરેફ્ બીન અબદુલ્લાહ બીન શખ્ખીર ( રદી ) થી રીવાયત છે તેવણે કહ્યું કે હું બની અમીરના વફદ ( ડેપ્યુટેશન ) માં રસુલુલ્લાહ ( સ ) તરફ ચાલ્યો ફરી અમે કહ્યું "તમો અમારા સરદાર છો" ત્યારે રસુલુલ્લાહ ( સ ) ફરમાવ્યું સરદાર અલ્લાહ છે ફરી અમે કહ્યું બુઝરગીમાં અમારા મોટા છો. અને ઘણા સખી છો. તો તેવણે કહ્યું એવી વાત કહો અથવા એથી થાડી ઓછી કહો જેથાં તમને શેતાન બેઅદબ ન કરે. ( અબુદાઉદ )

જેવી રીતે ખ્રીસ્તીઓએ ઇસા ( અલે ) ને હદથી વધારયા તેવી રીતે તમો મને હદથી વધારો નહિ કારણ કે હું બંદોજ છું. તમો મને અલ્લાહનો બંદો તથા તેનો રસુલ કહો. ( બુખારી મુસલીમ )

ખચીત હું ઇચ્છું છું કે જે મરતબો અલ્લાહતઆલાએ મને ઈનાયત કરયો છે તેથી વધુ મને વધારો નહી. હું મોહમદ બીન અબદુલ્લાહ તેનો બંદો છું તથા તેનો રસુલ છું.

ગેબના ખઝાના પાંચ છે જેને અલ્લાહ સીવાય કોઈ જાણતું નથી. અલ્લાહ સીવાય કોઇ જાણતું નથી કે કાલે શું થશે અને કોઇ જાણતું નથી કે ગર્ભસ્તાનમાં શું છે અને કોઈ જીવ જાણતો નથી કે કાલે શું કરશે અને કોઇ જીવ જાણતો નથી કે કઇ ઝમીનમાં મરશે અને કોઈ જાણતું નથી કે ક્યારે વરસાદ વરસશે. ( બુખારી )

જે કોઈ પોતાના બાપને મુકીને બીજાને બાપ બનાવે અને

તે જાણતો પણ હોય કે તે તેનો બાપ નથી તો તેના ઉપર જંનત હરામ છે. ( બુખારી મુસલીમ )

એકની બીમારી બીજાને લાગતી નથી અને અપસુકન લેવું નથી. અને દેવ ભુત નુકસાન કરવાના માલક નથી.

( બુખારી મુસલીમ )

અપશુકન શીર્ક છે.

નઝર ( માનતા ) કરો નહી. કારણ કે નઝર તકદીરને કંઇ ટાલતી નથી અને નઝરને લીધે તો ફકત બખીલનો માલ ખરચ થાય છે. ( મુસલીમ )

અલ્લાહ અઝઝ વજલ્લ ફરમાવે છે કે જે કોઇ એક નેકી લાવશે તેને માટે દસ ઘણું છે. ( અથવા એથી ) પણ હું વધારસ. અને જે કોઈ બદી લાવશે તો બદલો બદીનો એકજ છે, અથવા હું તેને માફ કરીશ. અને જે કોઇ મારેથી વેંત પાસે થાય છે તો હું તેને એક હાથ પાસે થાઉં છું અને જે કોઈ મારેથી એક હાથ પાસે થાય છે તો હું તેને એક વામ પાસે થાઉં છું અને જે કોઇ મારી પાસે ચાલતો આવે છે તો હું તેની પાસે દોડતો આવું છું. અને જે કોઇ ઝમીન ભરીને ગુનાહોની સાથે મારી મુલાકાત લેશે અને તેણે કોઇ ચીઝને મારી શરીક કરી નહી હશે ( મારી ઝાતમાં યા ઇબાદતમાં યા સીફતમાં કોઇને જોડયો ન હશે ) તો હું તેટલીજ મગફેરત ( બખશાશ ) ની સાથે મુલાકાત કરીશ. ( મુસલીમ )

જે કોઇએ અલ્લાહની મુલાકાત એવી હાલતમાં કરી કે તેની ( અલ્લાહની ) સાથે કોઇને શરીક કરયો નહી તો તે જંનતમાં દાખલ થશે. અને જે કોઈ તેની મુલાકાત એવી હાલતમાં કરશે કે તેની સાથે કોઇને શીરક કરયો છે તો તે દોઝખમાં જશે એટલે જે ( મરતાં દમ સુધી ) ખોદાનેજ ( નફા નુકસાનનો ) માલીક જાણશે તો તે જંનતી છે અને જે ખુદા સીવાય બીજા

કોઇને નફા નુકસાનનો માલીક જાણશે તો તે મુશરીક દોઝખી છે.
(મુસલીમ)

(લોકોના) દેખાવ માટે (તેઓથી ડરીને યા તેઓની તારીફ માટે) થોડું પણ કામ કરવું શીરક છે.

## બીદઅત.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

હમ્દ તથા સલાત પછી વાત તો આ છે કે ખચીત બહેતર વાત ખુદાની કીતાબ છે. અને સારો માર્ગ મોહમદનો માર્ગ છે. અને બુરાં કામો તે નવા નીકળેલા (બીદઅત) અને દરેક બીદઅત ગુમરાહી છે. (મુસલીમ)

દરેક બીદઅત ગુમરાહી છે ને દરેક ગુમરાહી (નો ઠેકાણો) આગ છે.

બિસ્મિલ્લાહ પઢીને "ઈનના આ તૈના" ની પુરી સુરા પઢીને ફરમાવ્યું (કે) તમો જાણો છો કે કૌસર શું છે.? અમે કહ્યું અલ્લાહ તથા તેનો રસુલ સારી રીતે જાણે છે. હઝરતે (સ) ફરમાવ્યું કે તે એક નેહર છે. મારા પરવરદીગારે મને તેનો વાયદો આપ્યો છે. તેનાપર ઘણી ખૈર છે તે હોઝ પર કયામતના દીને મારી ઉમત આવશે તેના વાસણ તારાઓની ગણત્રી એ છે. ફરી એક બંદો તેઓમાંનો અટકાવાશે. હું કહીશ ઓ મારા પરવરદીગાર ખચીત તે મારી ઉમતમાંથી છે ત્યારે (મને) કહેવામાં આવશે કે તું જાણતો નથી તારી પછી તેણે કેવો નવો માર્ગ કાઢયો. (એટલે બીદઅતી થયો) (મુસલીમ)

હું તમને વસ્યત કરૂં છું જે ખુદાથી ડરો અને હાકેમોને કબુલ કરો અને તેઓની ફરમાબરદારી કરો અગર તે હાકમ

હબશી ગુલામ હોય તે છતાં. તે પછી મારી બાદ તમારામાંથી જે કોઇ જીવતા રહેશે તેઓ આખેરીમાં ઘણો એખતેલાફ (ગેર-સમજુતી) જોશે તો તમો લાઝમ જાણો પોતા ઉપર મારો રવઇઓ તથા મારા ખલીફાઓનો રવઈઓ કે જેઓ ખુબીઓ-વાલા તથા નેક રાહ પામેલા છે. એ રવૈઆને મઝબુત પકડો ને ઝોરથી તેને દાંતોથી પકડો. અને નવા કામોથી બચો એટલા શારૂ જે હર નવી ચીઝ (રસમ) બીદઅત છે અને બીદઅત ગુમરાહી છે. (અબુ દાઉદ)

મારાથી આગળ કોઈ પણ પેગમ્બરને અલ્લાહે કોઈ ઉમ-તમાં મોકલ્યા છે તો તેમને માટે તેમની ઉમતમાંથી હવા-રીઓ (ચોખા જાન ફીદા કરનાર) તથા સહાબીઓ થયા કરે છે જે તેઓની સુંન્ત પકડે છે. અને તેમના હુકમની તાબેદારી કરે છે. ફરી તેઓ પછી એવા નાલાએક નીકળે છે કે જે કહેલું છે તે કરતા નથી અને જેનો હુકમ નથી તે કરે છે (એટલે સુંન્ત છોડી નવી રસમો બીદઅત પકડે છે) તો જે કોઇ તેઓથી હાથથી જેહાદ કરે છે તે મોઅમીન છે. અને જે કોઈ તેઓની સાથે જીબથી જેહાદ કરે તે મોઅમીન છે. અને જે કોઈ તેઓ સાથે પોતાના દીલથી જેહાદ કરે તે મોઅમીન છે. આ ત્રણ કામો સીવાય ફરી તો રાઈના દાણા બ-રાબર ઇમાન નથી. (મુસલીમ)

જે શખસ મારી સુન્તોમાંની કોઈ સુંન્ત જે ભુલાઈ ગઈ હશે તે જારી કરશે તો તે શખસને બરાબર તેના પ્રમાણમાં સ-વાબ મલસે કે જેપર અમલ થશે. અને અમલ કરનારાઓનું સ-વાબ ઓછું થશે નહી. અને જેણે ગુમરાહીની નવી બીદઅત કાઢી તેનાથી અલ્લાહ રસુલ રાઝી નહી અને તેનાપર ગુનાહ બરાબર તે પ્રમાણે થશે કે જે પર (લોકો) અમલ કરશે ને અમલ કરના-રાઓના ગુનાહ જરાબી ઓછા થશે નહી. (તીરમઝી)

જેઓ મારી સુંનત પર અમલ કરશે ફસાદના વખતે (જે વખતે બીદઅતી રીવાજ ફેલાયલો હશે) તો તેને સો શહીદોનો સવાબ મલશે.

જે કોઈ અમારા આ કામમાં એટલે દીનમાં અને શરીઅતમાં નવી વાત કાઢે કે જે તેમાં ન હોય તો તે નવી વાત (રસમ) અથવા તેનો કાઢનાર મરદુદ છે. (બુખારી મુસલીમ)

જે કોઈ એવું કામ કરે કે જેના વીસે અમારો હુકમ નથી તો તે કામ મરદુદ છે. (મોહરમમાં તાઝયા તથા અલમ બેસાડનારાઓ તથા કયામત સુધી માતમની મજલીસ જારી રાખવાનું રીવાજ ચાલુ કરનારાઓ ચેતો.) (મુસલીમ)

અલ્લાહની નાફરમાનીમાં કોઇની તાબેદારી નથી. તાબેદારી તો સારા કામમાંજ છે (ઇમામ અથવા ઉસ્તાદ અથવા મા બાપની તાબેદારી સારા કામમાં કરે અને શરીઅત વિરૂધ કામમાં કોઇની તાબેદારી કરવી તે ગોયા તેને ખુદા તથા તેના રસુલ કરતાં મોટો સમજનાર લેખાશે)

અલ્લાહ લાનત કરે તેના પર કે જે પોતાના મા બાપ પર લાનત કરે અને અલ્લાહ લાનત કરે તેના પર કે જે ખુદા સીવાય બીજા કોઇના માનમાં ઝબાહ કરે અને અલ્લાહ લાનત કરે તેનાપર કે જે બીદઅતી ને આશરો આપે અને અલ્લાહ લાનત કરે તેનાપર કે જે ઝમીનની હદો મટાડે. (મુસલીમ)

ઈનિસાનની પરીક્ષા તેના ઘરવાળાઓમાં તેના માલમાં તેના જાનમાં તેની અવલાદમાં તથા તેના પાડોસીમાં થાય છે. તેનો કફ્ફારો નમાઝ-રોઝા-સદકો-સારા કામોનો હુકમ કરવો અને બુરા કામોથી મના કરવામાં છે. (બુખારી મુસલીમ)

આદમીઓનો દાખલો જાણે સો ઉંટ છે કે તેમાં સવારીને લાયક એક પણ તમને મળશે નહી તેવીજ રીતે સો આદમી-

ઓમાં એક બી કામીલ મોઅમીન સંગતને લાયક મળતું નથી (મતલબ કે સુંનતપર અમલ કરનારા ને બીદઅતને છોડનારા જુજ હોય છે) (બુખારી મુસલીમ)

જે કોઇ (બીજી) કોઇ કોમ જેવી પોતે નકલ કરશે (તો) તે તેમાંથી છે (એટલે મુસલમાન થઇને કાફરો જેવી રીતભાત તથા માન્યતા એખત્યાર કરશે તો તેનો હશર કાફરો સાથે થશે.)

મુશરીકોથી વીરૂધતા કરો. દાહડી મોટી મોટી કરો અને મુછો ઓછી કરો.

મરદોએ ઝઅફરાન (કેસર) લગાડવી હરામ છે (ઇસલામીઓ હીંદુઓને પગલે ચાલી લગન ક્રિયામાં તેમજ ચોપડા પુજવાની ક્રીયામાં ઝરૂર લગાડે છે.) (બુખારી મુસલીમ)

શો હાલ છે તે લોકોનો કે જે કામ હું કરૂં છું તેથી દુર રહેવામાં તેઓ સફાઇ જાણે છે. ખુદાની કસમ હું તેઓ કરતાં અલ્લાહને વધારે જાણું છું અને તેઓ કરતાં હું તેનાથી વધારે ડરનાર છું. (બુખારી મુસલીમ)

હું જે જાણું છું તેને જો તમો જાણો તો તમો ઘણા રડો ને થોડા હસો. (બુખારી મુસલીમ)

## થોડીક બીદઅતોના નમુના.

નીચલી સરવે શરીઅત વીરૂધની રસમો બીદઅત છે. અને હઝરત (સ) એ ફરમાવ્યું છે કે દરેક બીદઅત ગુમરાહી છે અને ગુમરાહીનો ઠેકાણો દોઝખ છે.

બુઝરગોની કબરોપર ઉરૂસ વગેરેનો ધામધુમથી મેળો ભરવો, રોશની કરવી, સંદલ કાઢવો, કબરને ચુમવુ ચાટવું તવાફ કરવો સીજદો કરવો ફુલની તથા તરેહવાર કીંમતી કપડાઓની

ચાદરો ચહડાવવી, વાજા વગડાવવા કવાલી વગેરે ગાનતાનનો જલસો કરવો કબરો પાસે નમાઝ તથા કોરાન પઢાવવું વગેરે. તેવીજ રીતે મરણ પછી મોલુદ, ઝયારત, દસમુ વીસમુ ત્રીસમુ ચહેલમ છમસી વરસી એ સરવે ખોટી રસમો છે. મરણ પામેલાઓના હકમાં સવાબ પોહુચાડવા ગરીબોને અવારનવાર ખાનું ખવરાવવું યા કપડા આપવા યા જે કાંઈ બો જ્યારે બી બની શકે તે ખેરાત સદકો કરવું મના નથી બલકે તાકીદ છે પણ ચોકસ તારીખેજ કરવું એ બુરૂં છે. જેથી એક ફરઝ થઈ પડે છે કોઇ પાસે જોગવાઇ હોય યા ન હોય, પણ એ રસમ ફરઝ થઇ જવાથી વ્યાજે કરઝે લાવીને બી એ રસમ બજાવવી પડે છે જેથી મુરદાંની ખાતર જીવતાને મરવું પડે છે કે રખે ન કરવાથી સગાવહાલા યા દોસ્તો ટીકા કરશે, યા એ નેમથી કે ખુબ ધામધુમ કરવાથી નામના થશે. જેથી એવી રસમો બજાવવી મરહુમના શારૂ નહી પણ પોતાની વાહવાહ ગવાડવા યા લાગતાવલગતાઓના ડરના લીધે બજાવવું થાય છે. એ સુનતથી વીરૂધ એટલે બીદઅત છે. પોતાથી જે કાંઇ બને અને જયારે બી બને ત્યારે ભલે મરહુમ શારૂ ખરચો. યા કાંઈ બી ન બને તો ફકત દુઆ કરો કે જેના જેવી સરસ રીત કોઇબી નથી. મરહુમ શારૂ હમેશાં દુઆ કરતા રહો જેથી તેને તથા દુઆ કરનારને હમેશા સવાબ થશે. ઈસલામ ઘણો આસાન મઝહબ છે પણ અફસોસ લોકોએ નવી નવી બીદઅતોથી સખત બનાવી દીધો છે. હઝરત રસુલુલ્લાહ (સ) ઉરૂસ વગેરે બીદઅતી રસમો શારૂ લાઅનત ફરમાવી છે તો લોકો તેને સવાબે દારેન સમજે છે! તેવીજ રીતે શાદી વગેરે ટાંકણે નાચ બાજા ગાજા આતશબાઝી વગેરે કુઝુલ ખરચ કરવો. સલામની બદલે આદાબ—બંદગી વગેરે કહેવું. મરદોએ રેશમ-સોનું પેહરવું મુછો વધારવી દાહડી બોડાવવી મીસી યા મહેંદી લગાડવી વીગેરે. વીધવાના નીકાહને હીંદુઓ મુજબ એબ સમજવું જ્યારે હઝરત (સ) ની એક સીવાય સરવે

બીબીઓ વિધવા હતી. ઓરતોએ બારીક લીબાસ પેહરવો, અવાજ કરતું ઘરેણું પેહેરવું દેરજેઠ વગેરે નામહરમની સાંબે વગર પરદે આવવું. મરણુ ટાંકણે પુકારી રડવું–મોપર છાતીપર પીટવું મુરદ્દાંના વખાણુ કરીને રડવું માતમ કરવી. ખાસ ખાસ તારીખોએ મરહુમોનો ગમ તાઝો કરવો જેવી રીતે કે મોહરમમાં કરવામાં આવે છે. તાબુતો કાહડવામાં આવે છે, પંજા બેસાડવામાં આવે છે, માનતાઓ ચડાવવામાં આવે છે, એહલેબેત ( અ ) પર નવી નવી તરેહની વાતો જોડી નવા મરસીઆ વરસો વરસ બનાવી ખુબ માતમ કરે છે પછી તરતજ સરસ સરસ પકવાનો ખાય છે ખવડાવે છે શરબતો પીએ છે. પીવડાવે છે. આપણા ઘરમાં કોઈનું મરણુ થાય અને જે ખરેખર ગમગીન હોય તેને તરતજ સરસ પકવાન ખાવા, ખવડાવવા તથા શરબત પીવા, પીવડાવવા ગમે કે ? તેવીજ રીતે શેતરંજ પાના પાસા વગેરે રમવા, સફરે જતાં આવતાં વડાઓને પગે લાગવું, સોના ચાંદી ા વાસણો ખાવા પીવા માટે વાપરવા વગેરે, એ સરવે બીદઅતો છે તેથી બચવું જોઇએ.

# શાદી.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

ખચીત ઘણી બરકતવાળી નીકાહ તે છે કે જે તકલીફમાં સહેલ હો.

બુરૂં ખાનું તે વલીમા ( શાદી )નું ખાનું છે. જેમાં તવંગરો નોતરાય અને ફકીરો તજાય. અને જે દાવત ( સુંનત તરીકાની હોય ને એ ) કબુલ નહા કરે તો તેણે અલ્લાહની તથા તેના રસુલની નાફરમાની કરી. ( બુખારી મુસલીમ )

ખાનુ આપવું પેહલે દીનનો હક છે. અને બીજા દીવસનો

દસ્તુર છે અને ત્રીજા દીવસનો મશહુર થવા શારૂ છે અને જેણે પોતાને મશહુર થવા ચાહ્યું તેને અલ્લાહ રૂસ્વા કરશે. (તીરમઝી)

જે લોક બદલા શારૂ તથા નામ શારૂ ખાનું કરે તો તેઓનું ખાનું કબુલ કરો નહી અને ખાઓ નહી.

## રાગ—વાજું.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

મને મારા પરવરદીગારે વાજા ગાજા મટાડવાનો હુકમ કીધો છે.

હરામ થઈ છે શરાબ, જુગાર અને કુબા (વાજા) અને જે ચીઝ નીશા લાવે તે હરામ છે. (મીશકાત)

ઘુંઘરો કે ઘાટરડી શૈતાનનું વાગું છે. (મુસલીમ)

રાગ દીલમાં નીફાક ઉગાડે છે જેવી રીતે પાણી ઉગાડે છે ખેતી. (મીશકાત)

તમારામાંના કોઇના પેટનું પરૂથી ભરાવું તે એટલે સુધી કે તેના ફેફસાને લાગે એ બહેતર છે આથી કે તેનું પેટ શેઅરથી ભરાય. (મુસલીમ)

નાફે (રદી)થી રીવાયત છે કે હું ઇબને ઉમર (રદી) સાથે હતો. રસ્તામાં તેઓએ એક વાજું સાંભલ્યું તો તેઓએ પોતાની બેઉ આંગલીઓ પોતાના બેઉ કાનોમાં નાંખીને તે રસ્તાપરથી બીજે તરફ ચાલ્યા ગયા જ્યારે દુર નીકળી ગયા ત્યારે કહ્યું અએ નાફે ભલા તું કાંઇ સાંભળે છે મેં જવાબ દીધો કે નહી. ત્યારે તેઓએ બેઉ કાનોમાંથી આંગલીઓ કાહાડી અને કહ્યું કે હું રસુલુલ્લાહ (સ. અ. સ.) સાથે હતો ને તેઓએ એક વાંસલીનો અવાઝ સાંભલ્યો તો એમજ કરયું જેવું મે કરયું. (અબુ દાઉદ)

# સોનું.

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

"તમારામાંનો કોઈ આગનો અંગારો લેવા ધારે છે અને ફરી તેને પોતાના હાથમાં મુકે છે." હઝરતે (સલ) એક શખસના હાથમાં સોનાની વીંટી જોઇ ત્યારે તેઓએ ઉપર મુજબ ફરમાવ્યું ફરી તે વીંટી (તે શખસના હાથમાંથી) કાઢીને ફેંકી ફરી રસુલુલ્લાહ (સ) ના ગયા પછી તે શખસને કહેવાયું કે તારી વીંટી લે અને તેથી લાભ લે. તો તેણે કહ્યુ કે નહી. ખુદાની કસમ રસુલુલ્લાહે (સ) જે (ચીઝ)ને ફેંકી તેને કદી લઈશ નહી.

(બુખારી મુસલીમ)

જે કોઇએ સોના ચાંદીના વાસણમાં પીધું તેણે પોતાના પેટમાં જહનમની આગ ઉતારી. (મુસલીમ)

બેશક એ બે ચીઝો (હઝરત (સ) એ પોતાના જમના હાથમાં રેશમ તથા ડાબા હાથમાં સોનું લઈ ફરમાવ્યું કે) મારી ઉમતના મરદો માટે હરામ છે. (ઈમામ આહમદ હંબલ નીસાઈ અબુદાઉદ)

# રેશમી લીબાસ.

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

જે કોઇ (મરદ) દુન્યામાં રેશમી કપડુ પેહરશે તો તે કયામતમાં (રેશમ) પેહરશે નહી. (બુખારી મુસલીમ)

આ રેશમને તો તેજ શખસ પહેરે જેનો (આખેરતમાં) હીસ્સો નથી. (મુસલીમ)

એક શખસના બદન પર બે લાલ રંગના કપડા હતા અને

તેણે હઝરત (સ) ને સલામ કરી તો તેઓએ જવાબ ન આપ્યો.
( અબુ દાઉદ–તીરમઝી )

## શરાબ વગેરે નીશો.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

દરેક પીવાની વસ્તુ જે નીશા લાવે તે હરામ છે.
( બુખારી મુસલીમ )

ખચીત વાત આ છે કે તે શરાબ દવા નથી પણ તે બીમારી છે. ( મુસલીમ )

જે ચીઝ નીશો લાવનારી હોય તે થોડી યા ઘણી હરામ છે. ખુદાતઆલાએ શરાબ પીનારા વેચનારા ને ખરીદનારા પર લઅનત કરી છે.

દરેક નીશો લાવનાર વસ્તુ હરામ છે. ખચીત ખુદાએ પોતાપર ઠેરવ્યું છે કે જે નીશાવાલી વસ્તુ પીએ તેને તે "તીનતુલ ખબાલ" પીવડાવશે. સહાબાએ કહ્યું "તીનતુલ ખબાલ" શી ચીઝ છે ઓ રસુલુલ્લાહ? હઝરતે (સ) ફરમાવ્યું કે તે દોઝખીઓનો નીચોડ (પરૂ) છે. ( મુસલીમ )

## આપઘાત.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

જે ફાંસો ખાઇને મરે છે તે જંહનમમાં ફાંસો ખાયા કરસે અને જે ભોંકીને મરે છે તે પોતાના જીવને આગમાં ભોંક્યા કરશે.
( બુખારી )

જેણે પાહાડપરથી પોતાને ફેંકી મારી નાખ્યો તો તે જં-હનમમાં હમેશા ઉંચેથી પડયા કરશે ત્યાં હમેશા રહયા કરશે અને જે કોઈ ઝહેર પીને પોતાને મારશે તો તેનું ઝહેર તેના હાથમાં રહેશે તેને તે દોઝખમાં પીતો રહેશે અને જે કોઈ પોતાના જાનને લોઢાથી એટલે હથીઆરથી મારશે તો તે હથીઆર તેના હાથમાં હશે તેને તે દોઝખમાં પોતાના પેટમાં હમેશા ભોકયા કરશે. ( બુખારી મુસલીમ )

## કોઈની ઘણી તારીફ ન કરવા વીસે.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

જ્યારે તમો ઘણી તારીફ કરવાવાલાઓને જુઓ તો તેઓના મોઢામાં ખાક ભરી દેઓ. ( મુસલીમ )

જ્યારે કોઈ બદકારની તારીફ કરવામાં આવે છે તો તે ખુદાના ગઝબમાં આવે છે ને તેથી અરશ કાંપે છે.

ખચીત તમે તે શખસને હલાક કરયો અથવા તે શખસની પીઠ તોડી નાંખી. ( હઝરત રસુલુલ્લાહ ( સ ) તે શખસને ફરમાવ્યું કે જેણે બીજાની ઘણી વખાણ કરી. ) ( બુખારી મુસલીમ )

તને અફસોસ છે કે તેં તારા સાથીની ગરદન કાપી છે. હાય તેં તારાવાલાની ગરદન ઉડાવી છે. ( એક શખસે બીજાની ઘણી તારીફ કરી ત્યારે હઝરત (સ) એ કેટલીકવાર એ હદીસ તેને ફરમાવી કેમકે બહુ તારીફ કરવી તે માણસ માટે ઝેર છે. કારણ તે મગરૂરીમાં પડે છે કે હું ખરેજ આવો તારીફ લાયક છું અને જેના દીલમાં એવી મગરૂરી પેઠી તે હલાક થયો )

( બુખારી મુસલીમ )

તમારામાંનો જે કોઈ પોતાના મુસલમાન ભાઈની તારીફ કરવા આહતોજ હોય તો તે કહે કે હું ફલાણાને આવો સારો ધારૂં

છું અને અલ્લાહ તેને સારી રીતે જાણે છે. અને હું કોઈને અલ્લાહ આગલ નીરદોષ ઠેડવતો નથી. હું ધારૂં છું કે ફલાણો શખસ આવો આવો છે. જો તે વીસે તેને ખાત્રી હોય.

( બુખારી મુસલીમ )

# તસવીર.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

તારો નકશવાલો પરદો મારી આગળથી દુર કર કારણ કે તેની તસવીરો હમેશ મારી આગલ નમાઝમાં આવ્યા કરે છે.

( બુખારી )

અલ્લાહ ફરમાવે છે મારી બનાવેલી તસવીરોની જેમ જે બનાવવા લાગે તેથી વધુ કોણ ઝાલીમ છે? તેઓને જોઈએ કે એક રજને કે એક દાણાને કે એક જવને પેદા કરે. (મુસલીમ)

કયામતના દીને ઘણો સખત અઝાબ તેને છે જેણે નબીને કતલ કરયો અથવા નબીએ જેને કતલ કરયો અથવા જેણે પોતાના માબાપને કતલ કરયો અને તસવીરો બનાવનારને અને તે આલીમને કે જેના ઈલમથી કંઈ લાભ નહી આપે.

જે કોઈ ખેતી તથા ગાય બકરીની રખવાલ સીવાય કુતરાને રાખશે તો દરરોઝ તેની નેકીમાંથી એક કીરાત ( પાંચ પાંચ જવ ) ગટસે. ( બુખારી મુસલીમ )

**( જે તસવીરોની પરસ્તીશ થાય છે તે સદંતર હરામ છે. પણ કેટલીક તસવીરોથી દીનના ફેલાવા માટે ઉતેજન મલે છે તો તે જાયઝ છે. તેમ કેટલીક તસવીરો ફરઝયાત રાખવી પડે છે જેને કોઈ હરામ છે કહીને ફેકી દેતું નથી જેમકે રૂઃ પૈસા ટપાલની ટીકીટો તથા શીખવાની સ્કુલ બુકો વગેરેમાં તસવીરો હોય છે )**

# મોત.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

તમે મરવા પડેલાને લાઈલાહા ઈલ્લલ્લાહની તલકીન કરો. ( મરવાની વખતે લા ઈલાહા ઈલ્લલ્લાહ પુકારીને કહો કે જેથી મરનાર પણુ તે સાંભલીને બોલે. પણ તેને મોહડેથી બોલવાની ફરજ પાડો નહી કદાચ તે ના પાડી બેસે. ) ( મુસલીમ )

જ્યારે તમો મૈયતની પાસે ભેગા થાઓ તો સારી વાત કહો. કારણુ કે જે તમે કહો છો તે પર ફીરેશતા આમીન કહે છે. ( મુસલીમ )

મૈયતની પાછલ ત્રણુ ચીઝ જાય છે તેની અહલ (ઘરવાલા) માલ અને અમલ. ફરી તેમાંના બે ( ઘરવાલા અને માલ ) પાછા ફરે છે. અને એક ( અમલ તેની સાથે ) રહી જાય છે. ( બુખારી મુસલીમ )

જનાઝાને જલદી લઈ જાઓ. જો તે નેકબખત છે તો તમે તેને ભલાઈની તરફ નઝદીક કરયો ( એટલે કબરમાં જઈને સવાબ મેળવશે ) અને જો તે બીજો કંઈ છે ( બુરો છે ) તો તમે તે ( બુરા )ને પોતાની ગરદનપરથી ઉતારયો. ( બુખારી મુસલીમ )

જ્યારે માણુસ મરયો તો તેના અમલ કપાઈ ગયા (એટલે અમલ કરવાનું બંધ થયું ) પણુ ત્રણુ તરેહના અમલ મોત પછી બી કપાતા નથી. (૧) સદકો ખેરાત જેનો લાભ હમેશા જારી હોય. (૨) તે ઈલમ કે જેથી લોકો લાભ લે. (૩) નેક અવલાદ જે બાપને માટે દોઆ કરે. ( મુસલીમ )

ખચીત મોત ડરવાની વસ્તુ છે. તો જ્યારે તમો જનાઝાને

જુઓ તો તમો ઉભા થાઓ. (કોઇ બી કોમનો જનાઝો હોય. તેના માન ખાતર નહી પણ ખુદાના ખોફના ખાતર) (બુખારી)

તમે મુરદાને ગાલો ન ભાંડો (બુરૂ ન કહો) કેમકે તેઓ પોતાનાં કરતુકે પોંહચી ગયાં છે. (બુખારી)

તમારામાંનો હરેક અલ્લાહની સાથે સારી ધારણા રાખતો હોય એવી હાલતમાં મરે (મરતી વેળા અલ્લાહને રહીમ, કરીમ, ગફાર વગેરે જાણીને બખશીશની આશા દીલમાં રાખે કે જેથી ખુશી અને શોખની સાથે અલ્લાહની તરફ જાય. અને હાઝર રહેનારાબી અલ્લાહની રહીમીની સીફત બયાન કરયા કરે.) (મુસલીમ)

જ્યારે કોઇ (મોઅમીન) બંદાનો ફરઝંદ મરે છે અલ્લાહ તઆલા ફીરેશતાઓને ફરમાવે છે (શું) તમોએ મારા બંદાના ફરઝંદની રૂહ કબઝ કરી? કહે છે હા. પાછું અલ્લાહતઆલા ફરમાવે છે શું તમોએ તેના દીલના મેવાને કબઝ કરયો? ફરી કહે છે હા. પાછું અલ્લાહતઆલા ફરમાવે છે મારા બંદાએ શું કહ્યું? કહે છે તારો તારીફ કરી અને "ઇન્ના લીલ્લાહે વઇન્ના ઇલૈ હે રાજેઉન" કહ્યું. પછી અલ્લાહતઆલા ફરમાવે છે મારા બંદા શારૂ બહેશતમાં એક મોટું મકાન બનાવો અને તેનું નામ રાખો બએતુલ હમ્દ. (તીરમઝી આહમદ)

જે જનાઝા સાથે નોહો કરનારી ઓરત હોય તે સાથે જવાની મના છે. (ઇબને માજા)

પુકારીને રડનારીઓની દોઝખમાં બે સફ બનાવવામાં આવશે. એક સીધી બાજુ બીજી ડાબી બાજુ. ત્યારે (તેઓ ત્યાં)

દોઝખીઓપર નોહા કરશે જેવી રીતે કુતરા રડે છે.
(તીબરાની)

હું તેનાથી બેઝાર છું: જે માથું બોડાવે અને પુકારીને રડે અને ગીરેબાન ફાડે. (બુખારી મુસલીમ)

ચાર બાબત મારી ઉમતમાં કુફરના લોકોની છે જેને તેઓ છોડશે નહી. તેમાંની એક (મુડદા પર) પુકારીને રડવાની છે અને ફરમાવ્યું જે પુકારીને રડનારી ઓરત પોતાના મરણની આગમજ તોબા ન કરી હશે તો કયામતના દીને તેણીને તેલનો પેહરન અને ખારશની (ખુજલીની) ઓઢણી પહેરાવવામાં આવશે. (મુસલીમ)

લઅનત છે ચીલ્લાઇને રડનારી ઓરતપર અને સાંભલનારી પર. (અબુ દાઉદ)

તું જા અને તે ઓરતોના (એટલે જાફર બીન અબુ તાલીબ (રદી) ની ઓરતોના) મોંમાં ધુલ નાખ. (જાફર તૈયાર (રદી) જેઓ હઝરત (સ)ના કાકા હતા જેઓને હઝરતે (સ) લડાઈ ઉપર મોકલ્યા હતા જ્યારે તેમની શહાદતની ખબર આવી તો હઝરત (સ) ને ઘણો ગમ થયો અને જાફરના ઘરની ઓરતો વિલાપ કરવા લાગી. એક શખસે એ બાબતની હઝરત (સ) ને ખબર કરી. હઝરતે (સ) ફરમાવ્યું જઇને તેઓને રોકો. તેણે જઇને મનાઈ કરી. ઓરતોએ માન્યું નહી ફરી હઝરત (સ) ને અરઝ કરી કે તેઓ માનતી નથી. હઝરતે કહ્યું ફરી જા અને મનાઇ કર એવી રીતે ત્રણવાર તે શખસને મોકલ્યો તેણે કહ્યું એ હઝરત ઓરતો માનતી નથી

અને અમારેથી ચઢી ગઈ છે. ત્યારે હઝરતે ગુસ્સો કરી ઉપલી હદીસ ફરમાવી.) (બુખારી મુસલીમ)

શું તમે સાંભલ્યું નથી કે અલ્લાહ અઝાબ નથી કરતો આંખમાંથી આંસુ નીકલવાથી અને દીલમાં ગમ થવાથી પણ અઝાબ કરે છે આ કારણસર એમ કહીને જીભને દેખાડી ઇશારો કરયો (એટલે એનાપર ઝરૂર અઝાબ થાય છે ઘરવાળાઓના રડવાથી પણ જો ઝબાનથી ઇન્ના લીલ્લાહે વઇન્ના ઇલેહે રાજેઉન" કહે અને સબર કરે રહેમ થાય છે.)

(બુખારી મુસલીમ)

આંખ વહે છે અને દીલ ગમ કરે છે અને અમારો પરવરદીગાર રાઝી થાય તેજ અમે કહીએ છીએ (ઈન્નાલીલ્લાહે વઈન્ના ઈલેહે રાજેઉન) ખુદાની કસમ ઓ ઇબરાહીમ (હઝરત (સ) ના ફરઝંદને તેના આખરી વખતે હઝરતે કહ્યું) અમે તારે લીધે ગમગીન છીએ (મુસલીમ)

જો મને એવો ડર ન હતે કે તમે મુડદાને દફન નહીં કરો તો હું અલ્લાહથી દોઆ કરતે કે તમને કબરનો અઝાબ સંભલાવે (એટલે કબરનો અઝાબ એવો સખત છે કે તે તમે સાંભલો તો બેભાન થઈ જાઓ અને મુડદાઓને દફન ન કરો.)

(મુસલીમ)

મુસલમાન જ્યારે કબરમાં પુછાય છે તો તે આ શાક્ષી આપે છે કે "લા ઈલાહા ઇલ્લલ્લા મોહમદન રસુલુલ્લાહ" તો ખુદાનુ કોરાનમા છે "જે લોકો ઈમાન લાવ્યા તેઓને અલ્લાહ સીધ વાતપર ઠરાવે છે" તે આએજ લોકો છે.

(બુખારી મુસલીમ)

જ્યારે તમે જનાઝાની પાછળ જાઓ તો જ્યાં સુધી તે ઝમીનપર મુકાય નહી ( ત્યાં સુધી ) તમારે બેસવું નહી. (મુસલીમ)

એક યાહુદી ઓરત મરી ગઈ હતી તેના સગાં રડતા હતા ત્યારે હઝરત (સ) ફરમાવ્યું કે ખચીત વાત તો આ છે કે તેના ઉપર રડાય છે અને તેને કબરમાં અઝાબ થાય છે.

( બુખારી મુસલીમ )

ઝીંદાની ( જીવતા લોકોની ) દુઆથી મરણ પામેલાઓનો અઝાબ રફા થાય છે ( ઉપાડી લેવામાં આવે છે ) હઝરતે (સ) એક ઠેકાણે ફરમાવ્યું કે મરણ પામેલાઓ છે તે જીવતાઓના મોહતાજ છે અને એ આશા રાખે છે કે એઓના પ્યારાઓ એઓના હકમાં મગફેરતની દુઆ કરશે પણ અફસોસ દુન્યાના લોકોની એવી ઉલટી સમજ છે કે એઓના હકમાં દુઆ કરવાનું છોડી ઉલટું એઓની પાસેથી પોતાની બહેતરીની આશા રાખે છે.

જે વખત ઇનસાન ખેરાત કરે છે મુરદાને સબાબ પોંહચાડવાની નીયતથી તો અલ્લાહતઆલા જીબરઈલ ( અલે ) ને હુકમ કરે છે કે મારી રહેમત લઇને મુરદાની કબર પર જાઓ.

## કબર.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ ફરમાવ્યું કેઃ—

અલ્લાહ યાહુદોપર લાનત કરે તેઓએ પોતાના પેગમ્બરોની કબરોને મસજીદ ( સીજદાની જગ્યા ) બનાવી. ( મુસલીમ )

હઝરત રસુલુલ્લાહ ( સ ) એ લાનત કરી તે ઓરતો પર કે જેઓએ કબરોને મસજીદ બનાવી ( એટલે કબરોને સીજદો કરયો

યા ત્યાં નમાઝ પઢી ) તથા જેઓ કબરો પર બતીઓ રોશન કરી. ( આ હદીસથી ઉરૂસ ભરનારાઓએ ચેતવું જોઇએ કે જે કામ માટે હઝરત (સ) એ લાઅનત કરી તેને તેઓ સવાબે દારેન સમજે છે ! ) ( અબુદાઉદ તીરમઝી )

તમો જાણો કે બચીત તમારાથી આગળ જે હતા તેઓ પોતાના પેગમ્બરો તથા સારા લોકો ( બુઝરગો વલીઓ ) ની કબરોને મસજીદ ઠેડવતા હતા તમો સાંભલો કે તમારે કબરોને મસજીદ બનાવવી નહી. બચીત હું તમોને એથી મનાઇ કરૂં છું. ( મુસલીમ )

ન બનાવો મારી કબરને ઇદગા ( એટલે જેમ દર વરસે ઇદ થાય છે ને બધા લોકો જમા થઈ ઉરૂસ વગેરેની ધામધુમથી મેળો કરે છે તેમ મારી કબરપર કરશો નહી ) અને દરૂદ મોકલો મારાપર એટલા માટે કે તમારી દરૂદ મને પોંહચાડવામાં આવે છે તમો કયાંબી હોવો.

કબર પર બેસો નહી અને તેઓ તરફ નમાઝ પઢો નહી ( જ્યારે તેથી ઉલટુંજ લોકો મુજાવરો બની કબર પાસે બેસે છે ને ત્યાં નમાઝ સીજદા બજાવે છે. ) ( મુસલીમ )

બચીત જ્યારે તેઓમાંનો કોઇ સારો માણુસ મરી જતો તો તેઓની કબર ઉપર મસજીદ બનાવતા અને ત્યાં તેવી સુરતો ચીતરતા તે લોકો ખુદાને ત્યાં બુરી મખલુક છે. ( બુખારી મુસલીમ )

અલબતા તમારામાંનું કોઇનું અંગાર પર બેસવું ફરી તેના કપડા બલવા કે તેની ચામડીને લાગવું એ કબર ઉપર બેસવા કરતાં બહેતર છે. ( મુસલીમ )

( કબરોની ઝયારત એ કારણસર કરી શકાય છે કે નીયત હોય ઇબરત લેવાની ને દીલ નરમ કરવાની જે વીસે રસુલુલ્લાહ (સ) ફરમાવે છે ) કબરોની ઝયારત કરવાની મેં તમોને મના કરી હતી પણ કબરોની ઝયારત કરતા રહો ખચીત ઝયારત કરવી દુન્યાથી બેદીલ કરે છે ને આખેરત યાદ દેવાડે છે.

( ઈબ્ને માજા )

મના થઇ છે કબરને ( દેખાવ માટે ) ગચી કરવાની તથા કબર પર ઇમારત બનાવવાની તથા તેપર બેસવાની. ( મુસલીમ)

ખચીત અલ્લાહે અમને હુકમ નથી કરયો કે અમો પથર અને માટીને કપડું ઓઢાડયે, ( કબરો પર ચાદર તથા કીમતી ગીલાફ ઓઢાડવામાં આવે છે તેમજ દીવાલો ફેનસી પરદાથી શણગારવામાં આવે છે. એ બીદઅત છે. ગરીબોને ઓઢવાને સાદું કપડું નથી મલતું ત્યારે એવો ફુઝુલ ખરચ કરવો તે ખુદાની બક્ષેલી દોલતનો ગેરઉપયોગ કરવાનો ગુનેહગાર ઠડે છે. ખુદા આપણને દોલત આપે તો તે આપણો માલ ન થયો. તે તો તેનોજ માલ છે આપણે ફકત તેના ખઝાનચી છૈએ અને આપણને કયામતના દીને તેનો હરેક પૈસો જે અત્રે ફુઝુલ ખરચાયો હશે તેનો હીસાબ દેવો પડશે. ( બુખારી મુલસીમ )

## વગર ઝરૂરતે મુસાફરી ન કરવી જોઇએ.

### હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

સફર અઝાબનો એક ટુકડો છે તે તમને ઉંઘવાથી ખાવાથી પીવાથી રોકે છે. માટે જયારે કોઇ હેથે ગયો હોય (તો) તે કામ પુરૂ થયે જલદી ઘરવાલા પાસે આવે ( વગર ઝરૂરતે સફર કરવી મકરૂહ છે કેમકે એમાં તકલીફ છે ઉપરાંત જમાતની નમાઝ તથા જુમાની નમાઝ જતી રહે છે ) ( બુખારી મુસલીમ )

ત્રણ મસજીદો મસજીદે હરામ (એટલે અદબવાલી મસજીદ (મકે મોઅઝમાની) મસજીદે રસુલ (મદીને મુનવરાની) અને મસજીદે અકસા (બૈતુલ મુકદસ જેરૂસલમની) સીવાય કજાવા બંધાય નહી. (એટલે સફર કરવી નહી) જે લોકો ઝયારત કરવા દુરના મુલકોમાં જાય છે તેઓએ ચેતવું જોઇએ સબબ સવાબ પોહચાડવા રસુલુલ્લાહ (સ) ફરમાવી ચુકા છે જે "દરૂદ મોકલો મારા પર એટલા માટે કે તમારી દરૂદ મને પોંહચાડવામાં આવે છે તમો કયાં બી હોવો" તેવીજ રીતે બીજા મરહુમો શારૂ દુઆ કરો કે જેથી અરસપરસ બેઉને સવાબ પોંહચે. ખુદાએ ઇનસાનને દુઆનો એવો હથીઆર આપ્યો છે કે જેથી ગરીબ તથા તવંગર સરખો લાભ લઈ શકે. નહીકા જેથી પાસે દોલત હોય તેજ ઝયારત કરી શકે ને તેજ સવાબ હાંસલ કરતો રહે અને ગરીઓ બેનસીબ રહે. પણ ખુદા રહેમાનો રહીમ હોવાથી સરવેને આસાન થાય એવા હુકમો આપ્યા છે. છતાં લોકો ખોટી રસમો પકડી બીદઅતી થાય છે ને ખુદાના ગુનેહગાર ઠડે છે.

## દુન્યા.

હઝરત રસુલુલ્લાહ. સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

ખચીત દુન્યા મીઠી તથા હરીભરી છે અને ખચીત અલ્લાહે એક ટોલાં પછી તમને તેમાં માલેક બનાવે છે. ફરી તે જુએ છે કે તમો કેવી રીતે અમલ કરો છો (દુન્યામાં ઇનસાનની અજમાયશ લેવાય છે.) (મુસલીમ)

તું દુન્યામાં એક મુસાફર સરખો થા. અથવા જાણે એક

રસ્તામાં ચાલનાર સમાન થા. અને તું પોતાને એક કબરવાળા-ઓમાં ગણી રાખ. ( બુખારી મુસલીમ )

દુન્યા મુરદાર છે. તેને તલબ કરનાર કુત્રા છે.

દુન્યા મોઅમીનનોનો કેદખાનો છે અને કાફરોનો બગીચો છે. ( મુસલીમ )

કોઈ શખસ પોતાની કલેમાની આંગલી દરયામાં નાખે ફરી તે જુએ કે તેને કેટલું પાણી લાગું તે પ્રમાણે દુન્યા આખેરતનો મુકાબેલામાં છે. ( મુસલીમ )

આદમી કહે છે મારો માલ મારો માલ પણ તારો માલ તો તેજ કે જે તેં ખાધો અને ફના કરયો અથવા પહેરયો અને તેને પુરાનો કરયો અથવા સદકો કરયો અને તેને ચાલુ કરયો ( ખાધું અને પેહરયું તે અત્રે ફના થયું સખાવતમાં ખરચેલું આખેરતનો ખઝાનો બની સાથે ચાલ્યું. )

જો ઘણીએક બકરીઓમાં બે ખુની વરૂ છોડવામાં આવે કે જે ખુબ ચીરી ફાડીને ખાય પણ તેમનાથી એ એટલી બર-બાદી નથી પોંહચતી કે જે માણસના દીનને પૈસાના લોભે અને નામના ઈચ્છાના લીધે થાય છે.

દુન્યામાં જેણે મશહુર થવાનો કપડો પેહરયો ( જેવી રીતે શીઆ આલીમો ઝાહેરમાં લોકોને દેખાડવા શોકનો કાલો લીબાસ પહેરી ફરે છે સૈયદો લીલી પાઘડી બાંધે છે તથા હાજી-ઓ–અમીરો–મશાએખો–દરવેશો પોતે તેવા છે એમ ઓળખાવા શારૂ ખાસ લેબાસો પહેરે છે. ) તો તેને ખુદા કયામતના દીને રૂસ્વાઇનો કપડો પહેરાવશે. ( અબુ દાઉદ ઈબને માજા )

જે શખસ દીની ઈલમ તથા અહાદીસ દુન્યા હાંસલ કરવા શીખે અને યાદ કરે છે તેનો આખેરતમાં કશો હીસ્સો

નથી. ( આ હદીસ શરીફ શીઆઓની મશહુર હદીસોની કીતાબ કાફીમાંની છે. જ્યારે ખુદ શીઆ આલીમો દુન્યા કમાવા શરીઅત વીરૂધ કયામત સુધી માતમની મજલીસો ફરઝ કરી વાએઝ કરવા મોટી મોટી રકમો ફી તરીકે લે છે )

જે શખસ પોતાને દુન્યાથી દોસ્ત રાખે છે ( જેથી તે ) પોતાની આખરેતને નુકસાન પોંહચાડે છે અને જે શખસ પોતાને આખેરતથી દોસ્ત રાખે છે ( જેથી તે ) પોતાની દુન્યાને નુકસાન પોંહચાડે છે તો એખત્યાર કરો તે ચીઝ કે જે કાયમ રહેનાર છે ( એટલે આખેરતને એખત્યાર કરો ) ઉપર તે ચીઝની કે જે ફાની છે ( એટલે દુન્યા ફાની છે તેને છોડો. )

લાનત કરવામાં આવી છે યા લાનત કરવામાં આવે (જે) બંદો દીનારનો યા બંદો દીરહમનો (હોય) (દુન્યાના પૈસા ટકા પર મશગુલ રહેનારા ઇનસાનો પર લાનત કરવામાં આવી છે. )
( તીરમઝી )

એક શખસ આવ્યો અને કહ્યું યા રસુલુલ્લાહ મને એવા કામની ખબર આપો કે જે વખતે હું તે કરૂં અલ્લાહ મને દોસ્ત રાખે અને લોકો ( બી ) મને દોસ્ત રાખે. ફરમાવ્યું નફરત કર અને દુન્યામાં ખાહેશ ન રાખ તને ખુદા દોસ્ત રાખશે અને જે ચીઝ લોકોની પાસે છે માલ મોટાઈ તે તરફ ખાહેશ ન રાખ્યાથી લોકો તને દોસ્ત રાખશે ( લોકો સાથે પૈસા ટકા તેમજ માન ઇઝત મેળવવામાં હરીફાઇ ન કરવામાં આવે તો લોકો બી દોસ્ત રાખશે ) ( તીરમઝી ઇબનેમાજા )

એક દીવસ, હઝરત રસુલુલ્લાહ ( સ ) ખજુરીના પાંદડાની ચટાઈ ઉપર આરામ કરતા હતા એટલામાં અસહાઓ હાઝર થયા જે વખતે હઝરત ( સ ) ઉઠયા તો તેઓની પીઠ અને કમર ઉપર તે પાંદડાની નીશાની પડી ગઈ હતી એ જોઇને

અસહાબમાંથી એક શખસે હઝરત ( સ ) ને અરઝ કરી યા રસુલે ખુદા ( સ ) કીસરા અને કયસર તો રેશમના બીછાના ઉપર આરામ કરે અને આપ ચટાઈ ઉપર સુવો છો. હઝરતે ( સ ) ફરમાવ્યું કે કાંઈ હરકત નથી તેઓ માટે દુન્યા છે અને અમારા માટે આખેરત છે.

શું કોઈ એવો છે જે ચાલે પાણી પર પોતાના પગો ભીજવ્યા વગર ? સહાબાએ જવાબ આપ્યો એવો કોઇ નથી જે પોતાના પગોને ભીજવ્યા વગર પાણીપર ચાલે. હઝરતે ( સ ) ફરમાવ્યું કે એવીજ રીતે ( દુન્યાની મોહબત રાખનાર ) દુન્યાદાર ગુનાહોથી સલામત નથી. ( મીશકાત )

દુન્યા તે શખસનું મકાન છે જેના શારૂ ( આખરતમાં ) મકાન નથી અને ( દુન્યામાં ) તે શખસના શારૂ માલ છે જેના શારૂ (આખેરતમાં) માલ નથી. અને જે શખસ તેને જમા કરે છે તેના શારૂ અકલ નથી. ( મીશકાત )

જ્યારે ઇનસાન મરે છે ફીરેશતા પુછે છે ( શું નેક અમલો ) આગળ મોકલ્યા છે. ઈનસાન કહે છે જે (માલ) પાછલ છોડયું ( ફીરેશતા નેક અમલ શારૂ પુછે છે તો ઈનસાન જે માલ છોડયું તે બતાવે છે ) ( મીશકાત )

જે દુન્યામાં વગર લાલચ અપાયેલો છે ( દુન્યાની મોહબત રાખનાર નથી ) ને ફુઝુલ વાતો ઓછી કરનારો છે તો તેની નઝદીકી સોધો ખચીત તેને ( ખુદા તરફથી ) હીકમત શીખવવામાં આવે છે અને અપાય છે. ( મીશકાત )

ખચીત તમારી ઝીંદગી તે તમારાથી પ્રથમની ઉમતોને

જોતાં એવી છે કે જેવી અસરની નમાઝથી મગરીબ સુધી (એ-ટલે આગલી ઉમતોની ઉમર કરતાં તમારી ઉમર બહુ ટુંકી છે. માટે આ ટુંક ઝીંદગી ખરો ઇસલામ હાંસલ કરી મોઅમીન બની નેક આમાલ બજાવી ઇસલામની સત્યતા તથા ખુબીઓ દુન્યામાં ફેલાવવામાં ખતમ કરો.



# હઝરત અલી (અ) દુન્યા વીસે શું ફરમાવે છે.?

દુન્યાથી ખુશ થવું બેવકુફી છે. દુન્યા ઝેર છે તેને એ ખાય જે ઓળખે નહી. દુન્યા એવી છે કે જે તેને ચાહે તેને અને ન ચાહે તેને પણ ખુદા આપે પણ દીન એવું છે કે તે નથી આપતો પણ તેને કે જે તેને ચાહે. ઝમાનો ગુજરી જાય છે તે અજબ છે પણ લોકોની ગફલત એ કરતાં પણ વધારે અજબ છે. દુન્યા-ની સફાઈમાં મેલ મલેલો છે. અને તેમાં આરામ છે તે બી-મારી સાથે મલેલો છે. અએ દુન્યાના બંદાઓ દીવસના લેવા વેચવા મશગુલ થાઓ છો અને રાતના પોતાના બીછાના પર આરામ કરો છો. અને પડખા ફેરવો છો અને સુવો છો. અને આખેરતના કામથી ગાફીલ થાઓ છો અને ઇબાદતના કામોથી સુસ્તી કરો છો તો આખેરતના કામો ક્યારે કરશો? અને મુસા-ફરીની તૈયારી કયારે કરશો? દુન્યાના લોકો સાથે વધારે મોહ-બત ન કર. કેમકે તેઓની સોહબતથી તું આજીઝ રહીશ. અને તેઓ તારા દુશમન થશે. કેમકે એ લોકો આગ જેવા છે તેઓથી ફાયદો થોડો થાય છે અને બાળે વધારે છે. દુન્યાને બદલે આખરેતને વેચ નહી. અને અમ્મરને બદલે ફાનીને લે નહી.

લોકો સાથે સોહબત ઓછી રાખ કેમકે તું ગરીબ થઈ જશે તો તારા ઉપર ફખર કરશે અને અગર તવંગર થઇશ તો તો હસદ કરશે. અએ લોકો માહીતગાર થાઓ કે દુન્યા એક ફાની થનાર મુસાફરખાના સમાન છે અને હમેશાં બાકી રહેનાર આખેરત છે. તમોને લાઝીમ છે કે આ મુસાફરખાનાથી કાંઇ હાસીલ કરો. એટલે નેક અમલ કરો કે તમોને આખેરતનું ભાતુ થાય. અને જેની સામે તમારા તમામ કામ ઝાહેર અને ખુલ્લા છે તેની સામે શા માટે પરદો કરોછો? માટે પરહેઝ કરો. અએ લોકો મરવાની પહેલે પોતાના દીલ દુન્યાંથી જુદા કરો. અને દુન્યામાં તમોને ફકત અજમાઇશ માટે મોકલ્યા છે. અને તમો આખેરત માટે પેદા થયા છો. ઇનસાન જ્યાં સુધી દુન્યાને તુચ્છ નહી સમજે ત્યાં સુધી બુઝરગ નહી થાય. દુન્યામાં ખુશ હશે તે આખેરતમાં હલાક થશે અને દુન્યામાં ગમગીન હશે તે આખેરતમાં ખુશી થશે. મને એ શખસથી અજબ લાગે છે કે દુન્યાથી જવાવાળો છે અને મુસાફરીનો સામાન તઇયાર કરતો નથી. જેના માટે દુન્યામાં મુસીબતો અને સખતીઓ નથી તેના માટે આખેરતમાં નેઅમતો નથી.

અફસોસ છે ઝીંદગાની તમામ થઇ અને ગુનાહ સીવાય આખેરતને માટે બીજુ કાંઇ ભાતું ભેગું કરયું નહી અને હજી પણ તારી ગફલતનો એવો હાલ છે તે નફસની લીઝતો કે જે ફાની છે અને હવા તથા હવસમાં ગીરફતાર છો અને હીસાબના દીવસ અને પોતાના ખાલીકના મતલબથી બીલકુલ ગાફીલ છો. અએ ઉંચી ઉંચી મેડી અને મહેલના રહેનારાઓ હુશયાર થઈ જાઓ કે નઝદીક છે કે તમો માટીમાં મલી જશો અને ઝમીનમાં દફન થશો અને અએ લોકો હુશયાર થઈ જાઓ કે એક ફીરશતો હમેશા ખુદા તરફથી ઝમીનવાળાઓ અને દુન્યાવાળાઓને અવાજ આપીને કહે છે કે અએ આફેલો ગફલતમાં

કેમ પડયા છો ? અને શા માટે સારીસા ઇમારતો બનાવવામાં મશગુલ થાઓ છો ? કેમકે એ તો ફક્ત પોતાના વખતને બરબાદ કરવાનું છે અને તમો પેદા નથી થયા પણ મરવા માટે અને આજે ઉમદા ઉમદા ઈમારતો બનાવો છો તે ટુક મુદતમાં ખરાબ વીરાન અને બરબાદ થઇ જશે. અએ લોકો તમે જાણુતા નથી કે દુન્યામાં ખુશી કરવી તે ફરેબ ખાવાનું છે છેવટે શરમીંદગી વિના બીજું કંઈ નથી અને અએ આરામ ચાહવાવાળાઓ તમારૂં હમેશા દુન્યામાં રહેવાનું બનવાજોગ નથી. અને એવો ખ્યાલ ખોટો છે અએ ગાફેલો ગફલતની ઊંઘથી જાગો અને આખેરતનો તોશો હાસીલ કરો કેમકે એક દીવસ ઝરૂર દુન્યાથી જવું છે માટે આખેરતનો ભાતો મેળવવા જલદી કરો કેમકે મોત તમારી તાકમાં છે અને એક દીવસ ઝરૂર નાઝીલ થશે. અએ લોકો દુન્યા મુસાફરખાના સમાન છે કે મુસાફર ત્યાં રાતના થોબે છે અને સવારના ચાલતો થાય છે. અએ દુન્યા ચાહવાવાળાઓ હુશયાર થઈ જાઓ કે દુન્યા બેઈઝતીનુ મકાન છે અને દુન્યાની મીઠાશ ઇંદ્રાવન કરતાં પણ વધારે કડવી અને ખરાબ સ્વાદવાલી છે પણ દોલતમંદોને દોલત ખુબ ફરેબ આપી રહી છે અને ખુબ તકબુર અને અહંકારવાળા બનાવે છે. માટે અએ લોકો તેનાથી પરહેઝ કરો કે તે ફાની છે અને આખેરત જે બાકી રહેનાર છે તેના માટે કોશીશ અને મહેનત કરો કે તેથી હમેશા ફાયદો થશે. જેણે દુન્યાપર ભરોસો રાખ્યો તે બદબખત અને કમનસીબ છે. જે શખસ ખુદાના દીનને રમત સમજશે તેને ખુદા જહનમમાં દાખલ કરશે. જે શખસની ઝીંદગીથી કોઇને ફાયદો ન પોહચે તે શખસનો ગણત્રી ઓરતોમાં છે. જે શખસ ખુદાથી ડરશે તેને ખુદા હરેક ચીઝથી બેડર રાખશે. જે શખસ લોકોથી ડરશે તેને ખુદા હરેક ચીઝથી ડરાવશે. જેણે ખુદાનો ખોફ કરયો તેને કોઇનો ખોફ નથી. દુન્યાની મોહબતથી ડરો કે તે શેતાનની

જાળ અને ઈમાનની ખરાબી છે. પોતાના નફ્સ સાથે જેહાદ કરવો તે બેહીશત ખરીદવા જેવું છે. તે જેણે પોતાના નફ્સ સાથે જેહાદ કરી તેણે બેહીશત ખરીદયું અને આતો બહુજ બહેતર સવાબ છે. અએ લોકો જાણો કે દુન્યા અને આખેરત બે ઓરતો સમાન છે જે એક મરદના ઘરમાં હોય તો એકને રાઝી રાખે તો બીજી નારાઝ થઈ જાય છે. અએ લોકો જાણો કે એક ફીરેશતો હમેશા નીદા કરે છે કે અએ લોકો જણો મરી જવા માટે ઇમારતો બનાવો ખરાબ થવા માટે ભેગું કરો મુકી જવા માટે.

અએ લોકો જાણો કે દુન્યા ખરાબ છે કેમકે તેમાં નેકી થોડી છે અને બદી વધારે છે. લીઝત ઘણી ઓછી છે અને પસ્તાવો બહુજ છે અને તેની રાહત છે તે સખતી અને ઈજા સાથે મલેલી છે અને તેની ઉમદગી નહસ સાથે મલેલી છે અને તેનો ફાયદો નુકસાન સાથે મલેલો છે અને તેની મીઠાસ કડવાસ સાથે મલેલી છે. માટે તેણીથી બચો. માલ ભેગો ન કર. કેમકે તને ખબર નથી કે કેના માટે ભેગો કરે છે. જે જીવતાથી કોઈને ફાયદો પહોંચે નહી તે મુરદા સમાન છે. અએ મોઅમીનો જાણો કે તમારો માલ અને તમારી અવલાદ ફીતના છે જેમકે તે વીસે ખુદાએ કોરાનમાં ફરમાવ્યું છે. તો કયામતના દીવસે માલ અને અવલાદ કાંઈ પણ કામ નહી આવે પણ જે શખસ સાફ દીલથી રાહે ખુદામાં વાપરશે તેનું ફલ ત્યાં પામશે. અએ લોકો તમારી પાસે માલ ઓછો હોય તો ખુદાનો શુકર કરો કેમકે માલ જેટલો વધારે હશે તેટલો હીસાબ દેવો પડશે. ઈનસાન જે દમ લે છે તે મોત તરફ ઉતાવલેથી જવા દગલા ભરતો હોય તે સમાન છે.

---

# વાએઝ કરનારા અને કોરાન પઢનારા પણ તે મુજબ અમલ ન કરનારાઓનો હાલ.

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

શબે મઅરાજમાં કેટલાએક શખસોને મેં જોયા કે તેઓના હોઠ આગની કાતરથી કપાતી હતી મેં કહ્યું અએ જીબરઈલ એઓ કોણ છે (જીબરઈલે) કહ્યું કે એ લોકો તારી ઉમતના વાએઝ કરનારાઓ છે જે ચીઝ (અમલ) કે તેઓ (લોકોને કરવા) કહેતા હતા પણ તેઓ પોતે તેમ કરતા નહતા. ખુદાની કીતાબ (કોરાન) પઢતા હતા અને અમલ નહી કરતા હતા.

(મીશકાત)

કયામતના દીવસે એક શખસને લાવવામાં આવશે ફરી તે આગમાં નખાશે તો તેના પેટની આંતરડીઓ નીકળશે ફરી જેવી રીતે ગધેડું ઘંટીમાં ફરે છે તેવી રીતે તે તે આંતરડીઓ સાથે ફરશે. ફરી તેની પાસે દોઝખવાળા ભેગા થશે અને કહેશે કે ઓ ફલાના તને શું થયું? શું તું અમને ભલી વાતની નસીહત કરતો નહતો અને બુરી વાતથી રોકતો નહતો? તો તે કહેશે હા હું તમને ભલી વાતની નસીહત કરતો હતો પણ હું તે કામ કરતો નહતો તથા બુરી વાતની મનાઇ કરતો હતો પણ હું પોતે તે કામ કરતો હતો. (બુખારી મુસલીમ)

# બીમારી.

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

અલ્લાહે કોઇપણ બીમારી મોકલી છે તો તેના માટે દવા પણ મોકલી છે.

(બુખારી)

કોઈ પણ મુસલમાન ( મોઅમીન ) ને બીમારીથી કે તે સીવાય બીજા કંઇથી દુખ અને મુસીબત પોંહચે તો જેવી રીતે ઝાડ પાંડદાંને ખેરવે છે તેમ તેને લીધે અલ્લાહ તેના ગુનાહોને ખેરવે છે ( એટલે દરેક રંજ અને તકલીફથી ઈમાનદાર મુસલમાનના ગુનાહ દુર થાય છે તે એવી શરતથી કે તે તેપર સબર કરે ને ઇનના લીલ્લાહે વ ઇનના ઇલેહે રાજેઉન કહેતો રહે ) ( બુખારી મુસલીમ )

હઝરત રસુલુલ્લાહ ( સ )ની આગળ એક ઓરતે તાપને બુરૂ કહ્યું તો હઝરતે ( સ ) ફરમાવ્યું કે તાપને બુરૂ ન કહો એનાથી ગુનાહ માફ થાય છે.

લા બાસ અલૈક તહુરૂન ઈનશા અલ્લાહો ( એટલે તને કંઇ હરજ નથી. ખુદાએ ચાહયું તો ( આ તાપ તને ગુનાહોથી ) પાક કરનાર છે. ( આ દુઆ હઝરત રસુલુલ્લાહ (સ) એક ગા-મડયાની બીમાર પુરસીએ ગયા ત્યારે ફરમાવી. બીમાર માણસ માટે એ દુઆ કરવી સુનંત છે.

( બુખારી )

જે કોઇ ( મોઅમીન ) માંદાની બીમાર પુરસી કરશે તે હમેશા જંનતના બગીચાઓમાં મેવો ચુંટશે.

( મુસલીમ )

જો તું ચાહે તો સબર કર અને તારે માટે જંનત છે અને જો ચાહે તો તારે માટે અલ્લાહથી દુઆ કરૂં કે તે તને સાજી કરે ( એક બીમાર ઓરતને હઝરતે ( સ ) ફરમાવ્યું.

( બુખારી મુસલીમ )

જ્યારે બંદો બીમાર થાય છે અથવા સફર કરે છે તો તંદરૂસ્તી અને ઘરમાં બેસવાની હાલતમાં જે કામ કરતો હતો તે ( સવાબ ) તેને માટે લખાય છે. ( બુખારી )

તાઉન ( પલેગ ) અઝાબ હતી અલ્લાહ પોતાનાં બંદાઓ-માંથી જે પર ચાહે તે પર મોકલે છે ફરી અલ્લાહે તેને ઇમાન વાલાઓ માટે રહેમત કરી છે. કોઇ પણ બંદો જે ગામમાં પ-લેગ હોય ત્યાં ( તે ) હોય અને તેમાં સબર કરીને થોભી રહે સવાબની આશા કરીને નીકલે નહી તે જાણે છે કે અલ્લાહે જે લખ્યું છે તે સીવાય કંઈ તેને થનાર નથી તો તેને માટે શહીદનો સવાબ છે. ( મુસલીમ )

જે કોઈ ખુદાની રાહે ( દીની કામમાં ) મરી જાય તે શ-હીદ છે. અને જે કોઇ તાઊનમાં મરી જાય તે શહીદ છે. અને જે કોઇ પેટની બીમારીમાં મરે તે શહીદ છે અને જે ડુબી જાય તે શહીદ છે. ( મુસલીમ )

પેગમ્બરોમાંથી કોઇ પેગમ્બરને એક કીડીએ ચટકો દીધો તો તેણે હુકમ કર્યો જેથી કીડીઓનું ઘર બળાયું. તો અલ્લાહે તેની તરફ વહી નાઝીલ કરી કે તને એક કીડીએ ચટકો દીધો તો તેં તસબીહ કરનાર એક ટોલાને બાલ્યું. ( અઝાબ આવે છે તો બદકારો સાથે નેક લોકોબી તેના ભોગ થયા વગર રેહતા નથી જેમકે સુકા સાથે લીલા બી ઝરૂર બલેજ. )

( બુખારી મુસલીમ )

જ્યારે અલ્લાહ કોઈ કોમ ઉપર અઝાબ નાખે છે તો જે-ટલાં તે કોમમાં હોય તે સરવેને લાગે છે. ફરી કયામતના પો-તાના આમાલ પ્રમાણે ઉઠાવાશે. ( બુખારી મુસલીમ )

જ્યારે તમે કોઈ ઝમીનમાં પલેગનું સાંભળો તો ત્યાં ન જાઓ અને જે ઝમીનમાં તમો હોવો અને ત્યાં પલેગ આવે તો ત્યાંથી ન નીકળો (પલેગનો ફેલાવો થવા પહેલાં સાવચેતી દાખલ ઘર બદલવું યા ખુલ્લી જગામાં જવું મના નથી. કેમકે ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે જે જાણીબુજીને તમારી જાનને હલાકતમાં ન નાખો) (બુખારી મુસલીમ)

## કસમ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

તમે જાણો કે જે શખસ કસમ ખાય તો ખુદા સીવાય કોઇની ન ખાય.

વેપારમાં ઘણા કસમ ખાવાથી બચતા રહો કારણ કે તે સોદાનું ચલણ કરે છે પણ બરકતને મટાડે છે. (મુસલીમ)

જે શખસ અલ્લાહ સીવાય બીજાની કસમ ખાધી તેણે શીરક કરયું (ખુદાની કસમ ખાવી એટલે ખુદાને શાક્ષી રાખવું થયું ને ખુદાજ બધે ઠેકાણે હાઝર નાઝર છે જેથી તે એકલોજ બધુ જોઇ તથા સાંભલી શકે છે. પેગમબર યા ઇમામ યા પીર હાઝર નાઝર નથી તેથીજ તેઓ અલ્લાહની જેમ કશું જોતા યા સાંભલી શકતા નથી. જે કોઇએ પેગમ્બર યા ઇમામ યા પીરની કસમ ખાધી તો અલ્લાહની જેવી શકતીમાં તેને જોડયો એટલે તે કસમ ખાનારે શીરક કરયું.) (તીરમઝી)

તમો ખોટા માઅબુદો (ખુદા સીવાય સરવે ખોટા માઅબુદો છે) તથા તમારા બાપદાદાઓની કસમ ખાઓ નહી.

અલ્લાહે તમારા બાપદાદાની કસમ ખાવાની મનાઇ કરી છે.

જે કોઈ કસમ ખાનાર હોય તેને જોઇએ કે અલ્લાહની કસમ ખાય અથવા ચુપ રહે. ( બુખારી મુસલીમ )

ખોટા કસમોથી મકાનો વેરાન થઈ જાય છે.

જે કોઈ કસમ ખાઇ બેસે ફરી તેને તે વાત સીવાય બીજી વાત ( શરીઅત મુજબની ) સારી લાગે તો તેને જોઇએ કે પોતાના કસમનો કફારો આપી ફરી જે કામ બહેતર હોય તે કરે ( દસ માણુસોને સારૂ ખાનુ ખવરાવવું યા કપડા પેહરાવવા તે કસમનો કફારો છે ) ( બુખારી મુસલીમ )

જે કોઈ મુસલમાનના માલને કસમ ખાઈ નાહક લેશે તો અલ્લાહની એવી હાલતમાં મુલાકાત કરશે કે તેના ઉપર ગુસ્સો કરનાર હશે. ફરી રસુલુલ્લાહ (સ) તેને લગતી કોરાનની ( આયત ) અમારી આગળ પઢી "બેશક જે લોકો અલ્લાહને દરમ્યાનમાં ( શાક્ષી ) રાખીને તથા જુઠી કસમ ખાઈને થોડા દુન્યાનો માલ લઈ લે છે તે લોકો માટે આખેરતમાં કંઇ હીસ્સો નથી અને ન તેઓથી કયામતના દીવસે અલ્લાહ વાત કરશે અને ન તેઓને ( ગુનાહોથી ) પાક કરશે અને તેઓને માટે દુખની માર છે." ( બુખારી મુસલીમ )

## સ્વપનુ.

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફેરમાવ્યું કેઃ—**

જ્યારે તમારામાંના કોઇને ખરાબ સ્વપનુ દેખાય તો શેતાનના ખેલની કોઈને ખબર કરે નહી. ( મુસલીમ )

જ્યારે તમારામાંનો કોઇ અણગમતુ સ્વપનુ જુએ તો તે ડાબી બાજુએ ત્રણવાર થુકે અને શેતાનની જુદા પાસે ત્રણ

વાર પનાહ માગે ( અઉઝો બીલ્લાહે મીનશ શેતાનનીર રજી-
મ કહે. )

જ્યારે તમારામાંનો કોઇ નાપસંદ સ્વપનુ જુએ તો ઉભો થાય અને નમાઝ પઢે અને તે સ્વપનાની વાત કોઇને કહે નહી. ( બુખારી મુસલીમ )

જ્યારે ઝમાનો કરીબ થશે તો ઇમાનવાલાઓના સ્વપના જુઠા થવા લાગશે નહી. ( બુખારી મુસલીમ )

તમારામાં ઘણું સાચું બોલનાર ઘણા સાચા સ્વપનાવાલો છે. ( મુસલીમ )

સારો સ્વપનો અલ્લાહ તરફથી છે ને પરેશાન સ્વપનો શેતાન તરફથી છે. ( બુખારી )

જે કોઈ વગર જુએ બનાવટ કરીને સ્વપનુ બયાન કરે તેને એવો હુકમ થશે કે તે બે જવને ગાંઠ મારે અને એ કદી થઈ શકશે નહી ( તેવી રીતે તેનાપર અઝાબ પણ બંધ થશે નહિ ) ( મુસલીમ )

નેક આદમીનો સારો સ્વપનો તે નબુવતના ભાગોમાં છેતા-
લીસમો ભાગ છે. ( બુખારી )

જેણે મને સ્વપનામાં જોયો તે મને જાગતામાં જોશે અથવા તો તેણે મને જાગતામાં જોયો. શેતાન મારી સુરત ધારણ કરી શકતો નથી. ( બુખારી મુસલીમ )

જે શખસ સાચા સ્વપના પર ઈમાન ન લાવ્યો તે ખુદા અને તેના રસુલ પર બી ઇમાન ન લાવ્યો.

તમારાથી આગલી ઉમતોમાં મોહદસો ( એટલે ખુદા જેઓ સાથે વહી ઇલહામ મારફતે વાતો કરે તે ) થતા રહ્યા છે અને

અફ્રર મારી ઉમતમાં બી ( એવા શખસો ) થશે જેમાંથી એક ઉમર બીન ખતાબ છે.

( મુસલીમ તીરમઝી નીસાઇ )

# યતીમ

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

જે માણસ યતીમને માથે હાથ ફેરવશે અને ફક્ત અલ્લાહનેજ માટે ફેરવશે તો તેનો હાથ જેટલા વાલો ઉપર ફરયો હશે તેટલી નેકીઓ તેને મલશે અને જે માણસ કે તેની પાસે રહેલા યતીમ છોકરો કે છોકરી પર ઉપકાર કરયો તો તે અને હું જંનતમાં એવી રીતે રહીશું જેવી રીતે શહાદતની આંગલી અને વચલી આંગલી છે.

કયામતના કેટલાક માણસ કબરમાંથી એવી રીતે ઉઠશે કે તેમના મોઢામાંથી આગના ભડકે ભડકા નીકળતા હશે. કોઇએ આપને પુછયું એ રસુલુલ્લાહ ( સ ) તે કોણ હશે ? આપે ફરમાવ્યું તમને ખબર નથી ? અલ્લાહતઆલાએ કોરાનમાં ફરમાવ્યું છે કે જે લોકો યતીમનો માલ નાહક ખાય છે તે લોકો પોતાના પેટમાં આગ ભરી રહ્યા છે.

હું અને યતીમને પાળનાર જંનતમાં આ બંનેની જેમ છૈએ અને હઝરત ( સ ) કલેમાની આંગલી તથા વચલી આ આંગલીના તરફ ઇશારો કરયો. ( મુસલીમ )



# સલામ

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે જ્યાં સુધી તમે ઇમાન લાવશો નહીં જંનતમાં જશો નહી અને જ્યાં સુધી આપસમાં મોહબ્બત પેદા કરશો નહી ત્યાં સુધી પુરા ઇમાનદાર થશો નહી. શું હું તમને એક એવી ચીઝ નહી બતાવું કે જ્યારે તમો કરશો તો આપસમાં દોસ્ત થશો. તમો સલામ કરવાનો આપસમાં રીવાજ આપો. ( મુસલીમ )

એક શખસે પુછયું કે ઇસલામની કઇ ખસલત સારી છે? તેને હઝરતે ( સ ) ફરમાવ્યું કે "ખાનુ ખવરાવે અને જેને તું ઓળખે અને જેને તું નહી ઓળખે તેને તું સલામ કરે" ( બુખારી મુસલીમ )

( જે શખસ ) સવાર ( હોય તે ) ચાલનાર પર સલામ કરે અને ( જે શખસ ) ચાલનાર ( હોય તે ) બેસનાર પર સલામ કરે અને થોડા ( શખસો હોય તે ) ઘણા પર સલામ કરે.

( બુખારી મુસલીમ )

જ્યારે તમને અહેલે કીતાબ ( ખ્રીસ્તી યાહુદી વગેરે ) સલામ કરે તો તમો અલેકુમ ( એટલે તમારાપર ) કહો.

( બુખારી મુસલીમ )

# જે ચીઝ પોતા શારૂ પસંદ કરો તેવીજ બીજાઓ શારૂ બી પસંદ કરવી જોઇએ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે કોઇ બંદો જ્યાં સુધી પોતા માટે જે ચીઝ પસંદ કરે છે તે પોતાના પાડોસી માટે અથવા પોતાના ભાઇ માટે પસંદ નહી કરશે ત્યાં સુધી પુરો મોઅમીન થતો નથી. (મુસ્લીમ)

અફઝલ ઇમાન તે છે કે તું દોસ્તી રાખે અલ્લાહને વાસ્તે ને દુશમની રાખે અલ્લાહના વાસ્તે ને જારી રાખે ઝબાનને અલ્લાહની ઝીકરમાં. અને તું લોકો શારૂ ભલું તે જાણે કે જે તું તારા પોતાના જાન શારૂ ભલુ જાણે અને બુરૂં જાણે તું લોકો શારૂ જે તું તારા પોતાના શારૂ બુરૂં જાણે. (મીશકત)

# અલ્લાહની ઝીકર અને પસંદગી.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

જે કોઇ ચાહે કે જનતના બગીચાઓમાં ફરે તો તેણે ખુદાનો ઝીકર બહુજ કરવું જોઇએ.

અલ્લાહના ઝીકર સીવાય બીજી વાતો વધારે કરયા કરો નહી. કેમકે અલ્લાહતઆલાની ઝીકર સીવાયની બહુ વાતો દીલને સખત કરી નાંખે છે અને લોકોમાંથી તે માણસ અલ્લાહથી વધારે દુર છે કે જેનું દીલ સખત છે.

જ્યાં કોઈ અલ્લાહનો ઝીકર કરી રહયો હોય ત્યાં ફીરેશત્તા નાઝીલ થાય છે.

જે માણુસ અલ્લાહને વાસ્તે તવાઝો ( નમનતાઇ ) કરે છે અલ્લાહતઆલા તેનો મરતબો વધારી દે છે અને જે માણુસ અભીમાન કરે છે અલ્લાહતઆલા તેની ગરદન ભાંગે છે.

સાત શખસોને અલ્લાહ પોતાના સાયામાં રાખશે તે દીવસે કે જ્યારે તેના સાયા વગર કોઇનો સાયો હશે નહી. (કયામતના દીને ) (૧) ઇમામ અદલ કરનાર (૨) જુવાન જે ઉગતી જવાનીથી અલ્લાહની બંદગીમાં રહ્યો. (૩) તે શખસ કે જેનું દીલ મસજીદો તરફ લાગેલું છે. (૪) તે બે શખસો કે જેઓએ અલ્લાહને માટે દોસ્તી કરી હોય, ભેગા થયા હોય તો એ પર અને જુદા પડે તો એ પર (૫) તે શખસ કે જેને માલવાલી ઇઝતવાલી અને ખુબસુરતીવાલી ઓરત ( બદકારી માટે) બોલાવે અને તે કહે કે ( હું ) ખુદાથી ડરૂં છું. (૬) તે શખસ કે જે કંઇ સદકો કરે ફરી તેની એવી રીતે છુપાવે કે તેનો ડાબો હાથ નહી જાણે કે તેના જમણા હાથે શો સદકો કરયો છે. (૭) તે શખસ કે જે ખાલી ઘરમાં અલ્લાહની યાદ કરે ફરી તેની બંન્ને આંખો વહે ( એટલે એકાંતમાં ખુદાના ખોફથી રડે )

( બુખારી મુસલીમ )

કોઇ કોમ અલ્લાહની યાદ માટે બેસે છે તો ફીરેશતા તેઓને ઘેરી લેજ છે અને અલ્લાહની રહેમત તેઓને ઢાંકેજ છે. અને તેઓ ઉપર તસલ્લી ( શાંતી ) ઉતરેજ છે અને અલ્લાહની પાસે જે ( ફીરેશતા ) ઓ છે તેઓમાં તે તેઓને યાદ કરે છે.

( મુસલીમ )

સાંભલો હું ત્રણે મરદોની ખબર કરૂં ( જેઓ દીની ઇલમ વાલી મજલીસમાં ગયા હતા ) એકે તો ( અડચણ હોવા છતાં ) અલ્લાહના તરફ વલણ કરી તો અલ્લાહે તેને જગ્યા આપી ( ફઝલ પામ્યો ) બીજો તે શરમાયો ( પણ મજલીસમાં શામેલ રહ્યો )

તો અલ્લાહ પણ તેનાથી શરમાયો (ગઝબથી બચાવ્યો) અને ત્રીજાએ મોં ફેરવ્યું તો અલ્લાહે પણ તેનાથી મોંહ ફેરવ્યું.

(બુખારી મુસલીમ)

# ઉમદા વઝીફો.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

બે શબ્દો (ઈનસાનની) જીભ ઉપર ઘણા હલકા છે (પણ તે ખુદાની) તરાજુમાં ભારી છે (અને) ખુદાને પ્યારા છે.

સુબહાનલ્લાહે વ બે હમ્દેહી (૨) સુબહાનલ્લાહીલ અઝીમ.

(બુખારી મુસલીમ)

તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે ખચીત "કુલ હોવલ્લાહ" નો સુરો કુરાનના ત્રીજા હીસા બરાબર છે.

ઓ અબદુલ્લાહ શું જન્નતના ખઝાનાઓમાંના એક ખઝાનો તને હું નહી બતાવું? તે "લા હવ લ વલા કુવ વ ત ઇલ્લા બીલ્લાહીલ અલીઈલ અઝીમ" છે (એટલે બંદો ખુદાતઆલા પાસે આજીઝી ઝાહેર કરે છે જે તારા ફઝલ વગર મારામાં તાકત નથી કે હું કોઈ નેકી અખત્યાર કરી શકું યા કોઇ બદીથી બચી શકું.)

ઘણી પસંદ વાત અલ્લાહની નઝદીક ચાર છે "સુબહાન અલ્લાહ" "અલહમ્દો લીલ્લાહ" "લાઈલાહા ઈલ્લલ્લાહ" ને "અલ્લાહો અકબર" આ ચારમાંથી જેથી તું શરૂ કરે કંઈ હરકત નથી. (મુસલીમ)

અલ્લાહો અકબર કબીરા વલ હમ્દો લિલ્લાહે કસીરા વ સુબહાનલ્લાહે બુક રતન વઅસીલા (આ કલામ ખુદાતઆલાને

ઘણા પસંદ છે અને કહેનારને માટે આસમાનના દરવાઝા ખોલાય છે. ઇબ્ને ઉમર કહે છે જ્યારથી મે હઝરત રસુલુલ્લાહ (સ) થી એ કલામ સાંભલ્યા છે મેં કદી છોડયા નથી).

જે કોઈ એક દીવસમાં ૧૦૦ વાર કહે "લાએલાહા ઈલ્લલ લાહો વહદહુ લા શરીકા લહુ લહુલ મુલકો વ લહુલ હમ્દો વ હોવા અલા કુલ્લે શૈઈન કદીર" તો તેને દસ ગુલામ (છોડાવવા) નો સવાબ મલશે. અને તેના માટે સો નેકી લખાશે અને સો ગુનાહ ભુસેડવાશે. અને સાંજ થાય ત્યાંસુધી એ તેના માટે શેતાનથી પનાહ થશે. અને જે માણુસે એનાથી વધુ પઢયુ હોય તેના સીવાય કોઇ તેનાથી અફઝલ નેકી લાવશે નહી. અને જે કોઈ એક દીવસમાં સો વાર કહે "સુબહાનલ લાહે વબે હમ્દેહી" તો તેના ગુનાહ દરયાના ફીણ બરાબર હોય તો એ તે માફ થશે. એટલે ઘણા હોય તો એ માફ થશે.

(બુખારી મુસલીમ)

જેની રૂબરૂ મારો ઝીકર થાય અને તે મારા ઉપર દુરૂદ પઢવા ભુલી જાય તો તે જંનતનો રસ્તો ભુલી ગયો.

માણુસોમાં કયામતના દીને તે શખસ બહેતર હશે જે મારા ઉપર દુરૂદ ઘણી પડે છે.

મેઅરાજની રાત્રે મેં જંનતમાં મહેલ જોયા કે તે મરતબામાં બહુજ મોટા હતા. જીબરઇલને મેં પુછયું કે આ મેહેલ કોણના માટે બનાવવામાં આવ્યા છે? તેઓએ જવાબ આપ્યો કે ગુસ્સો પી જવાવાલા. માફ કરવાવાલા. અને નેકી કરવા વાલા માટે.

ખચીત હું એક કલેમો જાણું છું કે જો તેને તે કહે તો

તેનો ગુસ્સો જતો રહે જો તે અઉઝો બીલ્લાહે મીનશ શૈતાનિર રજીમ કહે તો તો તેનો ગુસ્સો ઉતરી જતે.

( બુખારી મુસલીમ )

## દુન્યામાં એક બીજાપર જે ઝુલમ થયો હોય તે અત્રેજ માફ કરાવી લેવું જોઇએ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

જે કોઈની પાસે પોતાના ( કોઇ બી મુસલમાન ) ભાઇની આબરૂ અથવા ચીઝનો ઝુલમ (થયો) હોય તો તેને ઝરૂર છે કે દીનાર દીરહમ ન હશે તે પેહલાં ( એટલે કયામત પેહલાં ) આજના દીવસે તેનાથી માફ કરાવી લે (નહી તો ) તે દીવસે જે સારા કામો તેના હશે તે ઝુલમના પ્રમાણમાં લેવાશે ( ઝુલમ કરનાર ઝાલીમની નેકી લઈ ઝુલમ ખમનાર મઝલુમને અપાશે ) અને જો ( ઝાલીમની પાસે ) નેકી નહી હશે તો ઝુલમ ખમનારના ગુનાહ એના પર ( ઝાલીમ પર ) લદાસે એટલે તે પછી તે લદાએલા ગુનાહ સાથે દોઝખમાં જશે. ( બુખારી )

## ઈસ્તીગફાર.

હઝરત રસુલુલ્લાહ. સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

તમો અલ્લાહ આગલ તોબા કરયા કરો કારણ કે હું દર રોઝ અલાહ આગલ સો વાર તોબાહ કરૂં છું ( મુસલીમ )

ખુદાની કસમ હું દીવસમાં ૭૦ વારથી વધુ ખુદા પાસે બખશીશ માંગું છું ( ઈસ્તીગફાર કરૂં છું ) અને તેની તરફ

તોબાહ કરૂં છું. (ઈનસાન જ્યારે ઈસ્તીગફાર કરે છે એટલે "અસતગફીરલ્લાહ રબ્બી મીન કુલ્લે ઝંબી વઅતુબે એલેહે" કહે છે તો તેના આગલા ગુનાહ માફ થાય છે તથા ભવીષમાં ગુનાહથી બચે છે.) (બુખારી)

જે શખસ ગુનાહોથી ઇસ્તીગફાર કરે તો તેણે (ગુનાહ) ઈસરાર (વારંવાર) નથી કરયો અગરચે એક દીવસમાં ૭૦ વખત ગુનાહ કરે. અને ખુશ હાલ એ બંદાનો છે કે જે વખતે પોતાનો આમાલનામો ખોલે તો દરેક ગુનાહની નીચે ઇસ્તીગફાર જુએ.

## દુઆ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કે:—

નથી ફેરવાતી તકદીર પણ દુઆથી અને નથી ઉમર વધારે થતી પણ નેકીઓથી. (તીરમઝી)

તમારામાંથી જે શખસના શારૂ દુઆનો દરવાઝો ખોલવામાં આવ્યો (એટલે જેને દુઆ માંગતા રહેવાની સમજ મલી) તેના શારૂ રહેમતનો દરવાઝો ખોલવામાં આવ્યો અને નથી સવાલ કરવામાં આવતી અલ્લાહથી કોઈ ચીઝ પણ સવાલ કરવામાં આવે આફીયત ('એટલે આફતોથી સલામતી માગવામાં આવે તે અલ્લાહને રાઝી કરે છે.) (તીરમઝી)

ત્રણ (શખસોની) દુઆઓ કબુલ થઇ જાય છે તેમાં શક નથી. દુઆ બાપની દુઆ મુસાફરની દુઆ મઝલુમની.

(તીરમઝી અબુદાઉદ)

(મોડે વેહલે) દુઆ દરેકની કબુલ થાય છે જ્યાંસુધી તે આવી રીતે જલદી કરે નહી કે મે મારા પરવર દીગારથી દુઆ કરી પણ તેણે કબુલ કરી નહી.

તમો અલ્લાહ પાસે પનાહ માગો. બલાની મશકકતથી બદબખતી મલવાથી, તકદીરની બુરાઇથી અને દુશમનોના ખુશ થવાથી. ( બુખારી મુસલીમ )

અલ્લાહ પાસે તમો અલ્લાહના અઝાબની પનાહ માંગો અલ્લાહ પાસે અઝાબે કબરની પનાહ માંગો અલ્લાહ પાસે મસીહે દજ્જાલના ફીતનાની પનાહ માંગો. અલ્લાહ પાસે ઝીંદગી તથા મરવાના ફીતનાની પનાહ માંગો: ( મુસલીમ )

દુઆ કરવાથી બલા રદ થાય છે. અને સદકો ( ખેરાત ) કરવાથી ખુદાઇ ગઝબનો આતશ ઠંડુ થઈ જાએ છે.

મીશકાત )

જે શખસ અલ્લાહથી ન માંગે ( દુઆનો ઇનકાર કરે ) અલ્લાહનો ગઝબ તેના ઉપર છે. ( અલ્લાહથી દુઆ ન માંગવી તકેબરી દેખાડે છે ) ( તીરમઝી )

મુસલમાન શખસની દુઆ પોતાના ( ગેરહાઝર ) ભાઈ માટે પીઠ પાછલ મકબુલ છે. તેના માથાની પાસે એક ફીરેશતો નેમાયો છે. જ્યારે તે પોતાના ભાઈ માટે ભલી દોઆ કરે છે તો તેની સાથે નેમાયલો ફીરેશતો આમીન કહે છે અને તારે માટે પણ તે દોઆ જેટલો લાભ છે. ( મુસલીમ )

જ્યારે તમારામાંનો કોઇ છીકે અને અલહમ્દો લીલ્લાહ કહે તો તેને માટે સારો દોઆ કરો ( યા રહમોક અલ્લાહ કહો ) પણ જો તે અલહમ્દો લીલ્લાહ ન કહે તો તમો દોઆ ન કરો. ( મુસલીમ )

જો મુસલમાનોમાંનો કોઇ પોતાની અહલ ( ઘરવાલી ) પાસે આવવાનો ઈરાદો કરે અને કહે "બીસમીલ્લાહે અલ્લાહુ-

મ્મ જ'ને બનશૈતાન વ જ'ને બીશ શૈતાન મારજકતના ( એટલે ઓ અલ્લાહ તું અમને શેતાનથી બચાવ અને જે તું અમને આપે તેથી શૈતાનને દુર રાખ ) તો જો ધણી ધણીઆણી વચ્ચે એ મીલાપમાં કાંઈ બચ્ચુ કીસમતમાં હશે તો શૈતાન કદી નુકશાન પોહચાવશે નહી.

( બુખારી મુસલીમ )

( દુઆ ખુદાતઆલા તરફની એક મહાન નેઅમત છે. આ કીતાબના વાંચનારા એ નેઅમતનો જેટલો બને તેટલો લાભ લઇ શકે તેટલા માટે એને લગતી થોડીક અગત્યની સુચનાઓ લખવા ઝરૂરી સમજું છું.

દુઆની કબુલ્યતથી ખુદાન હસ્તી તથા તેનાં કુદરતના મહાન મોજેઝા ઝાહેર થાય છે. દુઆ કોઇબી વખતે થઇ શકે છે પણ તેના ખાસ ટાંકણા બી છે. જેમકે દરરોઝની નમાઝ ટાંકણે (૨) અઝાન ટાંકણે (૩) સુતી વખતે (૪) રાતના આંખ ખુલી જાય તે ટાંકણે (૫) કોરાને શરીફ પઢયા અથવા સાંભલ્યા પછી (૬) ખુદા તથા તેના રસુલના ઝીકરવાલી મજલીસ કાયમ થાય તે ટાંકણે (૭) સીજદામાં (૮) રોઝો ખોલતી વેલા (૯) જ્યારે દીલ બેકરાર હોય તે ટાંકણે (૧૦) વરસાદ વરસે ત્યારે (૧૧) સફરમાં (૧૨) પાછલી રાતના (૧૩) જુમાનો ખુતબો શરૂ થાય ત્યારથી મગરીબ થાય ત્યાં સુધી (૧૪) આખા માહે રમઝાનમાં (૧૫) અરફાના દીને જ્યારે હાજીઓ અરફાતના મેદાનમાં હાઝર થઇ ઝોહરથી દુઆ કરવા બેસે છે તે ટાંકણે આપણે અત્રે દુઆ કરયે તો તે હાજીઓ સાથે આપણી દુઆ બી કબુલ થઇ જાય છે.

બીજું સૌથી અગત્યની એ બાબત ધ્યાનમાં રાખવી જોઇએ કે તે ખુદા જેની હુઝુરમાં આપણે દુઆ માંગયે છાએ તે

એક મહાન શકતીવાન તથા અપાર કુદરત ધરાવનારી હસ્તી છે તેની અસંખ્ય સીફતો છે જેમાંની પ્રખ્યાત ૯૯ સીફતોના નામો આ કીતાબની આખરમાં આપવામાં આવ્યા છે આપણને જે બાબતની ઝરૂરત હોય તે સીફાતી નામોથી તેને બોલાવી દુઆ કરવી જોઇએ. (૨) દુઆ એવી એકંત્ર માંગવી કે જેથી આપણી સરવે મતલબો બર આવે અને આપણે બંને જેહાંનમાં સુખી થઈએ. ( ૩ ) દુઆ કરતી વેલા બેધ્યાન ન થવું. એકીન રાખવું કે ખુદા આપણુને જોય છે ને આપણું સાંભલે છે. ( ૪ ) દુઆ કરતી વેલા હાથોનુ ઉપાડવું બી સારૂં છે ( ૫ ) દુઆ કરવા પહેલાં ખુદાની તારીફ કરવી જેમકે તું રબ્બીલ આલમીન છે. અરરહમાનો રહીમ છે, અલમનાન અલવહાબ છે સુબહાનલ્લાહે વ બેહમ્દેહી જે ખુદાનો બહુ પ્યારો કલામ છે. ( ૬ ) દુઆ કરવાની પેહલે ખુદાની નેઅમતો યાદ કરી તેના શુકરયા અદા કરવા જેથી ખુદા વધુ નેઅમતો નવાઝે છે. ( ૭ ) દુઆ કરવાની પેહેલે દુરૂદ પઢવી તે પછી દુઆ માંગવી છેલ્લે વલી દુરૂદ પઢવી. ખુદા જ્યારે પેહલી અને છેલ્લી દુઆ ઝરૂર કબુલે અને દરમ્યાનની ન કબુલે એમ કદી ધારવુંજ નહી. ( ૮ ) દુઆ કરતી વેલા આપણી લાચારી દેખાડવી તથા અસરકારક શબ્દોમાં તેની દયા માંગવી. ( ૯ ) ફકત દુઆ કરી બેસી ન રહેવું પણ તે કામ પાર પાડવાની આપણાથી બનતી તદબીર કરવી પણ ભરોસો તો ખુદાપરજ રાખવો. ( ૧૦ ) આપણા મતલબની દુઆ કરવા પહેલાં એવી બી દુઆ કરવી જે ખુદા ઝરૂર કબુલેજ જેમકે ઇસલામની તરક્કી થાય. ( ૧૧ ) આપણે કોઈ હકદારનો હક દબાવ્યો હોય તો તે આપી દેવો તથા બીજા જાણુ અજાણુ ગુનાહોની માફી માટે ઇસ્તીગફાર પઢવું. ( ૧૨ ) બીજા કોઇ હાજતમંદનું કામ કરી આપવું યા તેને કાંઇ મદદ કરવી યા તેનું ભલું થવાની દુઆ કરવી કે જેથી ખુદા ખુશી થઈ આપણું કામ કરી આપે. ( ૧૩ ) ખુદા પાકીઝગી ચાહે

છે માટે દુઆ કરતી વેલા ખુદા હુઝુર પાક સાફ કપડામાં હાઝર થવું અને તો ખુશબો બો લગાડવી. મીસવાક કરવું. (૧૪) ખુદના પ્યારાનો વસીલો માંગવો કે તેની ખાતર દુઆ કબુલ ફરમાવે (૧૫) બીજા નેક મોઅમીનોથી દુઆ કરાવવી કોઈ ગરીબ હોવાથી તેને દુઆની અરઝ કરવામાં પોતાની હલકાઈ ન સમજવી.

દુન્યાઆમાં દરેક કામ કરવાની રીતી હોય છે તેવીજ રીતે દુઆનું મહાન દીની કામ તેની ખરી રીતી મુજબ કરવું જોઇએ તોજ ફતેહમંદીથી પાર પડે.

## વઝુ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

કયામતના દીને વઝુની અસરથી મારી ઉમતના મોં તથા હાથ ચમકતા થશે. ( બુખારી મુસલીમ )

એક શખસે વઝુ કરયુ અને પોતાના પગપર તેણે નખ જેટલું કોરૂ રાખ્યું તેને હઝરત ( સ ) ફરમાવ્યું "પાછો ફર અને સારી રીતે વઝુ કર" ( મુસલીમ )

હઝરતે ( સ ) કેટલાક શખસોને જોયું કે તેઓએ વઝુ કરયું પણ તેઓની એડી સુકી રહેલી છે ત્યાં પાણી લાગ્યું નથી ત્યારે ફરમાવ્યું કે ( તમારી ) એડીઓની આગથી ખરાબી છે." બુખારી મુસલીમ )

તમારામાંનો કોઈ શખસ વઝુના પાણીને પાસે રાખશે ફરી કોગલા કરશે નાકમાં પાણી લેશે અને નાક છણકશે તો તેના ચેહરાના મોના અને નાકના ગુનાહ ખરે છે. ફરી જ્યારે તે

પોતાના મોંને ધોએ છે ખુદાના હુકમ કરયા પ્રમાણે તો તેના મોંના ગુનાહ દાઢીના કીનારાથી પાણીની સાથે ખરે છે ફરી તે પોતાના હાથને કોણી સુધી ધોએ છે તો તેના હાથોના ગુનાહ પાણીની સાથે તેરવાથી નીકલે છે. ફરીને પોતાના માથાનો મસહ કરે છે તો તેના માથાના ગુનાહ પાણીની સાથે વાલના કીનારાથી નીકલે છે. ફરી તે બંને પગને ઘુંટી સુધી ધોએ છે તો તેના પગના ગુનાહ તેના તેરવાથી પાણીની સાથે ખરે છે ફરી જો તે ઉભો રહયો ને નમાઝ પઢી અલ્લાહની હમ્દ કરી તેની ખુબીઓ બયાન કરી અને તેની બુઝરગી બયાન કરી જેવી તેને લાયક હતી અને પોતાના દીલને અલ્લાહને માટે ખાલી કરયુ (એટલે હુઝુર દીલથી નમાઝ પઢી) તો તેની માએ જણયો હોય તેવી હાલતમાં તે ગુનાહોથી ફરશે.

( બુખારી મુસલીમ )

તમારામાંથી કોઇ વઝુ કરે ફરી તે પુરી તોરથી વઝુ કરે અથવા વઝુને પુરૂ કરે ફરી કહે "અશહદોઅન લાએલાહા ઇલ્લલ્લાહો વાહદહુ લા શરી ક લહુ વ અશહદોઅનન મોહમદન અબદોહુ વ રસુલો" તો તેના માટે જંનતના આઠે દરવાજા ખુલી જશે જેમાંથી ચાહે દાખલ થાય.

જે શખસનું વઝુ તુટે તે જયાંસુધી ( પાછુ ) કરે નહી ત્યાં સુધી તેની નમાઝ કબુલ થતી નથી.

( બુખારી મુસલીમ )

હમેશા વઝુથી રહેવાની તાકાત હોય તો હમેશ વઝુથી રહો કેમકે મલકલ મોત જે વખતે બંદાની રૂહ કબઝ કરે છે તે વખતે તે વઝુથી હશે તો શહીદનો મરતબો મેળવશે.

# સબર અને સંતોષ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કે:—

જે મુસલમાન થયો અને ઝરૂરત જોગુ રીઝક મલ્યું અને અલ્લાહે જે તેને આપ્યું તે પર સંતોષ કરયો તે મતલબે પોંહચ્યો (ઇનસાનપર પેહલી ફરઝ ખુદાનો ખરો ઇસલામ એખત્યાર કરી મુસલમાન થવું છે. )

( મુસલીમ )

ગનીપણું ( તવંગરી ) દુન્યાના અસબાબના વધારાથી નથી પણ ગનીપણું તો નફ્સની બેપરવાઇથીજ છે ( જ્યારે દીલથી દુન્યાના અસબાબનો વધારો કરવાની વગેરે મોહબત ગઇ તેજ તવંગરી છે જેમકે ( તવંગરી બ દીલ અસ્ત ન બમાલ ' )

( બુખારી મુસલીમ )

બંધાયલી મુદત માટે તથા ગણાયલા દીવસો માટે તથા ઠેડવાયલી રોઝી માટે તેં અલ્લાહથી માંગણી કરી. ( તે ) કદી કોઈ ચીઝને તેની ઠેડવેલી મુદતથી જલદી કરશે નહી અને કોઇ ચીઝને તેની ઠેડવેલી મુદતથી પાછલ નાખશે નહી. જો તું અલ્લાહથી માંગણી કરતે કે તે તને આગના અઝાબથી અથવા કબરના અઝાબથી પનાહ આપે તો તે બહેતર હતું અથવા સરસ હતું. ( મુસલીમ )

આદમી સબરથી વધારે બોહલી રોઝી અપાયલો નથી ( સબર ને સંતોશ ન હોય તો ગમે તેટલી દોલતથી લોભ્યો ધરાશે નહી. ) ( બુખારી મુસલીમ )

જ્યારે ( તું ) કોઇને માલમાં અને ખુબસુરતીમાં પોતાથી વધેલાને જુએ તો તને જોઇએ કે પોતાથી ઘટેલા તરફ નઝર કરે. ( બુખારી )

જે તમારાથી નીચો હોય તેને જુઓ અને જે તમારાથી ઊંચો હોય તેને ન જુઓ. કારણ કે આ તારે લીધે બહેતર છે કે તું અલ્લાહની નેઅમતોને હલકી ન ગણે.

( બુખારી મુસલીમ )

અલ્લાહ જેના વીસે બહેતરી ધારે છે તેના ઉપર મુસીબત નાખે છે. બહેતરી માટે. ) તેથી એવા વખતમાં ખુશીથી સબર કરવી જોઈએ. ) ( બુખારી )

પેહલા સદમાની નઝદીક સબરનો સવાબ છે ( દુઃખની શરૂઆતમાં સબર કરવું તેનુંજ નામ સબર છે ને તેનાજ શારૂ સવાબ છે. રફતે રફતે તો આદત થઈ જાય છે તેનું નામ સબર નથી. ) ( બુખારી મુસલીમ )

અલ્લાહતઆલા ફરમાવે છે જ્યારે હું મારા ( મોઅમીન ) બંદાને તેની બે પ્યારી ( આંખો ) માં સપડાઉં ( એટલે તેની બંને આંખો જતી રહે ) અને તે સબર કરે તો હું તેને તેના બદલામાં જંનત આપીશ. ( મુસલીમ )

અલ્લાહતઆલા ફરમાવે છે મારા મોઅમીન બંદાની તેની પ્યારી ચીઝ જ્યારે હું કબઝે કરૂં છું અને ફરી તે તેપર સબર કરે છે તો તેને માટે જંનત સીવાય કંઈ બદલો નથી.

( બુખારી )

તમારામાંનો કોઈ તેના ઉપર તકલીફ આવી પડવાને લીધે મોતની આશા ન કરે. ( સબર કરવી જોઈએ. એ ખુદાની અઝમાઇશ છે. અસલથી દરેક મોઅમીન પર એવી અઝમાઇશ થતી રહી છે. મોત માંગવું મના છે. મરણ પામ્યાથી નેકી હાંસલ કરવી બંધ થાય છે. ખરો મોઅમીન બંદો મુસીબતમાં બી ખુદાની રઝામંદીમાં રાઝી રહે છે કારણ કે એ જાણે છે કે એ

ખુદાતઆલા તરફથી સવાબ હાંસલ કરવાની તક છે )

( બુખારી મુસલીમ )

ઈજા ( બુરૂં ) સાંભલવા પછી ખુદાથી વધારે સબર કરનાર ( ગુસ્સાને રોકનાર ) કોઈ નથી. તેની ( ખુદાની ) સાથે શીરક થાય છે અને તેને માટે અવલાદ ઠેરવાય છે પણ તે લોઓને આરામ આપે છે. અને રોઝી આપે છે. ( આ દુન્યામાં ઈનસાન ઘણા ગુનાહના કામો કરતો રહે છે છતાં ખુદા સબર કરે છે. કેમકે દુન્યામાં એ બધાઓની અઝમાઈશ લે છે આખેરતમાં સરવેને લાયક બદલો મલશે.

( બુખારી મુસલીમ )



## દીની ઈલમ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

ઈલમ હાંસલ કરવો દરેક મુસલમીન મરદ ઓરતપર ફરઝ છે.

જેના વીસે અલ્લાહ બહેતરી ધારે છે તેને દીનમાં સમજ આપે છે ( શરીઅતના ભેદ તેના ઉપર ખુલે છે. )

( બુખારી મુસલીમ )

અય અબુઝર જો તમો દરરોઝ સવારમાં કુરાનનું એક પ્રકરણ વાંચો તો તે તમારા માટે સો રકાત ( નફલ ) નમાઝ પડવા કરતાં બહેતર છે અને જો દરરોઝ સવારમાં ઈલમનું એક પ્રકરણ શીખવાડો તો તે હઝાર રકાત નમાઝથી બહેતર છે.

જેણે કોઈને ઈલમનું એક પ્રકરણ શીખવાડયું કે તે બીજા

ઓને શીખવાડશે તો ખુદાતઆલા તેને સીતેર નબીઓનો સવાબ બખશશે.

જે કોઇ નેકીનું કામ બતાવે તો તેના કરનારના જેવો સવાબ તેને માટે પણ છે. ( મુસલીમ )

તેઓ ( આલીમો ) મારી ઉમતના દુન્યા તથા આખેરતના ચેરાગ છે. તે લોકો ઘણાજ સારા છે જેઓએ આલીમનો દરજ્જો જાણી લીધો છે અને જેઓએ આલીમના દરજ્જાનો અનાદર કીધો અથવા તેમની બેઅદબી કીધી તેમના માટે અઝાબ છે.

મારી ઉમતના આલીમો બની ઇસરાઇલનાં નબીઓ જેવા છે.

ખુદાતઆલાએ ઉંચા આસમાન તળે એક શહેર વસાવ્યું તેના દરવાજાપર એમ લખ્યું કે જેણે આલીમોની ઝયારત ( મુલાકાત ) કીધી તેણે જાણે નબીઓની ઝયારત કીધી.

આલીમની ફઝીલત આબીદપર એટલી છે કે જેટલી મારી ફઝીલત તમારા એક અદના ઉપર.

આલીમ પોતાના બીછાના ઉપર તકયો લગાડીને એક કલાક ઇલ્મે દીન તરફ નઝર કરે તો તે એ આબીદ કરતાં બહેતર છે કે જે ૭૦ વરસ સુધી ખુદાની ઇબાદતમાં મશગુલ રહે.

જે માણસ ઇલ્મને સંભાલી રાખવાનો ઈરાદો કરે તેણે પાંચ ખસલતો એખત્યાર કરવી જોઇએ. (૧) રાત્રીની ( તહજ્જુદની ) નમાઝ પઢે. ભલે તે પછી બે રકાતજ હોય. (૨) દરેક વખતે વઝુથી રહેવું (૩) ઝાહેર તથા બાતીનમાં પરહેઝગાર રહેવું. (૪) ખોરાક નેક કામો માટે ખાય શહેવત માટે ન ખાય. (૫) હાતણુ કરવું.

ખુદાતઆલાએ હઝરત ઇબ્રાહીમ ( અલે ) પર વહી મોકલી કે હું આલીમ છું અને આલીમોને દોસ્ત રાખું છું.

તું શીખવનાર ( યા ) શીખનાર ( યા ) સાંભળનાર થા અને ચોથો ન થા જો થઇશ તો હલાક થઈ જઇશ.

જે કોઇ પોતાના ઇલમ ઉપર અમલ કરે તો ખુદાએત આલા એ સીવાય તેના ઈલમમાં બીજા ઇલમનો વધારો કરે.

કોઇએ પુછયું યા રસુલુલ્લાહ ( સ ) કયું કામ અફ્ઝલ છે ? ફરમાવ્યું દીની ઇલમ. કેમકે થોડુ અમલ ઇલમની સાથે ( સમજીને કરેલું ) લાભ કરે છે પણ વધુ અમલ જાહેલીઅત ( વગર સમજ ) સાથે લાભ આપતું નથી.

આલીમો પેગમ્બરોના વારસ અને જાનશીન છે.

યાદ રાખો કે દીનની પુરેપુરી સમજ ઈલમને મેળવવામાં અને તેપર અમલ કરવામાં છે. માલ એકઠો કરવા કરતાં ઈલમ હાંસલ કરવો તમારાપર વધુ વાજીબ છે કેમકે માલ તો કીસમતમાં લખેલો છે અને ખુદા તેનો ઝામીન છે. ઇલમ આલીમો પાસે એકઠુ થયલું છે અને તમોને હુકમ કરવામાં આવ્યો છે કે આલીમ પાસેથીજ મેળવવો.

જે ઈલમ હાંસલ કરવા માટે બાહેર જાય છે તેને ખુદા બદરના શહીદોમાંના એક શહીદનો સવાબ બખશે છે.

જેને કોઈ ઈલમની વાત પુછવામાં આવે તે જો તેને છુપાવે તો કયામતના દીને તેને આગની લુગામ પેહરાવવામાં આવશે.

જે કોઇ કોઇ બાબતનો ઈલમ રાખ્યા વગર લોકોને ફતવો આપે તેને આસમાન અને ઝમીનના લોકો લાનત કરે છે.

જે કોઈ ચાલીસ હદીસો યાદ કરી મારી ઉમતને પોંહચા-ડશે તો તે કયામતના દીને આલીમો સાથે ઉઠશે.

યાદ રાખો કે સૌથી બુરામાં બુરૂ થવું તે એક બુરો આ-લીમ થવું છે અને સૌથી સારામાં સારૂ થવું તે એક સારો આ-લીમ થવામાં છે.

આલીમનું સુવું જાહેલની બંદગીથી બહેતર છે.

ઈલમ હાંસલ કરો ભલે પછી તે ( ઈલમ ) ચીન દેશમાં હોય ( એટલે ઇલમ હાંસલ કરવા દુરવેર જાઓ. )

જે કાંઇ ઈલમ હાંસલ કરો તે લખી રાખો એટલા માટે કે તે ભુલી ન જવાય.

ઇલમ તલબ કરનારને ખુદા દોસ્ત રાખે છે, ફ્રીશતાઓ દોસ્ત રાખે છે, અંબીઆઓ ( પેગમ્બરો ) દોસ્ત રાખે છે, જે લોકો ઇલમને ચાહે છે તે તેમના માટે ઇબાદતનું કારણ છે. કયામતના દીને તેમની ઘણી સારી હાલત થશે.

તમામ ઈનસાનથી બહેતર એ શખસ છે કે જે લોકોને ને-કીનો હુકમ કરે છે અને બુરાઇથી મના કરે છે અને સરવેથી વધારે તેજ પરહેઝગાર છે.

ઈનસાન હમેશા ખેરથી છે જ્યા સુધી નેકીનો હુકમ કરે છે અને બુરાઇની મના કરે છે અને નેકીની અંદર આપસમાં મદદ કરે છે. તો જે વખતે એવું ન કરે તો તેઓથી બરકતો દુર કરવામાં આવે. તેમાંના કોઇને કોઇ ઉપર ગાલીબ કરવામાં આવે. અને તેઓને કોઈ પણ મદદગાર ઝમીન અને આસમા-નમાં ન હોય.

હઝરતઅલી ( રદી ) ફરમાવે છે કે " હું હઝરત પેગમ્બર

( સ ) ની ખીદમતમાં બેઠો હતો તેટલામાં હઝરત અબુઝર પણ આવી પોહચ્યા અને અરઝ કીધી કે યા રસુલુલ્લાહ આબીદના જનાઝામાં શામેલ થવું આપને વધુ પસંદ છે કે આલીમની સોહબતમાં બેસવું ? આપે ફરમાવ્યું ઇલમી ઝીકરમાં એક કલાક બેસવું ખુદાતઆલાની નઝરમાં એક હઝાર શહીદોના જનાઝામાં શામેલ થવાથી વધારે પ્યારૂં છે. અને ઈલમી ઝીકર વખતે એક કલાક બેસવું ખુદાતઆલાની નજદીક હઝાર દીની લડાઈઓમાં શામેલ થવા અને સઘલા કુરાને શરીફની તીલાવતથી બેહતર છે. વલી આપે ફરમાવ્યું અય અબુઝર ઈલમી ઝીકર વખતે એક કલાક બેસવું ખુદાતઆલાને બાર હઝાર વખત કુરાન મજીદનું પડવા કરતાં વધારે પ્યારૂં છે. તમો લોકોને લાઝીમ છે કે (દીની ઇલમી ઝીકર કરયા કરો કે જેથી હલાલ અને હરામને ઓળખી તેમાં તફાવત કરી શકો.

એક હઝાર બેઇલમ આબીદો કરતાં એક આલીમ શેતાન પર વધારે સખત છે.

જેના પગો ખુદાના માર્ગમાં માટીવાલા થયા (સફરે ગયો) તો ખુદાએ તેનાપર આગ હરામ કરી. ( બુખારી

જે કોઇ ઇલમે દીન શીખવા માટે કોઇ માર્ગમાં ચાલ્યે તો તેની બરકતથી અલ્લાહ તેના ઉપર જંનતનો માગ આસાન કરશે. ( બુખારી

## ઓરત.

### હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

સરવેથી સારો ખઝાનો નેકબખ્ત ઓરત છે કે જેના જોવા થી ખાવીંદ ખુશ થાય અને જ્યારે ખાવીંદ તેણીને કંઇ કામ

બતાવે તો હુકમ બજાવી લાવે. અને જ્યારે ખાવીંદ ઘેર નહી હોય તો ઇઝત આબરૂ સંભાનેલી બેસે. ( મીશકાત)

જે ઓરત પાંચ વખતની નમાઝ પઢયા કરે અને રમઝાન મહીનાના રોઝા રાખે અને પોતાની આબરૂને બચાવે ( એટલે પવીત્રતા રાખે ) અને પોતાના ધણીની તાબેદાર છે અને દરેક ( શરીઅતના ) હુકમને માને તો તેણીને એખત્યાર છે કે જે બારણાથી ચાહે તે બારણાથી જંનતમાં દાખલ થાય.

જે ઓરતની મોત એવી હાલતમાં થાય કે તેણીનો ધણી તેણીથી રાઝી હોય તો તે ઓરત જંનતી છે.

જો હું ખુદા સીવાય કોઈ બીજાને સીજદો કરવાનો હુકમ આપત તો ઓરતોને ઝરૂર આપત કે પોતાના ધણીને સીજદો કરે. ( ખુદા સીવાય કોઇને સીજદો કરવાનો હુકમ નથી છતાં લોકો કબરોને સીજદો કરે છે બુઝરગોને પગે લાગે છે એ શીરકનો ન માફ થનારો ગુનાહ છે અને એની દોઝખ સીવાય બીજી કશી સઝા છેજ નહી પણ અફસોસ લોકો તદન બેખબરીમાં કેટલું ખોટું કરે છે તેનો તેમને ખ્યાલ વટીક નથી. ચેતો હજી બો ચેતો. )

એવી ઓરતોપર અલ્લાહતઆલાની રહેમત ઉતરે કે જે રાતના ઉઠી ' તહજ્જુદ ' ( ની નમાઝ ) પડે અને પોતાના ખાવીંદને પણ જગાડે કે તે પણ નમાઝ પઢે. ( મીશકાત )

કોઈ માણસે હઝરત ( સ ) ને પુછયું કે સૌથી સારી ઓરત કોણ છે ત્યારે આપે ફરમાવ્યું કે " તે ઓરત ( સૌથી સારી છે ) કે જ્યારે તેનો ધણી તેની તરફ જુએ ત્યારે તેને ખુશ કરી દીએ અને જ્યારે કંઈ કહે ત્યારે તેનો હુકમ માને

અને પોતાના જાન અને માલમાં કંઈ પણ તેના હુકમથી ઉલટું ન કરે કે જે તેને પસંદ ન પડે.

જ્યારે ધણી પોતાની ઓરતને પોતાના કામ શારૂ બોલાવે તો ઝરૂર તેણી તેની પાસે જાય. જો ચુલા પાસે બેઠી હોય ત્યારે પણ પોતાનું કામ છોડીને તેની પાસે જાય.

તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે કોઇ પણ શખસ પોતાની ઓરતને બીછાના તરફ બોલાવશે ફરી તે (ઓરત) ના પાડશે તો જ્યાં સુધી તે શખસ તેણીથી રાઝી નહી થાય ત્યાં સુધી આસમાનવાલો તેણીપર ગુસે છે.

(બુખારી મુસલીમ)

જ્યારે તમારામાંના (મરદોમાંના) કોઇને કોઈ પારકી ઓરત સારી દેખાય ફરી તે તેના દીલમાં જગ્યા પકડે તો તેને જોઇએ કે પોતાની ઓરત પાસે આવે અને તેનાથી સોહબત કરે. (મુસલીમ)

જ્યારે તમારામાંનો (મરદોમાંનો) કોઇ પોતાની ઓરતથી સોહબત કરે અને ફરી બીજીવાર સોહબત કરવા ચાહે તો તેને જોઇએ કે વઝુ કરે. (મુસલીમ)

(ગુસલની હાલતમાં) તને તો આટલુંજ બસ છે કે તારા માથાપર ત્રણ ખોબા પાણી નાખે ફરી તારા (આખા બદન) ઉપર પાણી રેડે. તો તું પાક થશે. (બાલોનો ચોટલો ખોલવાની ઝરૂર નથી. જડમાં પાણી પોંહચ્યું તો બસ છે.) (બુખારી)

ઓરત પોતાનો ખાવંદ હાઝર હોવા છતાં તેના વગર હુકમે (નફલ) રોઝા રાખે નહીં અને ધણીના હોવા છતા તેના વગર હુકમે તેના ઘરમાં કોઇને આવવાનો હુકમ આપે નહી.

અને ધણીની કમાઇમાંથી વગર તેના હુકમે અલ્લાહ વાસ્તે ખેરાત કરશે તો તેનો અરધો સવાબ તેના ખાવંદને મલશે.

( મુસલીમ )

જે ઓરતનો ધણી મરી ગયો હોય અથવા સફરે ગયો હોય તેની પાસે કોઇ શખસ એક બે શખસો સાથે રાખ્યા વગર આજદીન પછી જાય નહી. ( ઓરત મરદ એકલા થવામાં મોટા ફસાદનો ભય છે માટે એવી રીતે બેસવાની મનાઇ થઇ છે ) ( મુસલીમ )

ઓરત શેતાનનો ફંદો છે. માટે મરદને એકાંતની અંદર ઓરત સાથે બેસવું ન જોઇએ. કેમકે તેમાં ત્રીજો શેતાન થશે.

ઓરતો પાસે જવાથી બચતા રહો. અનસારીઓમાં એક શખસે પુછયું ઓ રસુલુલ્લાહ ખાવંદના સગાઓને હાલ બતાવો? હઝરતે ( સ ) ફરમાવ્યું કે ખાવંદની સગાઇવાળાઓ તો મોત છે ( ઓરતનું દેર જેઠ સાથે વગર પરદે રહેવું તે મોત છે. ઈસલામી ઓરતો હીંદુ રસમ મુજબ જેઠનું તો પરદો કરે છે પણ દેરનુ નથી કરતાં જ્યારે ઈસલામનાં હુકમ બેઉ વાસ્તે એક સરખું છે ). ( બુખારી મુસલીમ )

( અબદુલ રહેમાનની બેટી ) બીબી હફસા બીબી આએશાની પાસે બારીક ઓઢણી ઓઢી આવ્યા તો બીબી આઇશાએ તે ફાડી નાખી જાડી ઓઢણી ઓઢાડી. ( જ્યારે ઓરતોની મજલીસમાં પણ બારીક લીબાસ હરામ છે તો જે ઓરતો બારીક કપડા પહેરી બાહેર ફરે હરે છે તથા મરદોમાં ભેલાય છે તેઓનો શો હાલ થશે ? )

રસુલુલ્લાહ ( સ ) પાસે એકવાર તેવણુની બે બીબીઓ બેઠાં હતાં ( એટલામાં ) એક નાબીના ( આંધલા ) સહાબી

આવવા લાગ્યા. હઝરતે ( સ ) બંનેને પરદામાં જવાનો હુકમ કર્યો બંનેએ તાજુબ થઈને અરઝ કરી તે તો આંધલા છે. હઝરતે ( સ ) ફરમાવ્યું તમો તો આંધલા નથી તમો તો એને જુઓ છો. ( પરદા વીસે કેવા સખત ફરમાનો છે છતાં અફ્સોસ આ ઝમાનાની ઓરતો રસુલુલ્લાહ ( સ ) ના હુકમોનો કેવો અનાદર કરે છે શું તેઓને મરીને ખુદાને જવાબ આપવો નથી ? ) ( મીશકાત )

જે કોઇ કરઝ લીએ અને તેની નીયત અદા કરવાની ન હોય તો તે ચોર છે. અને જે કોઈ કોઇ ઓરત સાથે નીકાહ કરે અને તેની મેહેર આપવાની નીયત ન રાખે તો તે ઝીનાખોર છે.

ઓ લોકો ! ખચીત મેં તમને ઓરતોથી મુતા કરવાનો હુકમ આપ્યો હતો. અને ખચીત અલ્લાહે તેને કયામત સુધી હરામ કર્યો છે. જે શખસ પાસે તે ઓરતોમાંથી કોઈ હોય તો તેને છોડી દે. અને જે તમે તેઓને ( મેહેર યા ખરચી ) કંઈ આપ્યું હોય તે કંઇ પણ પાછું લેઓ નહી.

( મુસલીમ )

( ઈસલામના ૭૩ ફીરકામાંથી શીઆ સીવાય બાકીના સરવે ફીરકા મુતાને એકમતે હરામ ઠેરવે છે કેમકે હઝરત રસુલુલ્લાહ ( સ ) ની અનેક ખુલ્લી હદીસો ઉપરાંત કોરાને શરીફમા અનેક ખુલ્લી આયતો મોજુદ છે. જેમકે ખુદાતઆલા મોઅમીનોની સીફત બયાન કરતા ૨૩ મી સુરાની ૬-૭-૮ આયતોમાં એ વીસે જણાવે છે જે " એઓ છે જે જેઓ પોતાની શરમની જગ્યા રક્ષણમાં રાખનારા છે. સીવાય પોતાની સ્ત્રીઓ તથા તેણીકે માલીક થયા છે તેઓના જમણા હાથ ( કોરાને શરીફમાં અનેક ઠેકાણે ' માલીક થયા છે તેઓના

જમણા હાથ વપરાયો છે જેનો અર્થ જે દરેક સુની શીઆ ફીરકા કરે છે તે એ છે જે લડાઈમાં કેદી થયલી કનીઝો) તો બેશક તેઓ પર ઠપકો નથી પણ તે ઉપરાંત જે કોઈ એથી કાંઈ બી વધુ ચાહે છે તે બેશક હદથી વધી જનારા છે" વલી ૭૦ મા સુરાની ૨૮–૨૯–૩૦ માં બી એજ બયાન છે. છતાં આવા ખુલ્લા ફરમાનોનો શીઆ કોમ તીરસ્કાર કરે છે. ખુદા એ ગુમરાહ કોમની આંખ ખોલે.

મુસલમાન ઓરત કે જે અલ્લાહ અને પાછલા દીવસ (કયામત) ઉપર ઈમાન રાખતી હોય તેને હલાલ નથી કે તે ત્રણ દીવસથી વધુ શોક પાલે (કોઈનાબી મરણ પર) પણ પોતાના ખાવંદ ઉપર ચાર મહીના ને દસ દીવસનો શોક કરે.
(મુસલીમ)

(આ હદીસ શરીફ સુની શીઆના દરેક ફીરકા માન્ય રાખે છે. અને દરેક ફીરકો એ બી કબુલ રાખે છે જે કોરાને શરીફના ફરમાનોમાં તથા હઝરત રસુલુલ્લાહ (સ) ના ફરમાનોમાં કયામત સુધી કોઈને બી કશોબી ફેરફાર કરવાની સતા નથી. કેમકે ઈસલામ મઝહબ એક કામીલ યાને સંપુરણ મઝહબ તરીકે હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં સ્થાપાઈ ચુકુ હતું છતાં શીઆ ફીરકો આ બાબતમાં બી ખુદાતઆલાના તથા હઝરત રસુલુલ્લાહ (સ) ના ફરમાનોનો ખુલ્લો અનાદર કરે છે. અને હઝરત ઈમામે હુસેન (અ) ની માતમની મજલીસો બારે માસ કરતા રહેવાનો રીવાજ જારી રાખ્યો છે. મોહરમ માસમાં તો હદ કરે છે. તાઝયા બનાવે છે પંજા બેસાડે છે તે પર માનતાઓ ચડાવે છે. છાતી કુટી ખુબ માતમ કરે છે તે પછી સારા સારા પકવાનો ખાય છે શરબતો પીએ છે. શું હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં કોઈ શહીદ થયા ન હતા ? શું ખુદ તેઓના અતલઅના

સગાઓ ઘાતકી રીતે શહીદ થયા ન હતા ? ત્યારે શું તેઓએ તે શહીદો શારૂ તાબુતો બનાવ્યા હતા પંજા બેસાડયા હતા તે પર માનતા ચડાવતા હતા અને કયામત સુધી તેઓના શારૂ માતમ કરી મજલીસો જારી રાખવાનો હુકમ કરયો હતો ? જ્યારે તેઓના ઝમાનામાં એવી સુનંત ન હતી ત્યારે આ બીદઅત ઇસલામમાં દાખલ કરવાનો શીઆઓને શું એખત્યાર છે ? કારણ દેખીતું છે જે તેઓના મુજતેહદોને તથા આલીમોને એ મજલીસના રીવાજના લીધે બેહદ કમાઈ થાય છે તથા ઈઝત મલે છે જેથી પોતાના અંગત લાભ શારૂ નીરદોસ કોમનો કયામત સુધી ખરાબો થતો રહે એવો પાયો નાંખ્યો છે. ખુદાતઆલા કોરાને શરીફમાં અનેક ઠેકાણે ફરમાવે છે કે આફત આગલથી મુકરર છે. તેવીજ રીતે ખુશ ખબરી બી. માટે નુકશાન થાય તો દલગીર થવું નહી ને ભલું થાય તો ફુલાવું નહી. પણ મુસીબતના વખતે સબર કરવી તથા ભલાઈના વખતે શુકર કરવું. શું શીઆ આલીમો ખુદાના એ જગ જાહેર ફરમાનો નથી જાણતા ? બરાબર જાણે છે છતાં એ બુરા રીવાજોને પોતાના અંગત લાભના શારૂ કોઇને અટકાવતા નથી બલકે એવા કામો હમેશા કરતા રહેવામાં ઘણું સવાબ છે એમ ઉતેજન આપે છે. ગરીબ બીચારી ખોજા વગેરે કોમો કેવાઓના હાથમાં ફસાયલી છે. ખુદા રહેમ કરે. અને એવા નાફરમાનોના પંજામાંથી બચાવે. આમીન સુમ્મ આમીન યા રબ્બીલ આલમીન.

વીલાપ કરનારી ઓરત જો તોબાહ નહી કરશે તો કયામતના દીવસે એવી રીતે ઉભી કરવામાં આવશે કે તેના બદન ઉપર કુડતાની જેમ એક તેલથી ખરડવામાં આવશે જેમાં આગ જલદી લાગે છે અને કુડતાની જેમ તેના સઘલા બદનમાં ખુજલી થશે એટલે તેને બે દુખ થશે ખુજલીથી સઘલુ બદન ઘવડશે અને દોઝખની આગ લાગશે એ જુદુ. (મોશકાત)

લાનત છે ચીલ્લાઇને રડનારી ઓરતપર અને સાંભળનારી પર. ( અબુ દાઉદ )

ખુદાતઆલાની પાસે બે અવાઝો બુરા છે. એક મુસીબત વખતે પુકારીને રડવું બીજુ ખુશીમાં ગીત ગાવા ( મુસીબત વખતે સબર કરવી ઇન્નાલીલ્લાહે વઇનના ઇલેહે રાજેઉન કહેવું ખુશીના વખતે શુકર કરવું અલહમ્દો લીલાહ કહેવું )

અલ્લાહ લાનત કરે બાલમાં બાલ જોડનારી પર અને જોડાવનારી પર અને છુંદણુ પાડનારી પર તથા છુંદણું પડાવનારી પર. ( બુખારી મુસલીમ )

કેટલીક ઓરતો ( બારીક ) લુગડાં પેહરેલી દેખાય છે પણ ખરૂ જોતાં તે નાગી છે. એવી ઓરતો બહેશતમાં જશે નહી અને તેની ખુશબો પણ સુંગવા પામશે નહી.

જે ઓરત અત્તર લગાડીને ગેરમરદોની પાસેથી જાય તો તે આવી આવી છે ( એટલે બદકાર ભુંડી છે )

મે એવી દોઝખી ઓરતોને જોઈ નથી. એટલે મારા ઝમાના પછી એવી ઓરતો પેદા થશે કે કપડું પહેરેલું હશે અને નાગી હશે એટલે બદન પર નામનું કપડું હશે પણ કપડુ એવું બારીક હશે કે સઘલું બદન દેખાશે અને ઇતરાઇને ઢગરાં હીલાવતી ચાલશે. અને વાલોમાં મુબાફ અથવા કપડુ નાખીને વાલને લપેટી બાંધશે કે જેથી વાલ ઘણા જણાય જાણે ઉંટની ખુંધ એવી ઓરતો જંનતમાં જશે નહી. એટલુંજ નહી પણ તેની ખુશબો પણ મળશે નહી. ( મીશકાત )

અલ્લાહતઆલા દુશમન રાખે છે ગુંગરૂવાલા ઘરેણાને (જેમકે અવાઝવાલા પાએઝબને ) જેવી રીતે દુશમન રાખે છે ગાનતા-

નને અને અઝાબ કરશે પેહરવાવાલીને જેવી રીતે અઝાબ કરશે ગાનારીને. અને ઘુંગરૂવાલુ ઘરેણું નથી પેહરતી પણ તે મલુન ઓરત જેની પર અલ્લાહની લાનત હોય છે. (મીશકાત)

લાનત કરી અલાહે મરદોપર જેઓએ ઓરતો જેવી મુશાહેબત કરી અને ઓરતો પર જેઓએ મરદો જેવી મુશાહેબત કરી (એટલે લીબાસ અને ચાલચલનમાં એક બીજાની નકલ કરી) (બુખારી)

એ ઓરતોની જમાત તમે સદકો (ખેરાત) કરો કેમકે દોઝખવાલાઓમાં ઓરતો મને ઘણી દેખાઈ છે.
(બુખારી અને મુસલીમ)

ખચીત જંનતમાં રહેનારાઓમાં ઓરતો ઘણી ઓછી છે.
(મુસલીમ)

એ આઈશા અગર તું ચાહતી હોય મારી સાથે જોડાઇને રહેવા તો અલબત્તા તને દુન્યા આટલી બસ છે કે જેવી રીતે મુસાફર સવારને તેનો તોશો, અને બચો મોટા લોકોની પાસે બેસવાથી અને પોતાના કપડાને જુનો ન જાણો જ્યાં સુધી તેના પર થીગડુ ન લગાડવામાં આવે. (તીરમઝી)

ત્રણ ચીઝો છે તે શારૂ જલદી કરવી જોઇએ વાર ન લગાડવી જોઇએ (૧) નમાઝનો વખત આવે તો જલદી નમાઝ અદા કરવી જોઇએ (૨) કોઈ મુસલમાનનું મરણ થયુ હોય તો તેને દફન કરવાની જલદી કરવી જોઇએ (૩) બેવાહ ઓરતના નીકાહ કરવામાં જલદી કરવી. (બેવાહ ઓરતની નીકાહ બાબત તાકીદ કરવામાં આવો છે. જ્યારે હાલના ઝમાનામાં તેની વીરૂધ બેવાહ ઓરતોના નીકાહને એબ સમજે છે જેથી કમઉમરની જવાન છોકરીઓ ઉમરભરનો રંડાપો નાહક ભોગવે છે. લોકોનો હાલ

અજબ છે કે પોતાના નબી ( સ )ની સુન્નતથી ઉલટીજ રીતે અમલ કરવાનો જાણે કસદ કરયો હોય તેમ અમલ કરે છે. અફસોસ)

જે શખસ કોઈ ઓરતની ખુબસુરતી પર શહેવતની નઝરથી જોશે તેની બંને આંખોમાં કયામતના દીને સીસું ( ગરમ કરીને ) ભરવામાં આવશે.

જે શખસ પારકી ઓરતની હથેલીને હાથ લગાડશે ( શેકહેંડ કરશે ) તેની હથેલી પર કયામતના દીને આગ મુકવામાં આવશે.

( પારકી ઓરત પર ) એક ( અચાનક ) નઝર બાદ બીજી નઝર ન નાખ પહેલી નઝર તારે માટે છે બીજી નઝર તારે માટે નથી ( બીજી નઝરથી બચશે તો સવાબ થશે પણ તેની વીરૂદ્ધ બીજી નઝર નાખશે તો અઝાબ થશે )

( અબુદાઉદ તીરમઝી )

જે વખતે તમારામાંથી ( મોઅમીન ઓરતોમાંથી ) કોઈને હમલ રહે તો તેણીને એ શખસ જેવો સવાબ મલે છે કે જેણે કાફરો સાથે જેહાદ કરવા માટે પોતાના નફસને તૈયાર કરયો હોય. અને જે વખતે બચ્ચું પેદા થાય તો તેણીને એ શહીદ જેવો સવાબ મલે કે જે રાહે ખુદામાં પોતાના લોહીમાં તડપ્યો હોય. અને જે વખતે બચ્ચાંને દુધ પીવડાવે છે તો તે બચ્ચું દુધના ગુંટડા પીએ છે તે ગુંટડાની બદલે ઈસમાઈલ ( અ )ના ફરઝંદોમાંથી જે કેદી હોય તેને મુકત કરાવવા જેટલો સવાબ મલે. અને જે વખતે દુધ પીવરાવવા માટે ઉંઘમાંથી ઉઠે છે અને નીંદ્રાની રાહતથી બેનસીબ રહે છે તો હઝરત ઈસમાઈલ ( અ ) ની અવલાદમાંથી ગુલામ હોય તેને આઝાદ કરવા જેટલો સવાબ તેણી માટે લખાય છે. અને એ સવાબ ખાસ તે ઓરત માટે

છે કે જે મોઅમેના અને સાલેહા હોય. કે જે સખતી ઉપર સબર કરે અને નાશુકરી ન કરે.

હમલ પાડેલા બચાઓ તથા મારી નાખેલા બચાઓ કયામત ને દીને પોતાની માતાઓને પકડીને વીજલી જેવા અવાઝથી ખુદા પાસે ફરયાદ કરશે કે ઓ અમારા પરવરદીગાર અમારી માતાઓને પુછ કે શા શારૂ અમને કતલ કરવામાં આવ્યા? ખુદાતઆલા તેઓને પુછશે શા સારૂ એઓને તમોએ કતલ કરયા? મારી ઇઝત અને જલાલના કસમ છે મેં એઓને નથી પેદા કરયા પણ ઇબાદત શારૂ અને ખચીત કોઈની બી જાનની કતલને હરામ ઠેહરાવ્યું હતું સીવાયે ઇનસાફે અએ ફીરેશતાઓ એ ઓરતોને માલીકના હવાલે દોઝખમાં લઈ જાઓ.

## જુદી જુદી બાબતોની હદીસો.

### હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

અલ્લાહ ફરમાવે છે ઓ મારા બંદાઓ તમારામાંથી જેને હું હીદાયત આપુ તેના સીવાય દરેક ગુમરાહ છે. માટે તમો મારાથી હીદાયત માંગો તો હું તમને હીદાયત આપીશ. ઓ મારા બંદાઓ તમારામાંથી જને હું ખવરાવું તેના સીવાય દરેક ભુખ્યો છે માટે તમો મારાથી ખાણું માંગો હું તમને ખવરાવું. ઓ મારા બંદાઓ તમારામાંથી જેને હું પેહરાવું તેના સીવાય દરેક નાગો છે માટે તમો મારાથી વસ્ત્ર માંગો હું તમને વસ્ત્ર આપું. ઓ મારા બંદાઓ ખચીત તમો રાતદીવસ ગુનાહ કરયા જાઓ છો અને હું સઘલા માફ કરૂં છું માટે તમે મારાથી બખશીશ માંગો હું તમને માફી બખશું ઓ મારા બંદાઓ ખચીત તમો મારી નુકસાનને કદી પોંહચી શકતા નથી કે તમો મને નુકસાન કરો અને કદી મારા લાભને પોંહચી શકતા નથી કે તમો મને લાભ કરો. ઓ મારા બંદાઓ તમારા આગલા અને

પાછલા અને તમારા ઈનસાન અને જીનન તમારામાંના એક ઘણુા પરહેઝગાર શખસના દીલ જેવા થઈ જાઓ તો તે મારી સલતનતમાં જરાએ વધારો કરશે નહી. ઓ મારા બંદાઓ જો તમારા આગલા અને પાછલા તમારા ઈનસાન અને જીનન તમારામાંના એક ફાસીક ( બદકાર ) મરદના દીલ સરખા બને તો મારી સલતનતમાં જરાએ નુકસાન પોંહચવશે નહી. ઓ મારા બંદાઓ જો તમારા આગલા અને પાછલા તમારા ઇનસાન અને જીનન એક મેદાનમાં ઉભા રહે ફરી તેઓ મારેથી માંગણી કરે ને હું દરેકને તેની માંગણી આપુ તો જેવી રીતે દરયામાં એક સોય ગટાડશે તેવું છે ( એટલે આટલું આપવા છતાં મારી કુદરતના ખઝાનામાં જરાએ કમી થતી નથી ) ઓ મારા બંદાઓ આ તો તમારા આમાલ છે ( માટે તમે જે કાંઇ કરો છો ) હું તેને ગણી રાખું છું ફરી હું તેનો પુરો બદલો આપીશ. તો જે કોઈ સારો બદલો મેલવે તેને જોઇએ કે ખુદાની હમ્દ કરે ( કે તેણે પોતાના અમલનો સારો ઇનામ મેળવ્યો ) અને જે કોઇને એ સીવાય બીજો બદલો મળે તો તે પોતાના જીવ સીવાય બીજા કોઇને ઠપકો આપે નહી. ( કેમકે તેણે જેવું કરયું તેવું મલ્યું ) ( મુસલીમ )

અલ્લાહ ફરમાવે છે ઓ આદમના બેટા હું બીમાર થયો તો તેં મારી બીમાર પુરસી કરી નહી. બંદો કહેશે ઓ મારા પરવરદીગાર હું કેવી રીતે તારી ખબર લેઉ જ્યારે તું તો સઘલી જંહાનનો રબ છે. અલ્લાહ કહેશે શું તેં જાણ્યું નથી કે મારો ફલાણો બંદો બીમાર થયો તો તેં તેની ખબર લીધી નહી. શું તેં જાણ્યું નથી કે જો તું તેની ખબર લેતે તો મને તું તેની પાસે મેળવતે. ( એટલે તેની બદલી મારી રહમત તથા સવાબ મેળવતે ) ઓ આદમના બેટા મેં તારી પાસે ખાણું માગ્યું તો તેં મને ખવરાવ્યું નહી. બંદો કહેશે ઓ મારા પરવરદીગાર હું કેવી રીતે તને ખવરાવું ? જ્યારે

તું તો તમામ સંસારનો પાલનહાર છે. અલ્લાહ કહેશે શું તેં જાણ્યું નથી કે મારા ફલાણા બંદાએ તારી પાસે ખાણું માંગ્યુ હતું તો તેં તેને ખવરાવ્યું નહી શું તેં જાણ્યું નથી બચીત જો તું તેને ખવરાવતે તો ( તેનો બદલો ) મારી પાસે મેળવતે. એ આદમના બેટા મેં તારા પાસે પાણી માંગ્યું તો તેં મને પાયું નહી. બંદો કહેશે એ મારા પરવરદીગાર કેવી રીતે હું તને પાણી પાઉં જ્યારે તું તો સઘલી દુન્યાનો પાલનહાર છે અલ્લાહ કહેશે તારી પાસે મારા ફલાણા બંદાએ પાણી માંગ્યું ફરી તેં તેને પાયું નહી શું તેં જાણ્યું નથી બચીત જો તું તેને પાણી પાતે તો ઝરૂર ( તેનો બદલો ) મારી પાસ મેળવતે.

( મુસલીમ )

અલ્લાહ ફરમાવે છે જ્યારે મારો બંદો ગુનાહનો વીચાર કરે તો તેના ઉપર લખો નહી ફરી જો તે તે કામ કરે તો તેનો એક ગુનાહ લખો. અને જ્યારે તે નેકીનો કસદ કરે ફરી તે તે કામ ન કરે તો તેની તમે એક નેકી લખો પણ જો તે તે કામ કરે તો તેને દસ નેકી લખો.

( મુસલીમ )

બચીત મારી ઉમતના દીલમાં જે ખ્યાલ ( બુરા કામનો ખતરો ) ગુજરે છે તેની જ્યાં સુધી વાત નહી કરે કે તે પર અમલ નહી કરે ત્યાં સુધી અલ્લાહે તેની માફી કરી છે.

( બુખારી મુસલીમ )

જ્યારે કોઈ શખસ પોતાના ઘરમાં જાય અને જતાં અલ્લાહનુ નામ લે અને ખાતાં અલ્લાહનુ નામ લે તો શેતાન બીજા શેતાનોને કહે છે કે તમારે માટે ( આ ઘરમાં ) રહેવાનુ તથા ખાવાનુ નથી. અને જ્યારે તે ( શખસ ) ઘરમાં આવે અને દાખલ થતાં અલ્લાહની યાદ નહી કરી તો શેતાન કહે છે કે તમને રાતના રહેવાનું મલ્યું અને જ્યારે ખાતી

વેલા અલ્લાહનુ નામ નહી લીધું તો તે કહે છે કે તમને રહેવાનુ તથા ખાવાનુ બંને મલ્યું.

( મુસલીમ )

ખચીત અલ્લાહ તે બંદાથી રાઝી થાય છે કે જે કાંઈ ખાય તો તે પર અલ્લાહની હમ્દ કરે અથવા કાંઈ પીએ તો તે પર તેની સ્તુતિ કરે. ( અલ હમ્દો લીલ્લાહ કહે )

( મુસલીમ )

જે કોઇથી શરૂઆતમાં ખાનુ ખાતાં બીસમીલ્લા કહેવામાં ભુલ થાય તે ફરી કહે " બીસમીલ્લાહે વ અવ્વલ હુ વ આખેરહુ " ( ખાનુ ખાતી વેળા કયારે બી યાદ આવે ત્યારે તે કહે )

( તીરમઝી )

અલ્લાહ તમારે માટે ત્રણ ચીઝો પસંદ કરે છે ( ૧ ) તમો તેની બંદગી કરો અને કોઇને તેનો શરીક કરો નહી ( ૨ ) એ કે તમો બધા મલીને ખુદાની દોરડીને પકડો ( કોરાન મુજબ અમલ કરો ) અને પુટ ન નાખો ( ૩ ) એ કે તમારા મામલામાં અલ્લાહે જેને હાકમ ઠેરવ્યો હોય તેની ખેરખાહી કરો. અને તમારે માટે ત્રણ ચીઝો નાપસંદ કરે છે ( ૧ ) બેફાયદા વાતો કરવી. ( ૨ ) વગર હાજતે ઘણા સવાલ કરવા અથવા નાહક વાતો પુછવી ( ૩ ) માલને ઝાએ કરવો. ( સુંનત વીરૂધની રસમોમાં ફુઝુલ ખરચ કરવો )

( મુસલીમ )

જયારે તમારામાંનો કોઈ ( પારકાના ઘરમાં જવા પેહલાં ત્રણવાર હુકમ માંગે ને તેને હુકમ ન મલે તો પાછો ફરે.

( બુખારી મુસલીમ )

તમારામાંના એક પાસે શૈતાન ( ની ખસલતનો ઇનસાન આવે ) અને કહે કે આને કોણે પેદા કરયુ અને આને કોણે

પેદા કરયુ તે એટલા સુધી કે કહે કે તારા પરવરદીગારને કોણે પેદા કરયો તો જ્યારે આ હદે પોંહચે તો અઉઝો પઢે (અલ્લાહની પનાહ માંગે) અને અટકી જાય. (બુખારી મુસલીમ)

ખચીત શૈતાન માણુસના બદનમાં લોહીની જેમ ફરે છે.
(બુખારી મુસ્લીમ)

મુનાફેકની મીસાલ બકરાંના બે ટોલામાં ભટકતી બકરી સરખી છે. કદી આ ટોલામાં ભટકે છે તો કદી પેલા ટોલામાં.
(મુસલીમ)

જે માણુસના બે મોંહ હશે કયામતના દીને તેને બે જીભ આગની થશે. (એટલે તે મુનાફેક છે જે મોઅમીન અને કાફર બેઉને મળતો થાય)

પોતાની આપી દીધેલી ચીઝને પાછી લેનાર કુતરા સરખો છે કે જે પોતાની ઓક (ઉલટી) ની તરફ પાછુ ફરે છે (ચાટે છે) (બુખારી મુસલીમ)

જે કોઈ મોહતાજ કરઝદારને મુદત આપે અથવા કરજમાંથી ઓછુ કરે તો જે દીવસમાં કે ખુદાના છાયા વગર કોઇનો છાયો નથી તેમાં તે તેને પોતાના અરશના છાયામાં આશરો આપશે. (મુસલીમ)

તમારામાં સારો માણુસ તે છે કે જે સારી રીતે દેણુ (કરઝ) અદા કરે.

જે કોઈ માણુસ મરી જાય અને તેને માથે કોઇનુ દીનાર દીરહમ (કરઝ) રહી ગયો હોય તો તે દેવું મરનારની નેકીઓથી વાલવામાં આવશે જ્યાં દીનાર દીરહમ હશે નહી.

જે કોઈ લોકોનો માલ (કરઝ) લીએ અદા કરવાની નીયતથી તો ખુદા તેનાથી અદા કરાવશે એટલે અદા કરવાને સામાન ખુદા કરી આપશે દુન્યામાં તથા આખેરતમાં અને જે કોઈ તે માલને (સુંનત વીરૂદ્ધ રસમોમાં) બરબાદ કરવાના ઈરાદાથી લેશે તો ખુદા તેને બરબાદ કરશે.

મજુરને તેનો પરસેવો સુકાતાં પેહલે મજુરી આપતા રહો.

મેં શબે મેઅરાજમાં બહેસ્તના દરવાજા પર લખેલું જોયું કે ખેરાતનો સવાબ દસ ગણો મળે છે અને કરઝ આપવાનો સવાબ અઢાર ગણો.

જે કોઇ વગર હકે એક વેંત ઝમીન છીણવી લેશે તો તે સાત ઝમીન સુધી કયામતને દીવસે ઝમીનમાં ધસાવાસે.

(બુખારી)

તું (સખાવત) પોતાથી શરૂ કર, તારી ઝાત પર (એટલે પેહલે તારા પોતાની ઝરૂરત પર) સદકો કર. ફરી જો કંઇ બચે તો તારી ઓરત તથા બચા માટે છે. ફરી જો તારી ઓરત તથા બચાંથી કાંઈ વધે તો તારા સગાંઓ માટે છે. ફરી જો તારા સગાંઓથી બચે તો આવી રીતે અને આવી રીતે (એટલે આજુબાજુના મોહતાજોમાં સખાવત કર.) (મુસલીમ)

એક દીનાર તેં અલ્લાહના મારગમાં ખરચ કરયો અને એક દીનાર તેં ગરદન છોડવવામાં (એક ગુલામને છુટો કરવામાં) ખરચ કરયો અને એક દીનાર તેં પોતાના ઘરવાળાઓ પર ખરચ કરયો. આ સરવેમાં જે તેં પોતાના ઘરવાળાઓ પર ખરચ કરયો તે (સવાબ) મોટું છે. (મુસલીમ)

એહસાનને બદલે એહસાન કરવાથી સગાઓથી સલુક કર-નાર નથી (કોઈ સગો બીજા સગાને તેના હેસાનના બદલામાં

હેસાન કરે તેમાં ખુબી નથી.) પણ સલુક કરનાર તે શખસ છે કે જ્યારે તેનાથી સગાઇ તોડવામાં આવે અને તે જોડે.

( બુખારી )

સગાઇ અરશની સાથે લટકેલી છે તે કહે છે કે જે મને જોડે તેને ખુદા જોડે અને જે મને કાપે તેને ખુદા કાપે.

( બુખારી મુસલીમ )

મોહતાજોને સદકો આપવો એક સદકો છે. પણ સગા વાહલાઓને સદકો આપવો બે સદકા છે એક તો સદકો બીજુ સગાવાહલા સાથેનો સલુક.

જેને આ વાત ઠીક લાગે કે તેની રોઝી વધે અને તેની ઉમર લંબાય તો તેને જોઈએ કે તે સગાંઓની ખબરગીરી કરે. ( એટલે તેઓની મદદ કરે ) ( મુસલીમ )

જે કોઈ ( પોતાના મોઅમીન ) ભાઈની દુન્યાની મુશકેલીમાંની કોઇ મુશકેલી આસાન કરશે તો કયામતની મુશકેલીઓમાંથી તેની મુશકેલી અલ્લાહ આસાન કરશે.

( મુસલીમ )

મુસલમાનભાઇની મુસીબત જોઈ ખુશી થાઓ નહી કેમકે અલ્લાહતઆલા તેની ઉપર તો રહેમ કરશે પણ તમને તેમાં ફસાવી દેશે.

જે માણુસ મુસલમાન ભાઈની એબ છુપાવશે તો અલ્લાહતઆલા કયામતમાં તેની એબ છુપાવશે. અને જે શખસ મુસલમાનની એબ ઝાહેર કરશે અલ્લાહતઆલા તેની એબ ઝાહેર કરસે તે એટલે સુધી કે ઘરમાં બેઠેલો હશે અને ફજીચત કરશે.

જો તમારા પર નકટો હબશી ગુલામ હાકેમ થાય તો જ્યાં સુધી તે તમને અલ્લાહની કીતાબ પર ચલાવે તમારે તેનું સાંભલવું તથા તાબેદારી કરવી.

ઇબાદતના ૭૦ હીસા છે તેમાં સૌથી મોટો હીસ્સો હલાલ રોઝી તલાસ કરવાનો છે.

કસબ અને હુન્નરથી રોઝી પેદા કરનાર ખુદાનો દોસ્ત છે.

ફરઝ કામો ( નમાઝ વગેરે ) પછી હલાલ રોઝી શોધવી ફરઝ છે.

જે શખસ હલાલ રોઝી પોતાના તથા પોતાના ઘરના લોકોના ગુઝારા શારૂ તથા પાડોસીઓ સાથે સલુક કરવા શારૂ તથા માંગવાથી બચવા શારૂ તલાસ કરે તો એવો દુન્યાદાર કયામતના દીને ખુદાથી એવી રીતે મુલાકાત કરશે કે એનો ચહેરો ચૌદમી રાતના ચાંદ જેવો ચમકતો હશે.

જે શખસ હલાલ રોઝી એ કારણુસર કમાવે કે ઘણો સરખો માલ જમા કરૂં અને લોકોપર ફખર કરૂં અને ( એવા ) દેખાવ શારૂ દુન્યા તલબ કરે તો તે ખુદાને એવી હાલતમાં મળશે કે ખુદા તેના પર ગઝબનાક હશે.

દયા પુરેપુરી સારી ચીઝ છે ( બુખારી મુસલીમ )

હસદ એવી તરેહ નેકીઓને ખાય છે કે જેવી તરેહ આગ સુકી લાકડીને બાળી નાંખે છે.

ભલી વાત કરવી સદકો છે ( ખેરાતમાં દાખલ છે )
( બુખારી મુસલીમ )

પોત પોતામાં ભેટ મોકલ્યા કરો સબબ એ આદત કીનાને દુર કરે છે.

જે નરમી કરવાથી અભાગ્યો રહયો તે સરવે ખુબીઓથી અભાગ્યો રહ્યો (મુસલીમ)

ગુસ્સો ઇમાનને એવી રીતે બગાડે છે જેવી રીતે મધને એલ્યો બગાડે છે.

કુશતીમાં પછાડે તે પેહલવાન નથી. પેહલવાન તો તેજ છે કે ગુસાની વખતે પોતાના જીવપર કાબુ રાખે.

ચુપ રહે છે તે માણસ ઘણી આફતોથી બચે છે.

હું તો ઈનસાનજ છું જ્યારે તમને દીનની કોઇ બાબતનો હુકમ કરૂ તો તમો તેને લ્યો (એટલે તે મુજબ અમલ કરો) અને જ્યારે હું કોઈ ચીઝ પોતાની અકલથી બતાવું તો હું પણ તો આખર ઈનસાનજ છું. (મુસલીમ)

હું એક (બશર) ઇનસાન છું લોકો મારી પાસે મુકદમા લઇ આવે છે. મુમકીન છે કે એક પક્ષ વાત કરવામાં હુશ-યાર હોય અને તેની વાત પરથી હું તેને સાચો ખ્યાલ કરી તેના લાભમાં ચુકાદો આપુ પણ યાદ રાખો કોઈ શખસને અગર એવી રીતે એક મુસલીમનો હક અપાવી દેઉં તો એ માલ આગનો ટુકડો છે. હવે ચાહે તો ઉપાડે ચાહે તો છોડી દે.

(બુખારી મુસલીમ)

મારા નામપર તમારૂં નામ રાખો પણ મારી કુન્યત જેવી કુન્યત રાખવી નહી. (બુખારી મુસલીમ)

જ્યારે તમારામાંના એકે પોતાના ભાઈ (મુસલીમ) ને કાફર કહ્યો તો બેમાંથી એક પર તે કુફર પલટે છે. (બુખારી)

મઝલુમ (ઝુલમ ખમનાર) ની બદ દુઆથી તમો બચતા

રહો અગર જો તે મઝલુમ કાફર પણ હોય.

( બુખારી મુસલીમ )

તમો પોતાના માટે પણ બદ દુઆ કરો નહી. અથવા પોતાની ઓલાદ માટે કામકાજ કે સેવા ચાકરી માટે અને માલ મીલકત માટે પણ બદ દુઆ કરો નહી એવું ન થાય કે તમારા કોસવાની ઘડીજ કબુલ્યતની હોય કે તે વખતમાં ખુદાથી જે માંગો તેજ કરી દે.

ખચીત વાત આ છે કે જ્યારે તમારામાંનો કોઇ મરી જાય છે તો તેના અમલ બંધ પડે છે. અને ખચીત ઈમાનદારની ઉમર નેકી વગર કંઈ વધારતી નથી. ( ખરો મોઅમીન હર હાલતમાં સવાબ હાંસલ કરતાં રહે છે. જેથી જેટલી જેની ઉમર લાંબી તેટલી નેકીઓ જમા કરી શકશે ) ( મુસલીમ )

કોઈ પેગમ્બર એવો નહી આવ્યો હોય કે જેણે બકરાં ચરાવ્યા ન હોય. સહાબીઓએ પુછયું કે શું આપે પણ ? હઝરતે ( સ ) ફરમાવ્યું કે હા. મકાવાલાઓના બકરાં કેટલાક કીરાટ ને બદલે ચરાવતો હતો. ( બુખારી )

બેવાહ અને મોહતાજ માણસની હાજત પુરી કરનાર અલ્લાહના માર્ગમાં જેહાદ કરનાર સરખો છે.

બુઢો બે ચીઝની મોહબતમાં જુવાન છે. લાંબી ઉમરની મોહબતમાં અને માલ વધારવાની મોહબતમાં. ( મુસલીમ )

ઓ જુવાન્યાઓ તમારામાંનો જે કોઇ નીકાહ કરવાની શકતી રાખે તે નીકાહ કરે કેમકે એ આંખને વધારે રોકનાર છે. અને શરમગાહને વધારે સંભાળનાર છે અને જે કોઈ એની શકતી ન રાખતો હોય તે પોતે પોતા ઉપર રોઝો રાખવો ઝરૂર જાણે. કારણ કે એ તેના વીશે ખસી કરવા સરખો છે.

( બુખારી મુસલીમ )

તમારામાંનો કોઇ ઉભો રહીને પાણી પીએ નહી. ફરી જો કોઇ ભુલ્યો તો તેને જોઇએ કે ઉલટી કરી નાંખે.

( પાણી ) ત્રણ દમમાં પીવું તે પેટમાં સારી રીતે ઉતરનાર છે. ઘણી શફા આપનાર છે. સારી ચાહવટ છે. અને ( પ્યાસથી ) ઘણી મુકતી આપનાર છે. ( મુસલીમ )

મુરદાનુ તો માત્ર ખાવુંજ હરામ છે ( મુરદારના હાડકાં, દાંત, ખાલ, વાળ, રૂવાં, પાંખ કામકાજ માટે દુરૂસ્ત છે ) ( બુખારી મુસલીમ )

જ્યારે કુતરૂં વાસણમાં બોટે તો સાત વાર ધુઓ અને આઠમી વાર માટીથી માંજો. ( મુસલીમ )

જ્યારે તમો ગધેડાને ભુકતાં સાંભળો તો અલ્લાહ પાસે શેતાનથી પનાહ માંગો. કેમકે તેણે શેતાનને જોયો છે અને જ્યારે તમો મરઘાનો અવાજ સાંભળો તો અલ્લાહથી તેનુ ફઝલ માંગો. કેમકે તેણે ફીરેશતાને જોયો છે ( એટલે બદકારની પધરામણીથી ખુદાનો ગઝબ ઉતરે છે માટે તે વખતે અલ્લાહથી પનાહ માંગવી જોઇએ અને નેકની સોહબતથી ખુદાની રહેમત ઉતરે છે માટે શુકર કરવું જોઇએ. ( બુખારી મુસલીમ )

જે કોઇ પોતાના ભાઇનો કાગળ જોય છે તેની રઝા વગર તે જાણે આગ જોય છે.

પેશાબથી ( તેના છાંટા શરીર પર ઉડવાથી ) ખુબ બચતા રહો કેમકે ઘણું કરી કબરનો અઝાબ એનાથીજ થાય છે.

જે ચીઝ લુંગી ( કે ઈજાર વગેરે મોટાઇ દેખાડવા ) ઘુંટીથી નીચે હોય તે આગમાં છે. ( બુખારી )

અલ્લાહ પોતાના વાયદા વિરૂદ્ધ કરતો નથી ને ન તેના રસુલો. ( મુસલીમ )

ખરી હીજરત કરનાર તે શખસ છે કે અલ્લાહની મનાઈ કરેલી ચીઝને તજે. ( બુખારી મુસલીમ )

તમો જેટલી શકતી રાખો તેટલા અમલને લાઝમ કરો કારણકે જ્યારે તમને થાક લાગવાથી નારાઝી થશે તો અલ્લાહ નારાઝ થાય છે. ( કોઇબી નફલ ઇબાદત યા અમલ મુકરર કરો તો હમેશા ખુશી સાથે જારી રાખી શકો તેટલુંજ મુકરર કરો શરૂઆતમાં વધારે મુકરર કરવું પછી કંટાલાથી બજાવવું યા છોડી દેવું બુરૂં છે. ) ( મુસલીમ )

ગુલામો તમારા ભાઇઓ છે. ( એટલે આદમની અવલાદ છે ) અને તમારા ખીદમતગાર છે તેઓને અલ્લાહે તમારા હાથ હેઠલ રાખ્યા છે તો જે શખસના હાથ હેઠલ તેનો ભાઇ હોય તો જોઇએ કે જે ખાતો હોય તે ખવરાવે અને જે પહેરતો હોય તે પહેરાવે. અને તેઓપર એટલો બોજો નહી નાખે કે જે તેઓને દબાવે. અને જો એવા કામની તકલીફ આપો તો તેઓની મદદગારી કરો ( બુખારી મુસલીમ )

ગુલામના માટે તેનુ ખાનુ તથા કપડું છે અને જે કામની તેનામાં શકતી ન હોય તેની તકલીફ તેને આપે નહી.

( મુસલીમ )

જે કોઇ પોતાના ગુલામને વગર કસુરે હદ મારે અથવા તમાચો મારે તો તેનો કફારો આ છે કે તેને છોડી દે

( મુસલીમ )

જે કોઈ મુસલમાન ( પોતાની ) લોંડી ગુલામને છોડી દેશે

તો અલ્લાહતઆલા તેના દરેક સાંધાને બદલે એના સાંધાને આગથી મુક્ત કરશે. ( બુખારી મુસલીમ )

જે કોઇ અલ્લાહ પર તથા પાછલા દીવસ પર ઇમાન લાવતો હોય તેને જોઇએ કે તે પોતાના પરોણાને માન આપે (એટલે તેને હસ્તે મોંહડે આવકાર આપે અને મકાનમાં ઉતારે બની શકે તો ઉમદા ખાણુ ખવરાવે. તેનો હાલ સારી રીતે પુછે. મહેમાનદારીનો હક ત્રણ દીવસ સુધી છે વધારે કરશે તો સવાબ મળશે. )

અને જે કોઇ અલ્લાહ પર તથા પાછલા દીવસ પર ઈમાન લાવતો હોય તો તેને જોઇએ કે પોતાના પાડોસીને માન આપે ( એટલે તેનુ કાંઇ કામ હોય તો કરે તેને નારાઝ ન કરે જો તે તેની દીવાલ પર કડી કે છાપરૂં રાખવા માંગે તો અટકાવે નહી. ટુંકમાં પોતાથી બનતી દરેક વાતની સગવડ કરી આપે )

અને જે અલ્લાહ પર તથા પાછલા દીવસ પર ઈમાન લાવતો હોય તે ભલી વાત કહે અથવા ચુપકો રહે.
( બુખારી મુસલીમ )

જીબરાઇલ (અ) હમેશા મને પાડોસી વીશે આજ્ઞા કરયા કરે છે તે આટલા સુધી કે મેં ધારયું કે તેને વારેસોમાં દાખલ કરશે. ( બુખારી મુસલીમ )

પાડોસી ત્રણ કીસમના હોય છે ( ૧ ) એ કે મુસલમાન અને સગો હોય તો તેના ત્રણ હક છે. એક સગપણનું બીજુ ઈસલામનું ત્રીજું પાડોસીપણાનું ( ૨ ) એ કે મુસલમાન હોય તો તેના બે હક છે એક ઈસલામનું બીજું પાડોસીપણાનું ( ૩ ) એ કે જે મુસલમાન ન હોય તેમ ન સગો હોય એટલે પારકો-કાફર હોય તો તેનો પણ પાડોસીપણાનો એક હક હોય છે.

શું તમે જાણો છો મુફ્‌લેસ કોણ છે? સહાબાએ કહયું મુફ્‌લેસ તે છે કે જેની પાસે પૈસો અને અસબાબ ન હોય. હઝરતે (સ) ફરમાવ્યું કે ખચીત મુફ્‌લેસ મારી ઉમ્મતનો તે છે કે જે કયામતના દીવસે નમાઝ રોઝો અને ઝકાત લઇને આવશે પણ એવી હાલતમાં આવશે કે આને ગાળ આપી છે અને આને તેણે તોહમત મુકયું છે અને આનો માલ ખાધો છે અને આનુ ખુન કરયું છે અને આને મારયો છે. તો આને તેની નેકીઓ અપાએ. ફરી કસુર અદા કરયા પેહેલાં જો તેની નેકી પુરી થશે તો તેઓના ગુનાહ લેવાશે અને એના ઉપર નખાશે ફરી તે દોઝખમાં ફેંકાશે (મુસલીમ)

દરેક અહદ (કરાર) તોડનાર માટે કયામતના દીવસે અહદ તોડવાના પ્રમાણમાં એક (ફઝેતી દેખાડનારો) વાવટો છે. (બુખારી મુસલીમ)

સોનું ચાંદી પડેલું મળે તે બાબતમાં તેની થેલી તથા તેના બાંધણુને ઝાહેર કર. ફરી એક વરસ સુધી મશહુર કરયા કર. ફરી જો કોઈ તેને નહી ઓળખે તો તેને તું ખરચમાં લે. અને તે તારી પાસે અનામત રહેવું જોઇએ. ફરી જો તેનો શોધનાર ઝમાનાના કોઈ પણ દીવસમાં તારી પાસે આવે તો તું તેને પોંહચાડ (બુખારી મુસલીમ)

તમો સીફારશ કરો તમને સવાબ મલશે. (કોઇબી શખસનું કામ કોશેશથી કરાવી આપવામાં સવાબ છે) (બુખારી)

બગાસુ લેવું શેતાનથી છે. તો જયારે તમારામાંનો કોઇ બગાસું લે તો બનતાં સુધી દબાવી દે. (બુખારી મુસલીમ)
નઝરની તાસીર ખરી છે. (બુખારી મુસલીમ)

તમો ડાબે હાથે ખાઓ નહી. કારણ કે ડાબે હાથે શેતાન ખાય છે. ( પાણી વગેરે ડાબે હાથે ન પીવું જોઇએ. શેતાની આદત છોડવી જોઇએ ) ( મુસલીમ )

ખુદાના અઝાબથી કોઇને અઝાબ કરો નહી એટલે આગથી કોઇને બાળો નહી. ( બુખારી )

જે લોકોએ પોતાના જાન ઉપર ઝુલમ કરયો તેઓના મકાનોમાં તમો ન જાઓ એવું ન થાય કે જે અઝાબ તેઓને થયો તે તમને લાગે. પણ અગર ( ખુદાનો ખોફ કરી ) રડતાં જાઓ ( તો હરકત નથી ) ( બુખારી મુસલીમ )

## વસ્યત તથા મરણ પછી સખાવત વીસે.

### હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

તમારામાંથી કોણને પોતાના માલ કરતાં વારસનો માલ વધુ પ્યારો છે ? સહાબાએ કહ્યું કે એ રસુલુલ્લાહ ! અમારા માના દરેકને વારેસના માલ કરતાં પોતાનો માલ વાહલો છે. હઝરતે ફરમાવ્યું તો તેનો માલ તે છે જે આગળ મોકલ્યો ( સખાવત કરયો ) અને જે પાછલ છોડયો તે વારસનો માલ છે ( આપણો માલ તેજ કે જે આપણને કામ આવે કે જે આપણે આપણી હયાતીમાં સખાવત કરયે મરવા બાદ તે માલ વારેસોનો થઈ જાય છે. તેમાંથી સખાવત કરાવવી તે ગોયા વારેસોના માલમાંથી સખાવત કરાવવા બરાબર છે )
( બુખારી )

ઇનસાન પોતાની હયાતીમાં એક દીરહમ ખેરાત કરે તો તે બહેતર છે તેનાથી કે તેના મરણ પછી તેના તરફથી કોઈ સો દીરહમ ખેરાત કરે.

સખી નઝદીક છે ખુદાની, જંનતની અને લોકોની અને બખીલ દુર છે ખુદાની, જંનતની અને લોકોની.

કેટલાક મરદ ઓરત સાઠ વરસ સુધી ખુદાની ઈબાદત કરે છે ફરી મોતનો વખત આવે છે ત્યારે શરીઅત વીરૂદ્ધ વસીઅત કરી દોઝખને લાયક બને છે. (જેવી રીતે કે ખોજા મેમણ વગેરે કોમો દીકરીઓનો હક ડુબાવવા કોરાનનો મોહ-મેદન લૅા છોડી હીંદુ લૅા મુજબ વસ્યત કરે છે જેથી અંગ્રેજ સરકારે એજ મુશરીક કોમનો કાયદો એ ઈસલામી કહેવાતી કોમો માટે લાગુ પાડયો છે. એ મુજબ તેઓ પોતાની જે કાંઈ નેકી હોય છે તે બરબાદ કરી દોઝખી બને છે)

મુસલમાન મરદને લાયક નથી કે વગર વસ્યત કરે તેની ત્રણ રાતો જાય. (બુખારી મુસલીમ)

## ગીબત બદગુમાની ચુગલી.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

ગીબત તેને કહે છે જે પોતાના (મુસલમાન) ભાઈની પછવાડે એવી વાત કહે જે તે તેના સાંભે કહેવામાં આવે તો તેને બુરૂં લાગે. કોઇએ કહ્યું યા રસુલુલ્લાહ અગર તે વાત તેમાં હોય તો ? ત્યારે રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું કે તે વાત હોય ત્યારેજ ગીબત થઈ અને જો (તેમાં તે વાત) ન હોય તો બોહતાન થયું (પણ હાકમ આગલ ઝાલીમની ગીબત કરવી યા ખુલ્લી રીતે ગુનાહ કરનાર ફાસીકની ગીબત મના નથી)
(મુસલીમ)

ગીબત કે બદગોઈનો ગુનાહ ઝીનાના કરતાં સખત છે જે

ઝીના કરે છે ને પછી તોબાહ કરે છે તો ખુદાતઆલા તેની તોબા કબુલ કરે છે અને ગીબત કરનારના ગુનાહ અલ્લાહ હરગીઝ માફ નથી કરતો જ્યાં સુધી કે તે શખસ કે જેની ગીબત કરવામાં આવી હોય તે બખશે (કોઇને આંધલો કહેવું બી ગીબત છે એમ કહેવું જોઇએ કે તેની આંખોએ દેખાતું નથી. ગીબતનો કફારો જે થઈ શકે તે એ કે જેની ગીબત કરી હોય તેનાથી માફી માંગે યા તેના શારૂ ભલી દુઆ માગે અને તારીફ કરે)

જે શખસ પોતાના મુસલમાન ભાઇની ગીબતથી બીજાને (ગીબત કરનારને) અટકાવશે અલ્લાહતઆલાને હક છે કે તેને દોઝખથી છુટો કરે (ગીબત સાંભલ્યાથી અઝાબ થાય છે અને અટકાવ્યાથી સવાબ થાય છે)

(ઈમામ આહમદ હંબલ)

ઈનસાન કેટલીક બુરી વાત કહી દે છે અને તે નથી જાણતો તેનુ પરીણામ. (કે તેની તે વાતથી તેને શું ખમવું પડશે)

જે શખસ દુન્યામાં મુસલમાન ભાઇનું ગોશત ખાશે એટલે ગીબત કરશે તો કયામતના દીને અલ્લાહતઆલા મુરદાર ગોશત તેની પાસે લાવશે અને તેને કહેવામાં આવશે કે જેમ તેં જીવતાને ખાધો હતો તેમ હવે મુએલાને ખા. પછી તે શખસ ખાશે અને નાક ભવા ચઢાવતો જશે અને પુકાર કરતો જશે.

બદગુમાનીથી તમો બચતા રહો. કારણ કે બદગુમાની ખોટી વાત છે. (બુખારી)

ઇસા ઇબને મરયમ (અ) એક શખસને ચોરી કરતાં જોયો તેને કહ્યું તેં ચોરી કરી. તો તેણે કહ્યું તેની કસમ કે જેના સીવાય કોઇ પુજ્ય નથી મેં હરગીઝ નથી કીધી. તો ઈસા (અ)

કહ્યું હું અલ્લાહ પર ઈમાન લાવ્યો અને મારી આંખને જુઠવી. (નઝરે જોયા છતાં ભુલ થાય છે માટે નેક ગુમાન રાખવું બહેતર છે.) (બુખારી મુસલીમ)

ચુગલીખોર જંનતમાં દાખલ થશે નહી. (બુખારી)

કોઈ બંદો કોઇ બંદાની એબ છુપાવશે તો કયામતના દીવસે અલ્લાહ ઝરૂર તેની એબ છુપાવશે. (મુસલીમ)

# એહલેબેત તથા સહાબીઓ.

## હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

મોહબત રાખો અલ્લાહથી કારણ કે તે પોતાની નેઅમતો તમને ખવરાવે છે. અને મહોબત રાખો મારાથી અલ્લાહની મોહબતના સબબના લીધે અને મોહબત રાખો મારી એહલેબેતથી મારી મોહબતના સબબના લીધે. (અલ્લાહથી તથા હઝરત રસુલુલ્લાહ (સ) થી તથા એહલેબેત (અ) થી મોહબત રાખવી એટલે તેઓના ફરમાનોની તાબેદારી કરવી છે જેમકે તે વીસે હઝરત (સ) ફરમાવે છે કે "તે જે મારા કાયદાઓને ચાહે છે તે બેશક મને ચાહે છે")

દોઝખની આગ ન પોંહચશે તે મુસલમાનને કે જેણે મને દીઠો યા જેણે મને જોનારાઓને દીઠો. (તીરમઝી)

તાઝીમ કરો મારા અસહાબોની કારણ કે તેઓ તમારાથી બેહતર છે તેઓ પછી બહેતર તે લોક છે કે જેઓ તેઓની નઝદીક છે. (એટલે તાબેઇન) તેઓ પછી તે લોક જે તેઓની નઝદીક. (એટલે તબે તાબેઇન) (નીસાઇ)

મારા સહાબીઓને તમો ગાલો ન આપો મારા સહાબી-ઓને તમો ગાલો ન આપો કસમ છે તે ઝાતની કે જેના હાથમાં મારો જાન છે જો તમારામાંના કોઈએ ઓહોદના પાહાડ જેટલુ સોનુ ખુદાના મારગમાં ખરચ્યું હશે તો તેઓમાંના કોઈના એક મુદ ( દોઢસેર ) અથવા અરધા મુદ બરાબર થશે નહી.

( મુસલીમ )

મારા સહાબીઓના વીસે અલ્લાહથી ડરો અલ્લાહથી ડરો મારા સહાબીઓના વીસે અલ્લાહથી ડરો અલ્લાહથી ડરો મારા સહાબીઓના વીસે અલ્લાહથી ડરો અલ્લાહથી ડરો મારા પછી તેઓ વીસે નીશાન ( બટો ) ન લગાડો અને જેણે તે-ઓને દોસ્ત રાખ્યો તેણે મારી મોહબત માટે દોસ્ત રાખ્યો અને જેણે તેઓને દુશમન રાખ્યો તેણે મારી દુશમની માટે દુશમન રાખ્યો અને જેણે ઈઝા આપી તેઓને તેણે ઇઝા આપી મને અને જેણે ઇઝા આપી મને તેણે ઇઝા આપી અલ્લાહને અને જેણે ઈઝા આપી અલ્લાહને તેને નઝદીક છે કે અલ્લાહ ( અઝાબમાં ) ગીરફ્તાર કરે. ( તીરમઝી )

જ્યારે તમો જુઓ તે લોકોને કે જેઓ મારા સહાબીઓને બુરૂ કહે તો કહો કે ખુદાની લઅનત છે તે બુરૂ કહેનારાઓની બદી પર. ( તીરમઝી )

મારાપર જુઠું બાંધો નહી ( એટલે મારા નામે જુઠી હ-દીસ બયાન કરો નહી તથા મારી ખરી હદીસોને જુઠી ઠેડાવો નહી ) કેમકે જે કોઇ મારાપર જુઠું બાંધશે તે દોઝખમાં જશે.

( બુખારી મુસલીમ )

( ખુદાતઆલા જાણતો હતો જે ઇસલામમાં એક એવો બી ફીરકો ઉભો થશે જે હઝરત ( સ ) ના સહાબીઓ કે જે

ઓએ ઇસલામની શરૂઆતથીજ હઝરત ( સ ) શારૂ પોતાનો જાન માલ કુરબાન કરયો હતો અને પોતાના ઘરબાર માલ મીલકત વગેરે છોડી તેઓ સાથે હીજરત કરી હતી તેઓપર બદગુમાની કરી બોહતાનો જોડી તેઓની મુરતીઓ બનાવી તે સાથે બેશરમી ભરેલી ચાલચલાવી વંસપરંપરા કયામત સુધી લાનત મલામત જારી રાખવામાં બેહદ સવાબ સમજશે. તેથીજ ખુદાતઆલાએ ઉપર મુજબની ચેતવણીકારક ગંભીર હદીસો હઝરત ( સ ) મારફતે ઝાહેર કરાવી છે. તે પર ગોર કરો અને તોબા કરો કે તમારી પર રહેમ થાય. ઓ શીઆ કોમના દાનેશમંદો જરા વીચાર તો કરો કે જે સહાબીઓ હઝરત (સ) ની હયાતીમાં તેઓના એક બોલપર પોતાના જાનો કુરબાન કરતા હતા તે શું હઝરત ( સ ) ની વફાત થતાંજ એવા દગાબાઝ ( નઉઝ બીલ્લાહ ) થઈ ગયા કે હઝરતઅલી ( અ ) ની ખીલાફતનો હક દુબાવવામાં એકમેકને મદદ કરી ? શું કોરાને શરીફમાં ખુદાતઆલાએ ઝાહેર નથી કરયું કે ખલીફા તે પોતે મુકરર કરશે ? શું કોઈની તાકાત છે કે ખુદાતઆલાના તે કલામને કોઈ ખોટો પાડી શકે ? તમારા આલીમો તમોને મઝકુર ખલીફાઓ વીરૂધ સમજાવે છે કે તેઓ એહલેબેતના દુશમનો છે માટે તમોબી તેઓને તમારા દુશમનો સમજો. એ તેઓના બોહતાનોના જવાબમાં જાણવું કે અગર તેઓ એહલેબેતનાં દુશમનો હતે તો સૌથી પેહલે તેઓ ખુદા અને તેના રસુલના બી દુશમનો હોવા જોઇએ જ્યારે કોરાને શરીફની અનેક આયતોથી તથા હઝરત રસુલુલ્લાહ ( સ ) ની અનેક હદીસોથી એટલુંજ નહી પણ ખુદ ઈસલામના વીરોધી યુરોપીઅન તવારીખ નવેશોની કીતાબોથી તેઓએ ઈસલામ માટે જાન માલ ફીદા કરવા તથા મરતી ઘડી સુધી ઈસલામની ખીદમત કરવા માટેની પુરાકલ તારીફ સાબીત છે છતાં એક બારગી તકરારની ખાતર ધારો

કે તેઓએ ઈસલામ વીરૂધ યા એહલેબેત વીરૂધ અગર કશું બી ખોટું કીધું હશે તો ખુદાતઆલા તેઓને કયામતના દીને પુરે-પુરો લાયક બદલો આપશે. પણ અગર કયામતના દીને તેઓ ઇસલામના તથા એહલેબેતના દુશમન ઠડવાની બદલે તેઓના ખેરખાહ ઠડયા તો તમો જે આ દુન્યામાં રાત દહાડો એઓ વીસેં બદગુમાની કરી તથા બોહતાનો જોડી લાનત મલામત કરી ગુનાહોનો ગાંસડો માથે ચડાવતા જાઓ છો તેની સઝાથી કેવી રીતે બચી શકશો? માટે હજી બી તોબા કરો અને ચેતો અને તમારી તથા તમારી આલ અવલાદની આખેરત ન બગાડો. જુઓ તમારા આલીમોએ તમોને અનેક બાબતમાં આડે મારગે દોરવ્યા છે જેના અનેક દાખલા કોરાને શરીફની આયતો સાથે આ કીતા-બમાં દેખાડી આપ્યા છે. શું તેથી તમારી ખાત્રી નથી થઈ કે એ ફીરકાના દરેક મુખ્ય અકીદા સદંતર ખોટા છે? માટે એવા ફીરકાથી બચો કે જેથી તમારી તથા તમારા કુટુંબ કબીલા તથા ભવી-ષ્યની અવલાદની આખેરત સુધરે. તમારા એકના હીમતી પગ-લાથી કેટલા જાનોનુ ભલુ થશે તેનો ખ્યાલ કરો કે જે સરવેનો સવાબ તમને મલશે છતાં ગફલતી કરશો તો તે સરવેને જાણી બુજીને અઝાબમાં ગીરફતાર કરવાના ગુનેહગાર ઠડશો.

યા ઇલાહી તું આ આડે મારગે દોરવાઇ ગયલી કોમપર રહેમ કર અને તેઓની આંખો સાંમેનો પરદો દુર કર કે જેથી તેઓ હક શું છે તે જોઈ શકે. આમીન સુમ્મ આમીન યા રબ્બીલ આલમીન.

# કયામત અને તેની નીશાનીઓ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

ખચીત કયામતની આગળ કેટલા દીવસ થશે કે જેમાં જહાલત ફેલાશે અને ઈલમ ઉપડી જશે અને કતલ ઘણી થશે.
( બુખારી મુસલીમ )

જે દીવસોમાં સુરયોદય થાય છે તેમાં જુમઃનો દીવસ બહેતર છે. તેમાં આદમ ( અલે ) પેદા થયા અને તેજ દીવસે તેઓ જંનતમાં ગયા અને તેજ દીવસે તેઓ જંનતથી કઢાયા અને કયામત પણ જુમાનાજ દીવસે ઉભી થશે.
( મુસલીમ )

કયામત કાયમ થનાર નથી જ્યાં સુધી તમો તમારા ઈમામને કતલ કરશો નહી અને તમો મારી નાખશો એક બીજાને તલવારથી ત્યાંસુધી કે તમારા માંહેલા બદકારો દુન્યાના વારસ થશે.
( તીરમઝી )

ઝમાનો પાસે થશે અને ઈલમ ઘટી જશે. અને બખીલાઇ નખાશે ( ઝકાત જતી રહેશે વ્યાજ ખાવાશે ) અને ફીતના જાહેર થશે અને હરજ ઘણી થશે. સહાબાએ કહ્યું કે હરજ શી ચીઝ છે ? ઓ રસુલુલ્લાહ ? હઝ.તે ફરમાવ્યું કે કતલ કતલ ( એટલે ખુનરેઝી ઘણી થશે ) ( બુખારી મુસલીમ )

ખચીત કયામતની નીશાનીઓમાંથી છે કે ઇલમ જતો રહેશે ( એટલે આલીમો વગર ઇલમના હશે ) અને જહાલત પ્રગટ થશે. અને ઝીના ફેલાશે અને શરાબ પીવાશે અને મરદો મરી

જશે અને ઓરતો રહી જશે તે એટલાં સુધી કે ૫૦ ઓરતો માટે એક ખબર લેનાર રેહશે. ( બુખારી મુસલીમ )

દરેક બંદો જે હાલતમાં મરયો હશે તે પર તે હશરમાં ઉઠાવાશે. ( મુસલીમ )

કયામતના દીવસે લોકોનો પરસેવો ઝમીનમાં સીતેર ગજ સુધી જશે અને તેઓના મોંમા જશે તે એટલાં સુધી કે તેઓના કાનોએ પોંહચશે. ( બુખારી મુસલી )

ઝરૂર લોકો પર એવો વખત આવશે કે આદમી આ વાતની પરવા કરશે નહી કે તેણે જે માલ લીધો તે હલાલથી છે કે હરામથી છે. ( બુખારી )

આખરી ઝમાનામાં લોકોની હાલત એવી થઈ ગઈ હશે જે ઈસલામ ફકત નામનોજ રહી ગયો હશે. કોરાન પણ રસમી તોરથી પઢવામાં આવશે મસજીદો ખુબ આબાદ હશે પણ તેમાં હીદાયતનો રસ્તો ન હશે. તે વખતે આલીમો એવા હશે કે જે કાંઈ ફીસાદ ફીતના થશે તે તેઓથી નીકલશે. ( આ હદીસ શરીફના રાવી હઝરત ( અલી ( અ ) છે.

લોકો પર એક ઝમાનો એવો આવશે જયારે સરવે લોકો કોરાન પઢસે અને ઈબાદતમાં કોશેશ કરશે અને બીદઅતી લોકો સાથે મેલાપ રાખશે અને એવી રીતે શીરકમાં ગીરફતાર થઈ જશે કે તેઓને પોતાને શીરક જણાસે નહી. કોરાન પઢવા અને ઈલમના બદલામાં રોટલા લેયા કરશે. અને દીનના બદલામાં દુન્યા કમાશે અને એજ લોકો દજાલના તાબેદાર થશે ( એટલે દજાલ જેવા અકીદાની પેરવી કરશે )

( કનઝલ અમાલ )

તમારેથી જે આગલા થયા છે તેઓને મારગે તમો જરૂર ચાલશો વેંત વેંત અને હાથ હાથ તે એટલા સુધી કે જો તેઓ પાટલા ઘોના દરમાં ગુસ્યા હશે તો તમો (બી) તેની તાબેદારી કરશો. સહાબીઓએ પુછયું ઓ રસુલુલ્લાહ યાહુદ તથા નસારાની ચાલ ? હઝરત (સ) એ ફરમાવ્યું નહી તો કોણુની ? (એટલે ઇસલામીઓ યાહુદ તથા નસારા જેવાજ અકીદા તથા આમાલના થશે )

( બુખારી મુસલીમ )

બેશક મારી ઉમતમાં તેજ બાબત બનશે જે બની ઇસરાઈલમાં બની. એટલે સુધી કે અગર બની ઇસરાઇલમાંથી કોઈએ પોતાના મા સાથે ઝીના કરી હશે તો મારી ઉમતમાંથી બી કોઈ એમજ કરશે. અને બની ઈસરાઇલ ૭૨ ફીરકામાં વેંહચાઇ ગયા તો મારી ઉમત ૭૩ ફીરકામાં વેંહચાઇ જશે, પણ સાંવાય એક સરવે જહનમી થશે. પુછવામાં આવ્યું યા રસુલુલ્લાહ કયો ફીરકો નાજી (જંનતી) હશે તો ફરમાવ્યું કે ( તે ફીરકો ) જે મારા તથા મારા સહાબીઓના તરીકા પર ચાલશે.

( અબુ દાઉદ–તીરમઝી )

અએ શહાબ લોકોપર એક ઝમાનો એવો આવશે કે તે વખતે અમીરો ઘણા હશે, ફીકા (દીન જાણનારા ખરા આલીમ) થોડા હશે. ખુતબા પઢનારા બહુ ખોટા અને દગાબાઝ (હશે) કારી ( કોરાન પઢનારા ) રીયાકાર ( લોકોને દેખાડનારા ) અને ફરેબી ( હશે ) દીનને છોડશે અને દુન્યાને એવી રીતે ખાશે કે જેવી રીતે આગ લાકડીને ખાય છે (અને એવા) ઝાલીમોનો ઠેકાણો દોઝખ છે.

( કનઝલ અમાલ )

જ્યારે કયામત કાયમ થશે ત્યારે નસારા સૌથી વધુ હશે.

( એટલે ઘણાખરા લોકો નસારા ( ખ્રીસ્તી ) જેવા થઈ જશે )
અબુ દાઉદ )

લોકોપર એક ઝમાનો એવો આવશે કે મોઅમીન એવી રીતે લોકોમાં છુપાતો ફરશે કે જેવી રીતે મુનાફીક આજકાલ તમારામાં છુપાતો ફરે છે ( કારણ કે ઘણા ખરા ઇસલામીઓ ખોટે રસ્તે હશે જેથી ખરે રસ્તે ચાલનાર મોઅમીનને તેઓથી ખમવું પડશે. ) ( કનઝલ અમાલ )

બેશક મારી ઉમતમાંથી એક જમાઅત ઝાહેર થશે જે વીરોધીઓ ઉપર હક સાથે ગાલીબ રેહશે ત્યાં સુધી કે તેઓ આખરી ઝમાનામાં દજ્જાલ ઉપર ગાલીબ થાય.

( અબુ દાઉદ–ઇમામ આહમદ હંબલ )

કયામત કાયમ થાય ત્યાં સુધી મારી ઉમતમાંથી એક ફીરકો દીનની સચાઈ સાથે લોકોપર ઝાહેર બાહેર ગાલીબ રહેશે. તેઓ કોઇની પરવા ન કરશે ભલે તેઓનો કોઇ મદદગાર બને યા તેઓને છોડી તેઓથી અલગ થઇ જાય.

( ઈબને માજા )

કયામત કાયમ નહી થશે જ્યાં સુધી એક બીજાના દીલોમાં ઇનકાર અને વાતોમાં વીરૂધતા અને સગા ભાઈઓનો માબાપથી દીનની વીરૂધતા ન થાય. ( કનઝલ અમાલ )

દુન્યા સાત દીવસની છે અને દરેક દીવસ ૧૦૦૦ વરસનો છે.

( ઈબને અબાસ )

દુન્યાની ઉમર સાત હઝાર વરસની છે. ( તીરમઝી ) ( ઈસલામી કીતાબોથી તથા યાહુદી તથા નસારાઓની બાઇબલથી સાબીત છે કે આ દુન્યાની ઉમર ૭૦૦૦ વરસની છે આ દુન્યાની અગાઉ હઝારો આદમ અને હઝારો દુન્યાઓ

ગુજરી ચુકી છે. આ દુન્યા શરૂ થઇને એટલે હઝરત આદમ ( અ ) ની પેદાયશથી હમણા સુધી ૬૦૦૦ વરસ થઈ ચુકા અને આ છેલ્લો સાતમો હઝાર ચાલે છે તેથી એ આખરી ઝમાનો કહેવાય છે. એ બાકી રહેલી એક હઝાર વરસની મુદ્દત દરમ્યાનં ખુદાને જ્યારે મંઝુર હશે ત્યારે કયામત થશે ગમે તો હમણાજ કયામત મુકરર કરે યા ગમે તો આ સાતમો હજાર ખતમ કરે યા અધવચમાં કરે.

# જંનત અને દોઝખ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

મહેનત તથા તકલીફોની સાથે જંનત રોકાયલી છે (એટલે ઇબાદત અને પરહેઝગારીની તકલીફ ઉપાડવાથીજ જંનત મળે છે ) અને ખાહેશ તથા શહેવતની સાથે દોઝખ રોકાયલી છે ( એટલે દુન્યાની ચાર દાહડાની ઝીંદગીમાં મોજ શોખ અને ખાહેશ શહેવત રાખ્યાથી દોઝખ મલે છે. )

( બુખારી મુસલીમ )

જે ( ઇનસાનનુ ) લોહી અને માંસ હરામ માલથી વધ્યા હશે તે બહેશતમાં જશે નહી તેને લાયક દોઝખજ છે.

અલ્લાહ પાસે જે રહેમત છે તે સઘલીને જો કાફર જાણી લે તો કદી જંનતથી નીરાશ થાય નહી અને અલ્લાહ પાસે જે અઝાબ છે તે સઘલાને જો મોઅમીન જાણી લે તો તે કદી દોઝખથી ન ડર થાય નહી. ( બુખારી મુસલીમ )

મેં જંનતમાં નઝર કરી તો ઘણા ખરા જંનતવાલા ગરીબો હતા અને મેં દોઝખમાં નઝર કરી તો ઘણી ખરી ઓરતો હતી.

( બુખારી મુસલીમ )

બે ચીઝો બહુ મોટી છે તેને ભુલવી નહી એટલે જંનત અને દોઝખ. પછી એ ફરમાવી આપ બહુ રહયા એટલે સુધી કે રીશ ( દાઢી ) મુબારક ભીંજી ગઈ. પછી ફરમાવ્યું કે કસમ છે તે પાક ઝાતની કે જેના કબઝામાં મારો જાન છે આખેરતની વાતો ( એટલે દુન્યામાં ઇનસાનો જે ગુનાહ કરે છે તેની કેવી દુખદાયક સઝા મળશે તે બાબતો ( જે કંઇ હું જાણું છું જો તમોને તે માલમ પડી જાય તો (તમો) જંગલોમાં નાશી જઇ પોતાના માથાઓમાં ખાક નાખતા ફરો.

ખચીત માણુસ લાંબા વખત સુધી જંનતીઓ જેવા કામ કરે છે ફરી તેનો ખાતેમો દોઝખીઓનો કામ જેવો થાય છે અને ખચીત એક માણુસ લાંબા વખત સુધી દોઝખીઓ જેવો કામ કરે છે ફરી તેનો ખાતેમો જંનતીઓના કામ ઉપર થાય છે. ( આ ઉપરથી દરેક ઇનસાને નસીહત લેવી જોઇએ કે કોઈ ગમે તેટલું સારૂં કામ કરતો હોય છતાં જ્યાંસુધી તેનું મરણ નીપજે ત્યાં સુધી નેક અમલ કરતો રહ્યો તો ઠીક અગર આખર વખતે મગરૂર થયો અને ખુદા અને રસુલની નાફરમાની કીધી તો જહંનમી થશે તેવીજ રીતે કોઇ લાંબી ઉમર સુધી ખુદા અને રસુલના ફરમાનોથી અજ્ઞાન રહયો અને બદી કરયા કીધી છતાં મરણ આગમજ આખેરતનો ખોફ રાખી નેક રાહ પામ્યો અને નેક અમલ કરયા તો તે જંનતી છે. )

( મુસલીમ )

જે શખસ ઇનકાર કરે અને નહી માને તેના સીવાય મારી સઘલી ઉમત જંનતમાં જશે. લોકોએ કહયું કે ઈનકાર કરનાર નહી માનનાર કોણ છે ? હઝરતે ( સલ ) ફરમાવ્યું કે જેણે મારી તાબેદારી કરી ( એટલે જેઓએ એઓની સુંનત તથા ફરમાનો મુજબ અમલ કરયો ) તે જંનતમાં જશે અને જેણે નાફરમાની કરી તેણે ખચીત ઈનકાર કરયો ( બુખારી )

બહીશ્ત જન્નતમાં સો દરજ્જા છે. જેને અલ્લાહે તેના રસ્તામાં જેહાદ કરનારાઓ ( એટલે ખુદાની રઝામંદી ખાતર પોતાના નફસને મારનારાઓ ) માટે તૈયાર કરયા છે. દરેક દરજ્જાની વચ્ચે આસમાન ઝમીન જેટલો ફેર છે. તો જ્યારે માગણી કરો તો જંનતે ફીરદોસની માગણી કરશો કારણ કે તે ઉમદા જંનત છે. અને તેના ઉપર અલ્લાહનો અરશ છે અને ત્યાંથી જંનતની નેહરો વહે છે. ( બુખારી )

જ્યારે માણસ મરી જાય છે તો સવાર સાંજ તેને તેનુ ઠેકાણું દેખડાય છે. જો તે જંનતી છે તો જંનત ( દેખડાય છે ) જો તે દોઝખી છે તો દોઝખ ( દેખડાય છે ) ફરી ( તેને ) કહેવામાં આવે છે કે આ તારૂં ઠેકાણું છે કયામતના દીવસે ત્યાં મોકલવામાં આવશે. ( બુખારી )

અલ્લાહ જંનતવાલાઓને જંનતમાં દાખલ કરશે અને દોઝખવાળાઓને દોઝખમાં. ફરી તેઓમાં એક પુકારનાર ઉભો થશે ને કહેશે કે ઓ જંનતવાળાઓ ( તમને ) મોત નથી. ઓ દોઝખવાળાઓ ( તમને ) મોત નથી. દરેક જેમાં હોય તેમાં હમેશા રહેનાર છે. ( બુખારી મુસલીમ )

અલ્લાહતઆલા ફરમાવે છે મેં મારા નેક બખ્ત બંદાઓ માટે એવી ચીઝ તૈયાર રાખી છે જેને કોઇ આંખે જોઈ નથી. કોઇ કાને સાંભલી નથી. અને કોઇ માણસના દીલમાં તેનો ખ્યાલ આવ્યો નથી. ( બુખારી મુસલીમ )

દોઝખી લોકો ( મુશરીક તથા કાફરો ) જેઓ ખરૂં જોતા દોઝખીજ છે. તેઓ તો તેમાં ન મરશે અને ન જીવશે. પણ જે લોકોને ( મોઅમીનોને ) આગ તેઓના ગુનાહોને લીધે લાગી છે. તેઓને અલ્લાહ મોત આપશે. ( ગુનાહના પ્રમાણ મુજબ અઝાબ ખમવા પછી ) તે એટલા સુધી કે તેઓ જ્યારે

બલીને કોલસો થશે. તો ( તેઓ માટે ) શફાઅતનો હુકમ થશે એ જંનતવાલાઓ એઓ પર પાણી નાખો. ફરી જેવી રીતે નાલાના કચરામાં દાણો ઉગી નીકલે છે. તેમ તેઓ ઉગી નીકળશે. ( મુસલીમ )

કાફરનો દાંત ઓહાદના પાહાડ બરાબર થશે અને તેના ચામડાનું જાડાપણું ત્રણ દાહડાના માર્ગ બરાબર થશે. કાફરનુ કદ ઘણુંજ લાંબુ ચોડું થશે જેથી દોઝખનો અઝાબ ચારો તરફથી ભોગવવું પડશે ( ખુદા રહેમ કરે અને કાફર થતા બચાવે. ) ( મુસલીમ )

શું જેણે તેને દુન્યામાં બે પગે ચાલતો કરયો તે શક્તીવાન નથી કે કયામતના દીને તેને મોં તરફથી ચલાવે ?

( બુખારી મુસલીમ )

કયામતના દીને દુન્યામાં ઘણી એશ આરામ ભોગવનારા દોઝખીમાંના ( એકને ) લાવવામાં આવશે. ફરી તેને દોઝખમાં એક ડુબકી અપાશે. ફરી પુછવામાં આવશે એ આદમના બેટા તેં કદી ( દુન્યામાં ) આરામ જોયું હતું કદી તને એશ મલી હતી ? તો તે કહેશે કદી નહી. અને ( તે પછી ) જંનતવાલા ( એકને જેણે ) દુન્યામાં ઘણીજ સખતી ભોગવી હશે તેને લાવવામાં આવશે ફરી તેને કહેવામાં આવશે એ આદમના બેટા શું તેં કદી સખતી જોઇ છે ? શું તારાપર કદી સખતી વીતી છે ? તો તે કહેશે ખુદાની કસમ નહી. મારા પર કદી સખતી વીતી નથી. તથા કદી મેં સખતી જોઇ નથી. ( એટલે આ દુન્યામાં આખી ઝીંદગી ભર બી કોઇએ સુખ ભોગવ્યું હશે તો દોઝખની એક ડુબકીમાં તે સરવે ભુલી જશે. તેવીજ રીતે જેણે આ દુન્યામાં આખી ઝીંદગી ભર દુઃખ ભોગવ્યું હશે તો તે જંનતની એક ડુબકીમાં સરવે ભુલી જશે. )

( મુસલીમ )

કયામતના દીવસે કાફર લાવવામાં આવશે ફરી તેને પુછ-વાશે વારૂં તું કહે જો તારી પાસે (હમણા) દુન્યા ભરીને સોનુ હતે તો તું તેને (તારા જાનને હમણા બચાવવામાં) ફીદયો આપત ? તે કહેશે હા. ફરી તેને કહેવામાં આવશે કે ખચીત તારી પાસે એથી સહેલું માગવામાં આવ્યું હતું (એટલે દુન્યામાં એથી બહુ આસાન ફરઝ નાખવામાં આવી છતાં તે વખતે તેં બજાવી નહી)

કયામતના દીને કોઇ માણસ પોતાની જગ્યાએથી હઠવા પામશે નહી જ્યાં સુધી કે તેને ચાર બાબત પુછવામાં આવશે નહી. એક તો એ કે ઉમર કઇ ચીઝમાં પુરી કરી. બીજું એ કે જે મસઅલા જાણ્યા તે ઉપર શો અમલ કરયો ત્રીજું માલ કયાંથી કમાવ્યો (હલાલ રીતે યા હરામ રીતે) અને કયાં ખ-રચ્યો (ખુદાની રાહમાં યા ફુઝુલ ખરચોમાં) ચોથી પોતાની ઝાતને (પોતાને કઈ બાબતમાં ખુટાડી (નેકીમાં યા બદીમાં)

મોઅમીનો (પોતાના ગુનાહોના પ્રમાણ મુજબ સઝા ખ-મીને) આગથી છુટકારો પામશે. ફરી તેઓ તે પુલ ઉપર અ-ટકાવાશે કે જે જંનત અને જંહનમની વચે છે. ફરી એક બીજા સાથે દુન્યામાં જે ઝુલમ થયો હોય તેનો બદલો લેવાશે તે એટલાં સુધી કે જયારે તેઓ પાક સાફ થશે. તો તેઓને જંનતમાં જવાનો હુકમ મલશે તેની કસમ કે જેના હાથમાં મહમદનો જાન છે તેઓમાંનો કોઇ દુન્યામાં પોતાના ઘરનો રસ્તો જાણે છે તે કરતાં તે જંનતમાં પોતાના ઠેકાણાને (વધારે) જાણનાર છે. (બુખારી)



# જે ઈનસાન મરણ પામે છે તેને ખુદાતઆલા બીજીવાર આ દુન્યામાં મોકલતો નથી.

## હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

કોઈ જીવ મરી જાય અને તેને માટે અલ્લાહને ત્યાં બેહતરી હોય તેને સારૂં નથી લાગતું કે તે દુન્યામાં પાછો આવે (સબબ નેક ઇનસાનને આખેરતની ઝીંદગીમાં સરસ સુખ મલે છે તે દુન્યામાં પાછો આવવા હરગીઝ ન ઈચ્છે. ગુનેહગાર શખસ દુન્યામાં પાછું આવવા ઈચ્છે પણ તેનો ત્યાંની દુખ ભરેલી ઝીંદગીમાંથી છુટકારો થતો નથી તેથી તે બી હરગીઝ આવી ન શકે) પણ શહીદ શહાદતનો ઉંમદા મરતબો જોવાથી આશા કરે છે કે તે દુન્યામાં પાછો આવે અને કતલ થાય. (બુખારી મુસલીમ)

શહીદોની રૂહ લીલા પક્ષી છે જે જંનતમાં રહે છે. ખચીત તેઓની રૂહ લીલા પક્ષીઓના પેટમાં છે. જંનતમાં જ્યાં ચાહે ત્યાં ચરે છે. ફરી તે કન્દીલોમાં રાત વાસો કરે છે. તો તેઓના પરવરદીગારે તેઓને જોયા ફરી કહયું શું તમો કોઇ ચીઝની ખાહેશ કરો છો? તેઓએ કહયું અમે શું ચીઝની ખાહેશ કરીએ અમો જંનતમાં જે જગયા ચાહીએ છીએ ત્યાં ચરીએ છીએ. તો અલ્લાહે ત્રણવાર એવીજ રીતે પુછયું. ફરી જ્યારે તેઓએ જોયું કે વગર માંગે છુટકારો નથી તો તેઓએ કહ્યું એ પરવરદેગાર અમો ચાહીએ છીએ કે તું અમારી અરવાહને અમારા શરીરમાં ફરી નાખ કે ફરી અમો (દુન્યામાં જઈ તારા દીનના ખાતર) બીજીવાર કતલ થઈએ ત્યારે ખુદાએ જોયું કે તેઓને કોઈ ચીઝની હાજત નથી (ત્યારે) તેઓને (પુછવાથી) છોડયા. (મુસલીમ)

અએ જાબીર શું હું તને ખુદા અને તેના રસુલની તરફથી એક ખુશ ખબર ન સંભલાવું ? અને તે એ છે કે ખુદાત-આલાએ તારા બાપ અને તારા કાકાને ( કે જેઓ શહીદ થયા હતા ) જીવતા કરીને પુછયું કે તમો મારાથી કાંઈ ખાહેશ કરો છો ? તેઓએ પરવરદીગારથી એ ચાહ્યું કે તેઓને દુન્યામાં પાછા મોકલવામાં આવે. આ પરથી ખુદાતઆલાએ તેઓને જણાવ્યું કે મેં કોરાનમાં નકી ઠેડાવ સાથ ઝાહેર કરર્યું છે કે બચીત મરણ પામેલાઓને ( દુન્યામાં ) પાછા નહી મોકલવામાં આવશે. ( કનઝલ અમાલ )

( આ પરથી ઈસલામીઓએ ચેતવું જોઇએ કે તેઓ વફાત પામેલા ઇસા (અ) ની બીજીવારની પધરામણીની રાહ જુએ છે તે તેઓનો અકીદો ખુદાતઆલાના તથા હઝરત રસુલુલ્લાહ (સ) ના ફરમાનોથી કેટલો વીરૂધ છે )

## ઈસા ઈબને મરયમ અને મહેદી (અ)

### હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

ખુદાની કસમ છે કે ઇબને મરયમ તમારામાં ઝરૂર નાઝીલ થશે. અને તે આદીલ હુકમ થશે. અને સલેબને તોડશે ( એટલે ઇસા ( અ ) ના સલેબપર મારયા જવાને લગતા ખોટા અકીદા તોડશે ) ડુકરને કતલ કરશે અને ચંદો લેશે અને ઉંટ નકામા થશે કોઇ તેપર સવારી ન કરશે. દુશમની બુગસ હસદ દુર થશે અને તે માલની તરફ બોલાવશે પણ તે કબુલવામાં ન આવશે.

( મુસલીમ )

નઝદીક છે કે જે શખસ તમારામાંથી જીવતો રહેશે તે ઇસા ઇબને મરયમથી મુલાકાત કરશે જે ( ઝમાનાનો ) ઈમામ થશે મહેદી થશે આદીલ હુકમ થશે સલેબને તોડશે ડુકરને કતલ

કરશે અને જઝયા મોકુફ કરશે અને જંગ કાહડી નાખશે.
( મસનદે ઇમામ આહમદ હંબલ જીલદ બીજી પાને ૪૧૧ )

કસમ છે તે ઝાતની ( ખુદાની ) કે જેના હાથમાં મારો જાન છે કે ઇબને મરયમ તમારામાં ઝરૂર નાઝીલ થશે આદીલ હુકમ થશે સલેબને તોડશે, દુકરને કતલ કરશે જંગ કાહડી નાખશે. ( બુખારી )

તમારો શું હાલ થશે જ્યારે ઇબ્નેિ મરયમ તમારામ નાઝીલ થશે અને તે તમારામાંથીજ ( મુસલમાનોમાંથીજ ) ( તમારા ઝમાનાનો ) ઇમામ થશે. ( બુખારી મુસલીમ )

લા મહેદી ઇલ્લા ઈસા ઇબને મરયમ ( એટલે ઇસા ઇબ્ને મરયમ સીવાય બીજો કોઈ મેહદી નથી યાને ઈસા ઇબ્ને મરયમ તથા મહેદી એકજ શખસ છે ) ( ઇબને માજા

સ્વપનામાં હું મને કાબાની પાસે જોઈ રહ્યો છું ફરી હું એક ઘઉંલા રંગના શખસને જોઉં છું જે ઘઉંલા રંગના માણસો તું જુએ છે તેથી તે સારો છે. જેને ખભા સુધી વાલ છે જે ખભા સુધીના બાલવાલાઓને તું જુએ છે તેથી સારો છે તેં તેમાં કાંસકી ફેરવી હતી તે વાલથી પાણી ટપકતું હતું. ( શખસના ખભાપર ટેકીને બૈતુલ્લાહને તવાફ કરે છે. તો મેં પુછયું કે આ કોણ છે ? મને કહેવામાં આવ્યું કે આ મસીહ ઇબને મરયમ છે. ફરી મેં બીજા શખસને જોયો તેના વા ઘુંઘરૂવાલા છે જમણી આંખે કાણો છે જાણે તે ટેટા જેવ દરાખ છે. તો મેં પુછયું આ કોણ છે ? મને કહેવામાં આવ્ મસીહે દજ્જાલ છે.

( બુખારી મુસલીમ

મેં ( શબે મેઅરાજમાં ) ઈસા મુસા તથા ઇબરાહી

( અ ) ને જોયા તો ઈસા લાલ ( રંગના ) ગુંગરૂવાલા વાળના અને પોહલી છાતીના છે. ( બુખારી )

( ઉપર મુજબ હઝરત રસુલુલ્લાહ ( સ ) એ વફાત પામેલા નબીઓની અરવાહ સાથે ઈસા ઇબને મરયમને જોયા જેથી પેહલી બાબત એ સાબીત થઈ કે ઇસા ( અ ) વફાત પામી ચુકા છે. બીજી બાબત એ સાબીત થઇ કે આગલા ઈસા ઈબને મરયમ જુદા શખસ છે અને દજ્જાલ સાથે જે ઇસા ઈબને મરયમને જોયા તે જુદા શખસ છે )

અમારા મહેદીની સાબેતી અને સચાઇ શારૂ બે નીશાનીઓ મુકરર છે કે એના ઝમાનામા રમઝાન માસમાં ( ગ્રહણની રાતોમાં ) પેહલી રાતના ચંદ્રગ્રહણ થશે અને વચલી તારીખમાં સુરજ ગ્રહણ થશે કે જેવી નીશાનીઓ જ્યારથી આસમાન અને ઝમીન પેદા કરવામાં આવ્યા છે ત્યારથી કોઇ બી દાવાદારના વખતમાં ન થયા હશે ( રાવી હઝરત હઝરત ઇમામે બાકર અ. )

મહેદી એક ગામ જેનો નામ કદઆ હશે ( ત્યાંથી ) નીકલશે અલ્લાહતઆલા તેને સાચો ઠેડવશે અને દુર દરાઝ શેહરોથી એની પાસે લોકો જમા થશે.

જ્યારે સાંભલો કે મહેદી આવ્યો છે તો તેની બઈઅતમાં દાખલ થાઓ જો તેથી તમને ભલે હાથથી યા પેટના બલથી બરફ પરજ કાંય નહી ચાલવું પડે. ( મુસલીમ )

જે મહેદીને જુઠલાવશે તે બેશક કાફર ઠડશે અને જેણે દજ્જાલને જુઠલાવ્યો તેણે બરાબર જુઠલાવ્યું.

( હીજાજુલ કરામા )

——:o:——

# તાબીરવાળી હદીસો.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

મેં સ્વપનામાં જોયું કે હું મકાથી તે ઝમીન તરફ હીજરત કરૂં છું કે જેમાં ખજુરીઓ છે, તો હું આ સમજ્યો કે તે ઝમીન યમામા છે અથવા હજર છે પણ તે તો મદીના યસરબ નીકલ્યું (આ હદીસથી જણાયું કે પેગમ્બરો બી સ્વપનાની તાબીર કરતાં કોઇ કોઇ વખત ભુલાવામાં પડે છે) અને એજ સ્વપનામાં મેં જોયું કે મેં તલવારને હલાવી તો તે ઉપરથી તુટી ગઈ તો તે (ની તાબીર એ થઇ કે) ઓહોદમાં મુસલમાનોને દુઃખ પોંહચ્યું તે છે મેં તેને બીજીવાર હીલવી તો તે સારી રીતે પાછી બની ગઇ તો તે અલ્લાહે ફતેહ આપી અને મુસલમાનોનો જથો બન્યો તે છે.

(બુખારી મુસલીમ)

મેં એક કાલી ઓરતને સ્વપનામાં જોઈ જેના માથાના બાલ વીખરાયલા છે. તે મદીનાથી નીકલી તે એટલા સુધી કે મહયઆમાં ઘુસી. મેં તેની આ મતલબ લીધી કે મદીનાની વબા (મરકી) મહયઆમાં ગઈ. (અત્રે કાલો ઓરતની એ તાબીર થઇ કે તે મરકી છે) (બુખારી)

જેવી રીતે ઉંઘેલો માણુસ જુવે છે તેમ મેં એક રાત્રે સ્વપનામાં જોયું કે જાણે અમે ઉકબા બીન રાફેઅના ઘરમાં ઉતરયા. ફરી અમારી પાસે ઈબને તાબ જાતનુ તાજુ ખજુર લાવવામાં આવ્યું તો મેં તેની મતલબ આ લીધી કે દુન્યામાં અમારા માટે બુલંદી (ચડતી) છે અને આખેરતમાં સારૂ પરીણામ છે. (અત્રે રાફેઅના શબ્દની તાબીર બુલંદી થઈ છે.)

(મુસલીમ)

તે બાગ ઈસ્લામનો બાગ છે ( એક શખસને હઝરત (સ) એ તેણે જોયલા સ્વપ્નાની તાબીર સમજાવી ) અને તે થામલો તે ઈસ્લામનો થામલો છે અને તે મઝબુત રસી તે (ઈસ્લામની) રસી છે અને તું મરતાં સુધી ઇસલામ પર કાયમ રહેશે.

( બુખારી મુસલીમ )

તમારામાંથી મારી સાથે જલદી મલનાર તે બીબી છે કે જેનો હાથ વધારે લાંબો છે. ( જ્યારે હઝરત (સ) ની વફાત બાદ લાંબા હાથ વાલી બીબીની વફાત પેહલે નહી થઇ પણ જે સખી બીબી હતા તેઓની વફાત થઇ. આથી સાબીત થયું કે ઘણીખરી પેશગોઇવાલી હદીસોની ઝાહેરમાં એક મતલબ દેખાય છે જ્યારે તેની ખરી તાવીલ બીજીજ હોય છે. )

( બુખારી મુસલીમ )

એવી હાલતમાં હું સુતો હતો કે ઝમીનના ખઝાના મારી આગળ થયા. ફરી મારા હાથમાં સોનાના બે કંગણ નખાયા. જે મને ભારી પડયા અને મને ગમમાં નાંખ્યો. ફરી મને વહી થઈ કે તું તેઓને ફુંક માર. મેં તેઓપર ફુંક મારી તો તે જતા રહ્યા. મેં તેઓની તાબીર બે જુઠાની કરી કે જે બેની વચ્ચે હું છું. (૧) સનઆવાલો (૨) યમામાવાલો ( સનઆ યમનમાં એક શહેર છે ત્યાં અબુલ અસવદ અનસી ઝાહેર થયો અને પેગમ્બરીનો દાવો કરયો તે પાછળથી હઝરત ( સ ) ના ઝમાનામાં ફેરોઝ દેલમીને હાથે મારયો ગયો. (૨) યમામા અરબનો એક ઇલાકો છે ત્યાં મોસૈલમાં કઝ્ઝાબ હઝરત (સ) ની પેગમ્બરીમાં ભાગયો થવા માંગતો હતો તે હઝરત અબુબકર (રદી) ની ખીલાફતમાં વહશીને હાથે મારયો ગયો. હઝરત (સ) ખુદા તરફથી વહી પામવાથી બે સોનાના કંગનપર ફુક મારી એટલે બે જુઠાઓ વીરૂધ દુઆ કીધી છતાં બે જુઠાઓમાંથી હઝરત ( સ ) ની હયાતીમાં એકજ શખસ મારયો ગયો અને બીજો

શખસ એઓની વફાત બાદ કેટલીક મુદ્દત પછી મારયો ગયો. ખોટા શખસની હયાતીમાં સાચા નબીનુ વફાત થવું એ તે વખતના કમઝોર મુસલમાનો માટે એક અઝમાઇશ હતી )

( બુખારી )

હું એવી ઉંઘની હાલતમાં હતો કે મારી પાસે દુધનો એક પ્યાલો લાવવામાં આવ્યો ફરી મેં પીધું તે એટલાં સુધી કે મારૂં ટસ થવું મારા નખથી નીકલતું જોઉં છું ફરી મારૂં બચેલું મેં ઓમર બીન ખતાબને આપ્યું. લોકોએ પુછયું આપે એની શું મતલબ લીધી છે ? હઝરત ( સ ) એ ફરમાવ્યું કે ઇલમ.

( બુખારી )

## દરેક ઇસલામીપર પોતાના ઝમાનાના ઇમામને માની તાબે થવાની ફરજ.

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

જે શખસ પોતાના ઝમાનાના ઇમામને ઓળખ્યા વગર મરશે તે બેશક જહાલતના મોતે મરશે ( એટલે ઇસલામના પેહલાંના જહાલતના ઝમાનાના કાફરોની જેવી મોત મરશે )

( અબુદાઉદ–તીરમઝી )

બેશક અલ્લાહતઆલા હરસદીની શરૂઆતમાં આ ઉમતના માટે એક શખસને ઉભો કરશે જે દીનને તાઝો કરશે ( આ હદીસ શરીફ ઇસલામનો એક મોજેઝો છે તે મુજબ દર સદીની શરૂઆતમાં ખુદાતઆલા એક શખસને આ ઉમતનો દીન તાઝો કરવા બાહેર પાડે છે જે ખરો ઇસલામ દુન્યામાં આશકાર કરી

ખરો ઇસલામી ફીરકો સ્થાપે છે અને તે માટે તે ઇમામે ઝમાનં તરીકે ઓલખાય છે. ઈસલામ સીવાય બીજા કોઇ બી મઝહબમાં એ ખસુસ્યત નથી. કારણ કે ખુદાતઆલાએ ઇસલામ સીવાય બાકીના સરવે મઝહબોને રદ બાતલ કરી દીધા છે. તેથીજ તેઓમાં ખુદા તરફનો કોઇ પ્રતીનીધી ઝાહેર થતો નથી. અને કયામત સુધી કોઇ ઝાહેર થશેજ નહી. એ ખસુસ્યત ફક્ત ઇસલામ માટેજ છે. મજકુર પેશગોઈ મુજબ ઝાહેર થયલા ઇમામોના મુબારક નામો નીચે મુજબ છેઃ—(૧) હઝરત ઉમર બીન અબદુલ અઝીઝ, (૨) હઝરત આહમદ બીન ખલીદલ ખલાલ, (૩) હઝરત ઈમામ બાકી, (૪) હઝરત અબુ અબદુલ્લાહ, (૫) હઝરત ઇમામ ગઝાલી, (૬) હઝરત સયદ અબદુલકાદર જીલાની, (૭) હઝરત સયદ મોહીનુદીન ચીસતી, (૮) હઝરત સાલેહ (૯) હઝરત સયદ મહમદ જુનાપુરી, (૧૦) હઝરત શેખ આહમદ સરહંદી, મુજદ્દિદે અલફ સાની ઇમામે રબ્બાની (૧૧) હઝરત શાહ વલી ઉલ્લાહ, (૧૨) હઝરત સયદ આહમદ બરેલવી, અને આ ચાલતી ચૌદમી સદીના ઈમામે ઝમાન હઝરત મીરઝા ગુલામ આહમદ કાદયાન ખાતે ઝાહેર થયા. એઓ સીવાય બીજો કોઇ બી શખસ ખરો દાવેદાર હોવાનુ સાબીત કરે તો તેને રૂ. ૧૦૦૦૦)નુ ઈનામ આપવામાં આવશે.

જે શખસ વગર ઇમામે મરી ગયો તો તે જહાલતના મોતે મુઓ અને જેણે ઇમામની તાબેદારીથી હાથ ઉઠાવી રાખ્યો (ઇનકાર કરયો) તેની પાસે કયામતના દીને (પોતાના છુટકારાની) હુજત ન હશે. (અબુ દાઉદ)

જેણે મારી તાબેદારી કરી તેણે બેશક અલ્લાહની તાબેદારી કરી અને જેણે મારી નાફરમાની કરી તેણે બેશક અલ્લાહની નાફરમાની કરી અને જેણે મારા અમીર (એટલે ઇમામે ઝમાન) ની તાબેદારી કરી તેણે બેશક મારી તાબેદારી કરી અને જેણે

મારા અમીરની નાફરમાની કરી તેણે બેશક મારી નાફરમાની કરી.
( મુસલીમ )

મારી પછી ૧૨ અમીર થશે. ( બુખારી મુસલીમ ).

હરેક મુસલમાન શખસ પર વાજીબ છે કે જ્યાંસુધી ( ઈમામ તરફથી ) ગુનાહનો હુકમ ન થાય ત્યાંસુધી સાંભળે માને, જ્યારે ગુનાહનો હુકમ થાય તો ન સાંભલવું ન માનવું.
( બુખારી મુસલીમ )

ઈમામ તો એજ માટે ઠેહરાયા છે કે તમો તેની તાબેદારી કરો. માટે તમારે તેનાથી વીરૂધ કરવું નહી.
( બુખારી મુસલીમ )

મુસલમાન શખસ કોઈ બાબતને પસંદ કરતો હોય યા નહી પસંદ કરતો હોય જ્યારે ( ઇમામ ) ગુનાહનો હુકમ કરતો ન હોય ત્યાં સુધી સાંભળવું તથા તાબેદારી કરવી છે પણ જો ગુનાહનો હુકમ કરે તો સાંભલવું નહી ( તેમ ) તાબેદારી નહીજ કરવી જોઇએ. ( બુખારી મુસલીમ )

તમો સાંભલો અને તાબેદારી કરો. તેમનાપર જે ફરઝ છે તેનો બોજ તેઓપર છે અને જે તમારાપર ફરઝ છે તેનો બોજ તમારા પર છે. ( મુસલીમ )

( ઇમામની ) વાત સાંભલવાને તથા તાબેદારીને પોતાની તંગીમાં તથા આસાનીમાં, ખુશીમાં તથા નાખુશીમાં તથા બીજા કોઇને તારા પર વધારવાની હાલતમાં લાઝીમ જાણ.
( મુસલીમ )

અલ્લાહ ફરમાવે છે જેણે મારા વલીની હલકાઇ કરી યા દુશમની કરી તો તે ખચીત મારી સાથ લડવા નીકલ્યો. (બુખારી)

બેશક મારી પછી થનારા ખલીફાની ગણત્રી મુસા (અલે) ના નુકબા (ખલીફા) મુજબ થશે (મુસા (અલે) પછી ૧૨ ખલીફા થયા તે પછી એઓના મસીહ ઇસા ઈબને મરયમ થયા તેવીજ રીતે હઝરત રસુલ્લાહ (સ) પછા ૧૨ ખલીફા થયા તે પછી એઓના મસીહ ઈસા ઈબને મરયમ થયા.

(કનઝુલ અમાલ)

ખુશી થાઓ ખુશી થાઓ ખુશી થાઓ મારી ઉમતની મીસાલ તે વરસાદના જેવી છે જેની નીસબત ખબર નથી કે તેની શરૂઆત (ની ઉમત) સારી છે યા આખર (ની ઉમત) સારી છે અને તે ઉમત કેવી રીતે હલાક થઇ શકશે કે જેની શરૂઆતમાં હું છું અને દરમ્યાનમાં મારા પછી ૧૨ ખલીફા થશે આખરીમાં મસીહ ઇસા ઇબને મરયમ.

ખચીત શાન એ છે કે નઝદીક છે કે આ ઉમતની આખરમાં એક કોમ થશે જેના શારૂ સવાબ અવલના સહાબા જેવા થશે જેઓ દીનના હુકમ પોંહચાવશે અને શરીઅતના વીરૂધના કામો મના કરવા શારૂ ફીતનવાળાઓ સાથે લડશે. (મીશકાત)

મહમદ બીન મુસલીમથી રીવાયત છે કે મેં અબુ જાફરને કહેતાં સાંભલ્યું કે અએ મોહમદ ખુદાની કસમ છે કે આ ઉમતમાંથી જેણે સવાર કરી અને અલ્લાહ તરફથી તેના માટે ઝાહેરા ઇમામ આદીલ ન હોય તો તેણે સવાર ગુમરાહીમાં ગુજારી અને અગર તેજ હાલતમાં મરણ પામ્યો તો તે કુફર અને નીફાકની (કાફર અને મુનાફેક જેવી) મોતે મુઓ (કુલેની પાને ૮૯) શીઆઓની આ મશહુર હદીસથી બી સાબીત થયું કે ઇસલામમાં અલ્લાહ તઆલા તરફથી એક ઇમામ ઝાહેર થાય છે જેને ન માનનારો કાફર અને મુનાફેકની મોતે

મરે છે. કદાચ શીઆઓ બારમા ઈમામ (અ) ને પોતાના ઈમામ કહેશે, પણ તેઓની વફાત તેઓની હદીસોથી સાબીત થઇ ચુકી છે ( જુઓ આ કીતાબને પાને ) પણ હદીસમાં ખુલ્લો ફરમાન એ છે જે તેઓએ અલ્લાહ તરફથી ઝાહેર થયલા ઝાહેરા ઇમામને ઓલખવુ જોઇએ. બારમા ઈમામ (અ) તો ઇમામે ગાએબ તરીકે ઓળખાય છે. હવે શીઆઓમાં કયો શખસ છે જેણે ઝાહેર કરયું છે કે તે અલ્લાહ તઆલા તરફથી ઝાહેર થયલો આખો ઇસલામી આલમ માટેનો ઝાહેરા ઇમામ છે તેની સાબેતી આપે નહીકા આ હદીસ શરીફ મુજબ હરેક શીઆ જે અલ્લાહ તરફના ઝાહેરા ઈમામને માન્યા વગર મરશે તેની મોત કુફ્ર અને નીફાકની થશે. )

જેણે શરીઅત તથા હકીકત વગર ઇમામે જાણી તેણે બે-શક કુફ્ર કરયું.

જેના માટે ઈમામ નથી તેના માટે દીન નથી, અને જેના માટે ઈમામ નથી તેનો ઈમામ શેતાન છે.

તમારાપર તમારા ઝમાનાના ઈમામને ઓલખવાની ફરઝ છે. સબબ નેક બખ્ત તે શખસ છે જે પોતાના વખતનાં ઇમા-મને ઓલખે, અને તેની બઈઅત કરે, અને તેને પોતાના જાન તથા માલ તથા અવલાદનો માલીક સમજે ( આ હદીસના રાવી હઝરત ઈમામ ઝયનુલ આબેદીન ( અ ) છે.)

---

## બઇઅત.

હઝરત રસુલુલ્લાહ સ. અ સ. ફરમાવ્યું કે:—

બચીત હીજરત કરવી હીજરત કરનાર ઉપર ખતમ થઇ

પણ ઇસલામની જેહાદની અને સારા કામની બઈઅત કરવી છે.

( બુખારી મુસલીમ )

( એક વખત એવો આવશે કે જ્યારે ) લોકોનાં દીલ એવાં થઇ જશે કે જે વાત પર ચીટકી બેઠા હશે તે પરથી હઠશે નહી. પછી તેઓ શારૂ ગુમરાહી તરફ બોલાવનારા થશે. એવી હાલતમાં અગર તું અલ્લાહના ખલીફાને તે વખતે જુએ તો લાઝમ છે (તને) કે તેનો દામન પકડી લે ( એટલે તેની સાથે થઇ જા તેની બઇઅત કરી લે ). ભલે તારો શરીર હલાક થઇ જાય, અને તારો માલ લુટાઇ જાય અને અગર તને નઝર ન આવે ( તો તેને શોધવા ) બીજી જગ્યા ચાલ્યો જા. જોઇએ તો તને મોતજ કેમ નહી આવી જાય અને જોઇએ તો તને ખજુરના જાડપર ( કાંય નહી ) લટકાવવામાં આવે.

( અબુદાઉદ, તીબરાની, અહમદ બીન હંબલ )

જે શખસ મરી ગયો અને બઈઅત ન કરી મુઓ તો તેની મોત જાહેલીઅતની છે ( એટલે તેની મોત અબુજહેલના જેવી છે. )

( કનઝલ અમાલ )

જ્યારે સાંભળો કે મેહદી આવ્યો છે તો તેની બઇઅતમાં દાખલ થાઓ જો તેથી તમને ભલે હાથથી યા પેટના બલથી બરફપર કાય નહો ચાલવું પડે.

( મુસલીમ )

---

# ખુદાતઆલાના ૯૯ નામ.

## હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—

ખચીત અલ્લાહના ૯૯ નામો છે જે કોઇ તેને યાદ કરશે તે જંનતમાં દાખલ થશે (અલ્લાહના નામો તો એથી બી વધારે છે પણ એ ખાસ નામો અસમાએ હુસના તરીકે મશહુર છે જે ખુદાતઓલાની સીફતો ઝાહેર કરે છે. ઝરૂરત ટાકણે તેના સીફાતી નામો લઈ તેને યાદ કરવું જોઈએ. જેમકે યા રઝાકો તું અમને રોઝી આપ. યા રઉફો રહીમ અમારા પર રહેમ કર. વગેરે. જે બાબતનો ઝરૂરત હોય તે સીફાતી નામ લઈને દુઆ ચાહવી. ખુદાતઆલાએ કોરાને શરીફમાં બી પોતાના સીફાતી નામોથી તેને યાદ કરવા ફરમાવ્યું છે માટે આપણાં જોડી કાહડેલાં નામો છોડી દઈ તેને નીચલા સીફાતી નામોથી યાદ કરવું જોઇએ નહીંકા તેની નાફરમાની થાય છે. )

(બુખારી.)

(૧) હોવલ્લા હુલ્લઝી લાએલાહ ઈલ્લા હોવ—અલ્લાહ તે છે કે તેના સીવાય કોઈ ખરો પુજ્ય નથી.

(૨) અર–રહમાનો–ઇનામને લાયક થવા આગમજ નવાઝનાર.

(૩) અર–રહીમો—નેકીનો સરસ બદલો આપનાર.

(૪) અલ–મલિકો—સરવેનો બાદશાહ.

(૫) અલ–કુદદુસો—દરેક ઐબ અને નુકસાનથી પવીત્ર.

(૬) અસ્સલામો–પોતે સલામત તથા આલમને સલામત રાખનાર.

(૭) અલ–મુમેનો—પોતાના બંદાઓને ઝમીની તથા આસમાની આફતોથી બચાવનાર.

(૮) અલ–મોહેમેનો—હીફાઝત કરનાર.

(૯) અલ–અઝીઝો—બલવાન ઈઝતવાલો.

(૧૦) અલ-જબ્બારો—ઝબર દસ્ત.

(૧૧) અલ-મોતકબ્બેરો—મોટી શાન શોકતવાલો.

(૧૨) અલ-ખાલેકો—સરજનહાર પેદા કરનાર.

(૧૩) અલ-બારેઓ—વગર નમુને ખલકત પેદા કરનાર.

(૧૪) અલ-મોસવવેરો—મખલુકની સુરત બનાવનાર.

(૧૫) અલ-ગફ્ફારો—બંદાઓના ગુનાહ બખશનાર.

(૧૬) અલ-કહહારો—સરવે પર ગાલીબ.

(૧૭) અલ-વહહાબો—બેહદ નવાજનાર

(૧૮) અર-રઝઝાકો—રોઝી આપનાર

(૧૯) અલ-ફત્તાહો—રીઝકના દરવાઝા ખોલનાર

(૨૦) અલ-અલીમો—દરેક ચીઝનો જાણુનાર

(૨૧) અલ-કાબેઝો—રૂહ કબઝ કરનાર તથા રીઝક રોકનાર

(૨૨) અલ-બાસેતો—રીઝકનો વધારો કરનાર

(૨૩) અલ-ખાફેઝો—મગરૂરી તોડનાર

(૨૪) અર-રાફેઓ—મોઅમીનોની બુલંદી કરનાર

(૨૫) અલ-મોઇઝઝો—ઇજ્જત બખશનાર

(૨૬) અલ-મોઝીલ્લો—ઝલીલ તથા ખુવાર કરનાર

(૨૭) અસ્સમીઓ—દરેક અવાઝ સાંભળનારો

(૨૮) અલ-બસીરો—દરેક ચીઝ જોનારો

(૨૯) અલ-હકમો—ફેંસલો કરનાર

(૩૦) અલ-અદલો—ઈનસાફી હાકમ

(૩૧) અલ-લતીફો—મહેરબાન ભેદોનો જાણુનાર

(૩૨) અલ-ખબીરો—દરેક ચીઝનો ખબરદાર

(૩૩) અલ-હલીમો—લોકોને ગુનાહ કરતો જોવા છતાં તાબ-
ડતોબ સઝા ન કરનાર.

(૩૪) અલ-અઝીમો—એવો મોટો કે જેની મોટાઈનો ખ્યાલ ન થઇ શકે.

(૩૫) અલ-ગફુરો—પડદો ઢાંકનાર

(૩૬) અશ-શકુરો—શુકર કરનારાઓનો કદરદાન

(૩૭) અલ-અલીયો—સરવેથી ઉંચો

(૩૮) અલ-કબીરો—સરવેથી મોટો

(૩૯) અલ-હફીઝો—મખલુકનો નીગેહબાન હીફાઝત કરનાર

(૪૦) અલ-મોકીતો—રોઝી બક્ષનાર નીગેહબાન

(૪૧) અલ-હસીબો—કયામતના દીને હીસાબ લેનાર સઘલી મખલુક માટે બસ તેના સીવાય બીજાની ગરઝ નથી.

(૪૨) અલ-જલીલો—મોટી શાનવાલો

(૪૩) અલ-કરીમો—કરમવાલો કે જેની બક્ષીસનો છેડોજ નહી

(૪૪) અર-રકીબો—દરેક ચીઝનો નીગેહબાન

(૪૫) અલ-મોજીબો—હાજત પુરી કરનાર. દુઆ કબુલનાર

(૪૬) અલ-વાસેઓ—બોહલી રેહમતવાલો

(૪૭) અલ-હકીમો—બહુજ હીકમત તથા દાનાઈ વાલો

(૪૮) અલ-વદુદો—નેક લોકો પર મોહબ્બત રાખનાર

(૪૯) અલ-મજીદો—બુઝરગ

(૫૦) અલ-બાએસો—કયામતના દીને કબરોથી મુડદાઓને ઉઠાડનાર-પેગમ્બરોને લોકોની હીદાયત માટે મોકલનાર

(૫૧) અશ-શહીદો—દરેક ઠેકાણે હાઝર શાક્ષી

(૫૨) અલ હકકો—બરહક-સાચો

(૫૩) અલ-વકીલો—તમામ આલમનો કારસાઝ

(૫૪) અલ-કવીયો—ઝબરદસ્ત બલવાન

(૫૫) અલ-મતીનો—કદી ન થાકનાર

(૫૬) **અલ-વલીયો**—મદદગાર કારસાઝ
(૫૭) **અલ-હમીદો**—મહમુદ-જેની સઘલી જગત તારીફ કરે
(૫૮) **અલ-મોહસી**—હરેક ચીઝનો ઘેરનાર એક રજ પણ તેના ઈલમથી બાહર નથી
(૫૯) **અલ-મુબ્દેઓ**—વગર નમુને ખલકત પેદા કરનાર
(૬૦) **અલ-મોઈદો**—દુન્યામાં જીવતાને મારનાર આખેરતમાં મુડદાને જીવાડનાર.
(૬૧) **અલ-મોહયી**—જીવતો કરનાર.
(૬૨) **અલ-મોમીતો**—મોત આપનાર
(૬૩) **અલ-હયો**—હમેશા હયાત રહેનાર
(૬૪) **અલ-કેયુમો**—હમેશા કાયમ રહેનાર
(૬૫) **અલ-વાજેદો**-બેપરવાહ જેને કોઇની પરવાહ યા ગરઝ નહી
(૬૬) **અલ-માજેદો**—બુઝરગી વાલો.
(૬૭) **અલ-વાહેદો**—એકકો જેના જેવો બીજો કોઇ નહી.
(૬૮) **અસ-સમેદો**—અમ્મર સરદાર જે ન ખાય ન પીએ ન સુએ સરવે તેના મોહતાજ તે સરવેથી બેગરઝ.
(૬૯) **અલ-કાદેરો**—કુદરતવાલો
(૭૦) **અલ-મુક્તાદેરો**—મોટી શકતીવાલો.
(૭૧) **અલ-મોકદદેમો**—આગલ વધારનાર.
(૭૨) **અલ-મોઅખ્ખેરો**—પાછલ ઘટાડનાર.
(૭૩) **અલ-અવ્વલો**—સરવેથી પેહલો.
(૭૪) **અલ-આખેરો**—સરવેથી છેલ્લો.
(૭૫) **અઝ-ઝાહેરો**—પોતાની કુદરતોથી સરવે પર ઝાહેર.
(૭૬) **અલ-બાતેનો**—મખલુકની નઝરથી છુપો.
(૭૭) **અલ-વાલી**—સઘલા પર હકુમત ચલાવનાર માલીક

(૭૮) અલ-મોતઆલી—મોટી શાન જેની તારીફ ન થઈ શકે.

(૭૯) અલ-બરરો—બંદાઓપર મહેરબાની કરનાર.

(૮૦) અત-તવ્વાબો—તોબા કબુલ કરનાર.

(૮૧) અલ-મુનતકેમો—બદકારોને સજા કરનાર

(૮૨) અલ-અફુવ્વો—ગુનાહ માફ કરનાર.

(૮૩) અર-રઉફો—અતીસે મહેરબાન.

(૮૪) માલેકુલ-મુલકે— તમામ જહાનનો માલેક.

(૮૫) ઝુલ-જલાલે વલ ઈકરામ—જલાલવાલો ઇઝતવાલો.

(૮૬) અલ-મુકસેતો—ઈનસાફથી અદલ કરનાર.

(૮૭) અલ-જામેઓ—કયામતના તમામ મખલુકને જમા કરનાર

(૮૮) અલ-ગનીયો—સરવેથી બેપરવાહ.

(૮૯) અલ-મુગની—જેને ચાહે તેને ગની બેપરવાહ કરનાર.

(૯૦) અલ-માનેઓ—રોકનાર.

(૯૧) અઝ-ઝારરો—નુકસાન પોહચાડનાર

(૯૨) અન-નાફેઓ—નફો પોહચાડનાર.

(૯૩) અન-નુરો—રોશન.

(૯૪) અલ-હાદી—સારી હીદાયત કરનાર.

(૯૫) અલ-બદીઓ—બેનઝીર અને બેમીસાલ.

(૯૬) અલ-બાકી—હમેશાં મોજુદ હમેશાં કાયમ.

(૯૭) અલ-વારેસો—દુનયા ફના કરયા પછી કાયમ રહેનાર

(૯૮) અર-રશીદો—નેક રાહ દેખાડનાર.

(૯૯) અસ-સબુરો—બદકારોના ગુનાહ જોવા છતાં સબર કરનારો

# નમાઝ અથવા ઈસ્લામી ઇબાદત.

ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે કે મેં ઇનસાનોને એટલા માટે પેદા કરયા છે કે તેઓ મારી ઇબાદત કરે. માટે દરેક ઈસ્લામી મરદ તેમજ ઓરત પર ફરઝ છે કે પોતાના ખાલીકના એ ફરમાનને તાબે થાય. ઈનસાન પોતા ઉપરની એ ફરઝ અદા કરે યા ન કરે તેમાં ખુદાને જરાએ લાભ યા નુકસાન નથી. પણ ખુદ ઇનસાનને પોતાનેજ એ ફરમાબરદારીથી લાભ થાય છે અને નાફરમાનીથી નુકસાન. નમાઝ ખુદાતઆલા તરફથી એક બેમુલ આશીરવાદ છે. કારણુ નમાઝ મોઅમીનોની મેઅરાજ છે. ખુદાતઆલા હુઝુર હાઝર થવું છે જયાં ઈનસાન પોતાના ખાલીક સનમુખ પોતાની હાજતો બયાન કરી શકે છે તથા પોતાની બહેતરી માટે દુઆ ગુજારી શકે છે. આપણાથી ઉતરતાઓની હાલત જોઇ તેઓ કરતાં આપણને ચઢતી હાલત માટે ઇનસાનને લાઝમ છે કે તે ખુદાતઆલાનો શુકર ગુજાર થાય. આપણે જેમ જેમ તેની નેઆમતો યાદ કરી તેના શુકરયા અદા કરીશું તેમ તેમ તે વધુ અને વધુ નેઅમતોથી સરફરાઝ કરતો રેહશે. આપણાથી થયલા જાણ યા અજાણ ગુનાહોની માફી ચાહવી તથા ભવીષ્યમાં ગુનાહોથી બચવાની તવફીક માંગવી. સારાંશ આપણી દીન દુન્યાની દરેક ભલાઈ માટે નમાઝમાં ખુદાતઆલા સનમુખ હાજર થઈ દુઆ ગુજારવાની સરસમાં સરસ તક મલે છે. આપણા પોતાના માટેજ નહી પણ આપણા વાહલાઓ ( હયાત હો યા વફાત ) માટે બી દુઆ ગુજારી તેઓના ભલાં માટે બી કોશેશ કરી શકયે છીએ. નમાઝમાં આપણે ઉભા હોઇએ યા રૂકુમાં હોઇએ યા સીજદામાં હોઇએ કોઈબી હાલતમાં દુઆ કરી શકયે છીએ. હઝરત રસુલલ્લાહ ( સ ) બી એમજ કરતા હતા. ( એ માટે જુઓ આ કીતાબનો નમાઝનો પ્રકરણ પાને ૧૭-૧૮-૧૯ ) કારણુ હઝરત ( સ ) ફરમાવે છે કે નમાઝનુ મગઝ દુઆ છે.

અને તેવણુ વધુ ફરમાવે છે કે "તું ખુદાની બંદગી એવી રીતે કર કે તું તેને જુએ છે પણ જો તું તેને એવી રીતે જોઈ નથી શકતો તો એમ જાણુ કે તે તને જુએ છે" એ મુજબ જ્યારે આપણે દીલમાં એ એકીન રાખ્યે કે ખુદાતઆલા આપણી દરેક હીલચાલ જુએ છે અને આપણને તે દરેક ભેદોના જાણનાર સનમુખ દરરોઝ પાંચ વખત હાઝર થવું છે તો આપણે જાણી બુજીને કોઈ ગુનાહનો કામ કરવાની હીમત કરી શકીશું નહી. તેથીજ ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે કે નમાઝ ઈનસાનને ગુનાહોથી બચાવે છે. એ મુજબ જે શખસ નમાઝની મુળ નેમ સમજે છે તે પવીત્ર અને સંતોષી ઝીંદગી ગુઝારી શકે છે જેથી તે આ દુન્યામાં તથા આખેરતમાં ખરૂં સુખ હાંસલ કરી શકે છે. પણ જે શખસ નમાઝ પઢતો નથી અને અગર પઢે છે પણ તેની મુળ નેમ સમજતો નથી જેથી તે તેને કંટાલા ભરેલી ફરઝ સમજે છે યા ઝાહેરમાં નમાઝી માણસ તરીકે લેખાવા માટે પઢે છે તો તેની તે નકામી ઉઠ બેસ તેને ગુનાહોથી બચાવા શકતી નથી. જેથી તે આ દુનયામાં ખરા સુખથી બેનસીબ રહે છે તથા આખેરતમાં બી દુખી થાય છે.

બીજું નમાઝ અરબી ભાષામાંજ પઢવી જોઇએ. પણ સાથે તેના અર્થો ઝરૂર ધ્યાનમાં રાખવા જોઇએ નહીકા તરેહવાર વીચારો ઉતપન થાય છે અને બેધ્યાન હાલતમાંજ નમાઝ ખતમ થઈ જાય છે. નમાઝ ધીરેથી અને સમજીને પઢવાથીજ સારો લાભ હાસલ થાય છે. દાખલા તરીકે નમાઝમાં જે સુરે ફાતેહા પઢાય છે તે બહુજ અગત્યનો સુરો છે. એમાં ઉંડા અર્થો સમાયલા છે તેથીજ એ કુરાને શરીફની મા અથવા ઉમ્મુલ કીતાબ કહેવાય છે એ સુરાનુ પઢવું હર નમાઝમાં ફરઝ છે જે વગર નમાઝ થઈ શકેજ નહી.

માટે એવા અગત્યના સુરાના અર્થો હમેશા ધ્યાનમાં રાખવા જોઇએ જે ટુંકામાં નીચે મુજબ છે.

બિસમિલ્લા હિર રહમા નિર રહીમ.

શરૂ કરૂં છું અલ્લાહના નામથી જે રહેમાનો રહીમ છે.

અલ્લ હમ્દોલિલ્લાહે રબ્બિલ્લ આલમીન.

તમામ તારીફ અલ્લાહ માટેજ છે જે તમામ જેહાંનોનો પાલનહાર છે.

અર રહમા નિર રહીમ.

તે એવો રહેમાન છે કે ઈનસાનને વગર માંગવે એની જરૂરીઆતો તથા ઇનામો નવાઝે છે અને તે એવો રહીમ છે કે ઈનસાનની નેકીઓનો બેહદ ઉમદા બદલો આપનારો છે.

માલેકે યવ મીદદીન.

કયામતના દીનનો માલેક છે (જે દીને દરેક ઈનસાનનો ઇનસાફ થશે અને તેને તેના સારા નરસા અમલો મુજબનો સારો નરસો બદલો મળશે. એ મુજબ ખુદાતઆલાના સીફાતી નામો ધ્યાનમાં રાખવાથી ઇનસાન એની રેહમતનો ઉમેદવાર તથા તેના ગઝબનો ખોફ રાખનારો બને છે)

ઇય્યાકા નઅબોદો વ ઇય્યાકા નસતઇન.

તારીજ અમો ઇબાદત કરચે છીએ અને તારીજ અમો મદદ માંગયે છીએ. (ખુદાતઆલા ઇનસાનને તાલીમ આપે છે કે તે ખુદાનીજ બંદગી કરે અને તે ખુદાથીજ મદદ માંગે. છતાં ઘણા ખરા ઇસલામીઓ વફાત પામેલા ઇમામો યા બુઝરગોની કબરો પર સીજદા કરે છે, ઉરસો ભરે છે કે જેથી તેઓ રાઝી

થાય અને એઓની મદદ કરે. જ્યાં એવી કબરો નથી હોતી ત્યાં ખોટી કબરો બનાવે છે તાઝીઆ બનાવે છે ઘરોમાં અલમ બેસાડે છે પછી તેની સાંબે સીજદા કરે છે નઝર નયાઝ કરે છે તરેહવાર કીસમની માનતાઓ તથા તરેહવાર કીસમની ખોટી રસમો બજાવો શીરકના મહા ઝગુન ગુનાહના ગુનાહગાર થાય છે.)

## એહદેનસ સેરાતલ મુસ્તકીમ.

ઓ ખુદા તુ અમોને સીધા રસ્તાની હીદાયત કર (ખુદાતઆલા હુઝુર સર્વેને જવું છે પણ ત્યાં પોંહચવાનો સીધો યાને ખરા રસ્તાની હીદાયત માટે આ દુઆ બહુજ પઢવી જોઇએ.)

## સેરાતલ લઝીના અન અમતા અલયહીમ.

જે એઓનો રસ્તો છે જેઓ પર તેં ફઝલ કીધો. (ખુદાનો ખરો રસ્તો દેખાડવા ખુદાનો રસુલ યાને પ્રતીનીધી ઝાહેર થાય છે ત્યારે જે લોકો તેના પર ઈમાન લાવી જાનો માલથી તેની તાલીમ મુજબ અમલ કરે છે તેઓ પર ખુદા પોતાનો ફઝલ નાઝીલ કરે છે જેથી તેઓ નબી શહીદ સીદીક સાલેહ બને છે માટે ખુદાતઆલા ઇસલામીઓને બી તેજ તાલીમની હીદાયત કરે છે જે જ્યારે તમારામાં ખુદાનો પ્રતીનીધી તમોને ખરો રસ્તો દેખાડવા ઝાહેર થાય ત્યારે તમો બી તેના ઉપર ઈમાન લાવી ઉપલા ફઝલ પામેલા લોકો મુજબ જાનો માલથી અમલ કરી તેવા દરજ્જા હાંસલ કરવા માટે ખુદાતઆલાથી એ દુઆ કરતા રહો.

## ગયરીલ મગઝુબે અલયહીમ.

ન રસ્તો તેઓનો જેઓ ઉપર તારો ગઝબ થયો. (ખુદાનો ખરો રસ્તો દેખાડવા જ્યારે તેનો પ્રતીનીધી ઝાહેર થાય ત્યારે જેઓ તેનો ઇનકાર કરી તેના વીરોધી થાય છે તેઓ ઉપર

ખુદાનો ગઝબ ઉતરે છે જેવી રીતે કે યાહુદીઓ બની ઇસરાઈ-લના ઇસા ઇબને મરયમ (અ) નો ઇનકાર કરી મગઝુબે અલય-હીમ થયા. )

વલઝ ઝાલ્લીન.

ન રસ્તો તે લોકોનો જેઓ ગુમરાહ થયા. (એટલે જેઓ ખુદાના પ્રતીનીધી પર ઇમાન લાવે છે ખરા પણ પાછલથી તેની ખરી તાલીમ છોડી ગુમરાહ બને છે જેવી રીતે કે ઇસાઇઓ ઇસા (અ) પર ઈમાન લાવ્યા પછી તેઓની તાલીમ વીરૂધ વરતી ગુમરાહ થયા. )

---

એ મુજબ નમાઝમાં આપણે જે પઢીએ છીએ તેના અર્થો ધ્યાનમાં રાખવાથી આપણે ઉમદા નસીહત હાંસલ કરી શકયે, તથા ગુમરાહ થતા બચી શકયે અને ત્યારેજ નમાઝથી સંગીન ફાયદો હાંસલ કરી શકાય. તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) ફર માવે છે કે ખુદાતઆલા તેનો બંદો કેટલી રકઅત નમાઝ પઢે છે તેની ગણત્રી નથી રાખતો પણ તેમાંનો કેટલો ભાગ સમ-જીને તથા હુઝુરે દીલથી પઢે છે તેજ તે કબુલે છે. જ્યારે આપણે એવી રીતે નમાઝ પઢતા રેહવાનો કોશેશ કરશે તો ખુદાતઆલા આપણા પર પોતાનો ફઝલ ના-ઝીલ કરે છે તેથી નમાઝમાં કોઈ કોઈ વખત એક એવી લીઝત ઉતપન થઇ જાય છે કે જેનું બયાન કોઈ કલમ કરી શકે જ નહી. ગોયા આ દુન્યામાંજ તેને જનંત મલી. ત્યારેજ ઇન-સાનને નમાઝમાં બહુ મીઠાશ આવે છે અને ત્યારેજ તે બહુ શોખથી પઢવા મંડે છે એ વીસે વધુ અગત્યની બાબતો જાણવા માટે Claims and Teachings of Ahmed આવૃતી ચોથીના નીચલા

પ્રકરણો જુઓ. Fundamental doctrines of Muslim Faith તથા Objects of Muslim Prayers.

## નમાઝમાં પઢાતા બીજા નાહના સૂરાઓ તેના અર્થો સાથે.

### સૂરએ કારેઅહ.

### બિસમિલ્લા હિર રહમા નિર રહીમ.

(૧) અલ કારેઅતો (૨) મલ કારેઅહ (૩) વમા અદરાકા મલકારેઅહ (૪) યવમા યકૂનુન્નાસો કલ ફરાશિલ મબસૂસ (૫) વ તકૂનુલ જેબાલો કલ એહનિલ મનફૂશ, (૬) ફ અમ્મા મન સકોલત મવાઝીનોહૂ ફહો વ ફી ઇશતિર રાઝેયહ (૭) વઅમ્મા મન ખફ્ફત મવાઝીનો હૂ (૮) ફઉમ્મોહૂ હાવેયહ (૯) વમા અદરાકા માહે યહ (૧૦) નારૂન હામેયહ.

( અર્થ )

(૧) કારેઅહ ! ( કચડી નાખનારી કયામત ! ) (૨) શું છે કારેઅહ ? (૩) અને તું શું જાણે કારેઅહ શું છે ! (૪) જે દીવસે થશે ઈનસાનો વીખરાયલા પંતગીઆ જેવા (૫) અને થશે પાહાડ પીંજાયલા ઉન જેવા (૬) ત્યારે જે શખસના આમાલનુ વઝન ભારે થશે તો તે ખુશાલ ઝીંદગીમાં હશે (૭) અને જે શખસના આમાલનુ વઝન હલકું થશે ( ૮ ) તો તેનુ ઠેકાણું હાવીઆ ( દોઝખ ) છે. (૯) અને તું શું જાણે હાવીઆ શું છે ? (૧૦) બળતી આગ.

## સૂરએ તકાસોર.

### બિસમિલ્લા હિર રહમા નિર રહીમ.

(૧) અલ્હાકો મુત્તકાસોરો (૨) હત્તા ઝુર તોમુલ મકાબેર (૩) કલ્લા સવફા તઅલમુના (૪) સુમ્મા કલ્લા સવફા તઅલમુન (૫) કલ્લા લવ તઅલમુના ઈલ્મલ યકીન (૬) લત રવુન્નલ જહીમા (૭) સુમ્મા લતરવુન્નહા અયનુલ યકીન (૮) સુમ્મા લતુસ અલુન્ન યવ મએઝીન અનિલ નઈમ.

( અર્થ )

(૧) ગફલતમાં નાખ્યા તમોને ( દુન્યામાં ) વધારો કરવાની ઇચ્છાઓએ (૨) એટલે સુધી કે તમો કબરોને જઈ મલ્યા (૩) હરગીઝ નહી. ( હરગીઝ એમ ન કરવું જોઇએ ) તમોને તુરતમાં ખબર પડશે ( તેના પરીણામની ) (૪) ફરી ( ખુદા ફરમાવે છે ) હરગીઝ એમ ન કરવું જોઈએ. તમોને તુરતમાં ખબર પડશે (૫) અગર તમોને એકીની ઈલમ હતે (૬) તો તમે જાણુતે અને (એજ દુન્યામાં) બેશક તમે દોઝખને જોતે (૭) પછી તેને ( દોઝખને ) બેશક યકીની આંખથી જોશો ( મરણુ તથા કયામતની વચેની હાલતમાં જેને આલમે બરઝખ કહે છે ) (૮) પછી બેશક તમને તે ( કયામતના ) દીવસે ( દુન્યામાં ઉડાવેલી ) નેઅમતો વીસે પુછવામાં આવશે. ( અને તેની સઝા જાતે હક એકીનથી ભોગવશો )

## સૂરએ અસર.

### બિસમિલ્લા હિર રહમા નિર રહીમ.

(૧) વલ અસરે (૨) ઈન્નલ ઈનસા ન લફી ખુસરિન

**(૩) ઇલ્લલ્લઝી ન આમનુ વ અમેલુસ્સાલે હાતે વ તવા બિલ હક્કે વ તવા સવ બિસ સબર. (અર્થ**

(૧) કસમ છે ઝમાનાની (૨) ખચીત ઇનસાન અ નુકસાનીમાં છે ( કારણ ઝમાનો ગુઝરતો જાય છે અને ઇ પોતાના વખતનો સદ ઉપયોગ કરતો નથી ) ( ૩ ) સીવાય તે જેઓ ઇમાન લાવ્યા તથા નેક અમલ કરયા તથા એક બં સત્યની ( ઈસલામની ) નસીહત કીધી સાથે તથા એક બ નસીહત કીધી સબર સાથે ( આ સુરામાં ખુદાતઆલા કસમ ફરમાવે છે કે ઇનસાન પોતાનો વખત બરબાદ કરવા માટે નુ ઉપાડશે સીવાય તે લોકો જેઓ ખુદા તથા તેના રસુલ ( નોધી ) પર ઇમાન લાવે છે તથા શરીઅતના ફરમાનો નેક અમલ કરે છે તથા ખુદાનો હક ઇસલામનો રસ્તો બતાવે છે તથા તે ફરજ સબર સાથે અદા કરે છે.

આ ઝમાનામાં ઇસલામીઓનો મોટો ભાગ ગફલતમાં છે. શરીઅતથી નાવાકેફ. કેટલાકો નમાઝ રોઝા અદા કરવ ઘણું કીધું સમજે છે. જ્યારે ખુદાતઆલા ૪ ફરઝો વીસે છે. (૧) ખુદા તથા તેન રસુલના સરવે ફરમાનો પર ઇમાન મોઅમીન બનવું. (૨) નમાઝ, રોઝા, ઝકાત, હજ વગે કામો બજાવવા. (૩) ખુદાનાં હક ઇસલામ મઝહબની ન બીજાઓને કરવી (૪) એ કામમાં વીરૂધતા થાય તો સ કામ લેવું. ઇસલામના ૭૩ ફીરકામાં જે ફીરકો એ ચારે બજાવવા રાત દહાડો મંડેલો હોય એજ ખરો. બાકી સરવે એ ચારે કામો આ ઝમાનાના ઈમામે ઝમાન હઝરત ગુલામ આહમદસાહેબ મારફતે સ્થાપાયલા આહમદી ફીરકા બીજો કોઈ બજાવતો નથી. સૌથી અગત્યનું કામ દુન્યામાં લામનો ફેલાવો કરવાનું છે. જે માટે આહમદીઓ એશીઅ

પરાંત યુરોપ આફ્રીકા અમેરીકા આસ્ટ્રેલીઆમાં મીશનો સ્થાપ્યા છે. મસજીદો બાંધે છે અને રાત દહાડો ઇસલામ ફેલાવવામાં મશગુલ છે. બીજા ઇસલામીઓ એમાં શામેલ થઈ એ ફરજ અદા કરવી જોઈએ અગર તેઓને આખેરતનો ખોફ હોય તો. નહીકા દરેક તેવા શખસની ખરાબી છે તે વીસે ખુદાતઆલા એ કસમ ખાઇને ચેતવી આપ્યું છે.

## સૂરએ ઈખ્લાસ.

## બિસમિલ્લા હિર રહમા નિર રહીમ.

(૧) કુલ હો વલ્લા હો અહદ (૨) અલ્લા હુસ સમદ (૩) લમ યલીદ, વ લમ યૂલદ (૪) વ લમ યકુન લહુ કોફો વન અહદ. (અર્થ)

(૧) કહે તે અલ્લાહ એકજ છે (૨) અલ્લાહ સ્વતંત્ર છે (૩) નથી જન્મ આપ્યો તેણે, અને નથી જન્મ આપવામાં આવ્યો તેને (૪) અને નથી એની સમાન બીજો કોઈ.

## વઝુ.

નમાઝ પઢવા અગાઉ વઝુ કરવું જોઇએ જેની રીતી નીચે મુજબ છે:—

(૧) કીબલા તરફ બેસી બિસમિલ્લા હિર રહમાનિર રહીમ પઢી પેહલે બેઉ હાથો પોહચા સુધી ત્રણ વાર ધોવા.

(૨) જમણા હાથે ત્રણવાર મોંહમાં પાણી નાખી કોગલા કરવા. કોગલા કરવા આગમજ મીસવાકથી દાતણ કરવું. મીસવાક ન હોય તો શહાદતની આંગલીથી દાતણ કરવું.

(૩) નાકમાં ત્રણ વાર પાણી નાખી નાક બરાબર સાફ કરવું.

(૪) ત્રણ વાર મોહડું ધોવું.

(૫) પેહલે જમણા હાથને પછી ડાબા હાથને ત્રણવાર કોણી સુધી ધોવું.

(૬) વળી પાણી લઇ બેઉ હાથો ભીના કરી માથાનો તથા બેઉ કાનોનો એક એક વખત મસહો કરવો.

(૭) છેલ્લે બેઉ પગો ઘુંટી સુધી ધોવા. પેહલે જમણો પછી ડાબો. વઝુ પુરૂ થયા પછી કલમે શહાદત નીચે મુજબ પઢવું.

**અશહદો અલ લાઈલાહા ઇલ્લલ્લાહો વાહદહુ લા શરીક લહુ વ અશહદો અન્ના મોહમ્મદન અબદોહુ વ રસુલોહ.**

એટલે હું શાક્ષી આપું છું કે નથી કોઇ પુજ્ય સીવાય અલ્લાહ તે એકલોજ છે તેનો કોઈ ભાગીદાર નથી. અને હું શાક્ષી આપું છું કે મોહમદ ( સ ) તેના બંદા અને તેના ( મોકલેલા ) રસુલ છે.

## તયમ્મુમ.

પાણી ન મલે યા પાણી હોવા છતાં બીમારી વગેરેનો ખોફ હોય તો વઝુ અને ગુસલ બેઉની બદલે દીલમાં નીયત કરી નીચે મુજબ તયમ્મુમ કરવું.

(૧) પાક માટી યા એવી ચીઝ જેની ઉપર માટી હોય તે પર બેઉ હાથોની હથેલીઓ મારી આખાં મોહડા પર એકવાર ફેરવવી.

(૨) ઉપર મુજબ ફરી બેઉ હથેલીઓ માટી ઉપર મારી બેઉ હાથોની કોણીઓ સુધી ફેરવવી.

## અથવા

બેઉ હથેલીઓ માટી ઉપર એક વાર મારી મોહડા ઉપર ફેરવવી અને બેઉ હાથો પોહચા સુધી મસલવા. તયમ્મુમ થઈ રેહવા પછી ઉપર મુજબ કલમે શહાદત પઢવું.

## અઝાં.

મસજીદમાં યા મસજીદની બાહેર જ્યાં જમાઅત સાથે નમાઝ પઢાય ત્યાં હરેક નમાઝ અગાઉ અઝાં આપવી જોઇએ. અઝાં આપનાર મોઅઝેન વઝુ કરી કીબલા તરફ મોંહ કરી બેઉ કાનોમાં શહાદતની આંગળી મુકી બુલંદ અવાઝથી નીચે મુજબ કહે.

અલ્લાહો અકબર અલ્લાહો અકબર.
અલ્લાહ સૌથી મોટો છે અલ્લાહ સૌથી મોટો છે.

અલ્લાહો અકબર અલ્લાહો અકબર.
અલ્લાહ સૌથી મોટો છે અલ્લાહ સૌથી મોટો છે.

અશહદો અલ્લાઇલ્લાહા ઈલ્લલ્લાહ (બે વાર)
હું શાક્ષી આપુ છું કે નથી કોઈ પુજ્ય સીવાય અલ્લાહ.

અશહદો અન્ન મોહમ્મદર રસુલુલ્લાહ (બે વાર)
હું શાક્ષી છું મોહમદ (સ) અલ્લાહના રસુલ છે.

હેય્ય અલસ્સલાહ. (જમણી તરફ મોંહ કરી બે વાર કહેવું)
આવો નમાઝ પઢવા.

હેય્ય અલલ ફ્લાહ (ડાબી તરફ મોંહ કરી બે વાર કહેવું)
આવો તમારી ભલાઇ માટે.

અસ્સલાતો ખયરૂમ મીનન્નોમ (ફક્ત સવારની નમાઝ વખતે બે વાર કહેવું.)

નમાઝ ઉંઘથી ઉત્તમ છે.

અલ્લાહો અકબર (બે વાર કહેવું)
અલ્લાહ સૌથી મોટો છે.

લા ઇલાહા ઈલ્લલ્લાહ (એક વાર કહેવું.)
નથી કોઈ પુજ્ય સીવાય અલ્લાહ.

અઝાં અપાતી હોય ત્યારે રમત ગમત કામકાજ વાતચીત છોડી અલ્લાહ જે સૌથી મોટો છે તે વીસેના ફરમાન તરફ ધ્યાન આપી જે શબ્દો અઝાં આપનાર કહે તેજ તમે બી આસ્તેથી કહેતા રહો. જ્યારે તે હય્ય અલસ્સલાહ તથા હૈય્ય અલલ ફલાહ કહે ત્યારે તમે કહો કે

**લા હવલા વલા કુવ્વતા ઈલ્લાહ બીલ્લાહિલ અલીઇલ અઝીમ.**

નથી તાકત ગુનાહોથી બચવાની તથા નથી કુવત નેકી કરવાની સીવાય તે મહા મોટા અલ્લાહના ફઝલથી.

અઝાં અપાઈ રહ્યા બાદ નીચે મુજબ દુરૂદ પઢો.

**અલ્લા હુમ્મા રબ્બ હાઝેહિદ દઅવતીત તામ્મતે વસ્સલા તીલ કાએમતે આતે મોહમ્મ દનીલ વસીલતા વલ ફઝીલતા વબઅસહો મકામમ મહમુ દનીલ્લઝી વઅદતહુ.**

ઓ અલ્લાહ આ બધી પુકાર માટે તથા નમાઝ કાયમ માટે આપ મહમદ ( સ ) ને વસીલો તથા બુઝરગી તથા ઉઠાવ તેને મુકામે મહમુદ પર જેનો તેં વાયદો આપ્યો છે.

## એકામત

હઝરત રસુલુલ્લાહે ( સ ) ફરઝ નમાઝ મસજીદમાં જમાઅત સાથે પઢવાની સખત તાકીદ ફરમાવી છે. બે યા વધુ માણસો હોય તો જમાઅત થઇ શકે છે અને તેનો સવાબ એકલા પઢવા કરતાં ૨૭ ઘણો વધારે છે.

અઝાં અપાઇ રહ્યા બાદ નમાઝીઓ ભેગા થયા પછી પેહલી સફમાં અઝાં આપનાર યા તેના હુકમથી બીજો કોઇ બી શખસ ઇમામની પાછલ ઉભો રહી કીબલા તરફ મોંહ કરી કાનમાં આંગલીઓ નાખ્યા વગર અકામત કહે. અકામત અઝાં મુજબજ છે ફરક એટલો કે હય્ય અલલ ફલાહ પછી કહ-

કામતીસ સલાહ બે વાર કહે. અકામત જરા જલદી જલદી પઢવી જોઈએ.

## નમાઝના વખતો

નમાઝ નીચે મુજબ પાંચ જુદે જુદે વખતે પઢવી જોઇએ.

(૧) નમાઝ ફજરની પહરોઢયુ ફાટવાથી તે સુરજ ઉગવા આગમજ જેમાં પહલે ૨ રકઅત સુંનત પછો ૨ ફરઝ પઢવી.

(૨) નમાઝ ઝોહરની સુરજ ઢલ્યા પછી આસરે ૧૨ાા થી ૩ાા વાગા સુધી. એમાં પેહલે ૪ રકઅત સુનત ૪ ફરઝ ૨ સુનત પઢવો.

(૩) નમાઝ અસરની ઝોહરને વખત વીતી ગયા પછીથી તે સુરજ અસ્ત પામવા અગાઉ. ટુકા દીવસોમાં આસરે ૪ વાગા બાદ તથા લાંબા દીવસોમાં ૪ાા વાગા બાદ જેમાં ૪ રકઅત ફરઝ પઢવી. બને તો એની પેહલે ૪ રકઅત સુનત પઢો તો બહુ સારૂં છે.

(૪) નમાઝ મઘરીબની સુરજ અસ્ત પામ્યા પછી તુરત જેમાં ૩ રકઅત ફરઝ ૨ સુંનત પઢવી.

(૫) નમાઝ ઇશાની મગરીબને વખત ગુજરયા પછીથી પહરોઢયુ ફાટવા આગમજ જેમાં ૪ રકઅત ફરઝ ૨ સુનત ૩ વીતર તથા તે પછી ૨ રકઅત નફીલ નમાઝ બેસીને પઢવી.

એ ઉપરાંત મધરાતની તાહજજુદની નમાઝ જે ફરઝ નથી પણ સુનત છે અને પઢવામાં બહુજ સવાબ છે. રાતના સુતા પછી તે પહરોઢયું ફાટવા આગમજ જ્યારે બી આંખ ઉઘડે ત્યારે. એની ૮ રકઅત છે જે બબે કરીને ૪ વખતમાં પુરી કરવી જોઇએ. શરૂઆતમાં ગમે તો બબે રકઅતથી આદત કરો. પણ ઝરૂર પઢતાં રેહવાની કોશેશ કરવી જોઈએ. (એ ઉપરાંત નફીલ નમાઝો જ્યારે અને જેટલી બને તેટલી પઢવામાં બહુ સવાબ છે )

## નમાઝ પઢવાની રીતી

કીબલા તરફ મોંહ કરી ઉભા રહી બેઉ હાથના અંગુઠા કાનના નીચલા ભાગને લગાડી તકબીરે તહરીમા નીચે મુ-જબ પઢે.

અલ્લાહો અકબર ( અલ્લાહ સૌથી મોટો છે.) તે પછી જમનો હાથ ડાબા હાથની ઉપર નાફની નીચે અથવા છાતી ઉપર રાખી સીજદાની જગ્યાએ નજર રાખી નીચે મુજબ સના પઢે.

**સુબહાનકા અલ્લાહુ હુમ્મા વબે હમ્દેકા વતબારક અસમોકા વતઆલા જદદોકા વ લાઇલાહા ધયરોકા.**

( પાક છે તું ઓ અલ્લાહ તથા તારીફ છે તારી તથા ખુબી વંતુ છે નામ તારૂ તથા બુલંદ છે મરતબો તારો તથા નથી કોઈ ખરો પુજ્ય સીવાય તારા. )

પછી કહે **અઉઝો બિલ્લાહે મિનશ શયતાનિર રજીમ.**

( પનાહ માંગુ છું હું અલ્લાહની સાથે ધુતકારેલા શેતાનથી. )

પછી બિસમિલ્લા હિર રહમા નિર રહીમ પઢી સુરે ફાતેહા પઢવું છેલ્લે આમીન કહી બીજો કોઇ સુરો જે યાદ હોય તે બિસમિલ્લાહિર રહમાનિર રહીમ કહી પઢવું તે પછી અલ્લાહો અકબર કહીને રૂકુમાં જવું એટલે વાંકા વલી બેઉ હાથોથી બેઉ ઘુંટણો મજબુત પકડવા અને નઝર પગો તરફ રાખી ઓછામાં ઓછા ત્રણ વાર નીચલી રૂકુની તસબીહ પઢે.

**સુબહાન રબ્બીયલ અઝીમ.**

( પાક છે અમારો પરવરદીગાર મોટી અઝમતવાલો )

પછી **સમી અલ્લાહો લેમન હમીદાહ** કહેતાં ઉભુ થવું ( અલ્લાહ સાંભલે છે જે તેની તારીફ કરે છે )

પછી બેઉ હાથો છુટા કરી ટટાર ઉભો રહે ને કહે.

રબ્બના લકલ હમ્દ.

( ઓ અમારા પરવરદીગાર તારીફ તારેજ માટે છે )

પછી અલ્લાહો અકબર કહેતો સીજદામાં જાય અને ઓછામાં ઓછા ત્રણ વાર નીચલી સીજદાની તસબીહ પઢે

સુબહાન રબ્બીયલ આલા.

( પાક છે અમારો પરવર દીગાર બુલંદ મરતબાવાલો )

પછી અલ્લાહો અકબર કહેતા સીજદમાંથી ઉઠી બેસે એવી રીતે કે જમના પગનું તલ્યુ ઉભુ રાખે ને દાબા પગના તલ્યાને સુવાડી તે પર બેસે અને એ દુઆ પઢે.

અલ્લા હુમ્મ ગફીરલી વર હમની વહદીની વર ફેઅની વજબુરની વરઝુકની.

( ઓ અલ્લાહ મારા ગુનાહ માફ કર તથા મારા પર રહમ કર તથા મને હીદાયત કર તથા મારી બુંલદી કર મારા નુકસાનોની ભરપાઈ કર તથા મને રીઝક આપ )

પછી અલ્લાહો અકબર કહેતાં બીજો સીજદો કરે અને પેહલા સીજદા માફક સીજદાની તસબીહ પઢી અલ્લાહો અકબર કહેતાં ઉભો થાય. એટલે એક રકઅત પુરી થઈ. બીજી રકઅતમાં બિસમિલ્લા હિર રહમાનિર રહીમ પઢી સુરે ફાતેહા તથા બીજો કોઈ સુરો પઢી રૂકુમાં જઈ બે સીજદા કરે પેહલી રઅકત મુજબ. પછી અલ્લાહો અકબર કહેતાં ઉઠી ન જવું પણ ત્યાંજ બેસી રહેવું જેવી રીતે પેહલા સીજદા પછી બેસવામાં આવે છે તેમ ( જેને જાલુસ કહે છે ) તે પછી નીચે મુજબ અત્તહીયાત પઢે.

અત્તહીયાતો લિલ્લાહે વસ્સલવાતો વતતૈયેબાતો અ-

સ્સલામો અલયકા અઇચો હન નબીયો વરહમતુલ્લાહે બ-રકાતોહ. અસ્સલામો અલયના વઅલા ઇબાદિલ્લા હિસ્સા લેહીન. અશહદો અલ્લાએલ્લાહા ઈલ્લ લહ્લાહો. વ અશહદો અન્ન મોહમ્મદન અબ્દોહુ વરસુલોહ.

( સર્વે બંદગી ઝબાનની બદનની તથા પાક માલની અલ્લાહ માટે છે. સલામતી હોજો તમારા પર એ નબી તથા અલ્લાહની રહેમત તથા બરકત. સલામતી હોજો મારા પર તથા અલ્લાહના નેક બંદાઓ પર. હું શાક્ષી આપુ છું કે નથી કોઈ પુજ્ય સીવાય અલ્લાહ અને હું શાક્ષી આપું છું કે મહમદ ( સ ) તેનો બંદો તથા રસુલ છે ) જ્યારે આ છેલ્લો શહાદતનો કલમો પઢો તો શહાદતની આંગલી ઉપાડવી.

તે પછી નમાઝ ૩ યા ૪ રકઅતની હોય તો અલ્લાહો અકબર કહેતાં ઉભા થવું અને બાકીની એક યા બે રકઅત હોય તે ઉપર મુજબ પઢી લેવી. ફરઝ નમાઝ હોય તો ત્રીજી અને ચોથી રકઅતમાં સુરે ફાતેહા પછી બીજો કોઇ સુરો પઢવાની ઝરૂર નથી.

નમાઝ ૨ યા ૩ યા ૪ રકઅતની હોય તેટલી ઉપર મુજબ પઢી અત્તીહીયાત પછી નીચે મુજબ દોરૂદ પઢવું.

અલ્લાહુમ્મા સલ્લેઅલા મોહમ્મદીવ વ અલા આલે મોહમ્મદીન કમા સલ લયતા અલા ઈબ્રાહીમા વ અલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ. અલ્લા હુમ્મા બારેક અલા મોહમ્મદીવ વ અલા આલે મોહમ્મદીન કમા બા રકતા અલા ઈબ્રાહીમા વ અલા આલે ઇબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ.

(એ અલ્લાહ રહેમત મોકલ મહમદ પર તથા મહમદની આલ પર જેવી રહેમત મોકલી તે ઇબ્રાહીમ પર તથા ઇબ્રાહીમની આલ પર. ખચીત તુંજ તારીફ લાયક બુઝરગીવાલો છે.

એ અલ્લાહ બરકત મોકલ મહમદ પર તથા મહમદની આલપર જેવી બરકત મોકલી તે ઇબ્રાહીમ પર તથા ઈબ્રાહીમની આલ પર. બચીત તુંજ તારીફ લાયક બુઝરગીવાલો છે. )

તે પછી કોરાન અથવા હદીસની અથવા જે દુઆ યાદ હોય તે પઢવી. જેમાંની ટુંક દુઆઓ નીચે મુજબ છે.

**અલ્લા હુમ્મ ગફેરલી વલેવાલે દૈયા વલેમન તવાલેદા વલે જમીઇલ મોમેનીના વલ મોમેનાત વલ મુસલેમીના વલ મુસલેમાત બે રહમતેક યા અર રહમર રાહેમીન.**

( એ અલ્લાહ તું માફી બક્ષ મને તથા મારા માબાપ જેઓએ મને જન્મ આપ્યો તેઓ પર રહમ કર તથા તમામ મોઅમીન મરદો તથા ઓરતો તથા મુસલમાન મરદો તથા મુસલમાન ઓરતોને તારી મહેરબાનીથી. એ ઘણી રહેમ કરનારા રહેમાન. )

રબ્બના આતેના ફિદ દુન્યા હસનતંવ વફિલ આખેરતે હસનતંવ વ કેના અઝાબન નાર

( એ અમારા પરવરદેગાર તું અમને દુન્યામાં ભલું આપ તથા આખેરતમા ભલુ આપ અને અમોને આગના અઝાબથી બચાવ. )

પછી જમણી તરફ મોંહ ફેરવે અને કહે.

અસ્સલામો અલયકુમ વ રહેમતુલ્લાહ.

( સલામતી તમારા પર તથા રહમત અલ્લાહની ) પછી ડાબી તરફ મોંહ ફેરવી એજ મુજબ કહે.

---

## વિતરની નીમાઝ.

ઇશાની નમાઝ બાદ વિતરની ત્રણ રકઅત નમાઝ પઢવી વાજીબ છે જેની રીતી ઉપર મુજબજ છે ફરક આખરી રકઅતમાં

એ છે જે સુરે ફાતેહા તથા બીજો સુરો પઢયા બાદ અલ્લાહો અકબર કહી કાને હાથ લગાડી પાછા હાથ બાંધી નીચલી દુઆએ કુનુત પઢે.

**અલ્લાહુમ્મા ઇન્ના નસતઇનોકા વ નસતગફેરોકા વ-નો મેનોબેકા વ ન તવકુલો અલયકા વનુસની અલયકલ્ ખેર વ નશ કોરોકા વ લા નક ફેરોકા વ નખલઓ વ નતરોકો મંય યફ જોરોકા. અલ્લાહુમ્મા ઇય્યાકા નઅબોદો વ લકાનો સલ્લી વ નસજોદો વ ઇલયકા નસઆ વ નહફેદો વ નરજુ રહમતકા વ નખશા અઝાબકા ઇન્ન અઝાબકા બિલ કુફ્ફારે મુલહિક.**

(એ અલ્લાહ અમો તારાથી મદદ માંગીએ છીએ અને તારીજ બખશીશ માંગીએ છીએ અને તારા પર ઇમાન લાવ્યે છીએ અને તારા પર ભરોસો રાખ્યે છીએ અને તારા વખાણ કરચે છીએ અને તારો શુકર કરચે છીએ અને તારો ઈનકાર કરતા નથી અને દુર થઇએ છીએ તથા છોડી દઇએ છીએ તેને જે તારી નાફરમાની કરે. એ અલ્લાહ અમો તારીજ બંદગી કરીએ છીએ અને તારાજ માટે નમાઝ તથા સીજદો કરીએ છીએ અને તારીજ તરફ દોડીએ છીએ. અને સેવામાં હાજર છીએ અને તારી રહેમતના ઉમેદવાર છીએ અને તારા અઝાબથી ડરીએ છીએ. બેશક તારો અઝાબ કાફરોને મલનાર છે )

અગર ઉપલી દુઆ યાદ ન હોય તો નીચલી દુઆ ત્રણ વખત પઢવી.

**રબ્બાના આતેના ફિદ દુન્યા હસનતંવ વફિલ આખે રતે હસનતંવ વકેના અઝાબન નાર.** (એનો તરજુમો ઉપર થઇ ચુકો છે.)

## જુમાની નમાઝ.

જુમાના દીને ગુસલ કરી સારો પોશાક પહેરી ( જો હોય

તો ) ખુશબો લગાડી પછી મસજીદમાં જવું ત્યાં શરૂઆતમા ૪ રક અત સુનત કબલલ જુમા પઢવી તે પછી ખુતબો પઢાયા બાદ જમા અત સાથે ૨ રકઅત જુમાની ફરઝ નમાઝ પઢવી. પછી સુનત ૨ યા ૪ રકઅત બઅદલ જુમા પઢવી. જુમાની નમાઝ વીસે તથા ખુતબો સાંભલવા વીસે સખત તાકીદ છે. જુમાની નમાઝ પઢયા પછી ઝોહરની નમાઝ પઢવાની ઝરૂર નથી. જુમાના દીને અસ-રથી મગરીબ થાય તે દરમ્યાન દોરૂદ શરીફ તથા ઝિકરે ઇલાહી તથા દુઆ વગેરેમાં મશગુલ રેહવું બહુજ સારૂં છે.

## ઈદની નમાઝ.

ઈદુલ ફિતર યા રમઝાન ઇદના દીને ગુસલ કરવું, સારો પોશાક પેહરવો, ખુશબો લગાડી, કાંઈ મીઠી ચીઝ ખાવી, ફીતરો આપવો તથા નીચે મુજબ તકબીર કહેતાં ઈદગાહ જવું તથા જમા અત સાથે બે રકઅત સુંનત નમાઝ પઢવી ને પછી ઈમામ ખુતબો પઢે તે સાંભલવું.

ઇદુલ અઝહા યા બકરી ઇદના દીને બી ઉપર મુજબ પાક સાફ થઇ બુલંદ આવાઝે નીચલી તકબીર પઢતાં ઇદગાહ જવું અને જમાઅત સાથે બે રકઅત સુંનત નમાઝ અદા કરી તે પછી ખુતબો સાંભલવો. એ દીવસે ઈદની નમાઝ પછી કુરબાનીનો ગોશત ખાવું સુંનત છે તે અગાઉ બનતા સુધી કાંઇ ન ખાવું જોઇએ. અરફા એટલે ઇદની એક દીવસ અગાઉ તા. ૯મી ઝીલ-હજની સવારથી તા. ૧૩ મીની અસર સુધી દરેક ફરઝ નમાઝ પછી સલામ ફેરવી બુલંદ અવાઝથી નીચલી તકબીર ૩-૩ વખત પઢવી વાજીબ છે.

## તકબીર.

અલ્લાહો અકબર અલ્લાહો અકબર લા ઇલાહા ઇલ્લ લ્લાહ વલ્લાહો અકબર અલ્લાહો અકબર વલિલ્લાહિલ હમ્દ.

# જાહેર ખબર.

## ઈસલામ અને તેનો રૂહાની ખઝાનો.

આ તે ભાષાણુ છે કે જે આ ઝમાનામાં ઝાહેર થયલા ખુદાતઆલા તરફ મહાન પ્રતીનીધી તરફથી લાહોર ખાતેની મહાન મઝહબી કોનફરેસમાં વાંચી સંભલાવવામાં આવ્યો હતો. કોનફરેંસ તરફથી નીચલા પાંચ સવાલો મુકરર થયા હતા.

(૧) ઈનસાનની સ્વભાવીક, અખલાકી તથા રૂહાની હાલતો.

(૨) મોત પછી ઈનસાનનો શું હાલત હોય છે.

(૩) આ દુન્યામાં ઈનસાનની ઝીંદગીની મુળ મતલબ અને તે કેવી રીતે બર આવે?

(૪) શરીઅત મુજબ અમલ કરવાથી આ ઝીંદગીમાં તથા ઝીંદગી બાદ શું અસર પડે છે?

(૫) ઈલમ તથા મઅરેફતના સાધનો શા છે?

## ખુદાના પ્રતીનીધીએ આપેલા જવાબોનું સાંકળ્યું.

શરૂઆતનો વીવેચન—દરેક મઝહબના હીમાયતીએ પોતાના મઝહબની ખુબીના દાવાની દલીલ તેજ મઝહબી કીતાબના હવાલા સાથે આપવી.

## પેહલો સવાલ. ઈનસાનની સ્વભાવીક અખલાકી તથા રૂહાની હાલતો.

નફસે અમ્મારા—નફસે લવ્વામાહ—નફસે મુતમઈન્નાહ—રૂહ શરીરમાંથી ઉત્પન્ન થઈ છે બાહેરથી નથી આવતી—કોરાને શરીફની તઅલીમ કેવી રીતે ઈનસાનની હાલત સુધારે છે—ઈસલામની હકીકત—સ્વભાવીક તથા અખલાકી હાલતમાં ફરક—ઈસલામના મહાન પેગમ્બર (સ) નું ઝાહેર થવું અને દુન્યાની તે વખતની

હાલત–કોરાને શરીફ બીજી ખુદાઈ કીતાબો કરતાં શ્રેષ્ટ કાંય ? અરબી ભાષા તમામ ભાષાઓની માતા છે–ડુકરનું માંસ શા માટે હરામ કરવામાં આવ્યું ? ઇનસાનની અખલાકી હાલતો–પાક દામની–સલાહસંપ–સભ્યતા–માફ–પરોપકાર–બાહદુરી–સચાઇ–સબર–લોકો માટે હમદરદી–ખુદાની હસ્તીની તલાશ–સુરજ ચંદ્ર વગેરે ખોટા પુજ્ય છે–ખુદાની હસ્તીની ખરી ખાત્રી તેના તરફના કલામોથીજ થઇ શકે–ખુદા હમણા બી વાત કરે છે જેવી રીતે તે આગળ વાત કરતો હતો–કોરાને શરીફજ એક સંપુરણ તઅલીમવાળી કીતાબ છે–ખુદાતઆલાની હસ્તીની પાંચ ઉત્તમ દલીલો–ખુદાતઆલાની સીફતોનો બયાન–ઇનસાનની રૂહાની હાલતો–બેહશતી ઝીંદગી આ દુન્યામાંજ હાંસલ કરવી જોઇએ–ઇનસાનમાં થતો ચમતકારીક ફેરફાર–ખુદાતઆલાના મેલાપની રાહ–સુરે ફાતેહાની તફસીર–ખુદાના આશીરવાદ કોણ પર ઉતરે છે ? બે બેહશત એક અત્રે બીજી આખેરતમાં–સત્યનો ઈનકાર કરનારા દુન્યાદાર ઈનસાનોના પગમાં બેડી–ગળામાં તોક–દીલમાં આગ–ઈસલામી બેહશત–બાગ અને નેહેર–ઈલમ અને અમલ–સત્યનો ઇનકાર કરનારા મગરૂરોનો ફેજ–ખુદાતઆલા સાથે રૂહાની તથા સંપુરણ સંબંધ હાંસલ કરવાની રીતી.

## બીજો સવાલ–મોત પછી ઈનસાનની શું હાલત હોય છે ?

મોત પછીની ત્રણ હાલતો–બરઝખ–મરવા પછી રૂહને મળતો શરીર–ખુદાઈ કલામોમાં મુરદાંથી મુરાદ શું છે ? કયામત–દોઝખની ૭૦ ગજ લાંબી સાંકળની હકીકત–બેહેશતની હકીકત–આવતી જેહાંનમાં અંત વગરના ચહડતા દરજા.

## ત્રીજો સવાલ–આ દુન્યામાં ઈનસાનની ઝીંદગીની મુળ મતલબ અને તે કેવી રીતે બર આવે ?

ઈનસાનની પેદાયશનો મુળ હેતુ ખુદાને ઓળખવું. તેની પરસ્તીશ કરવી. અને તેની મરજીને સદંતર આધીન થઇ જવું–આ ઝીંદગીની મુળ મતલબ બર લાવવાના આઠ સાધનો.

## ચોથો સવાલ—શરીઅત મુજબ અમલ કરવાથી ઝીંદગીમાં તથા ઝીંદગી બાદ શું અસર પડે છે ?

સંપુરણ શરીઅત મુજબ અમલ કરવાથી ઈનસાન સંપુરણ બને છે—સંપુરણ ઈનસાનની સીફ્તો—ખુદાતઆલાના કસમોમાં સમાયલી ઉંડો ફીલસુફી—ખુદાની વહી આસમાની પાણી છે—ઇનસાનની અકલ ઝમીની પાણી છે—ખુદા તરફથી વહી ઈલહામ પામનાર ઝાહેર થાય ત્યારે તે ઝમાનાના લોકો ઉપર થતી અસર.

## પાંચમો સવાલ—ઈલમ તથા ખુદાની મઅરેફતના સાધનો શા છે ?

ઈલમના ત્રણ પ્રકારના દરજજા—ખુદાના પ્યારા બંદાઓને ખુદા તરફના ઈલહામોની નવાઝેશ થાય છે—ખુદાઈ ઇલહામ તે મનમાં આવી પડતો ખ્યાલ નથી—ખુદાતઆલાએ મારા ઉપર એ નવાઝેશ કરી છે કે જેથી હું દુન્યાને એનો પતો બતાવું—ખુદાના પ્યારાઓ ઉપર પડતા સંકટોમાં સમાયલો ભેદ—ખરો ઇલમ તે જે અમલની કસોટીમાં પોતાનો ઝલકાટ દેખાડે—ઈસલામના મહાન પેગમ્બર (સ) ને મલેલા બે કીસમના ઝમાના—એક મુસીબતનો બીજો ફતેહમંદીનો—ઈસાઇ માન્યતાનો રદ—લોકોને ગુનાહોથી બચાવવા આપઘાત કરવામાં કશી દાનેશમંદી નથી—ઇસલામી જેહાદની હકીકત—સારાંને નરસાંથી કોઈ બી ભોગે બચાવવું અવશય છે.

## હરેક ગુજરાતી જાણનારે એ કીતાબ ઝરૂર વાંચી જોવી જોઇએ.

એની બીજી આવૃતી રૂ ૧ાા માં નોચલે ઠેકાણેથી મળશે.

(૧) આહમદયા મુસલીમ એસોસીએશન.
મેમની બીલડીંગમાં—બેલાસીસ રોડ—મુંબઈ

(૨) ધી મેનેજર બુક ડીપો. કાદયાન (પંજાબ)

——:o:——

# THE TEACHINGS OF ISLAM.

## HAZRAT MIRZA GHULAM AHMAD.

**The Promised Massiah and Mahdi, and Founder of the Ahmadiyya Movement, Qadian.**

This book deals with the following five fundamental doctrines of religion from the Muslim point of view :—

(1) The physical, moral and spiritual condition of man. (2) The state of man in the after life. (3) The real object of the existence of man and the means of its attainment. (4) The effect of actions in the present life and the life to come, (5) The sources of Divine knowledge.

### OPINIONS.

*Late Count Tolstoy expressed the following opinion on one of its parts* :—" I approved very much two articles.—How to get rid of 'Sin' and 'Life to come.' The idea is very profound and very true.

*Theosophical Book Notes*:—"The best and most attractive presentation of the faith of Muhammad which we have yet come across."

*The Indian Spectator*:—"An exposition of the teachings of the Koran in a very attractive form .........there is nothing disputatious and nothing which is not drawn direct from the Koran."

*The English Mail*—"A summary of really Islamic ideas."

*The Indian Review* :—" A very entertaining and pleasant reading, lucid, comprehensive and phi-

losophical.........evokes admiration. The book deserves to be in the hands of every Muhammadan student and also in the libraries of those who wish to know something of Muhammadan religion,"

*The Spiritual Journal, Boston*:—'Pure Gospel.'

*The Bristol Times and Mirror* :—"Clearly it is no ordinary person who thus addresses himself to the West."

*The Muslim Review* :—"The reader will meet with many true, profound, original and inspiring ideas which would interest the Muslims and Non-Muslims alike. Strongly commended."

*The Scotsman* :—"Sure of a welcome by students of comparative religion.

**(No English knowing Muslim should be without a copy of this valuable book.)**

**Price 1-4-0 or 1 sh. 8 d. net.**

---

# English Translation of the Holy Quran

With original Arabic Text, English Transliteration and copious explanatory notes and comments most valuable work. In 30 Parts.

**First Part Ready Price Rs. 2 or 4 sh.**

---

of the Promised Messiah, explaining the need and object of the Ahmadiyya Movement, pp. 89 0—8—0

6. Non-Co-operation and Islam, by Hazrat Khalifatul Masih II. ... ... ... 1—2 0

7. Islam and other Faiths, by Hazrat Mirza Bashir ud-Din Mahmud Ahmud, second successor of the Promised Messiah, pp. 42. ... ... 0—6—0

8. The Future of Turkey, by Hazrat Khalifatul-Masih II. ... ... ... ... 0—4—0

9. Islam *versus* Civilization by Hazrat Khalifatul-Masih II. ... ... ... ... 0—2—0

10. The Turkish Peace and the Muslims' Duty, by Hazrat Khalifat-ul-Musih II. ... ... 0—4—0

11. The Message of Peace, a way to bring about peace between Hindus and Muslims, the last writing of the Promised Messiah, pp. 36. 0—2—0

12. The Will of the Promised Messiah, a prophecy of his death and directions for his followers, by the Promised Messiah, pp. 32. ... ... 0—2—0

13. Extracts from the Holy Quran beautifully arranged under important headings. (bound) 1—8—0

14. What the Ahmadiyya Movement has done for the Government by M. Sher Ali, B. A., pp. 20 0—2—0

15. What distinguishes Anmadees from Non-Ahmadees, by M. Sher Ali, B. A. pp. II. 0—2—0

16. The Islamic Mode of Worship (illustrated)... 0—8—0

17. The Imam of the age with a reward of Rr. 10000 0—4—0

18. How to achieve true success. ... ... 0—2—0

